# અનુક્રમણિકા

*




પક્કર કિંમત
રૂા. ૪–૨૦

અર્ધી કિંમત
રૂા ૨–૧૦

પ્રથમ આવૃત્તિ
વીર સંવત ૨૪૯૧
વિક્રમ સંવત ૨૦૨૧
પ્રત– ૧૦૦૦ એક હજાર

મુદ્રક :: મુદ્રણસ્થાન :
જયંતીલાલ દેવચંદ મહેતા
જયભારત પ્રેસ,
શાકમાર્કેટ પાસે : રાજકોટ.

મહાનુભાવો

નીચેના ધર્મકરણી કરવામાં ઉપયોગી ધાર્મિક પુસ્તકો અને ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપવામાં આવે છે તો જેઓને જરૂરત હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મેળવી લેવા અગર પોસ્ટથી મંગાવી લેવા **(પોસ્ટેજ ખર્ચ અલગ થશે )**

| વિગત | પડતર કિંમત | અર્ધી કિંમત |
|---|---|---|
| શ્રી જૈન તત્ત્વપ્રકાશ | ૬-૦૦ | ૩-૦૦ |
| સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન | ૪-૦૦ | ૨-૦૦ |
| મહામંત્ર આરાધના, શ્રુતજ્ઞાન-પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ | ૪-૦૦ | ૨-૦૦ |
| શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા | ૪-૦૦ | ૨-૦૦ |
| શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર | ૪-૨૦ | ૨-૧૦ |
| શ્રી આચારાંગ સૂત્રમ્ | ૩-૭૫ | ૧-૮૭ |
| શ્રી જૈન જ્ઞાનસાગર | ૩-૫૦ | ૧-૭૫ |
| શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ | ૩-૦૦ | ૧-૫૦ |
| શ્રી દડકાવ બોધ ગ્રંથ | ૩-૦૦ | ૧-૫૦ |
| અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવનચરિત્ર-ગુજરાતી અથવા હિન્દી | ૨-૫૦ | ૧-૨૫ |
| શ્રી સિદ્ધિના સોપાન | ૧-૫૦ | ૦-૭૫ |
| શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર | ૦-૫૦ | ૦-૨૫ |
| ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ | ૦-૫૦ | ૦-૨૫ |
| શ્રી પ્રતિક્રમણ સૂત્ર | ૦-૪૨ | ૦-૨૧ |
| શ્રી સામાયિક સૂત્ર | ૦-૧૦ | ૦-૦૫ |
| ગુચ્છા ઉનના | ૪-૨૫ | ૨-૧૨ |
| કટાસણું ઉનનુ | ૪-૨૫ | ૨-૧૨ |
| માળા (નવકારવાળી) સુખડની | ૧-૦૦ | ૦-૫૦ |
| પુસ્તકો મુકવા માટે લાકડાના સાપડા | ૧-૦૦ | ૦-૫૦ |

. સ્થળ .
દિવાન પરા શેરી નં ૬
રાજકોટ.

શ્રી શામજી વેલજી વીરાણી અને
શ્રી કડવીબાઇ વીરાણી સ્મારક ટ્રસ્ટ.

સ્વર્ગસ્થોની તિથિઓ,

પૂ. પિતાશ્રી,

**શ્રી શામજી વેલજી વીરાણી**

[ સં. ૨૦૦૨ મહા વદ ૧૨, તા. ૨૮-૨-૪૬ ]



પૂ. માતુશ્રી,

**શ્રી કડવીબાઈ વીરાણી**

[ સં. ૨૦૧૦ ભાદરવા શુદ ૧૪, તા. ૧૧-૯-૫૪ ]



બા. બ્ર. વિનોદમુનિશ્રી,

[ સં. ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨ તા. ૭-૮-૫૭ ]



ઉપરોક્ત તિથિઓએ

કુટુંબીજનો તથા સ્નેહીઓ

પોતાના આત્માની ઉન્નતિને માટે મહાત્માઓના જીવનમાંથી અનુકરણીય વ્રત-નિયમ જેવાં કે સામાયિક પ્રતિક્રમણ સંવર, ચોવિહાર, ઉપવાસ, એકાસણું આયંબિલ, ઉણોદરી આદિ તપ પોતાના ભાવ પ્રમાણે કરી તેઓની વાસ્તવિક જીવન-સ્મૃતિ પોતાના જીવનમાં ઉતારે. એવી નમ્ર વિનંતી.

'આપણી જાગૃતિ એ જ એમની સ્મૃતિ બને"

આત્મબંધુ










# સ્મરણાંજલિ



ૐ

"असंखयं जीविय मा पमायए"

પોતાના હૃદયની ચિરંતન પ્રકાશતી

ધર્મ જ્ઞાન-જ્યોતે

અમારા જીવનમાં પણ ધર્મના તેજ પાથરનાર





સ્વ. પૂ. પિતાશ્રી

**શામજી વેલજી વીરાણી**

તેમજ

સ્વ. પૂ. માતુશ્રી

**કડવીબાઈ વીરાણી**

અને







જન્મથીજ ધર્મના રંગે રંગાએલા

સ્વ. બા. બ્ર. **વિનોદ મુનિશ્રી** ને





# શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર

# સમર્પણ

લિ. દુલભજી શામજી વીરાણી

ના વંદન



# નિવેદન

"असंखयं जीविय मा पमायए"

સ્વર્ગસ્થ બા બ્ર. વિનોદમુનિજી આગમોક્ત જિનવાણીના પરમ ભક્ત હતા જિનાગમવચનો પર એમની અગાધ શ્રદ્ધા હતી અને 'असंखयं जीविय मा पमायए' (જીવન તૂટ્યું સધાતું નથી માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઇએ) આ તેમનું ધ્યેય હતું.

વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય એની એમના હૃદયમા ઘણી જ ધગશ હતી. વીતરાગનાં વચનોનુ શ્રદ્ધાન્ કરીને એમણે ભાગવતી દીક્ષા અંગીકાર કરી. એમની દીક્ષા સસ્કાર વિધિમાં અમે નિમિત્ત ન થઈ શકયા, એ અમારી કમનસીબી છે વીતરાગ વાણીના પ્રચારની એમની જે ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તે સદ્ભાવનાની પૂર્તિરૂપે વીતરાગવાણીમાંથી જે ઉત્તમ જ્ઞાન કે જે નિત્ય શ્રાવક-જીવનમાં ઉપયોગી થઈ શકે તેવા સાહિત્યનુ પ્રકાશન કરીને અમુક અશે એ દુખને હળવું કરવા અમારા ચિત્તને શાન્ત્વન આપવાનો સ્વલ્પ પ્રયત્ન કરી આ ગ્રંથ સ્વર્ગસ્થ બા બ્ર શ્રી વિનોદમુનિજીને શ્રદ્ધાંજલિરૂપે અર્પણ કરીએ છીએ.

સ્વર્ગસ્થ મુનિશ્રી નિર્વાણ પામ્યા પછી તેમના સ્વર્ગારોહણનુ જે નિમિત્ત સરજાયુ, તેનુ વર્ણન તથા તેમના આદર્શ જીવનનો વૃતાંત સક્ષિપ્તમાં આ ગ્રથમા આપેલ છે તેમ જ તેમના અનુપમ જીવનને આવરી લેતો ગ્રથ ગુજરાતી તથા હિન્દી ભાષામા જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશન થએલ છે "શ્રી સૂત્ર કૃતાગ સૂત્ર" નામનો

ગ્રંથ અમો શ્રી જૈન ધર્મપ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ જેમાં શબ્દાર્થ તથા ભાવાર્થ સરળ રીતે છાપેલ છે

પૂ શ્રી ઠાકરસીભાઇ કરસનજી શાહે શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર તૈયાર કરી આપ્યુ અને અમોને છાપવાની મંજુરી આપી છે તે બદલ તેઓશ્રીનો આભાર માનીએ છીએ

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઇ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચાર વધે એ કારણને અંગે અને અમારા સ્વ. પૂ પિતાશ્રીની જે ખરા અંતઃકરણની ધગશ અને આકાંક્ષા હતી તેમ જ તેઓશ્રીની સૂચના હતી તે પ્રમાણે આજે આ ગ્રંથ ' શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર " તેમ જ, શ્રી આચારાંગ સૂત્રમ્ પ્રથમ સ્કંધ, શ્રી જૈન તત્વ પ્રકાશ, શ્રી સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન, મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ, શ્રી જૈન જ્ઞાનસાગર, શ્રી બૃહદ જૈન થોક સંગ્રહ શ્રી કડકાવ બોધ ગ્રંથ, શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાય માળા અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (ગુજરાતી) તથા (હિન્દી), શ્રી સિદ્ધિનાં સોપાન, શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર, ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ, શ્રી પ્રતિક્રમણ સૂત્ર, શ્રી સામાયિક સૂત્ર જેવાં ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપીને તેઓશ્રીની ઇચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે તે સાથે આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ જૈનધર્મપ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાના અમને પ્રાપ્ત થયેલા શુભ અવસર બદલ અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ.

લિ આત્મબંધુ

દુર્લભજી શામજી વીરાણી

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



શ્રી શામજી વેલજી વીરાણી

# પ્રસ્તાવના

ભગવાન જિનેશ્વરદેવ પ્રરૂપિત જૈનાગમ સૂત્ર સાગરમાં બીજું અંગસૂત્ર શ્રી સૂત્રકૃતાંગ ( સૂયગડાંગ ) સૂત્રનું પણ ઉચ્ચ સ્થાન છે. દર્શનશાસ્ત્રના વિકાસમાં તેનો મહત્ત્વપૂર્ણ ફાળો છે. તેમાં વસ્તુતત્ત્વનું નિરૂપણ ઘણી સુંદર રીતે કરવામાં આવ્યું છે. મુમુક્ષુજીવ માટે આ આગમ પરમ ઉપયોગી છે.

આ આગમમાં બે શ્રુતસ્કન્ધ છે. પહેલામાં ૧૬ અને બીજા શ્રુતસ્કન્ધમાં ૭ અધ્યયનો છે. તેમાં મુખ્યત્વે ભગવાન મહાવીરના સમયમાં પ્રચલિત ૩૬૩ મતવાદીઓની ચર્ચા, અજ્ઞાનથી બંધાયેલા કર્મોનો નાશ કરવાનો ઉપાય, ભિક્ષુ જીવનમાં પડતા પરિસહો, સાધુએ કઈ કઈ બાબતોથી અલગ રહેવું, સમાધિનું વર્ણન, સાધુ માટે શું કર્તવ્ય-શું અકર્તવ્ય, મોક્ષમાર્ગ, જ્ઞાનની પ્રાપ્તિ કેમ થાય અને સાચા સાધુ કેવા હોય વિ. બાબતોનું સચોટ નિરૂપણ હોઈ સાધક આત્માને આનું પઠન પાઠન અને મનન પણ માર્ગદર્શક અને મોક્ષમાર્ગમાં આલંબન થઈ શકે તેવું છે.

એવા આ જ્ઞાનના મહાસાગર સૂત્રના મૂળપાઠ-શબ્દાર્થ અને ભાવાર્થ સાથે તૈયાર કરવાની અને સમાજને ઉપયોગી થવાની મારા જેવા સંસ્કૃત-પ્રાકૃત વ્યાકરણના બિન અભ્યાસી-અલ્પજ્ઞને ઈચ્છા અને ભાવના થઈ અને તે કાર્યરૂપમાં પરિણમી, તેમાં હું કોઈ અદૃશ્ય શક્તિના અનંત સામર્થ્યની પ્રેરણા જ કામ કરી રહી હોય એમ માનું છું નિહાળું છું.

આ પૂર્વે મારા હાથે આચારાંગસૂત્ર ગુજરાતી ભાષાંતરમાં તૈયાર થયેલ એના અગાઉથી જ ઘણુ કદર ગ્રાહકો થયા તે જ સમાજની જ્ઞાન જિજ્ઞાસા અને આગમપ્રેમની સાક્ષી આપે છે. તે સૂત્ર રાજકોટના શ્રી દુર્લભજીભાઈ વીરાણીને બતાવતાં તેઓએ ઘર પૂરક અને બીજાં સૂત્રોનું ભાષાંતર કરવા ઉત્સાહિત કર્યો અને કહ્યું જે સમાજને ઉપયોગી થાય તે રીતે સંક્ષેપમાં જો બત્રીસે સૂત્રોનું ભાષાંતર કરી આપશો તો હું તે છપાવવાની ઈચ્છા રાખું છું. આથી મારો ઉત્સાહ દ્વિગુણિત થયો અને આ સાહસ કરેલ છે.

સમાજને ઉપયોગી થવા આ મારો પ્રયાસ એકાંત નિર્જરા હેતુનો છે.

ચતુર્વિધ સંઘ આ આગમના વાંચનથી અનંતકાળે પ્રાપ્ત થયેલ દુર્લભ મનુષ્યપણું સાર્થક કરી અને તેના થકી દુર્લભ એવા સમ્યગ્દર્શનની પ્રાપ્તિપૂર્વક સંયમ ચારિત્રની આરાધના કરી અનંત સુખ અને શાંતિને વરો એવી પ્રભુ પ્રાર્થના

થાનગઢ

સંઘ સેવક
કાકરસી કરસનજી શાહ

## આગામી ભવિષ્યના ભવના આયુષ્ય બાંધવાના કારણો

આયુષ્યના ચાર પ્રકાર દેવઆયુષ્ય, મનુષ્યઆયુષ્ય, તિર્યંચઆયુષ્ય નરક આયુષ્ય જીવો ગત ભવમાંથી આયુષ્યના બંધ સાથે પ્રારબ્ધ બાંધીને નવો જન્મ ધારણ કરે છે શુભાશુભ પ્રારબ્ધ પ્રમાણે વર્તમાન ભવમાં સુખ દુઃખ, પ્રતિકૂળતા, અનુકૂળતા, ધનસંપતિ, સ્વજનો વગેરે પ્રાપ્ત થાય છે. ભવિષ્યનુ પ્રારબ્ધ કેવું બાંધવું તે સન્ની પંચેન્દ્રિય જીવની સ્વતંત્રતા છે. વર્તમાન ભવમાં શુભ કર્તવ્યથી શુદ્ધ વિચારોથી શુભગતિ અને સુખના સાધનો પ્રાપ્ત થાય છે અશુભ કર્તવ્યથી અશુભ વિચારોથી અશુભ ગતિ અને દુઃખના સાધનો પ્રાપ્ત થાય છે

## દેવનું આયુષ્ય બાંધવાના કારણો

અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્યના પાલનથી, અપરિગ્રહથી દાન દેવાથી, તપસ્યા કરવાથી, અકામનિર્જરાથી શીત, તાપ, ક્ષુધા, તૃષાના કષ્ટો સમભાવે સહન કરવાથી, શુભ કાર્ય અને શુભ અધ્યવસાયોથી દેવપણું પામે

## મનુષ્ય આયુષ્ય બાંધવાના કારણો

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, દાન દેવું વગેરે શુભ કર્તવ્યથી, વિનય કરવાથી સરળતાથી (માયાકપટ મૃષાવાદ રહિત ભાવથી) શુભ અધ્યવસાયોથી મનુષ્યપણાને પામે

## તિર્યંચ આયુષ્ય બાંધવાના કારણો

જીવોની હિંસા કરવાથી, જુઠુ બોલવાથી, ચોરી કરવાથી, પરસ્ત્રી સેવનથી, તીવ્ર ક્રોધ કરવાથી, અભિમાનથી, માયા કપટથી, લોકોને છેતરવાથી, ઝેરવેર કરવાથી, અશુભ અધ્યવસાયોથી, જીવ મૃત્યુ પછીના ભવમાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, કીડા, પોરા, કુંથવા, કીડી, મકોડા, વીંછી, પતંગીયા, ભમરા, કુતરા, બીલાડા, વાઘ, સિંહ, મોર, પારેવા, ગાય, ભેંશ આદિ પશુ પંખી જલચર, સ્થળચર, ઉરપર, ભુજપર, ખેચર આદિ તિર્યંચગતિમાં ઉત્પન્ન થાય છે

## નરક આયુષ્ય બાંધવાના કારણો

પચેન્દ્રિય જીવોની હિંસા કરવાથી, દારૂ માંસના ખોરાક ખાવાથી, મહા આરંભના કાર્યથી, અતિપરિગ્રહ સંચય કરવાના મમત્વથી, પરસ્ત્રી સેવનથી, અતિતીવ્રક્રોધ, માન, માયા અને લોભ (અનંતાનુબંધીના કષાયો)થી જીવો મૃત્યુ પછીના ભવે નરકગતિમાં નારકી પણે ઉત્પન્ન થાય છે જ્યાં અસીમ દુઃખો ભોગવવાં પડે છે જાણી આત્માર્થી જીવોએ અશુભ કાર્યોથી દૂર રહેવું.

" आचार्य देवो भव "

મારા પરમ ઉપકારી, ધર્મહેતુભૂત

પરમ પૂજ્ય શાસન ભૂષણુ

મહારાજશ્રી ૧૦૦૮ બાલબ્રહ્મચારી પંડિતરત્ન,

મહા પ્રભાવશાળી પ્રખર તત્ત્વજ્ઞાની ઓજસ્વી

મહાન આત્મા,

## મુનિશ્રી પ્રાણુલાલજી સ્વામીને

મારા અંતઃકરણુના શુદ્ધ ભાવથી

કોટિ કોટિ વંદન હોજો.

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

ગુણાનુરાગી,

દુર્લભજી શામજી વીરાણી.

# બા. બ્ર શ્રી વિનોદમુનિનું સાક્ષસ જીવન ચારત્ર

*

આ પુસ્તક બા. બ્ર શ્રી વિનોદમુનિના સ્મરણાર્થે પ્રગટ કરવામાં આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના પુસ્તકમાંથી અહીં સંક્ષિપ્તમા તેઓશ્રીનુ જીવન વૃતાત છાપવામાં આવેલ છે અને તેમને આ ગ્રંથ અર્પણ કરવામાં આવે છે

આ પરમ વૈરાગી પુરુષનો જન્મ, વિક્રમ સવત ૧૯૯૨ માં પોર્ટસુદાન ( આફ્રિકા ) માં કે જ્યાં વીરાણી કુટુંબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે, ત્યાં થયો હતો.

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનુ નામ શેઠશ્રી દુર્લભજી શામજી વીરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનું નામ બેન મણિબેન વીરાણી, બન્નેનું અસલ વતન રાજકોટ ( સૌરાષ્ટ્ર ) છે બેન મણિબેન ધાર્મિક ક્રિયામાં પહેલેથી જ રુચિવાળા હતા, પરંતુ શ્રી વિનોદકુમાર ગર્ભમા આવ્યા પછી વધારે દઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા

પૂર્વ ભવના સંસ્કારથી શ્રી વિનોદકુમારનુ લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગભાવ તરફ વધારે હોવા છતા તેઓશ્રીએ નોન-મેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યાવહારિક કેળવણી લીધેલી અને વ્યાપારની પેઢીમાં કુશળતા બતાવેલી

તેઓશ્રીએ યુનાઈટેડ કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, જર્મની, સ્વિત્ઝર્લેન્ડ, તેમ જ ઇટાલી, ઇજીપ્ત વગેરે દેશોમા પ્રવાસ કરેલ સા ૨૦૦૯ ના વૈશાખ માસ, સને ૧૯૫૩ માં લંડનમાં રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસગે તેઓશ્રી લંડન ગયા હતા. કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ, પરદેશ ફરવા છતા પણ તેમણે કોઈ વખતે પણ કદમૂળનો આહાર વાપરેલ નહીં

ઉગતી આવતી યુવાનીમા તેઓશ્રીએ દુનીઆના રમણીય સ્થળો જેવા કે કાશ્મીર, ઇજીપ્ત અને યુરોપના સુદર સ્થળોની

મુલાકાત લીધી હોવા છતાંએ તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનું આકર્ષણ થયુ નહીં એ એના પૂર્વભવના ધાર્મિક સંસ્કારનો રંગ હતો અને એ રંગે જ તેમને તે બધુ ન ગમ્યુ અને તુરત વતન પાછા ફર્યા અને સાધુ-સાધ્વીજીનાં દર્શન કરવા ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમાં જ મન લાગ્યુ હુંડા અવસર્પિણીના પાંચમા આરાનું વિચિત્ર વાતાવરણ જોઈ તેમને કંઈક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગ ભાવમાં સ્થિર રહેતા દેશ પરદેશમા પણ સામાયિક, પ્રતિક્રમણ, ચોવિહાર આદિ પચ્ચક્ખાણ તેઓ ચૂકતા નહીં લગભગ ૧૦ વર્ષથી ગાદીની સેવાનો ત્યાગ કરી તેઓ સૂવા માટે માત્ર એક ચેતરંજી, એક ઓશીકું અને ઓઢવા માટે એક ચાદર ફક્ત વાપરતા અને પલંગ ઉપર નહીં પણ ભૂમિ પર જ શયન કરતા અને પહેરવા માટે એક ખાદીનો લેંઘો અને ઝભ્ભો વાપરતા. કોઈ વખતે કબજો પહેરતાં બહુ ઠંડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતા અને મુહપત્તિ, પાથરણું, રજોહરણ અને બે ચાર ધાર્મિક પુસ્તકની ઝોળી સાથે રાખતા સંડાસમાં નહીં પણ જંગલમાં એકાંત જગ્યામાં વધુ લાગે શરીરની અશુચિ દૂર કરવા જતા હાલતા, ચાલતાં, સંડાસ અને પેશાબ સંબંધીમા જીવદયાની બરાબર જતના કરતા.

દેશમાં કે પરદેશમા જ્યારે તેમને કોઈની સાથે મળવાનું થતુ ત્યારે તેમની સાથે અહિંસામય જૈન ધર્મનું સ્વરૂપ પ્રગટ કર્યા વગર રહેતા નહીં.

દીક્ષાથી ઓને જલદી દીક્ષા લેવાની પ્રેરણા કરતા અને એમ જ કહેતા કે જીવનનો કોઇ ભરોસો નથી "સમયં ગોયમ મા પમાયએ" આયુષ્ય તૂટતાં વાર લાગતી નથી, જીવન તૂટયુ સંધાતુ નથી માટે ધર્મકરણીમાં સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઈએ

ગોંડલ સંપ્રદાયના વયોવૃદ્ધ પૂ મુનિવરો અને પૂ મહાસતીજી ઓનો તથા લીંબડી સંપ્રદાયના પૂ આચાર્યશ્રી ગુલાબચંદ્રજી મહારાજ

અને દરિયાપુરી સંપ્રદાયના ભાયચંદજી મહારાજ, શ્રમણ સંઘના મુખ્ય આચાર્યશ્રી આત્મારામજી મહારાજ વગેરે અનેક સાધુ સાધ્વીઓના ઉપદેશનો તેમણે લાભ લીધેલ મુંબઇમા સા. ૨૦૧૧ની સાલમાં શ્રી ધર્મસિંહજી સપ્રદાયના શ્રી લાલચંદજી મહારાજનો પરિચય થયો. લાલચંદજી મહારાજ પોતે, સંસારપક્ષના ત્રણ પુત્રો અને બે પુત્રીઓ એમ કુલ ૬ બલકે આખા કુટુંબે સંયમ અંગીકાર કરેલ, તે જાણી તેમને અદ્દભુત ત્યાગ ભાવના પ્રગટ થઇ કે જે કદી ક્ષય પામી નહી.

આ પહેલા તેઓ જ્યારે માતા-પિતાની સાથે પૂજ્ય આચાર્ય શ્રી માણેકચંદજી મહારાજનાં દર્શને બોટાદ ગયેલા ત્યારે તેમના ઉપદેશની જે અસર થઈ તે પણ મુખ્ય અસર પહેલી હતી અને બીજી અસર પૂજ્ય શ્રી લાલચંદજી મહારાજના સહકુટુંબની દીક્ષા એ હતી આ બેઉ પ્રસંગોએ પૂર્વભવની બાકી રહેલી આરાધનાને પૂરી કરવાના નિમિત્તરૂપ હોઇને વખતો વખત તેઓ માતા-પિતા પાસે દીક્ષાની આજ્ઞા માગતા હતા અને તેનો જવાબ તેમના પિતાશ્રી તરફથી એક જ હતો જે 'હજુ વાર છે. સમય પાકવા દીઓ. જ્ઞાન અભ્યાસ વધારો '

સાં ૨૦૧૨ના અષાડ શુદી ૧૫થી શ્રી વિનોદકુમારે આચાર્યશ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબ પાસે વેરાવળ ચાતુર્માસ દરમ્યાન ખાસ નિયમીત રીતે દીક્ષાની તૈયારી કરવા માટે તેમની પાસે જ્ઞાનાભ્યાસ કર્યો તેની સાથે શ્રી પુરુષોત્તમજી મહારાજના સસાર પક્ષના કુટુબીક, દીક્ષાના ભાવિક શ્રી જસરાજભાઈ પણ જ્ઞાનાભ્યાસ કરતા હતા તેઓએ ત્યાં એવો નિર્ણય કરેલો કે શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે આપણે બનેએ દીક્ષા લેવી પહેલા વિનોદકુમારે અને પછી શ્રી જસરાજભાઇએ દીક્ષા લેવી શ્રી જસરાજભાઇની દીક્ષા તિથિ પૂ પુરુષોત્તમજી મહારાજ સાહેબે સા ૨૦૧૩ના જેઠ શુદ ૫ને સોમવારે માંગરોલ મુકામે નક્કી કરી શ્રી જસરાજભાઇ, વિનાદકુમારને રાજકોટ મળ્યા શ્રી વિનોદકુમારે

શ્રી જયરાજભાઇની યથાયોગ્ય સેવા બજાવી, માંભરોલ રવાના કર્યા અને પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની એકને એક વાણી સાંભળીને તેમના મનમાં આઘાત થયો અને દીક્ષા લેવા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢયો

પૂજ્ય શ્રી લાલચંદજી મહારાજ અને તેમના શિષ્યોનો પરિચય મુંબઇમાં થયેલ હતો અને ત્યારબાદ કોઇ કોઇ વખત પત્ર વહેવાર પણ થતો હતો. છેલ્લા પત્રથી તેમણે જણાવેલ હતુ જે પૂ શ્રી લાલચંદજી મહારાજ, ખીચન, પૂ આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે ગયા છે પોતાને પિતાશ્રીની આજ્ઞા (દીક્ષા માટે) મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે આજ્ઞા વિના કોઇ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહિ અને સ્વયમેવ દીક્ષા સૌરાષ્ટ્રમાં લઇને આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામાં ઘણા વિઘ્ન થશે, એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમાં ચાલ્યા જવાનું નક્કી કર્યું"

તા ૨૪-૫-૫૭ ના ૨૦૧૩ના વૈશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાંજના માતુશ્રી સાથે છેલ્લું જમણ કર્યું ભોજન કરી, માતુશ્રી સામાયિકમાં બેસી ગયા. તે વખતે કોઇને જાણ કર્યા વગર દીક્ષાનાં વિઘ્નોમાંથી બચવા માટે ઘર, કુટુંબ, સૌરાષ્ટ્ર ભૂમિ અને ગોંડલ સંપ્રદાયનો ત્યાગ કરી તેઓ ખીચન તરફ રવાના થયા.

શ્રી વિનોદમુનિના નિવેદન પરથી માલુમ પડયુ કે તા ૨૪-૫-૫૭ના રોજ રાત્રે આઠ વાગ્યે ઘેરથી નીકળી રાજકોટ જંકશને જોધપુરની ટિકિટ લીધી. તા ૨૫-૫-૫૭ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોંચ્યા ત્યાં અઢી કલાક ગાડી પડી રહે છે, તે દરમ્યાન બાથમાં જઇને લોચ કરવા માટેના વાળ રાખીને બાકીના કઢાવી નાખ્યા અને ગાડીમાં બેસી ગયા, મારવાડ જંકશન તથા જોધપુર જંકશન થઇને તા ૨૬-૫-૫૭ની સવારે ૭ા વાગ્યે ફલોદી પહોંચ્યા ત્યાંથી પગે

સ્વ ધર્માનુરાગી પૂજ્ય



માતુશ્રી શ્રી કડવીબાઇ વીરાણી

ચાલીને ખીચન ઉપાશ્રયમાં પહોંચ્યા અને ઉપાશ્રયમાં બિરાજતા મુનિવરોનાં દર્શન કર્યા. વંદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી, બહાર નીકળ્યા અને પોતાનાં સામાયિકનાં કપડાં પહેર્યાં અને પછી પૂજ્ય શ્રી સંતોની સન્મુખ સામાયિક કરવા બેઠા, તેમાં "જાવ નિયમ પજ્જુ-વાસામિ દુવિહં તિવિહેણં" ના બદલે "જાવ જીવ પજ્જુવાસામિ તિવિહ તિવિહેણું" બોલ્યા. તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યુ અને તેઓશ્રીએ પૂછ્યું કે "વિનોદકુમાર! તમે આ શું કરો છો, તેનો જવાબ આપવાને બદલે "અપ્પાણું વોસિરામિ" બોલી પાઠ પુરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડી બોલ્યા કે "સાહેબ! એતો બની ચૂકયું અને મેં સ્વયમેવ દીક્ષા લઇ લીધી, તે બરાબર જ છે અને તેમાં કાંઈ ફેરફાર થઇ શકે તેમ નથી. આ સિવાય આપશ્રીની બીજી કોઇ પણ પ્રકારની આજ્ઞાં હોય તો ફરમાવો.

તે જ દિવસે બપોરના મુનિશ્રી સમર્થલાલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે "તમે એક સારા ખાનદાન કુટુંબના વ્યક્તિ છો તમારી આ દીક્ષા અંગીકાર કરવાની રીત બરાબર નથી, કારણ કે તમારા માતા–પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સંમતિ છે કે રજોહરણની ડાંડી ઉપરથી કપડું કાઢી નાખો જેથી તમો શ્રાવક ગણાવ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઇ શકો, એમ ત્રણવાર પુજ્ય "મહારાજશ્રીએ સમજાવેલા પરતુ તેમણે ત્રણેય વખત એક જ ઉત્તર આપેલો કે "જે થયુ તે થયુ હવે મારે આગળ શું કરવું તે ફરમાવો."

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મહામુનિના પ્રશ્નના જવાબ પછી ખીચનનો ચતુર્વિધ સઘ વિચારમા પડી ગયો અને મુનિશ્રીઓ પર સસારીઓનો કોઈપણ પ્રકારનો નિષ્કારણ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામા આવ્યું કે "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની જરૂર છે"

ત્યારે થી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રી સંઘ સમક્ષ પ્રગટ કર્યું તેનો સાર નીચે મુજબ છે :–

નારા માતા-પિતા મોહને વશ થઈને દીક્ષાની આજ્ઞા આપે તેમ ન હતુ અને "અસંખયં જીવિય મા પમાયએ" ને આધારે એક ક્ષણ પણ દીક્ષાથી વંચિત રહી શકું તેમ નથી, એમ મને લાગ્યુ શ્રી લાલચંદજી મહારાજ સાહેબ-વગેરેએ મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનું કહેલ પરંતુ મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો, તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવજ્યાનો પાઠ ભણીને, મારા આત્માના કલ્યાણ માટે દીક્ષા અંગીકાર કરી છે સમાજને એવો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક જુસ્સાથી અગર ગેરસમજથી થઈ છે તેથી તથા સમાજમાં જૈનશાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃતાંત પ્રગટ કરવો ઉચિત છે

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯મા અધ્યયન પરથી મને લાગ્યું કે મનુષ્ય-જીવનનું ખરુ કર્તવ્ય મોક્ષફળ આપનારી દીક્ષા જ છે

છેવટ સુધી મે મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણ પહેલાંની જેમ વાત ઉડાવી દીધી અને અનંત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હું તેમને કઠક ભાષામાં પણ કહી શક્તો નહીં અને બીજી બાજુથી મને થયુ કે આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉત્તમ કાર્ય માટે મારે જરાપણ પ્રમાદ કરવો ઉચિત નથી તેથી મે વિચારીને આ પગલુ ભર્યું છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સંઘ મારા આ કાર્યને અનુમોદશે જ તથાસ્તુ"

રાજકોટમાં શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી એટલે તપાસ થવા માંડી ગામમાં ક્યાય પત્તો ન લાગ્યો. એટલે બહારગામ તારો કર્યાં ક્યાયથી પણ

સંતોષકારક સમાચાર સાંપડયા નહીં અર્થાત્ પત્તો મળ્યો જ નહીં આમ વિમાસણના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાંની એક વાતની યાદી આવી તે એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માગેલી કે "બાપુજી! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ ખીચન (રાજસ્થાન) જાઉં કારણ કે ખીચનમા પૂ ગુરુમહારાજ શ્રી સમર્થમલજી મુનિ કે જેઓ સિદ્ધાંત વિશારદ છે અને અનેકાંતવાદના પૂરા જાણકાર છે, તેઓ ત્યા બિરાજમાન છે કે જેઓશ્રી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માટે પૂ. શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ જવાના છે તો મારી ઇચ્છા પણ ત્યા તેમની પાસે જવાની છે

આ વાતચીતનુ સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ પં પૂર્ણચંદ્રજી દકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિંતા વ્યક્ત કરી પંડિતજીનુ પણ આ વાતને સમર્થન મળ્યું તેઓશ્રીએ જણાવ્યુ કે "થોડા સમય પૂર્વે શ્રી વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યુ હતુ કે, ખીચનમા કેવા પ્રકારની સગવડ છે?" આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો બન્નેનો આ પ્રમાણે એકમત થતા પિતાશ્રીએ ખીચન તાર કરવા સૂચના કરી. તા. ૨૬-૫-૫૭ ના રોજ પૃથ્વીરાજજી માલુ ખીચન (રાજસ્થાન) ઉપર, તાર કર્યો

તા ૨૮-૫-૫૭ ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઇએ ખીચનમા સ્વયમેવ દીક્ષા ગ્રહણ કરી છે એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુર શ્રી એમ પી સાહેબ, શ્રી કેશવલાલભાઇ પારેખ અને પંડિતજી પૂર્ણચંદ્રજી દક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે ખીચન મોકલ્યા તા ૨૮-૫-૫૭ ના રોજ રવાના થઇ તા ૩૦-૫-૫૭ ના રોજ સવારે ફલોદી સ્ટેશને પહોચ્યા બેલગાડીમા તેઓ ખીચન ગયા કે જ્યા સ્થિવર મુનિશ્રી શીરોમલજી મહારાજ તથા પૂજ્ય પંડિત રત્ન, શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વીજી મહારાજ શ્રી લાલચંદજી મહારાજ આદિ

ઠાણા ૪ બિરાજતા હતા કુલ સાધુ-સાધ્વીની સંખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી

પૂછપરછના જવાબમાં શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યું કે "મેં તો દીક્ષા અંગીકાર કરી લીધી છે, તેમાં કાંઈ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીરાણી કુટુંબના હિતેષી છો અને જો સાચા હિતેષી હો તો મારા પૂ બા અને બાપુજીને સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અંદર અપાવી દીઓ, એટલું જ નહીં પણ "સવિ જીવ કરું શાસન રસી" ની ભાવનામાં અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામાં આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે, મારી દીક્ષા, તેઓની દીક્ષાનું નિમિત્ત બને અને મારા માતા-પિતા સદ્દગતિને સાધે. અર્થાત મારી સાથે દીક્ષા લીએ.

આવા દૃઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી 'વિનોદકુમાર'ને પાછા લઈ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા. ૩૧-૫-૫૭ની રાત્રિના રવાના થઈ તા ૨-૬-૫૭ ના સવારે મહા પરીષહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી, શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા.

ચોડા વખતમાં ફલોદીના શ્રી સંઘે પૂ શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમાં ચોમાસુ કરવાની વિનતી કરી તેનો અસ્વીકાર થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાડ શુદ ૧૩ ના રોજ ખીચનથી વિહાર કરી ફલોદી આવ્યા.

દીક્ષા પછી અઢી મહિનાને આંતરે, ફલોદી ચોમાસા દરમ્યાન, શ્રી વિનોદમુનિને હાજતે જવાની સંજ્ઞા થઈ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યું કે બહુ ગરમી છે જરાવાર થોભી જાઓ એટલે શ્રી વિનોદમુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતાં

જણાવ્યું કે મને હાજત બહુ લાગી છે તેથી જાઉં છું, જલદી પાછો ફરીશ કાળની ગહન ગતિને દુઃખદ રચના રચવી હતી આજે જ હાજતે એકલા જવાનો બનાવ હતો હંમેશાં તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા

હાજતથી મોકળા થઇ પાછા ફરતા હતા, ત્યાં રેલ્વે લાઇન ઉપર બે ગાયો આવી રહી હતી બીજી બાજુથી ટ્રેઇન પણ આવી રહી હતી તેની વ્હીસલ વાગતાં છતાં પણ ગાયો ખસતી ન હતી. શ્રી વિનોદમુનિનું હ્રદય થરથરી ઊઠયું અને મહા અનુકંપાએ મુનિના હ્રદયમા સ્થાન લીધું હાથમાં રજોહરણ લઇ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા ગાયોને તો બચાવી જ લીધી, પરતુ આ ક્રિયામાં છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો, તે રેલ્વે લાઇન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામાં જડવાદને સિદ્ધ કરતાં રાક્ષસી એન્જીનને ઝપાટે આવ્યા અને પોતાનુ બલિદાન આપ્યું. **અરિહંત ...અરિહંત....**એવા શબ્દો મુખમાથી નીકળ્યા અને શરીર તૂટી પડયું રક્ત પ્રવાહ છૂટી પડયો અને થોડા જ વખતમા પ્રાણાત થઇ ગયો બધા લોકો કહેવા લાગ્યા કે ગૌરક્ષામા મુનિશ્રીએ પ્રાણ આપ્યાં અંતિમ સમયે મુનિશ્રીના ચહેરાપર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી

હમેશાં તેઓ જે તરફ હાજતે જતા હતા તે તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઇન હતી આ લાઇન ઉપર રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યાં ઢોરો રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસગ બને છે

ફલોદી સઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ ટેલીફોનથી આપ્યા જે વખતે ટેલીફોન આવ્યો, તે વખતે પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક-પ્રતિક્રમણમા બેઠા હતા માત્ર

ઠાણા ૪ બિરાજતા હતા કુલ સાધુ-સાધ્વીની સંખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી.

પૂછપરછના જવાબમાં શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યું કે " મેં તો દીક્ષા અંગીકાર કરી લીધી છે, તેમાં કાંઈ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીશાળી કુટુંબના હિતેષી છો અને જો સાચા હિતેષી હો તો મારા પૂ બા અને બાપુજીને સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અંદર અપાવી દીઓ, એટલુ જ નહીં પણ " સવિ જીવ કરુ શાસન રસી " ની ભાવનામાં અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામાં આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે, મારી દીક્ષા તેઓની દીક્ષાનું નિમિત્ત બને અને મારા માતા-પિતા સદ્ગતિને સાધે. અર્થાત મારી સાથે દીક્ષા લીએ.

આવા દઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી વિનોદકુમાર'ને પાછા લઈ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા ૩૧-૫-૫૭ની રાત્રિના રવાના થઈ તા ૨-૬-૫૭ ના સવારે મહા પરીજ્ઞરૂપ ક્ષેત્રનો અનુભવ કરી શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ બાતથી વાકેફ કર્યા

થોડા વખતમાં ફલોદીના શ્રી સંઘે પૂ શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમાં ચોમાસું કરવાની વિનંતી કરી તેનો અસ્વીકાર થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાઢ શુદ ૧૩ ના રોજ ખીચનથી વિહાર કરી ફલોદી આવ્યા.

દીક્ષા પછી અઢી મહિનાને આંતરે, ફલોદી ચોમાસા દરમ્યાન, શ્રી વિનોદમુનિને હાજતે જવાની સજ્ઞા થઈ અને તે માટે જવા વિચાર થતા એટલે તેમના ગુરુએ કહ્યું કે બહુ ગરમી છે જરાવાર થોભી જાઓ એટલે શ્રી વિનોદમુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતા

સાંસારિક પ્રચૂર વૈભવ તરફ તેમની રુચિ દૃષ્ટિગોચર થતી ન હતી, પરંતુ તેઓ વીતરાગવાણીના સંસર્ગથી વિષયવિમુખ ધર્મકાર્યમાં સદા તત્પર અને તલ્લીન દેખાતા હતા ખાસ પરિચયના અભાવે પણ તેમની વૈરાગ્ય ધારાથી તેમની ધર્માનુરાગીતા તથા જીવનાચર્યાથી કઠિન કાર્ય કરવામાં પણ ગભરાટના સ્થાને સુખાનુભવની વૃત્તિ લક્ષમાં આવતી હતી

હવે,

શ્રી વિનોદમુનિના જીવનના બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો ખુલાસો કરવામાં આવે છે

પ્ર ૧ તેમણે આજ્ઞા વગર સ્વયમેવ દીક્ષા કેમ લીધી ?

ઉત્તરઃ- પાંચમા આરાના ભદ્રા શેઠાણીના પુત્ર એવંના (અતિ મુક્ત) કુમારને તેની માતુશ્રીએ દીક્ષાની આજ્ઞા આપવાની તદ્દન ના પાડી એટલે તેણે સ્વયમેવ દીક્ષા લીધી ત્યારબાદ ભદ્રા શેઠાણીએ પોતાના કુમારને ગુરુને સોપી દીધા તે જ રાત્રે તેણે બારમી ભિખ્ખુની પડિમા અંગીકાર કરી અને શિયાળણીના પરિષહથી કાળ કરી નલીન-ગુલ્મ વિમાનમા ગયા તેવી જ રીતે શ્રી વિનોદકુમાર સ્વયં દીક્ષિત થયા

પ્ર ૨ આવા વૈરાગી જીવને આવો ભયંકર પરિષહ કેમ આવે ?

ઉત્તર.- કેટલાક ચરમ શરીરી જીવને મારણાંતિક ઉપસર્ગ આવેલ છે જુઓ ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, કોશલ મુનિ, કારણ કે તેમની સત્તામાં હજારો ભવનાં કર્મ હોવા જોઇએ, ત્યારે તેમને એકદમ મોક્ષ જવું હતુ તો મારણાંતિક ઉપસર્ગ આવ્યા વગર એટલા બધા કર્મ કેવી રીતે ખપે ? બા બ્ર શ્રી વિનોદમુનિને આવો પરિષહ આવ્યો, જે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે એકાવતારી જીવ હોય

શ્રી વિનોદમુનિનુ વિસ્તૃત જીવનચરિત્ર જુદા પુસ્તકથી ગુજરાતી ભાષા તથા હિન્દી ભાષામાં છપાયેલ છે તેમાથી અહીં સાર રૂપે સક્ષેપ કરેલ છે

એક નોકર ઘરમાં હતો કે જેણે ટેલિફોન ઉઠાવ્યો પણ તે કાંઈ ટેલિફોનમાં હકીકત સમજી શક્યો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યા. સ્પેશ્યલ પ્લેઇનથી ફલોદી પહોંચે તે પહેલાં અગ્નિસંસ્કાર થઈ ગયો. સૂચનાનો ટેલિફોન અર્ધો કલાક મોડા પહોંચ્યો. જો સંદેશો સમયસર પહોંચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણ અંદેશો લેવાનો અને અંતિમ દર્શનનો પ્રસંગ મળત, પરંતુ અંતરાય કર્મે તેમ બન્યું નહીં

આથી પ્લેઇનનો પ્રોગ્રામ પડતો મૂકવામાં આવ્યો અને માતા-પિતા તા. ૧૪–૮–૫૭ના રોજ ટ્રેઇન મારફત ફલોદી પહોંચ્યા. શ્રી દુર્લભજીભાઈ અને મણિબેને પૂજ્ય તપસ્વી શ્રી લાલચંદજી મહારાજ સાહેબના દર્શન કર્યા

આ પ્રસંગે શ્રી લાલચંદજી મહારાજ સાહેબે અવસરને પિછાણીને અને ધર્યનું એકાએક ઐક્ય કરીને શ્રી વિનોદમુનિના માતા-પિતાના સાંત્વન અર્થે ઉપદેશ શરૂ કર્યો જેનો ટૂંકામા સાર આ પ્રમાણે છે

'હવે તો એ રત્ન ચાલ્યું ગયું ! સમાજનો આશા દીપક ઓલવાઈ ગયો ! ઝટ ઉગીને આથમી ગયો ! હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી." શ્રી વિનોદમુનિના સંસાર પક્ષના માતુશ્રી મણિબેનને મુનિશ્રીએ કહ્યું કે :– બેન ! ભાવિ પ્રબળ છે આ બાબતમા મહાપુરુષોએ પણ હાથ પોઇ નાખ્યા છે અને સૌને ભાવિને શરણ થવું પડે છે તો પછી આપણા જેવા પામર પ્રાણીનું શું ગજુ છે ? હવે તો શોક દૂર કરીને આપને એમના મૃત્યુનો આદર્શ લેઈને માત્ર ધીરજ ધરવાની રહી "

૫. શ્રી સમર્થમલજી મહારાજ સાહેબનો અભિપ્રાય–

પ્રાપ્ય તેમ જ આપણાના પરિચયથી મને શ્રી વિનોદ મુનિના વિષે અનુભવ થયો કે તેમની ધર્મપ્રિયતા અને ધર્મનિષ્ઠતાના અદ્ભિન્ન પ્રેમાળુતાસભર્યા પરિચય કરાવતી હતી. પ્રાસ

સાંસારિક પ્રચૂર વૈભવ તરફ તેમની રુચિ દૃષ્ટિગોચર થતી ન હતી, પરંતુ તેઓ વીતરાગવાણીના સંસર્ગથી વિષયવિમુખ ધર્મકાર્યમાં સદા તત્પર અને તલ્લીન દેખાતા હતા ખાસ પરિચયના અભાવે પણ તેમની વૈરાગ્ય ધારાથી તેમની ધર્માનુરાગીતા તથા જીવનાચર્યાથી કઠિન કાર્ય કરવામાં પણ ગભરાટના સ્થાને સુખાનુભવની વૃત્તિ લક્ષમાં આવતી હતી

હવે,

શ્રી વિનોદમુનિના જીવનના બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો ખુલાસો કરવામાં આવે છે

પ્ર ૧ તેમણે આજ્ઞા વગર સ્વયમેવ દીક્ષા કેમ લીધી ?

ઉત્તર'– પાંચમા આરાના ભદ્રા શેઠાણીના પુત્ર એવંતા (અતિમુક્ત) કુમારને તેની માતુશ્રીએ દીક્ષાની આજ્ઞા આપવાની તદ્દન ના પાડી એટલે તેણે સ્વયમેવ દીક્ષા લીધી ત્યારબાદ ભદ્રા શેઠાણીએ પોતાના કુમારને ગુરુને સોંપી દીધા તે જ રાત્રે તેણે બારમી ભિખ્ખુની પડિમા અંગીકાર કરી અને શિયાળણીના પરિષહથી કાળ કરી નલીન–ગુલ્મ વિમાનમા ગયા તેવી જ રીતે શ્રી વિનોદકુમાર સ્વયં દીક્ષિત થયા.

પ્ર ૨ આવા વૈરાગી જીવને આવો ભયંકર પરિષહ કેમ આવે ?

ઉત્તર – કેટલાક ચરમ શરીરી જીવને મારણાંતિક ઉપસર્ગ આવેલ છે જુઓ ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, કોશલ મુનિ, કારણ કે તેમની સત્તામાં હજારો ભવનાં કર્મ હોવા જોઇએ, ત્યારે તેમને એકદમ મોક્ષ જવું હતુ તો મારણાતિક ઉપસર્ગ આવ્યા વગર એટલા બધાં કર્મ કેવી રીતે ખપે ? બા બ્ર શ્રી વિનોદમુનિને આવો પરિષહ આવ્યો, જે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે એકાવતારી જીવ હોય

શ્રી વિનોદમુનિનુ વિસ્તૃત જીવનચરિત્ર જુદા પુસ્તકથી ગુજરાતી ભાષા તથા હિન્દી ભાષામા છપાયેલ છે તેમાથી અહીં સાર રૂપે સક્ષેપ કરેલ છે

## आदर्श बताकर चले गये तुम

ओह विनोद मुनि आये आये चले गये तुम ॥

प्रेम-धार से पले हुए थे,
सुख वैभव में ढले हुए थे ।
फूल गुलाबी खिले हुए थे,

ओह नव दीक्षित हँसा रुला कर चले गये तुम ॥

शीघ्र प्राप्त कर सूत्र सार तुम,
मोह माया का तोड़ तार तुम ।
स्वर्ग दीक्षा सोल्लास धार तुम,

ओह त्यागी वीर सौरभ फैला कर चले गये तुम ॥

कैसा था वैराग्य तुम्हारा,
कैसा था चरित्र तुम्हारा ।
कैसा था सौभाग्य तुम्हारा,

ओह आदर्श मुनि आदर्श बताकर चले गये तुम ॥

"असंखयं जीविय मा पमायए"





શ્રી વિનોદકુમાર વીરાણી

(દીક્ષા લીધા પહેલાં શાસ્ત્રાભ્યાસ કરતા)

જન્મ પોર્ટસુદાન સં ૧૯૯૨

દીક્ષા

ખીચન – (રાજસ્થાન)

સં ૨૦૧૩ વૈશાખ વદ ૧૨

તા ૨૬–૫–૫૭ રવિવાર

નિર્વાણ

કેલોદી – (રાજસ્થાન)

સં ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨

તા ૭–૮–૫૭ બુધવાર

# सूत्र कृतांग सूत्रम्

# સૂત્ર કૃતાંગ સૂત્ર

## સ્વસમય (જૈન દર્શન) પરસમય (અન્ય દર્શન)

### અધ્યયન ૧ લું

### પ્રથમ ઉદ્દેશો

**बुज्झिज्ज त्ति तिउट्टिज्जा, बंधणं परिजाणिया । किमाह बंधणं, वीरो ! किं वा जाणं तिउट्टइ ॥ १ ॥**

**શબ્દાર્થ** · (૧) મનુષ્યોએ બોધ પ્રાપ્ત કરવો જોઇએ (૨) બંધનનું સ્વરૂપ (૩) જાણી (૪) તોડવુ (૫) વીરપ્રભુએ (૬) બંધનનુ સ્વરૂપ (૭) શું બતાવ્યુ છે (૮) શુ (૯) જાણવાથી (૧૦) બધનને તોડી શકાય

**ભાવાર્થ** – મનુષ્યોએ બોધ પ્રાપ્ત કરવો જોઇએ જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકારના કર્મનુ આત્માના પ્રદેશ સાથે ખીર નીરની માફક એકમેક થવુ તે કર્મબધન, તે કર્મબધન થવાનુ કારણ શું ? તેના ઉત્તરમાં કહે છે કે છકાય જીવોની ઘાત કરવાથી, ઘાત કરવાનું પ્રયોજન શુ ? તેના ઉત્તરમા મનુષ્યના ઔદારિક શરીર ઉપરના મમત્વ ભાવથી પાચ ઇન્દ્રિયો અને છઠ્ઠુ મન તેના વિષયરૂપ કામભોગો ભોગવવાની આસક્તિથી, કામભોગોના સાધનો પ્રાપ્ત કરવા પરિગ્રહની આવશ્યકતા રહે છે પરિગ્રહ પ્રાપ્ત કરવામાં જીવઘાતરૂપ આરંભ થાય

છે તેમ જ પરિગ્રહ તથા કામભોગોનાં સાધનો પ્રાપ્ત કરવામાં વિઘ્ન કરનાર ઉપર કષાય ઉત્પન્ન થાય છે અને કષાય પણ કર્મ બંધનનું કારણ છે તથા મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, અશુભજોગ એ પણ કર્મ બંધનના કારણો છે તેમ જ સંસારી જીવો પાસે અનાદિ કાળથી પરંપરાએ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય નામ, ગોત્ર અને અંતરાય આદિ આઠ કર્મો સત્તામાં રહેલાં છે તે તે કર્મોના ઉદયે જીવોમાં જ્ઞાનની ખામી હોવાના કારણે રાગદ્વેષ કરીને નવા નવા કર્મોનું ઉપરોક્ત કારણે કર્મબંધન થયા કરે છે આવી રીતે અશુભ કર્મબંધનથી જીવો નરક, તિર્યંચ આદિ દુર્ગતિમાં ઉત્પન્ન થઈ જન્મ મરણ કરતા થકાં તીવ્ર દુઃખો ક્ષુધા, તૃષા, શીત, તાપ પ્રતિકૂળતા, પરવશપણું વૃદ્ધાવસ્થા, રોગો આદિના દુઃખો ભોગવવાં પડે છે પોતાના માટે, પરના માટે, સ્વજનાદિ માટે, માન પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે જે આરંભરૂપ ક્રિયા થાય છે તે આરંભથી જીવોને કર્મનું બંધન થાય છે અને તેના વિપાકો તે આરંભ કરનારે જીવને એકલાને જ ભોગવવા પડે છે તેમાં માતા, પિતા પુત્ર, પુત્રી, બંધુ સ્ત્રી આદિ કોઈપણ તથા સોનું રૂપું આદિ ધનસંપતિ પણ સહાયક થતાં નથી. દુઃખમાં ભાગ લઈ શકતાં નથી તથા મૃત્યુથી અથવા દુર્ગતિમાં જતાં તથા રોગોની પીડા સમયે કોઇ સહાયક થતાં નથી. કર્મ કરે તે જ ભોગવે આવા પ્રકારનું કર્મબંધનનું સ્વરૂપ શ્રી વીર પ્રભુ મહાવીર સ્વામીએ બતાવેલ છે તેને જાણીને બોધને ગ્રહણ કરી કર્મબંધનથી જ ઉત્પન્ન થતાં સંસાર પરિભ્રમણના દુઃખોને જ્ઞાનથી જાણી પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી (આરંભ પરિગ્રહના ત્યાગથી) કર્મ બંધન તોડી શકાય છે, જ્ઞાન, દર્શન ચારિત્ર અને તપરૂપ સંયમના પાલનથી કર્મનો ક્ષય કરી મોક્ષના શાશ્વતા સુખો પ્રાપ્ત કરી શકાય છે, જ્ઞાન અને ક્રિયાના સહયોગથી મોક્ષની પ્રાપ્તિ બતાવેલ છે તેમ જાણી કર્મનો ક્ષય કરવા ધર્મ આરાધન કરવા જાગૃત રહેવું એ જ ઉપદેશ સાંભળવાનો સાર છે

१ २ ४ ३ ५
चित्तमन्त मचित्तं वा, परिगिज्झ किसामवि । अन्नं वा
६ ७ ९ ८
अणुजाणइ, एवं दुक्खा न मुच्चई ॥ २ ॥

**શબ્દાર્થ** : (૧) બે પગા ચોપગાપ્રાણી (૨) સોનુ ચાદી મકાનવાહનાદિ (૩) ભૂસ્સાઆદિ તુચ્છ વસ્તુ (૪) થોડો કે ઘણો પરિગ્રહ રાખે (૫) અન્યને રખાવે (૬) પરિગ્રહ રાખનારને ભલુ જાણે (૭) તે જીવ દુ.ખોથી (૮) મુક્ત (૯) થાય નહિ

**ભાવાર્થ:** – જે કોઇ મનુષ્ય બેપગા મનુષ્યાદિ દાસ, દાસી વગેરે તથા ચોપગા ગાય, ભેંશ, હાથી, ઘોડા, બળદ વગેરે ચૈતન્ય વાળા પ્રાણીઓને તથા અચિત્ત સોના, ચાદી, મકાન, વાહન, ધન, ધાન્ય, આદિ પદાર્થો અથવા તો તૃણ ભૂસ્સા જેવા તુચ્છ પદાર્થોને પરિગ્રહરૂપથી મમત્વથી રાખે, અન્યને પરિગ્રહ રાખવાની આજ્ઞા દે અથવા પરિગ્રહ રાખનારને અનુમોદન આપે તે જીવો દુ ખોથી મુક્ત થઇ શકે નહિ પરિગ્રહ મમત્વ એ અનર્થનુ મૂળ છે. પરિગ્રહ બે પ્રકારના છે બાહ્ય પરિગ્રહ ઉપરોક્ત બતાવ્યો તે બીજો આભ્યાન્તર પરિગ્રહ તે ક્રોધ, માન, માયા, લોભ, યશ, કીર્તિ સત્કાર પૂજા આદિ માન પ્રતિષ્ઠા વગેરે કષાયો જીવોને સસારમાં સ્થિર રાખે છે સસારને વધારનાર છે જયાં સુધી માનપ્રતિષ્ઠારૂપ દાહજ્વર હોય ત્યા સુધી તે મનુષ્ય સમાધિને પ્રાપ્ત કરી શકતો નથી. યશ, કીર્તિ તથા વિષયાદિ સુખની ઇચ્છા રાખનારા મનુષ્યો અનર્થને જ ઉત્પન્ન કરનાર મૂઢ જીવાત્માઓ દુઃખના જ ઉત્પાદક એવા પરિગ્રહને અતિ કઠિનતાથી ઉપાર્જન કર્યા કરે છે પરિગ્રહ કલેશનુ સ્થાન, ધૈર્યતાનો નાશ કરનાર, ક્ષમાનો શત્રુ, ચિત્તવિક્ષેપ વધારનાર, અભિમાન–કષાયનુ ઘર, ધ્યાનનો શત્રુ, દુ.ખનો જન્મદાતા, સુખનો વિનાશક, પાપનું નિવાસસ્થાન, દુષ્ટગ્રહ સમાન ચતુર પુરુષને પણ કલેશ આપનાર અને આત્માનુ અહિત કરનાર જાણી તેનાથી દૂર રહેવા શ્રી ભગવત મહાવીરનો આ ઉપદેશ છે.

सयं तिवायए पाणे, अदुवाऽन्नेहिं घायए, हणन्तं वाऽणुजाणइ, वेरं वड्ढइ अप्पणो ॥ ३ ॥

**શબ્દાર્થ** (૧) સ્વયં (૨) ઘાત કરે (૩) જીવોની (૪) અથવા (૫) અન્ય પાસે (૬) જીવોની ઘાત કરાવે (૭) જીવઘાત કરનારને (૮) અનુમોદન આપે (૯) પોતાના આત્માની સાથે (૧૦) વૈરની (૧૧) વૃદ્ધિ કરે છે

**ભાવાર્થ** – જે કોઈ પુરુષ પ્રાણીઓની ઘાત કરે, અન્ય પાસે જીવોની ઘાત કરાવે, જીવઘાત કરનારને અનુમોદન આપે તે મરનાર જીવોની સાથે વૈરનાં બંધન કરે છે, જ્યાં પરિગ્રહ છે ત્યાં આરંભ નિયમાં છે આરંભ એ જ પ્રાણાતિપાત છે પરિગ્રહ લોલુપી પુરુષ અસંતોષી બની પરિગ્રહ ઉપાર્જન કરવા માટે તથા તેના સંરક્ષણ માટે સ્વયં જીવઘાત કરે છે કરાવે છે, જીવઘાત કરનારને અનુમોદન આપે છે આવા જીવો સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણના આદિ દુઃખોથી મુક્ત થઈ શકતા નથી.

जस्सिं कुले समुप्पन्ने, जेहिं वा संवसे नरे । ममाइ लुप्पई बाले, अण्णे अण्णेहिं मुच्छिए ॥ ४ ॥

**શબ્દાર્થ** (૧) જે (૨) કુળમાં (૩) ઉત્પન્ન થાય (૪) જેની સાથે (૫) નિવાસ હોય (૬) ત્યાં મમત્વ બુદ્ધિથી મનુષ્ય (૭) પીડા પામે છે (૮) અજ્ઞાની (૯) એકબીજા પદાર્થોમાં (૧ ) આસક્ત રહેછે.

**ભાવાર્થ** – મનુષ્ય જે કુળમાં ઉત્પન્ન થાય છે, અથવા તો જેની સાથે નિવાસ કરતો હોય તેમાં મમત્વ રાખીને અજ્ઞાની સચિત્ત તથા અચિત્ત પદાર્થોમાં આસક્ત બની પીડાય છે દુઃખને ભોગવે છે આવા મમત્વી જીવો માતા પિતા, ભાઈ, બહેન, પુત્ર, પુત્રી, સ્ત્રી,

સ્વજનો, ધનસંપતિ, ધાન્ય આદિ અલગ અલગ પદાર્થોમાં મમત્વ રાખી આરંભ પરિગ્રહમા લીન બની નરક, તિર્યંચ આદિ ચારે ગતિમાં ભ્રમણ કરતા થકા દુઃખોને ભોગવે છે. એમ જાણી આત્માર્થી જીવોએ વિવેક રાખી મમત્વભાવ દૂર કરી આરંભ પરિગ્રહથી દૂર રહે શ્રાવક વર્ગે અલ્પારંભી, અલ્પ પરિગ્રહી બની આત્મહિત સાધન કરી માનવભવ સફળ બનાવવો તેવો શ્રી ભગવંત મહાવીર સ્વામીનો ઉપદેશ છે

**वित्तं सोयरिया चेव, सव्वमेयं न ताणइ । संखाए जीवियं चेव, कम्मुणा उ तिउट्टई ॥ ५ ॥**

**શબ્દાર્થ :** (૧) ધનદોલત (૨) સ્વજનો (૩) સર્વ (૪) એઓ (૫) ત્રાણુશરણુ (૬) થતા નથી (૭) જાણી (૮) અલ્પકાળનુ જીવન (૯) કર્મ (૧૦) નાશ કરે છે

**ભાવાર્થ** – ધન દોલત મકાનો વગેરે અચેતન પરિગ્રહ તથા માતા, પિતા, પુત્ર, પુત્રી, ભાઇ, બ્હેન, જ્ઞાતિ આદિ સ્વજનો વગેરે અતિકષ્ટદાયી માનસિક અથવા શારીરિક પીડા ભોગવતા અથવા તો મૃત્યુ સમયે સંસારી જીવો ને કોઇ ત્રાણ શરણુ થતા નથી દુઃખનો નાશ કરવા કે દુઃખમા ભાગ લેવા એટલે રક્ષણુ કરવા કોઇ સમર્થ થતાં નથી વળી મનુષ્ય જીવન અલ્પકાળનુ છે એમ જાણી સર્વ દુ ખનો નાશ કરવા રૂપ, જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ, સંયમ અનુષ્ઠાન (એ જ કર્મનો ક્ષય કરવામા સાધન રૂપ) તેનુ આરાધન કરવુ સંયમ અનુષ્ઠાન એ જ સાચો મોક્ષ માર્ગ છે તેમ જાણી આરંભ પરિગ્રહનો ત્યાગ કરી આત્મ-કલ્યાણુ પ્રાપ્ત કરવા ભગવંત મહાવીરનો ઉપદેશ છે

**एए गंथे विउक्कमे, एगे समणमाहणा । अयाणंता विउस्सिसत्ता, सत्ता कामेहि माणवा ॥ ६ ॥**

શબ્દાર્થ (૧) અર્હત્ કથિત (૨) ગ્રંથો (૩) છોડીને (૪) કેટલાએક (૫) શ્રમણ (૬) બ્રાહ્મણ (૭) અજ્ઞાનીઓ (૮) સ્વરચિત સિદ્ધાંતોમાં આસક્ત (૯) કામભોગોમાં (૧૦) આસક્ત (૧૧) મનુષ્યો.

ભાવાર્થ – શાક્યાદિ ભિક્ષુઓ તથા બ્રાહ્મણો તથા અન્ય દર્શનીઓ શ્રી અરિહંતદેવના કથિત સિદ્ધાંતોનો અસ્વીકાર કરીને પોતાની રૂચી અનુસાર રચિત ગ્રંથોમાં આસક્ત રહી અજ્ઞાનીઓ પરમાર્થને નહિ જાણનાર કામભોગોમાં આસક્ત બની સંસાર પરિભ્રમણને વધારે છે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અશુભયોગ, કષાય, પરિગ્રહ મમત્વ તથા વિષયભોગો અને પ્રાણી હિંસા એ બધા કર્મ બંધનના હેતુઓ છે અને તે બંધનોને વિષયભોગો આદિ પાપકર્મના ત્યાગથી અને જ્ઞાન, ધ્યાન, ચારિત્ર રૂપ સંયમ આરાધનથી તે કર્મને તોડી શકાય છે કર્મોનો ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. આવા પ્રકારના ભગવત મહાવીરના કથિત ઉપદેશનો અસ્વીકાર કરે છે અને કામભોગોમાં આસક્ત બની જન્મ મરણના ચક્રમાં ભ્રમણ કર્યા કરે છે તેમ જાણી સાધકે અન્ય તીર્થીઓના સંગથી દૂર રહેવું

सन्ति पंच महब्भूया, इहमेगेसि माहिया। पुढवी आउ तेउ वा, वाउ आगास पंचमा ॥ ७ ॥

શબ્દાર્થ (૧) આ લોકમાં (૨) પાંચ (૩) મહાભૂત (૪) છે (૫) કેટલાએક (૬) કહે છે (૭) પૃથ્વી (૮) પાણી (૯) અગ્નિ (૧૦) વાયુ (૧૧) આકાશ (૧૨) પાંચ.

ભાવાર્થ – પાંચ મહાભૂતવાદીઓનું કથન છે કે આ લોકમાં પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ આકાશ એ મહાભૂતો છે આ પાંચ મહાભૂતોને સમસ્ત લોકવ્યાપી માને છે આ પાંચ મહાભૂતો સિવાય અન્ય કોઈ પદાર્થ હોવાનું તેઓ માનતા નથી

**एए पंच महब्भूया, तेब्भो एगो त्ति आहिया । अह तेसिं विणासेणं, विणासो होइ देहिणं ॥ ८ ॥**

**શબ્દાર્થ** : (૧) એ (૨) પાંચ (૩) મહાભૂત (૪) તેનાથી (૫) એક આત્મા ઉત્પન્ન થાય છે (૬) કહે છે (૭) વળી (૮) તે ભૂતોના (૯) નાશથી (૧૦) આત્માનો (૧૧) નાશ (૧૨) થાય છે

**ભાવાર્થ**:- વળી તેઓ કહે છે કે પાંચ મહાભૂતો શરીર રૂપથી એકત્ર થતા પરિણિત થતા તે ભૂતોથી અભિન્ન જ્ઞાન સ્વરૂપ એક ચૈતન્યવત આત્મારૂપ પદાર્થ ઉત્પન્ન થાય છે અને તે પાંચ મહાભૂતોના નાશથી આત્માનો પણ નાશ થાય છે જેથી મરણ રૂપ વ્યવહાર થાય છે, પરંતુ આત્મા અહીથી મૃત્યુ પામી અન્ય સ્થાને ઉત્પન્ન થાય છે અને કર્મવશાત સુખદુઃખ ભોગવે છે એમ કહેવું તે મિથ્યા છે આવી માન્યતા લોકાયતિક મતવાળાની છે. તેઓ ફક્ત પ્રત્યક્ષ પ્રમાણને જ માને છે

**जहा य पुढवी थूभे, एगे नाणाहि दीसइ । एवं भो ! कसिणे लोए, विन्नू नाणाहि दीसइ ॥ ९ ॥**

**શબ્દાર્થ** (૧) જેમ (૨) એક (૩) પૃથ્વી સમૂહ (૪) નાના રૂપોમાં અલગ અલગ (૫) દેખાય છે (૬) તેની માફક (૭) આત્મા (૮) સમસ્ત (૧૦) (૧૦) જગતમાં (૧૧) આત્મસ્વરૂપે (૧૨) અલગ અલગ (૧૩) દેખાય છે

**ભાવાર્થ** – જેમ એક પૃથ્વી સમૂહ અલગ અલગ રૂપોમાં દેખાય છે પૃથ્વી એક જ હોવા છતા તેના અવયવરૂપ નદી, સમુદ્ર, પર્વત, નગરની સ્થિતિના આધારરૂપ વિચિત્ર રૂપમા દેખાય છે, નીચા, ઉંચા, મૃદુ, કઠણ, લાલ, પીળા, આદિ ભેદથી જુદા જુદા રૂપોમાં

દેખાય છે એવા પ્રકારે ચેતન, અચેતન રૂપ સમસ્ત લોક એક આત્મારૂપ છે એટલે એક જ જ્ઞાનપિંડ આત્મા પૃથ્વી જલ, અગ્નિ, વાયુ, આકાશ મનુષ્ય, પશુ, પક્ષી આદિ ભૂતોના આકારમાં જુદા જુદા દેખાય છે એ રીતે આત્માના સ્વરૂપમાં કોઈ ભેદ નથી એક જ આત્મા સર્વ ભૂતોમાં સ્થિત છે જેમ જલમાં ચન્દ્રમાના પ્રતિબિમ્બ જુદા જુદા દેખાય છે જગતમાં જે કોઈ પુરુષો થઈ ગયા અને ભવિષ્યકાળમાં જે થવાવાળા એ સર્વ પુરુષ આત્મા છે તે આત્માઓ તે સર્વ પ્રાણીઓના ભોજને માટે અનુકંપાથી કારણ અવસ્થાને છોડી જગતના રૂપને ધારણ કરે છે આત્મા ગતિશીલ છે, ગતિરહિત પણ છે, દૂર છે, નિકટ પણ છે, સર્વની અન્દર છે બહાર પણ છે આવા પ્રકારની આત્માદ્વૈતવાળાની માન્યતા છે

एवमेगेत्ति जप्पंति, मंदा आरंभणिस्सिया । एगो किच्चा सयं पावं, तिव्वं दुक्खं नियच्छइ ॥ १० ॥

શબ્દાર્થ : (૧) વળી કોઈ (૨) એક આત્મા (૩) બતાવે છે (૪) અજ્ઞાની (૫) આરમ્ભમાં (૬) આસક્ત (૭) કોઈ એક પુરુષ (૮) કરીને (૯) સ્વય (૧૦) પાપ (૧૧) તીવ્ર (૧૨) દુખોને (૧૩) પ્રાપ્ત કરે છે

ભાવાર્થ – વળી કોઈ અજ્ઞાની મનુષ્યો સમસ્ત જગતમાં આત્મા એક જ હોવાની માન્યતા ધરાવે છે આ રીતે આત્માને સર્વ વ્યાપી તથા આત્માને એક જ માનવાથી તો કોઈ એક જીવ અશુભ કર્મો કરનારની માફક શુભ કર્મ કરવાવાળાને પણ તીવ્ર દુઃખ પ્રાપ્ત થવા સંભવ છે; પરંતુ તેમ દેખાતુ નથી, જગતમાં કોઈ સુખી દેખાય છે તો કોઈ દુખી દેખાય છે તેથી આત્માને સર્વલોકવ્યાપી એક જ માનવો એ તો એકાંત અજ્ઞાન જ છે આવા અજ્ઞાની જીવો પરમાર્થને નહિ સમજનારા પાચ ઇન્દ્રિયોના વિષય માટે આસક્ત બની આરંભ

કરીને આરંભમાં આસક્ત રહીને નરકાદિ અધમગતિમાં વારંવાર ઉત્પન્ન થઇ તીવ્ર દુઃખો ભોગવતાં થકાં જન્મ મરણના ચક્રમાં જ પરિભ્રમણ કર્યા કરે છે. તેથી આત્માને એક જ સર્વલોક વ્યાપી માનવો એ સિદ્ધાંત સત્ય નથી. જીવો જેવાં જેવાં કર્મો કરે તેવાં તેવાં શુભાશુભ ફળ પ્રાપ્ત થાય છે. તે સ્પષ્ટ દેખાય છે.

**पत्तेअं[1] कसिणे[2] आया[3], जे[4] बाला[5] जे य पण्डिया[6] । सन्ति[7] पिच्चा[11] न[8] ते[9] सन्ति[10], नत्थि[14] सत्तो[13]ववाइया[12] ॥ ११ ॥**

**શબ્દાર્થ :** (૧) પ્રત્યેકના (૨) સમસ્ત લોકમાં (૩) આત્મા (૪) જે કોઇ (૫) અજ્ઞાની (૬) પંડિતના પૃથક્ પૃથક્ છે (૭) શરીર છે ત્યાં સુધી આત્માનુ અસ્તિત્વ છે (૮) રહેતું નથી (૯) શરીરનો નાશ થતા આત્માનુ (૧૦) અસ્તિત્વ (૧૧) પરલોકમાં (૧૨) ઉત્પન્ન થવા રૂપ (૧૩) પદાર્થ (૧૪) દેખાતો નથી.

**ભાવાર્થ**:– વળી કોઇ કોઇ અજ્ઞાનીઓ કહે છે કે અજ્ઞાની અને જ્ઞાની એ સર્વના આત્મા ભિન્ન ભિન્ન છે, પરંતુ મૃત્યુ પશ્ચાત પરલોકમાં જવાવાળો અથવા તો પરલોકમાં ઉત્પન્ન થવાવાળો કોઇ નિત્ય પદાર્થ કે જીવ જણાતો નથી એટલે મૃત્યુ પશ્ચાત આત્માનું અસ્તિત્વ રહેતુ નથી. આવો મત પાંચ ભૂતોથી ઉત્પન્ન શરીરરૂપમાં ચૈતન્ય શક્તિ ઉત્પન્ન થાય છે અને પ્રત્યેક શરીરમાં આત્મા જુદા જુદા હોવાનું માનનારાઓનો છે અને તેઓ સર્વવ્યાપી એક જ આત્મા હોવાનો નિષેધ કરે છે અને શરીરની હૈયાતી સુધી જ આત્માના અસ્તિત્વને માને છે શરીરનો નાશ થતા આત્માનો નાશ માને છે આવા પ્રકારનો મત જીવ અને શરીરને અભિન્ન માનવાવાળાનો છે. અહી શાસ્ત્રકાર જણાવે છે કે જન્મતાં બાળકનો દાખલો, જન્મતાવેંત માતાના સ્તનથી ધાવવા લાગે છે જેથી તે જીવને પૂર્વનો અનુભવ છે તેમ નક્કી થાય છે માટે આત્માનો નાશ થતો નથી. તેમ જ

પરલોક પણ છે તેમ સાબિત થાય છે અન્ય તીર્થીઓની માન્યતા અસત્ય છે

नत्थि पुण्णे व पावे वा, नत्थि लोए इतोवरे ।
सरीरस्स विणासेणं, विणासो होइ देहिणो ॥ १२ ॥

**શબ્દાર્થ** (૧) નથી (૨) પુણ્ય (૩) પાપ (૪) નથી (૫) લોક (૬) અન્ય (૭) આલોકથી (૮) શરીરના (૯) વિનાશે (૧૦) નાશ (૧૧) થાય છે (૧૨) આત્માનો

**ભાવાર્થઃ**– વળી શરીરને જ આત્મા માનવાવાળા કહે છે કે પુણ્ય નથી, પાપ નથી તેમ જ આ લોકથી અન્ય બીજો કોઈ લોક છે જ નહિ. શરીરના વિનાશની સાથે જ આત્માનો વિનાશ થાય છે (પાંચ ભૂતોથી ઉત્પન્ન થતાં શરીરમાં જે ચૈતન્ય શક્તિરૂપ આત્મા ઉત્પન્ન થાય છે તેનો) આવા અજ્ઞાનીઓ જીવ તથા શરીરને એક માનનારા પરલોકને પણ માનતા નથી તથા સુખદુઃખને પણ માનતા નથી. તેથી કામભોગોમાં આસક્ત રહી સંસાર પરિભ્રમણ વધારી જન્મ મરણરૂપ દુઃખોના ચક્રાવામાં જ ફસાઈ રહે છે એમ જાણી વીતરાગમાર્ગની શ્રદ્ધા લાવી જ્ઞાન, દર્શન, ચારિત્ર તપરૂપ મોક્ષમાર્ગનું આરાધન કરવું એ જ આત્મ કલ્યાણનો માર્ગ છે

कुव्वं च कारयं चेव, सव्वं कुव्वं न विज्जई । एवं
अकारओ अप्पा, एवं ते उ पगब्भिआ ॥ १३ ॥

**શબ્દાર્થ** (૧) ક્રિયા કરવાવાળા (૨) બીજા પાસે કરાવવાવાળા (૩) સર્વ (૪) ક્રિયા કરવાવાળા (૫) નથી (૬) વિદ્યમાન (૭) એવા પ્રકારે (૮) ક્રિયા રહિત (૯) આત્મા (૧૦) એ રીતે (૧૧) તે અક્રિયાવાદી (૧૨) ધૃષ્ટતા કરે છે

**ભાવાર્થ**:- વળી અક્રિયાવાદીનો એક મત છે તે એવી પ્રરૂપણા કરે છે કે આત્મા સ્વયં કોઇ ક્રિયા કરતો નથી. અન્ય પાસે ક્રિયા કરાવતો નથી, એટલે આત્મા સક્રિય છે એમ અકારકવાદી સાંખ્યમતવાળા માને છે આત્મા, અમૂર્ત નિત્ય અને સર્વવ્યાપી હોવાથી અક્રિય માને છે. આવી રીતે તે સાંખ્ય મતવાળા અક્રિયાવાદી ધૃષ્ટતા કરે છે જીવોને ક્રિયા કરતાં જોવા છતાં અને સ્વયં ક્રિયા કરતો હોવા છતાં આત્માને અક્રિય માનવો તે એકાંત અજ્ઞાનતા જ છે. આત્માને પાંચ ભૂતોથી શરીરથી અભિન્ન માનનાર અક્રિયવાદીનો આવો મત છે.

૧ ૧ ૨ ૪ ૩ ૫ ૬
**जे ते उ वाइणो एवं, लोए तेसिं कओ सिया ?।**
११ १० १२ १३ ७ ८ ९
**तमाओ ते तमं जन्ति, मन्दा आरम्भ निस्सिआ ॥ १४ ॥**

**શબ્દાર્થ** (૧) અક્રિયાવાદી (૨) એ પ્રકારે કરે છે (૩) તેના મત પ્રમાણે (૪) આલોક (૫) કેમ (૬) હોઇ શકે (૭) મૂર્ખ (૮) આરંભમાં (૯) આસક્ત (૧૦) તે અક્રિયાવાદીઓ (૧૧) અજ્ઞાની (૧૨) વિશેષ અજ્ઞાનને (૧૩) પ્રાપ્ત કરે છે

**ભાવાર્થ**:- એ અક્રિયાવાદી લોકો આત્માને અકર્તા-અક્રિય માને છે તો તેના મતે-તેના અભિપ્રાયે ચાર ગતિરૂપ સંસાર-લોક ક્યાંથી હોઇ શકે ? પરંતુ એ મૂર્ખ તથા આરંભમા આસક્ત પાંચ ઇન્દ્રિયોનાં વિષયોમા ગૃદ્ધ બનેલા હોઇ સત્ય વસ્તુને નહિ સમજતા અજ્ઞાનમા જ રહેલા વિશેષ અજ્ઞાન રૂપ અંધકારને પ્રાપ્ત કરી ચાર-ગતિ રૂપ સંસારમાં પરિભ્રમણ કરતા દુઃખ ભોગવે છે

१ २ ३ ४ ४ ६ ७
**सन्ति पंच महब्भूया, इहमेगेसिं आहिया । आय-**
८ ९ १० ११ १२
**छट्ठो पुणो आहु, आया लोगे य सासए ॥ १५ ॥**

શબ્દાર્થ (૧) છે (૨) પાંચ (૩) મહાભૂત (૪) એમ (૫) કેટલા એકનું (૬) કથન છે (૭) આત્મા (૮) છઠ્ઠો (૯) કહે છે કે (૧૦) આત્મા (૧૧) લોક (૧૨) શાશ્વત છે

ભાવાર્થઃ- વળી કેટલાએક અન્યતીર્થીઓ કહે છે કે આ લોકમાં પાંચ મહાભૂત અને છઠ્ઠો આત્મા છે અને આ જગતમાં આત્મા અને લોક બને શાશ્વત છે-નિત્ય છે પૃથ્વી આદિ પાંચ મહાભૂત રૂપ લોક તથા આત્માને નિત્ય તથા આકાશની માફક સર્વ વ્યાપક અને અમૂર્ત હોવાથી અવિનાશી છે આવો વેદવાદી તથા સાંખ્ય તથા વૈશેષિકનો મત છે આવી રીતે આ જગતમાં અજ્ઞાનવાથી જુદા જુદા અભિપ્રાયો રહેલાં છે

दुहओ ण विणस्संति, नो य उप्पज्जए असं। सव्वेऽवि
सव्वहा भावा, नियत्ती भाव मागया ॥ १६ ॥

શબ્દાર્થ (૧) બન્નેનો (૨) નાશ થતો (૩) નથી (૪) નથી (૫) ઉત્પન્ન થતા (૬) અવિદ્યમાન પદાર્થ (૭) સર્વ (૮) સર્વથા (૯) પદાર્થ (૧૦) નિત્ય ભાવ (૧૧) ભાવ (૧૨) પ્રાપ્ત

ભાવાર્થ - પૃથ્વી આદિ પાંચ મહાભૂત તથા છઠ્ઠો આત્મા કારણવશાત અથવા કારણવિના બન્ને પ્રકારથી નાશ પામતા નથી, અસત્ વસ્તુની ઉત્પત્તિ થતી નથી, સર્વ પદાર્થ સર્વથા નિત્ય છે પોતાના સ્વભાવનો ત્યાગ કરતા નથી, આવો મત આત્મષષ્ઠવાદીઓનો છે આત્મા કોઇનો ઉત્પન્ન કરેલ નથી, આત્મા નિત્ય છે, આત્મા શસ્ત્રથી કપાતો નથી છેદાતો નથી, અગ્નિથી ભસ્મ થતો નથી, પાણીથી પીગળતો નથી વાયુથી સુકાતો નથી, કોઇથી છેદન, ભેદન થતા નથી વિકાર રહિત, સર્વગત સ્થિર અચળ સનાતન કહેવાય છે અને સર્વ પદાર્થ સર્વથા નિત્ય છે આવા પ્રકાર કેટલાએકની માન્યતા છે

**पञ्च खंधे वयंतेगे, बाला उ खणजोइणो । अन्नो अणन्नो नेवाहु, हेउयं च अहेउयं ॥ १७ ॥**

**શબ્દાર્થ** : (૧) પાંચ (૨) સ્કંધ (૩) બતાવે છે (૪) કોઇએક (૫) અજ્ઞાની (૬) ક્ષણુ માત્ર રહેવાવાળા (૭) ભૂતોથી ભિન્ન (૮) અભિન્ન (૯) નથી (૧૦) કહેતા (૧૧) હેતુક (૧૨) અહેતુક

**ભાવાર્થ**:- કેટલાએક બૌદ્ધ મતવાળા ક્ષણુમાત્ર રહેવાવાળા પાંચ સ્કધ બતાવે છે રૂપ, વેદના, વિજ્ઞાન, સજ્ઞા તથા સસ્કાર આદિ પાંચ સ્કંધથી ભિન્ન કોઈ આત્મા નામનો સ્કધ આ જગતમાં નથી ભૂતોથી ભિન્ન અથવા અભિન્ન, કારણુથી કે વિના કારણે આત્માની ઉત્પતિ થતી નથી, આવા પ્રકારનો બૌદ્ધ મતનો એક સપ્રદાય છે અને તે સર્વ પદાર્થોને ક્ષણુ અવસ્થાવાળા અને અનિત્યે માને છે જગતમા આવા પ્રકારના જ્ઞાનના અભાવને કારણે ઘણા જુદી જુદી માન્યતાવાળા દર્શનો રહેલા છે તેઓ પોતાની અજ્ઞાન માન્યતામા ફસાઇ જન્મ મરણરૂપ સંસાર પરિભ્રમણુ કરતા થકાં દુઃખોને ભોગવે છે, એમ જાણી આત્માર્થી જીવોએ શ્રી વીતરાગદેવના કથન ઉપર દૃઢ શ્રદ્ધા રાખી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ, ધર્મનું આરાધન કરવા આત્મહિત સાધનમાં જાગૃત રહેવું\

**पुढवी आउ तेऊ य, तहा वाऊ य एगओ । चत्तारि धाउणो रूवं, एव माहंसु आवरे ॥ १८ ॥**

**શબ્દાર્થ** (૧) પૃથ્વી (૨) જલ (૩) અગ્નિ (૪) વાયુ (૫) ચાર (૬) ધાતુ (૭) રૂપ છે (૮) એકાકાર થાય ત્યારે જીવ રૂપ સજ્ઞા ઉત્પન્ન થાય છે (૮) તેમ (૯) અન્ય બૌદ્ધમતવાળા (૧૦) કહે છે

**ભાવાર્થ** – પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ એ ચારે ધાતુરૂપ છે, એ ચારે પદાર્થો જગતને ધારણ કરે છે તેમ જ પોષણ કરે છે, જેથી

धातु कहेवाय छे आ चारे धातुरूप पदार्थो ज्यारे एकाकार थई शरीररूपमां परिणित थाय छे त्यारे तेमां जीवरूप संज्ञा उत्पन्न थाय छे आ चार धातुरूप पदार्थोथी भिन्न होई आत्मा छे नहि. आवा प्रकारनो अन्य बौद्ध मतवादीओनो एक मत छे, तेओ पोतानी आवी भ्रमपूर्ण मान्यतामां आसक्त होवाथी तेओने सत्य मार्ग प्राप्त थतो नथी.

अगारमा वसन्ता वि, अरण्णा वा वि पव्वया । इम दरिसण मावण्णा, सव्व दुक्खा विमुच्चई ॥ १९ ॥

शब्दार्थ (१) गृहस्थाश्रममां (२) रहेवावाळा (३) वनमां रहेवावाळा (४) प्रव्रज्या धारण करवावाळा (५) अमारा आ (६) दर्शनने (७) प्राप्त करनारा (८) सर्व (९) दुःखोथी (१०) मुक्त थई शके छे

भावार्थ – गृहस्थाश्रममां रहेवावाळा गृहस्थो होय, अथवा वनमां रहेवावाळा तापस, अथवा प्रव्रज्या धारण करनारा पैकी जे कोई अमारा दर्शनने धारण करे तो सर्व दुःखोथी मुक्त थई शके छे आ प्रमाणे पांचमहाभूतवादीओ तथा तज्जीव तच्छरीरवादीओनो मत रहेल छे

ते णावि सधिं णच्चा णं, न ते धम्मविओ जणा ।
जे ते उ वाइणो एवं, न ते ओहंतराऽऽहिया ॥ २० ॥

ते णावि सधिं णच्चा ण, न ते धम्मविओ जणा ।
जे ते उ वाइणो एवं, न ते ससार पारगा ॥ २१ ॥

ते णावि सधिं णच्चा ण, न ते धम्मविओ जणा ।
जे ते उ वाइणो एव, न ते गब्भस्स पारगा ॥ २२ ॥

**ते णावि संधिं णच्चा णं, न ते धम्मविओ जणा । जे ते उ**
[२८]
**वाइणो एवं, न ते जम्मस्स पारगा ॥ २३ ॥**

**ते णावि संधिं णच्चा णं, न ते धम्मविओ जणा । जे**
[२१]
**ते उ वाइणो एवं, न ते दुक्खंम्स पारगा ॥ २४ ॥**

**ते णावि संधिं णच्चा णं, न ते धम्मविओ जणा ।**
[२४] [२२] [२३]
**जे ते उ वाइणो एवं न ते मारस्स पारगा ॥ २५ ॥**

શબ્દાર્થ (૧) અન્ય દર્શનીઓ (૨) સંધિને (૩) જાણતા (૪) નથી (૫) ધર્મને (૬) જાણતા (૭) એ લોકો (૮) અન્ય દર્શનીઓ (૯) અફળવાદનું સમર્થન કરવાવાળા (૧૦) પૂર્વોક્તરૂપ (૧૧) તેઓ (૧૨) સંસારરૂપ ઓઘને સમુદ્રને (૧૩) તરી શકતા (૧૪) નથી (૧૫) એમ તીર્થંકરદેવે કહેલ છે (૧૬) સંસારના (૧૭) પારને (૧૮) પામી શકતા નથી (૧૯) ગર્ભના, (૨૦) જન્મોના (૨૧) દુઃખના (૨૨) મૃત્યુના (૨૩) પારને પામતા (૨૪) નથી

ભાવાર્થ – પૂર્વોક્ત અન્ય દર્શનીઓ સંધિને (જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મના સ્વરૂપને કર્મ બંધન તથા કર્મ ક્ષય કરવાનો ઉપાય જાણવો તે સંધિ કહેવાય) જાણ્યા વિના ક્રિયામાં (પોતાની માન્યતા અનુસાર) પ્રવૃત્ત રહે છે. તેમ જ અફળવાદ એટલે કોઇ ક્રિયાના–કર્મના ફળ ભોગવવા પડતા નથી. કારણ કે આ મનુષ્ય શરીરનો નાશ થતાં આત્માનો નાશ માને છે તેથી મૃત્યુબાદ જીવ જેવું કોઇ સત્વ રહેતુ નથી તેથી પરલોક નથી તેથી ક્રિયાનુ ફળ ભોગવવું પડતુ નથી આવા પ્રકારની માન્યતાના દુરાગ્રહથી અન્ય તીર્થીઓ સમ્યક્ પ્રકારથી ધર્મનો સત્ય નિર્ણય કરવા સમર્થ થતાં નથી ક્ષમા આદિ દશ પ્રકારના યતિ ધર્મને જાણ્યા વિના જ વાણીથી મોક્ષની પ્રરૂપણા કરનારા તે અન્યતીર્થીઓ સંસાર રૂપ ઓઘના, સંસારના, ગર્ભના, જન્મોના, દુઃખના, મૃત્યુના પારને પામવા સમર્થ

થતા નથી અને જન્મ મરણ રૂપ સસાર પરિભ્રમણના ચક્રમાં દુઃખો ભોગવતા થકાં રહે છે એમ શ્રી તીર્થંકર દેવે કહેલ છે

नाणाविहाइं दुक्खाइं, अणुहोन्ति पुणो पुणो । संसार चक्कवालंमि, मच्चु वाहि जराकुले ॥ २६ ॥

શબ્દાર્થ (૧) ઘણા (૨) પ્રકારના (૩) દુઃખો (૪) અનુભવ કરતા (૫) વારવાર (૬) સસાર (૭) ચક્રમાં (૮) અન્યતીર્થિ (૯) મૃત્યુ (૧૦) વ્યાધી (૧૧) જરાવસ્થામી (૧૨) આકુલ.

ભાવાર્થઃ- મૃત્યુ વ્યાધિ, વૃદ્ધાવસ્થાથી વ્યાકુળ પરિપૂર્ણ આ સસારરૂપી ચક્રમાં અન્યતીર્થિઓ વારવાર દુઃખોને ભોગવતાં થકાં પરિભ્રમણ કરતા રહે છે આવા પ્રકારે મિથ્યાત્વ ભાવમાં આશક્ત રાખવાવાળા, કેટલાએક પુનર્જન્મને નહિ માનવાવાળા, કેટલાએક પાંચ મહાભૂતોને માનવાવાળા, કેટલાએક ક્ષણિકવાદને માનવાવાળા, કેટલાએક પરલોકને નહિ માનવાવાળા, કેટલાએક સમસ્ત જગતમાં એક જ આત્મા હોવાનું માનવાવાળા, કેટલાએક પૃથ્વી, પાણી, અગ્નિ, અને વાયુ એ ચાર ધાતુના સયોગથી શરીરરૂપે પરિણિત થતા જીવ સજ્ઞાની ઉત્પતિ હોવાની માન્યતાવાળા, કેટલાએક પાંચ મહાભૂતો અને છઠ્ઠો આત્માને શાશ્વત નિત્ય માનવાવાળા, કેટલાએક વળી ઇંડાથી લોકની ઉત્પતિને માનવાવાળા, કેટલાએક વળી દેવથી, ઈશ્વરથી, સ્વયભૂથી અને પ્રધાન પુરુષથી લોકની ઉત્પતિને માનનારા, આ પ્રમાણે જુદી જુદી રીતે માન્યતાવાળા પોતાની માન્યતામાં ગાઢ આસક્ત રહી, હિંસામા રક્ત રહી, પાંચ ઇન્દ્રિયોના વિષય ભોગોમાં આસક્ત બની. આરભ તથા પરિગ્રહ મમત્વમાં આસક્ત રહેલાં કર્મના સ્વરૂપને તથા તેના વિપાકોને નહિ જાણનારા નરક અને તિર્યંચ ગતિઓમાં વારવાર ઉત્પન્ન થઈ અસાતારૂપ દુઃખોને ભોગવતાં થકાં નવા નવા ભવોની વૃદ્ધિ કરતાં થકાં, સસારભાવની વૃદ્ધિ કરતા થકાં

જન્મ મરણ રૂપ સંસાર ચક્રમા પરિભ્રમણ કરે છે એમ જાણી વીતરાગ દેવના પ્રરૂપિત માર્ગની શ્રદ્ધા લાવી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ સયમ આરાધનથી સસાર પરિભ્રમણના હેતુરૂપ આઠ કર્મોનો ક્ષય કરી મોક્ષના શાશ્વતા સુખો પ્રાપ્ત કરી શકાય છે એમ જાણી સયમ પાલન કરવા અપ્રમત્ત રહેવા ભગવંતનો ઉપદેશ છે.

**[1]उच्चावयाणि [2]गच्छन्ता, [3]गब्भ[4]मेसन्ति [5]णन्तसो । [6]नाय-[7]पुत्ते [8]महावीरे, [10]एवमाह [11]जिणुत्तमे [9] ॥ २७ ॥**

**શબ્દાર્થ :** (૧) ઉંચી નીચી ગતિઓમા (૨) ભ્રમણ કરતાં (૩) ગર્ભવાસને (૪) પ્રાપ્ત કરે છે (૫) અનતવાર (૬) જ્ઞાત (૭) પુત્ર (૮) ભગવાન મહાવીર (૯) જિનોમાં ઉત્તમ (૧૦) આ પ્રમાણે (૧૧) કહેલ છે

**ભાવાર્થ**:— જ્ઞાત પુત્ર ભગવત શ્રી મહાવીરસ્વામીએ ઉપરોક્ત કથન કરેલ છે જે અન્ય તીર્થીઓ સર્વે ઉંચી નીચી ગતિઓમાં ભ્રમણ કરતાં થકા અનતવાર ગર્ભવાસરૂપ જન્મ મરણ કર્યા કરશે આ પ્રથમ અધ્યયનના પ્રથમ ઉદ્દેશામાં સ્વસિદ્ધાંત તથા પરસિદ્ધાંતની વ્યાખ્યા કરી છે

## પ્રથમ ઉદ્દેશો સમાપ્ત.

**[1]आघायं [2]पुण [3]एगेसिं, [4]उववन्ना [5]पुढो [6]जिया । [7]वेदयंति [8]सुहं [9]दुक्खं, [11]अदुवा [10]लुप्पन्ति ठाणओ ॥ १ ॥**

**શબ્દાર્થ** · (૧) કથન (૨) વળી (૩) કેટલાએક (૪) નારકાદિકનાભવોમાં ઉત્પન્ન થઇને (૫) પૃથક્ પૃથક્ (૬) જીવો (૭) વેદે છે (૮) સુખ (૯) દુ ખને આયુષ્ય પૂર્ણ થતા (૧૦) સ્થાન છોડી (૧૧) અન્ય સ્થળે ઉત્પન્ન થાય છે

ભાવાર્થઃ- વળી કેટલાએક નિયતવાદીનું એમ છે કે નરકાદિક ગતિઓમાં જીવો પૃથક્ પૃથક્ ઉત્પન્ન થઇ દેહની સ્થિતિ સુધી પૃથક્ પૃથક્ સુખ દુઃખનો અનુભવ કરતાં થકાં રહેલાં છે તે આયુષ્ય પૂર્ણ થતા સ્થાન છોડી અન્ય સ્થળે ઉત્પન્ન થાય છે આ અધિકારથી પણ મહાભૂતવાદી, પાંચ સ્કંધવાદી, તજ્જીવતચ્છરીરવાદી, આત્મઅદ્વૈતવાદી, તથા બૌદ્ધમતવાદી, આદિ સર્વ મિથ્યા દૃષ્ટિ મતોનું તેમની માન્યતાનું સહેજે ખંડન થઇ જાય છે કારણ કે જીવ એક ભવ છોડી બીજી ગતિમાં ઉત્પન્ન થવાનું તથા પૃથક્ પૃથક્ સુખ દુઃખ ભોગવવાનું નિયતવાદી પણ કબુલ કરે છે

न तं सयं कडं दुक्खं, कओ अन्नकडं च णं । सुहं वा जइ वा दुक्खं, सेहियं वा असेहियं ॥ २ ॥

सयं कडं न अन्नेहिं, वेदयन्ति पुढो जिया । संगइयं तं तहा तेसिं, इह मेगेसिमाहियं ॥ ३ ॥

શબ્દાર્થ (૧) નથી (૨) સ્વયં (૩) કૃત (૪) દુઃખ (૫) ક્યાંથી (૬) અન્ય (૭) કૃત (૮) સુખ (૯) દુઃખ (૧૦) સિદ્ધિથી (૧૧) અસિદ્ધિથી (૧૨) સ્વયં (૧૩) કૃત (૧૪) નહિ (૧૫) અન્ય કૃત નહિ (૧૬) જીવો (૧૭) અલગ અલગ (૧૮) ભોગવે છે સુખ દુઃખ (૧૯) નિયતિ કૃત (૨૦) એ બધા (૨૧) એમ (૨૨) કેટલાએકનું (૨૩) કહેવું છે

ભાવાર્થ- એ પ્રાણી સુખ, દુઃખ, અનુભવે છે અથવા એક સ્થાનથી બીજા સ્થાનમાં ઉત્પન્ન થાય છે એ સર્વ દુઃખાદિ સ્વયંકૃત નથી તેમ જ અન્ય કૃત કે ઈશ્વર કૃત પણ નથી વળી એ સ્વયંકૃત દુઃખ નથી ભોગવવું પડતુ તો અન્ય કૃત તો ક્યાંથી ભોગવવુ પડે ? પુરુષાર્થથી કે સ્વભાવિક કૃત સુખ દુઃખ નથી; પરંતુ જે જીવો સુખ અગર દુઃખ અલગ અલગ ભોગવે છે એ બધા નિયતિ કૃત ભોગવાય

છે એમ કેટલાએક અન્યતીર્થિઓનુ કહેવું છે આવી માન્યતા નિયતિવાદીઓની છે વિશેષ ખુલાસો મહારાજ શ્રી જવાહરલાલજી કૃત સૂત્ર કૃતાંગ પાના ૮૬–૮૭ માં જોવુ

**एवमेयाणि जंपंता, बाला पंडिअ माणिणो। नियया-नियंय संतं, अयाणंता अवुद्धिया ॥ ४ ॥**

શબ્દાર્થ (૧) એ પ્રમાણે (૨) પૂર્વોક્ત કથન (૩) કહેતા થકા (૪) અજ્ઞાનીઓ (૫) પંડિત હોવાનુ (૬) માનવાવાળા (૭) નિયત (૮) અનિયત (૯) એકાંત (૧૦) અજાણ (૧૧) બુદ્ધિ રહિત

ભાવાર્થ:– પૂર્વોક્ત કથનનુ નિયતિવાદનુ સમર્થન કરવાવાળા નિયતિવાદીઓ પોતે અજ્ઞાની હોવા છતાં પોતાને પડિત માનનારા જીવોના સુખ દુઃખોને એકાત નિયતિ કૃત હોવાની પ્રરૂપણા કરે છે. પરતુ એ બુદ્ધિહીન નિયતિવાદીઓ નિયત તથા અનિયતના સ્વરૂપના અજાણ છે– જાણુતા નથી કોઇ પણ સુખ અગર દુ:ખ નિયતિ કૃત હોય જ નહિ, પરંતુ પોતાના પ્રમાદવશથી તેમ જ અજ્ઞાનતાથી બધાયેલ કર્મોના ઉદયથી જ શુભાશુભના ઉદય પ્રમાણે સુખ અગર દુખની પ્રાપ્તિ હોય છે તે તેઓ જાણુતા નથી.

**एवमेगे उ पासत्था, ते सुज्जो विप्पगब्भिआ । एव उवट्ठिया सन्ता, न ते दुक्ख विमोक्खगा ॥ ५ ॥**

શબ્દાર્થ (૧) એ પ્રકારે (૨) કોઇ (૩) પાસ તથા (૪) વારવાર નિયતિ કૃત સુખ દુખ માનવા મનાવવાની (૫) ધૃષ્ટતા કરે છે (૬) એ રીતે સ્વમત–અનુસાર ક્રિયામાં (૭) પ્રવૃત્ત થવા (૮) છતા (૯) દુખોથી (૧૦) મુક્ત થઇ શકતા (૧૧) નથી

**ભાવાર્થ** – નિયતવાદીઓ, નિયતિ જ સુખ દુઃખની કર્તા છે એમ વારવાર ધૃષ્ટતા કરે છે અને પોતાના રચેલા સિદ્ધાંત અનુસાર પારલૌકની ક્રિયામાં ઉદ્યમવત થવા છતાં દુઃખોથી છૂટી શકતા નથી કારણ કે તેઓની સમજણ સત્યપથથી વિપરીત રહેલી છે આરભ છે તે દુઃખની વૃદ્ધિ કરાવનાર છે તેનુ તેઓને જ્ઞાન નથી

जविणो मिगा जहा सन्ता, परिताणेण वज्जिया ।
असंकियाइं संकन्ति, संकियाइं असंकिणो ॥ ६ ॥
परियाणियाणि संकंता, पासियाणि असंकिणो ।
अन्नाण भय संविग्गा संपलिंति तहिं तहिं ॥ ७ ॥

**શબ્દાર્થ** (૧) ચપળ (૨) મૃગ (૩) જે (૪) રહેલા (૫) રક્ષણ (૬) રહિત (૭) શકા રહિત સ્થાનમાં (૮) શકા કરે છે (૯) શકાવાળા સ્થાનમાં (૧૦) અશકિત રહે છે (૧૧) રક્ષણ યુક્ત સ્થાનમાં (૧૨) ભયની શકા રાખે છે (૧૩) પાસલાયુક્ત સ્થાનમાં (૧૪) અશકિત રહે છે (૧૫) અજ્ઞાન (૧૬) ભયથી (૧૭) ઉદ્વેગ પામેલા (૧૮) પાસલાયુક્ત સ્થાનમાં (૧૯) જઈ રહે છે

**ભાવાર્થ** – જેમ ચપળ મૃગલા શકા રહિત સ્થાનોમાં ભય હોવાની શકા કરે છે અને જ્યાં ભયરૂપ શકાવાળા સ્થાનો છે ત્યાં શકા કરતા નથી રક્ષણ રહિત મૃગલીઓ રક્ષણયુક્ત સ્થાનમાં ભય હોવાનુ માને છે અને ભયની શકા રાખે છે અને જ્યાં પાસલાયુક્ત ભયવાળા સ્થાનો છે ત્યાં નિઃશંક થઈ રહે છે આવા અજ્ઞાનીઓ ભયથી ઉદ્વિગ્ન મૃગલાઓ પાસયુક્ત સ્થાનમાં જઈ રહે છે એવી જ રીતે અન્ય દર્શનીઓ રક્ષણયુક્ત, સ્યાદ્વાદરૂપ, સમાધિયુક્ત ધર્મ જે આત્માને હિતકર છે ત્યાં શકા લાવી તેનાથી દૂર રહે છે અને અનર્થયુક્ત દુખના કારણ સમાન આત્માને અહિતકારક એવા

આરંભ અને પરિગ્રહ યુક્ત એકાંતવાદનો આશ્રય લે છે. જે સંસાર પરિભ્રમણને વધારનાર છે.

**अहं तं पवेज्ज वज्झं, अहे वज्झस्स वा वए । मुच्चेज्ज पयपासाओ तं तु मंदे न देहए ॥ ८ ॥**

**શબ્દાર્થ :** (૧) તે મૃગલાઓ (૨) બંધનને (૩) ઉલ્લંઘન કરી શકે (૪) એ બંધન (૫) નીચેથી (૬) છૂટી શકે તેમ છે (૭) પગ બંધન રૂપ પાશથી (૮) છૂટી શકે (૯) તે મૃગલાઓને (૧૦) મૂર્ખને તે છૂટવાના માર્ગને (૧૧) જાણી કે જોઇ શકતા (૧૨) નથી

**ભાવાર્થ:-** એ મૃગલાઓ કૂદીને પાસલાને ઉલ્લંઘીને અથવા તો પાસલાના બંધન નીચેથી નીકળી શકે તેમ છે અને પાસ બંધનથી મુક્ત થઇ શકે તેમ હોવા છતાં તે મુર્ખ મૃગલાઓ ભયથી વિહ્વળ થયેલા બંધનથી છૂટવાના માર્ગને દેખી શકતા નથી–જાણુતા નથી એ જ પ્રમાણે અન્ય તીર્થિઓ પણ કર્મબંધન રૂપ અને સંસાર પરિભ્રમણ રૂપ આરંભ પરિગ્રહ યુક્ત પોતાના માનેલા ધર્મથી–મતથી જ્ઞાન હીનતાના કારણે છૂટી શકતા નથી અને આત્મકલ્યાણ રૂપ મોક્ષ માર્ગને પ્રાપ્ત કરી શકતા નથી

**अहियप्पाऽहियपन्नाणे, विसमंतेणुवागए । स बद्धे पयपासेणं तत्थ घायं निगच्छइ ॥ ९ ॥**

**શબ્દાર્થ .** (૧) અહિત (૨) આત્માવાળા (૩) અહિત (૪) જ્ઞાનવાળા (૫) પાશયુક્ત વિષમ સ્થાનમાં (૬) જઇને (૭) મૃગો (૮) બંધાઇને (૯) પગ (૧૦) બંધન દ્વારા (૧૧) ત્યાં (૧૨) ઘાતને (૧૩) પામે છે

**ભાવાર્થ –** એ મૃગો પોતાનું જ અહિત કરવાવાળા પોતાની અહિત બુદ્ધિના કારણે બંધનયુક્ત વિષમ સ્થાનમા જતાં ત્યાં પાશથી બંધાઇને મૃત્યુને પ્રાપ્ત થાય છે

ભાવાર્થ – નિયતવાદીઓ, નિયતિ જ સુખ દુઃખની કર્તા છે એમ વારવાર ધૃષ્ટતા કરે છે અને પોતાના સ્વીકૃત સિદ્ધાંત અનુસાર પરલોકની ક્રિયામાં ઉદ્યમવંત થવા છતાં દુઃખોથી છૂટી શકતા નથી કારણ કે તેઓની સમજણ સત્યપથથી વિપરીત રહેલી છે આરંભ છે તે દુઃખની વૃદ્ધિ કરાવનાર છે તેનું તેઓને જ્ઞાન નથી

जविणो मिगा जहा सन्ता, परित्ताणेण वज्जिया ।
असंकियाइं संकन्ति, संकियाइं असंकिणो ॥ ६ ॥
परियाणिआणि संकता, पासियाणि असंकिणो ।
अन्नाण भय संविग्गा संपलिंति तहिं तहिं ॥ ७ ॥

શબ્દાર્થ (૧) ચંચળ (૨) મૃગ (૩) જે (૪) રહેલા (૫) રક્ષણ (૬) રહિત (૭) શંકારહિત સ્થાનમાં (૮) શંકા કરે છે (૯) શંકાવાળા સ્થાનમાં (૧૦) અશંકિત રહે છે (૧૧) રક્ષણ યુક્ત સ્થાનમાં (૧૨) ભયની શંકા રાખે છે (૧૩) પાસલાયુક્ત સ્થાનમાં (૧૪) અશંકિત રહે છે (૧૫) અજ્ઞાન (૧૬) ભયથી (૧૭) ઉદ્વેગ પામેલા (૧૮) પાસલાયુક્ત સ્થાનમાં (૧૯) જઈ રહે છે

ભાવાર્થ – જેમ ચંચળ મૃગલા શંકા રહિત સ્થાનોમાં ભય હોવાની શંકા કરે છે અને જ્યાં ભયરૂપ શંકાવાળા સ્થાનો છે ત્યાં શંકા કરતા નથી રક્ષણ રહિત મૃગલીઓ રક્ષણયુક્ત સ્થાનમાં ભય હોવાનું માને છે અને ભયની શંકા રાખે છે અને જ્યાં પાસલાયુક્ત ભયવાળા સ્થાનો છે ત્યાં નિર્ભય થઈ રહે છે આવા અજ્ઞાનીઓ ભયથી ઉદ્વિગ્ન મૃગલાઓ પાસયુક્ત સ્થાનમાં જઈ રહે છે એવી જ રીતે અન્ય દર્શનીઓ રક્ષણયુક્ત, સ્વાધ્યાયરૂપ, સમાધિયુક્ત, ધર્મ જે આત્માને હિતકર છે ત્યાં શંકા લાવી તેનાથી દૂર રહે છે અને અનર્થયુક્ત દુઃખના કારણ સમાન આત્માને અહિતકારક એવા

**શબ્દાર્થ :** (૧) સર્વાત્મક લોભ (૨) માન અહંકાર (૩) માયા (૪) ક્રોધ (૫) ત્યાગ કરવાથી (૬) કર્માંશ રહિત થવાય છે (૭) એ અર્થને (૮) મૃગ સમાન અજ્ઞાનીઓ (૯) છોડી દે છે

**ભાવાર્થ·–** લોભ, માન, માયા, ક્રોધ આદિ કષાયોને છોડ-વાથી–ત્યાગ કરવાથી જીવ કમ રહિત થાય છે એ અર્થને–ઉપદેશને મૃગ સમાન અજ્ઞાની જીવો છોડી દે છે. સત્ય ઉપદેશને ગ્રહણ કરતા નથી. મોહનીય કર્મના ત્યાગથી સર્વ કર્મનો અભાવ થાય છે. તે અર્થ ગ્રહણ કરતા નથી

**जे एयं नाभि जाणंति, मिच्छ दिट्ठी अणारिया । मिगा वा पासबद्धा ते, घायमेस्सन्ति णन्तसो ॥ १३ ॥**

**શબ્દાર્થ ·** (૧) જે (૨) મિથ્યાદૃષ્ટિ (૩) અનાર્ય પુરુષો (૪) ઉપર કહેલ અર્થને (૫) નથી (૬) જાણતા (૭) મૃગ સમાન (૮) પાશમાં બદ્ધ (૯) અનન્તવાર (૧૦) ઘાતને (૧૧) પ્રાપ્ત કરશે

**ભાવાર્થ:–** જે કોઇ મિથ્યાદષ્ટિ અનાર્યો ઉપર કહેલ અર્થને–મોક્ષમાર્ગને જાણતા નથી એ બધા મિથ્યાદષ્ટિઓ પોતાની પાસલા રૂપ આરભવાળી ક્રિયાઓમા બદ્ધ રહીને અનન્તવાર ઘાતને–મરણને પ્રાપ્ત કરશે આરભ છે એ જ જન્મ મરણરૂપ સસાર પરિભ્રમણના હેતુઓ છે

**माहणा समणा एगे, सव्वे नाणं सयं वए । सव्व-लोगेऽवि जे पाणा, न ते जाणंति किंचण ॥ १४ ॥**

**શબ્દાર્થ** (૧) કેટલાએક (૨) બ્રાહ્મણો (૩) શ્રમણો (૪) સર્વ (૫) પોત પોતાનાં (૬) જ્ઞાન (૭) બતાવે છે (૮) સર્વ લોકમાં (૯) જે (૧૦) પ્રાણીઓ રહેલા છે (૧૧) તેઓને (૧૨) પ્રાય (૧૩) જાણતા (૧૪) નથી

एवं तु समणा एगे, मिच्छदिट्ठि अणारिआ ।
असंकियाइं संकंति, संकियाइं असंकिणो ॥ १० ॥

શબ્દાર્થ (૧) એ પ્રકારે (૨) કેટલાએક (૩) શ્રમણો (૪) મિથ્યા દૃષ્ટિ (૫) અનાર્ય (૬) શંકા રહિત અનુષ્ઠાનોમાં (૭) શંકા કરે છે (૮) શંકાવાળા અનુષ્ઠાનોમાં (૯) શંકા કરતા નથી

ભાવાર્થ મૂર્ખ મૃગોની માફક કેટલાએક મિથ્યાત્વદૃષ્ટિવાળા અનાર્ય શ્રમણો આરંભ રહિત શંકા રહિત સુંદર ધર્મ અનુષ્ઠાનોમાં શંકા રાખે છે અને જ્યાં આત્માના અહિતરૂપ, આરંભરૂપ એકાંત પક્ષવાળા અનુષ્ઠાનો જે કર્મ બંધનના કારણરૂપ શંકાવાળાં છે ત્યાં શંકા કરતા નથી અને આરંભમાં રક્ત રહે છે

धम्म पण्णवणा जा सा, तं तु संकंति मूढगा । आरंभाइं
न संकंति, अवियत्ता अकोविया ॥ ११ ॥

શબ્દાર્થ : (૧) જે (૨) સત્ય ધર્મની પ્રરૂપણા છે (૩) તેમાં (૪) તે મૂર્ખ (૫) શંકા કરે છે (૬) જ્યાં આરંભ છે (૭) ત્યાં શંકા (૮) કરતા નથી (૯) અવિવેકી (૧૦) શાસ્ત્રના અજ્ઞાણ.

ભાવાર્થ:- મૂર્ખ, અજ્ઞાની, અવિવેકી શાસ્ત્રજ્ઞાનથી રહિત અન્ય તીર્થીઓ જ્યાં ક્ષમા આદિ દશ પ્રકારના સત્ય ધર્મની પ્રરૂપણા છે ત્યાં શંકા કરે છે અને પાપના કારણ રૂપ જ્યાં આરંભ છે ત્યાં શંકા કરતા નથી.

सव्वप्पगं विउक्कस्सं, सव्वं णूमं विहूणिया अप्पत्तिअं
अकम्मंसे, एयमट्ठं मिगे चुए ॥ १२ ॥

**શબ્દાર્થ** : (૧) સર્વાત્મક લોભ (૨) માન અહંકાર (૩) માયા (૪) ક્રોધ (૫) ત્યાગ કરવાથી (૬) કર્માંશ રહિત થવાય છે (૭) એ અર્થને (૮) મૃગ સમાન અજ્ઞાનીઓ (૯) છોડી દે છે

**ભાવાર્થ**:- લોભ, માન, માયા, ક્રોધ આદિ કષાયોને છોડવાથી-ત્યાગ કરવાથી જીવ કર્મ રહિત થાય છે એ અર્થને-ઉપદેશને મૃગ સમાન અજ્ઞાની જીવો છોડી દે છે. સત્ય ઉપદેશને ગ્રહણ કરતા નથી મોહનીય કર્મના ત્યાગથી સર્વ કર્મનો અભાવ થાય છે તે અર્થ ગ્રહણ કરતા નથી

१ ४ ५ ६ २ ३ ७
**जे एयं नाभि जाणंति, मिच्छ दिट्ठी अणारिया । मिगा**
८ १० ११ ९
**वा पासबद्धा ते, घायमेस्सन्ति णन्तसो ॥ १३ ॥**

**શબ્દાર્થ** : (૧) જે (૨) મિથ્યાદૃષ્ટિ (૩) અનાર્ય પુરુષો (૪) ઉપર કહેલ અર્થને (૫) નથી (૬) જાણતા (૭) મૃગ સમાન (૮) પાશમાં બદ્ધ (૯) અનન્તવાર (૧૦) ઘાતને (૧૧) પ્રાપ્ત કરશે

**ભાવાર્થ**:- જે કોઇ મિથ્યાદૃષ્ટિ અનાર્યો ઉપર કહેલ અર્થને-મોક્ષમાર્ગને જાણતા નથી એ બધા મિથ્યાદૃષ્ટિઓ પોતાની પાસલા રૂપ આરંભવાળી ક્રિયાઓમાં બદ્ધ રહીને અનન્તવાર ઘાતને-મરણને પ્રાપ્ત કરશે આરંભ છે એ જ જન્મ મરણરૂપ સંસાર પરિભ્રમણના હેતુઓ છે

२ ३ १ ४ ६ ५ ७ ८
**माहणा समणा एगे, सव्वे नाणं सयं वए । सव्व-**
९ १० १४ ११ १३ १२
**लोगेऽवि जे पाणा, न ते जाणंति किंचण ॥ १४ ॥**

**શબ્દાર્થ** (૧) કેટલાએક (૨) બ્રાહ્મણો (૩) શ્રમણો (૪) સર્વે (૫) પોત પોતાના (૬) જ્ઞાન (૭) બતાવે છે (૮) સર્વ લોકમાં (૯) જે (૧૦) પ્રાણીઓ રહેલા છે (૧૧) તેઓને (૧૨) પ્રાયઃ (૧૩) જાણતા (૧૪) નથી

ભાવાર્થ– કેટલાએક બ્રાહ્મણો તથા શ્રમણો સર્વે પોત પોતાના જ્ઞાનનુ કથન કરે છે બતાવે છે, પરંતુ લોકમા રહેલા સર્વ જીવોને જાણતા નથી (પૃથ્વી આદિ એકેન્દ્રિય વગેરેને જીવ જાણતા નથી) ત્રસ તથા સ્થાવરરૂપે જીવો રહેલા છે તે સર્વ જીવોને જાણતા નથી

मिलक्खू अमिलक्खुस्स, जहा वुत्ताणुभासए । ण हेउं से विजानाति, भासियं तऽणुभासए ॥ १५ ॥

શબ્દાર્થ (૧) મ્લેચ્છ પુરુષ (૨) આર્ય પુરુષના (૩) કથનને સાંભળી તેનું (૪) અનુવાદન કરે છે બોલે છે પરંતુ કથનના (૫) હેતુને (૬) જાણતા (૭) નથી (૮) આર્ય પુરુષના ભાષણના (૯) અનુવાદન કરનારા છે

ભાવાર્થ – જેમ આર્ય પુરુષો કથન કરે છે ઉપદેશ આપે છે એ જ પ્રમાણે મ્લેચ્છ પુરુષો કથન તો કરે છે; પરંતુ કથનના હેતુને જાણતા નથી ફકત આર્ય પુરુષોએ કરેલ ભાષણનુ અનુવાદન કરે છે (પરંતુ તેના અર્થને જાણતા નથી)

एवमन्नाणिया नाणं, वयन्ता वि सयं सयं । निच्छयत्थं न याणंति, मिलक्खुव्व अबोहिया ॥ १६ ॥

શબ્દાર્થ (૧) એ પ્રકારે (૨) જ્ઞાનહીન બ્રાહ્મણો તથા શ્રમણો (૩) પોતપોતાના (૪) જ્ઞાનનું (૫) કથન કરે છે (૬) નિશ્ચય (૭) અર્થને (૮) નથી (૯) જાણતા (૧૦) પૂર્વોક્ત મ્લેચ્છની માફક (૧૧) જ્ઞાન રહિત છે

ભાવાર્થ– એ પ્રકારે જ્ઞાન રહિત બ્રાહ્મણો તથા શ્રમણો પોતપોતાના જ્ઞાનનુ કથન કરે છે; પરંતુ નિશ્ચિત અર્થને જાણતા નથી આવા આર્ય ભાષાના અનુવાદન કરવાવાળા અર્થના જ્ઞાનથી હીન પૂર્વોક્ત મ્લેચ્છની માફક બોધ રહિત છે

**अन्नाणियाण वीमंसा, अन्नाणे ण विनियच्छइ । अप्पणो य परं नालं, कुत्तो अन्नाणुसासिउं ॥ १७ ॥**

**શબ્દાર્થ:** (૧) અજ્ઞાનવાદી (૨) વિચાર (૩) અજ્ઞાનવાદ (૪) નિશ્ચયકરવામા (૫) સમર્થ નથી (૬) પોતે પણ (૭) અજ્ઞાનવાદનો નિશ્ચય કરવા (૮) સમર્થ નથી તો (૯) શિક્ષા–ઉપદેશ દેવામા (૧૦) અન્યને (૧૧) કયાથી સમર્થ થાય

**ભાવાર્થ:–** અજ્ઞાનવાદીઓ એમ માને છે. જે અજ્ઞાન એ જ શ્રેષ્ઠ છે, પરંતુ એમ કહેવાવાળા અજ્ઞાનવાદીઓ જો એ પર્યાલોચનાત્મક વિચાર કરે છે અથવા પદાર્થનો નિશ્ચય કરવાની ઈચ્છા કરે છે. પરંતુ નિશ્ચયરૂપથી અજ્ઞાન વિષયમા સંગત થઇ શકતા નથી, સમર્થ થતા નથી. જ્ઞાન સત્ય છે કે અસત્ય છે તે નિશ્ચયથી નિર્ણય કરી શકતા નથી ખાલી વાતોમા અજ્ઞાન શ્રેષ્ઠ છે તેમ કથન કરે છે; પરંતુ દૃષ્ટાંતોથી અજ્ઞાન શ્રેષ્ઠ છે. તેમ નિશ્ચય કરી શકતા નથી, અજ્ઞાનવાદીઓ પોતાને શિક્ષા દેવામાં સમર્થ થતા નથી તો અન્યને શિક્ષા દેવામાં સમર્થ કયાથી થઇ શકે ? અજ્ઞાન પક્ષનો આશ્રય લેતા હોઇ અજ્ઞાની જ કહેવાય છે વિશેષ ખુલાસો મ. શ્રી જવાહરલાલ કૃત સૂત્ર કૃતાગ ભા ૧ પાનુ ૧૦૭–૧૦૮ માં છે.

**वणे मूढे जहा जन्तू, मूढे नेयाणुगामिए । दो वि एए अकोविया, तिव्व सोयं नियच्छइ ॥ १८ ॥**

**શબ્દાર્થ :** (૧) જેમ (૨) વનમાં (૩) દિશામૂઢ (૪) પ્રાણી (૫) દિશામૂઢ (૬) નેતાની (૭) પાછળ ચાલનાર (૮) બન્ને (૯) એએ માર્ગને (૧૦) નહિ જાણનાર (૧૧) તીવ્ર (૧૨) શોકને (૧૩) પ્રાપ્ત થાય છે

**ભાવાર્થ:–** જેમ કોઈ જંગલમાં–અટવીમા–વનમા દિશામૂઢ પ્રાણી અન્ય દિશામૂઢ પ્રાણીની પાછળ પાછળ ચાલનાર બન્ને

વ્યક્તિઓ તીવ્ર શોકને-દુઃખને પ્રાપ્ત કરે છે કારણ કે બન્ને વ્યક્તિ, માર્ગથી અજ્ઞાન છે જેથી અસહ્ય દુઃખને અથવા ઘોર જંગલને પ્રાપ્ત કરે છે એ જ દૃષ્ટાંતથી અજ્ઞાનવાદીઓ પોતે જ અજ્ઞાની હોઇ તેને અનુસરનારાઓ સંસાર પરિભ્રમણરૂપ અટવીમાં જન્મ મરણ કર્યા કરે છે અને દુઃખોને ભોગવે છે

अंधो अंध पहं नेन्तो, दूर मद्धाणुगच्छइ । आवज्जे
उप्पहं जन्तू, अदुवा पंथाणुगामिए ॥ १९ ॥

શબ્દાર્થ (૧) અંધ મનુષ્યને (૨) માર્ગમાં (૩) લઇ જતા (૪) અંધપુરુષ જ્યાં જવાનું છે ત્યાંથી (૫) દૂર (૬) માર્ગમાં (૭) લઇ જાય છે (૮) ઉત્પથને (૯) તે જીવ (૧૦) પ્રાપ્ત કરે છે (૧૧) અથવા (૧૨) અન્ય માર્ગમાં (૧૩) લઇ જાય છે

ભાવાર્થઃ- જેમ અંધમનુષ્ય માર્ગમાં અન્ય અંધ પુરુષને લઇ જતાં થકાં જે સ્થળે જવું છે ત્યાંથી દૂર સ્થળમાં લઇ જાય છે અગર ઉત્પથને પ્રાપ્ત થાય છે અથવા તો અન્ય માર્ગમાં ચાલ્યા જાય છે, પરંતુ જ્યાં જવાનું છે ત્યાં પહોંચી શકતા નથી આજ દૃષ્ટાંતે અજ્ઞાનીઓ સંસાર પરિભ્રમણથી છૂટી મોક્ષનાં સુખોને પ્રાપ્ત કરી શકતા નથી

एवमेगे वि नियागट्ठी, धम्ममाराहगा वयं । अदुवा
अहम्ममावज्जे, ण ते सव्वज्जुयं वए ॥ २० ॥

શબ્દાર્થ (૧) એ પ્રકારે (૨) કેટલાએક (૩) મોક્ષાર્થી કહે છે (૪) ધર્મના આરાધક છીએ (૫) અમે (૬) પરંતુ (૭) પ્રાપ્ત કરે છે (૮) અધર્મને (૯) સર્વ પ્રકારથી (૧૦) સરલ માર્ગને (૧૧) તેઓ (૧૨) પ્રાપ્ત કરી શકતા (૧૩) નથી.

**ભાવાર્થ** – આવા પ્રકારથી કોઇ કોઇ મોક્ષાર્થી કહે છે કે અમે ધર્મના આરાધક છીએ; પરંતુ ધર્મ આરાધના તો દૂર રહી પરંતુ અધર્મને પ્રાપ્ત કરે છે, સર્વ પ્રકારે સરલ માર્ગરૂપ સંયમને ગ્રહણ કરી શકતા નથી, ભાવ અંધકારમાં રહેલા આજીવિક આદિ અન્યદર્શનીઓ મોક્ષ તથા સદ્ધર્મને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે અને અમે ધર્મના આરાધક છીએ, એમ માની પ્રવ્રજ્યા ધારણ કરે છે, પરંતુ પ્રવ્રજિત બની પશ્ચાત્ પૃથ્વી, જલ તથા વનસ્પતિના વિનાશપૂર્વકની પચનપાચન આદિ ક્રિયાઓમાં પ્રવૃત્ત બની સ્વયં આરંભવાળા અનુષ્ઠાનો કરે છે અને એ પ્રમાણે અન્યને પણ ઉપદેશ આપે છે. તેથી સ્વયં પોતે અને તેઓને અનુસરનારાઓ બન્ને મોક્ષમાર્ગથી ભ્રષ્ટ થાય છે, અથવા મોક્ષની પ્રાપ્તિ તો દૂર રહી, પરંતુ સાવદ્યપ્રવૃત્તિથી અશુભ કર્મને પ્રાપ્ત કરે છે અને ઇષ્ટ અર્થને પ્રાપ્ત કરી શકતા નથી, પરંતુ વિપરીત અનર્થને પ્રાપ્ત કરે છે, આવી રીતે અસત્કર્મનાં અનુષ્ઠાન કરવાવાળા તથા અજ્ઞાનને જ કલ્યાણનું કારણ માનવાવાળા અજ્ઞાનવાદીઓ તથા આજીવિક આદિ અન્યતીર્થીઓ સદ્ધર્મરૂપ સરલમાર્ગ–સંયમ માર્ગને પ્રાપ્ત કરી શકતા નથી, પરંતુ સંસાર પરિભ્રમણની વૃદ્ધિ કર્યા કરે છે.

**[૨]एव[૩]मेगे [૪]वियक्काहिं, [૭]नो [૫]अन्नं [૬]पज्जुवासिया । [૮]अप्पणो**
**य वियक्काहिं, [૧૦]अय[૧૧]मंजूहिं [૧]दुम्मई ॥ २१ ॥**

**શબ્દાર્થ** (૧) દુર્બુદ્ધિ (૨) એ પ્રકારે (૩) કોઇ (૪) વિતર્કના કારણે (૫) જ્ઞાનવાદીની (૬) સેવા (૭) કરી શકતો નથી (૮) પોતાના (૯) વિતર્કના કારણે (૧૦) અજ્ઞાનવાદને શ્રેષ્ઠ સરલ માર્ગ (૧૧) માને છે

**ભાવાર્થ** – કોઇ દુર્બુદ્ધિ જીવ પૂર્વોક્ત વિકલ્પના કારણે જ્ઞાનવાદીના સરલ માર્ગને અનુસરતો નથી જ્ઞાનીઓની સેવા કરી

અજ્ઞાનીઓ તીવ્ર શોકને-દુઃખને પ્રાપ્ત કરે છે કારણ કે બન્ને અજ્ઞ, માર્ગથી અજ્ઞાન છે જેથી અસહ્ય દુઃખને અથવા ઘોર જંગલને પ્રાપ્ત કરે છે એ જ દૃષ્ટાંતથી અજ્ઞાનવાદીઓ પોતે જ અજ્ઞાની હોઈ તેને અનુસરનારાઓ સંસાર પરિભ્રમણરૂપ અટવીમાં જન્મ મરણ કર્યા કરે છે અને દુઃખોને ભોગવે છે

अन्धो अंधं पहं नेन्तो, दूर मद्धाणुगच्छइ । आवज्जे
उप्पहं जन्तू, अदुवा पंथाणुगामिए ॥ १९ ॥

શબ્દાર્થ (૧) અંધ મનુષ્યને (૨) માર્ગમાં (૩) લઈ જતા (૪) અંધપુરુષ જ્યાં જવાનું છે ત્યાંથી (૫) દૂર (૬) માર્ગમાં (૭) લઈ જાય છે (૮) ઉત્પથને (૯) તે જીવ (૧૦) પ્રાપ્ત કરે છે (૧૧) અથવા (૧૨) અન્ય માર્ગમાં (૧૩) લઈ જાય છે

ભાવાર્થઃ- જેમ અંધમનુષ્ય માર્ગમાં અન્ય અંધ પુરુષને લઈ જતાં થકાં જે સ્થળે જવું છે ત્યાંથી દૂર સ્થળમાં લઈ જાય છે અગર ઉત્પથને પ્રાપ્ત થાય છે અથવા તો અન્ય માર્ગમાં ચાલ્યા જાય છે; પરંતુ જ્યાં જવાનું છે ત્યાં પહોંચી શકતા નથી આજ દૃષ્ટાંતે અજ્ઞાનીઓ સંસાર પરિભ્રમણથી છૂટી મોક્ષનાં સુખોને પ્રાપ્ત કરી શકતા નથી

एवमेगे वि नियागट्ठी, धम्ममाराहगा वय । अदुवा
अहम्ममावज्जे, ण ते सव्वज्जुयं वए ॥ २० ॥

શબ્દાર્થ : (૧) એ પ્રકારે (૨) કેટલાએક (૩) મોક્ષાર્થી કહે છે (૪) ધર્મના આરાધક છીએ (૫) અમે (૬) પરંતુ (૭) પ્રાપ્ત કરે છે (૮) અધર્મને (૯) સર્વ પ્રકારથી (૧૦) સરલ માર્ગને (૧૧) તેઓ (૧૨) પ્રાપ્ત કરી શકતા (૧૩) નથી.

સ્થાપના અને પરમતનુ ખડન કરવામાં પોતાની વિદ્વતા બતાવે છે એ અન્ય તીર્થીઓ સત્ય સ્વરૂપને નહિ જાણનારા સંસારમાં દૃઢપણે બંધાયેલા છે.

**अहावरं पुरक्खायं, किरियावाइ दरिसणं। कम्म चिन्ता-पणट्ठाणं, संसारस्स पवड्ढणं ॥ २४ ॥**

**શબ્દાર્થ**. (૧) વળી અન્ય (૨) પૂર્વોક્ત (૩) ક્રિયાવાદીના (૪) દર્શન–મત છે (૫) તેઓ કર્મચિન્તાથી રહિત (૬) સંસારને (૭) વધારનાર

**ભાવાર્થ**:- વળી બીજા ક્રિયાવાદીઓના મત–દર્શન છે તે એકાંતવાદ હોઇ અજ્ઞાનતાના કારણે કર્મચિન્તાથી રહિત છે, તેઓનો મત–ક્રિયાવાદીઓનો મત છે તે સંસાર પરિભ્રમણને વધારનાર છે પ્રથમ અજ્ઞાનવાદીઓનો મત અજ્ઞાનથી કલ્યાણ પ્રાપ્ત થવાનુ માને છે જ્યારે ક્રિયાવાદીઓ ફક્ત જ્ઞાન રહિત ક્રિયાથી જ મોક્ષને માનનારા છે તેઓ કર્મની ચિન્તાથી રહિત હોઈ તથા એકાંતવાદ હોઇ મિથ્યાત્વભાવવાળા હોઈ સંસાર વૃદ્ધિના કરનારા જાણવા

**जाणं काएणऽणाउट्टी, अबुहो जं च हिंसति। पुट्ठो संवेयइ परं, अवियत्तं खु सावज्जं ॥ २५ ॥**

**શબ્દાર્થ** (૧) જો પુરુષ જાણતા થકા મનથી હિસા કરતા હોય પરતુ (૨) શરીરથી (૩) ન કરતા હોય (૪) નહિ જાણતા થકા શરીરથી (૫) હિસા કરતા હોય તેનુ ફળ કેવળ (૬) ભોગવટો હોય છે (૭) સ્પર્શમાત્ર (૮) સ્પષ્ટ ન હોય (૯) સાવદ્યકર્મ

**ભાવાર્થ** – જો કોઇ ક્રોધિત થઇ કોઇ પ્રાણીની મનથી હિંસા કરતા હોય, પરતુ શરીરથી હિંસા ન કરતા હોય અને જો કદાચ શરીરથી હિંસા કરતા હોય અને મનથી હિંસા ન કરતા હોય તો

શકતો નથી અને પોતાના વિતર્કથી અજ્ઞાનવાદ જ સરલ માર્ગ છે, મોક્ષ માર્ગ છે તેમ માને છે અને પોતે જ્ઞાની હોવાનો આગ્રહ રાખી અજ્ઞાનવાદને કલ્યાણનો માર્ગ માની અભિમાનથી જ્ઞાનીના ઉપદેશને ગ્રહણ કરી શકતો નથી તેથી મોક્ષમાર્ગથી દૂર રહે છે

१ २ ३ ४ ५ १० ११
एष तक्काई साहेन्ता, धम्माधम्मे अकोविया । दुक्खं ते
८ ६ ७
नाइतुट्टेन्ति, सउणी पंजरं जहा ॥ २२ ॥

શબ્દાર્થ (૧) એ પ્રકારે (૨) તર્કવડે પોતાના મતથી (૩) સિદ્ધપક્ષને સિદ્ધ કરે છે (૪) ધર્મ અધર્મના સ્વરૂપને (૫) નહિ જાણનારા (૬) દુઃખથી મુક્ત (૭) થઈ શકતા નથી (૮) પક્ષી (૯) પાંજરાને તોડી છૂટી શકતા નથી (૧ ) જેમ (૧૧) અજ્ઞાનવાદીઓ.

ભાવાર્થ – પૂર્વોક્ત પ્રકારે પોતાના તર્કથી મોક્ષપક્ષ સિદ્ધ કરનારા ધર્મ તથા અધર્મના સ્વરૂપને નહિ જાણનારા અજ્ઞાનવાદીઓ કર્મ બંધનને તોડી શકતા નથી જેમ પાંજરામાં રહેલ પક્ષી પાંજરાને તોડી શકતા નથી એ જ રીતે અજ્ઞાનવાદીઓ ધર્મ તથા પાપના વિપાકોને જાણતા નહિ હોવાથી સંસારરૂપી પાંજરામાંથી મુક્ત થવા સમર્થ થતા નથી

१ २ ५ ३ ४ ६ ७
सयं सयं पसंसंता, गरहन्ता परं वयं जे उ तत्थ
८ ६ ९
विउस्संति संसारं ते विउस्सिया ॥ २३ ॥

શબ્દાર્થ (૧) પોતપોતાના (૨) મતની પ્રશંસા કરતા અને (૩) પરના (૪) પ્રવચનની (૫) નિન્દા કરતા (૬) અન્યતીર્થીઓ (૭) પોતાના મતની સ્થાપના અને પરમતનું ખંડન કરનાર અન્યતીર્થીઓ (૮) પોતાની વિદ્વતા પ્રગટ કરે છે (૯) સંસારમાં (૧ ) અતિ દૃઢપણે બંધાયેલ છે

ભાવાર્થ – પોત પોતાના મતની પ્રશંસા અને અન્યના મતની પ્રરુપણાની નિન્દા કરનારા અન્યતીર્થીઓ પોતાના મતની

ાપના અને પરમતનુ ખડન કરવામાં પોતાની વિદ્વતા બતાવે છે ા અન્ય તીર્થીઓ સત્ય સ્વરૂપને નહિ જાણનારા સંસારમાં દૃઢપણે ધાયેલા છે.

१ २ ३ ४ ५
अहावरं पुरक्खायं, किरिआवाइ दरिसणं । कम्म चिन्ता-
६ ७
णट्ठाणं, संसारस्स पवड्ढणं ॥ २४ ॥

**શબ્દાર્થ** (૧) વળી અન્ય (૨) પૂર્વોક્ત (૩) ક્રિયાવાદીના (૪) ર્શન–મત છે (૫) તેઓ કર્મચિન્તાથી રહિત (૬) સસારને (૭) વધારનાર

**ભાવાર્થ**:- વળી બીજા ક્રિયાવાદીઓના મત–દર્શન છે. તે એકાંતવાદ હોઇ અજ્ઞાનતાના કારણે કર્મચિન્તાથી રહિત છે, તેઓનો મત–ક્રિયાવાદીઓનો મત છે તે સસાર પરિભ્રમણને વધારનાર છે પ્રથમ અજ્ઞાનવાદીઓનો મત અજ્ઞાનથી કલ્યાણ પ્રાપ્ત થવાનુ માને છે જ્યારે ક્રિયાવાદીઓ ફક્ત જ્ઞાન રહિત ક્રિયાથી જ મોક્ષને માન-નારા છે તેઓ કર્મની ચિન્તાથી રહિત હોઈ તથા એકાંતવાદ હોઇ મિથ્યાત્વભાવવાળા હોઈ સસાર વૃદ્ધિના કરનારા જાણવા

१ २ ३ ४ ५ ७
जाणं काएणऽणाउट्टी, अबुहो जं च हिंसति । पुट्ठो
६ ८ ९
संवेयइ परं, अवियत्तं खु सावज्जं ॥ २५ ॥

**શબ્દાર્થ** . (૧) જો પુરુષ જાણતા થકા મનથી હિંસા કરતા હોય પરતુ (૨) શરીરથી (૩) ન કરતા હોય (૪) નહિ જાણતા થકા શરીરથી (૫) હિસા કરતા હોય તેનુ ફળ કેવળ (૬) ભોગવટો હોય છે (૭) સ્પર્શમાત્ર (૮) સ્પષ્ટ ન હોય (૯) સાવદ્યકર્મ

**ભાવાર્થ** – જો કોઇ ક્રોધિત થઇ કોઇ પ્રાણીની મનથી હિંસા કરતા હોય, પરતુ શરીરથી હિંસા ન કરતા હોય અને જો કદાચ શરીરથી હિંસા કરતા હોય અને મનથી હિંસા ન કરતા હોય તો

કેવળ સ્પર્શમાત્ર કર્મબંધનના ફળનો અનુભવ—ભોગવટો હોય છે કારણ બન્ને પ્રકારથી કર્મબન્ધ સ્પષ્ટ થતો નથી આવા પ્રકારનું ક્રિયાવાદીઓનું અજ્ઞાન જન્ય દર્શન છે

संतिमे तउ आयाणा, जेहिं कीरइ पावगं ।
अभिकम्माय पेसाय, मणसा अणुजाणिया ॥ २६ ॥

શબ્દાર્થ (૧) એ ત્રણ (૨) કર્મબંધના (૩) કારણ છે (૪) જેના વડે (૫) કરાય છે (૬) પાપકર્મ (૭) સ્વયં આક્રમણ કરે અથવા (૮) કોઈ પ્રાણીને મારવા માટે નોકર આદિને મોકલે (૯) મનથી (૧૦) અનુજ્ઞા આપે.

ભાવાર્થ – ત્રણ કારણથી કર્મબન્ધન થાય છે તે ત્રણ કારણો એ છે જે સ્વયં પ્રાણીને મારવા આક્રમણ કરે અથવા નોકર આદિને મોકલી પ્રાણીની ઘાત કરાવે, અથવા પ્રાણીની ઘાત કરનારને અનુમોદન આપે તો કર્મબંધન થાય છે આ પ્રમાણે આરંભથી કર્મબંધન થાય છે એમ સૂત્રકારે અન્યતીર્થીઓને કર્મબંધનની વિગત બતાવેલ છે અન્યતીર્થીઓના મતનો નિષેધ કરે છે

एते उ तउ आयाणा, जेहिं कीरइ पावगं । एवं
भावविसोहीए, निव्वाणमभिगच्छई ॥ २७ ॥

શબ્દાર્થ (૧) એ (૨) ત્રણ (૩) કર્મબન્ધનાં કારણ છે (૪) જેના વડે (૫) પાપકર્મ (૬) કરાય છે (૭) એ પ્રકારે (૮) ભાવની વિશુદ્ધિથી (૯) મોક્ષને (૧૦) પ્રાપ્ત કરે છે

ભાવાર્થઃ– પૂર્વોક્ત એ ત્રણ કારણથી હિંસા થાય છે, એવો જિનમત છે; પરંતુ ક્રિયાવાદીઓ ચાર પ્રકારથી થતી હિંસા અવ્યક્ત અસ્પષ્ટ માને છે

૧ કાયાથી હિંસા કરે; પરતુ મનથી નહિ

૨. મનથી હિંસા કરે, પરતુ કાયાથી નહિ.

૩ ઇર્યા પથિક જતાં આવતાં થતી હિસા

૪. સ્વપ્નાન્તિક– સ્વપ્નમાં હિંસા કરી હોય

આ રીતે ચાર પ્રકારથી થતી હિંસાનુ ફળ–વિપાક ફક્ત જીવને સ્પર્શમાત્ર ભોગવવુ પડે, એટલે હિસા કરતાં ભાવની વિશુદ્ધિ હોય અને તે પ્રાણી ઉપર દ્વેષ ન કરે અને ઉપર મુજબ હિંસા થતી હોય તો પણ મોક્ષની પ્રાપ્તિ હોવાનુ ક્રિયાવાદીઓ બતાવે છે જેના ઉપર દૃષ્ટાંત નીચે મુજબ આપે છે

**पुत्तं पिया समारब्भ अहारेज्ज असंजए । भुंजमाणो य मेहावी, कम्मुणा नोवलिप्पइ ॥ २८ ॥**

**શબ્દાર્થ** (૧) કોઇ ગૃહસ્થ (૨) પિતા (૩) પુત્રને (૪) મારીને (૫) આહાર કરે (૬) ખાતા થકા દ્વેષરહિત હોય તો (૭) કર્મથી (૮) લેપાય નહીં (૯) મેહાવી

**ભાવાર્થ**– કોઇ વિપત્તિ સમયે કોઈ ગૃહસ્થ પિતા પોતાના પુત્રને મારીને તેનુ માંસ દ્વેષ રહિત ખાતા થકા કર્મથી લેપાય નહિ, એવી જ રીતે સાધુઓ પણ રાગદ્વેષ રહિત જીવ હિસા કરતા અગર માંસ ખાતા થકા કર્મથી લિપ્ત થતા નથી કારણ કે પુત્ર ઉપર દ્વેષ નથી. અહી પુત્રને મારી પિતા માંસનુ ભક્ષણ દ્વેષ વિના કરે તો કર્મથી લેપાય નહિ એ કથન તદ્દન અસત્ય છે જીવઘાત સમયે પોતાને પોતાના દેહ ઉપરનો રાગ છે અને મૃત્યુ પામનાર દુખ વેઠે છે તે વૈરબધનુ કારણ છે જેથી તેઓનુ કથન તદ્દન અસત્ય છે ઉપરોક્ત માન્યતા ક્રિયાવાદીઓની અજ્ઞાનથી ભરેલી હોઈ, ભ્રમણાથી હિસા કરવા છતાં મોક્ષની પ્રાપ્તિને માને છે હવે સૂત્રકાર ક્રિયાવાદીની માન્યતાનું ખડન નીચે મુજબ કરે છે.

मणसा जे पउस्संति, चित्तं तेसिं ण विज्जइ । अणवज्ज मतहं तेसिं, ण से संवुडचारिणो ॥ २९ ॥

**શબ્દાર્થ** (૧) જે કોઇ મનથી (૨) કોઇ પ્રાણી ઉપર દ્વેષ કરતો હોય (૩) તેનું (૪) ચિત્ત (૫) નિર્મળ હોય નહિ તેને કર્મનો (૬) ઉપચય ન હોય તે કહેવું (૭) મિથ્યા છે (૮) તેઓ (૯) સંવર સાથ (૧૦) વિચરનારા નથી.

**ભાવાર્થ** – જે કોઇ મનથી કોઇ પ્રાણી ઉપર દ્વેષ કરતો હોય તેઓનું ચિત્ત નિર્મળ હોઇ શકે નહિ. મનથી દ્વેષ કરનારને જો કાયાથી હિંસા ન કરે તો પાપ લાગે નહિ આવા પ્રકારનું ક્રિયાવાદીનું કથન મિથ્યા રહેલ છે કારણ કે તે ક્રિયાવાદીઓ સંયમ સહિત વિચરવાવાળા નથી જે કોઇ મનુષ્ય આદિ પ્રાણીનો વધ કરવા તૈયાર થાય તેઓનું ચિત્ત નિર્મલ હોય જ નહિ. મનના સંકલ્પ વિના કાયા કે વચન વ્યાપાર સંજ્ઞી જીવોને હોઇ શકે નહિ, જેથી ક્રિયાવાદીઓનું કથન તદ્દન અસત્ય રહેલ, છે સંસાર વૃદ્ધિનું કારણ છે જીવોના પરિણામ કલુષિત થયા વિના જીવોની ઘાત થઇ શકે નહિ.

इच्चेयाहि य दिट्ठीहिं, सायागारवनिस्सिया । सरणंति मन्नमाणा सेवंति पावगं जणा ॥ ३० ॥

**શબ્દાર્થ** (૧) પૂર્વોક્તએ (૨) દર્શનોના કારણે (૩) સુખભોગ તથા માન બડાઇમાં (૪) આસક્ત (૫) પોતાને શરણરૂપ (૬) માનના થકા (૭) સેવન કરે છે (૮) પાપનું (૯) અન્ય દર્શનીઓ પોતાના દર્શનને

**ભાવાર્થઃ**– પૂર્વોક્ત અન્યદર્શનીઓ, પોત પોતાનાં દર્શનોને આશ્રયી સુખભોગ તથા માન બડાઇમાં આસક્ત રહેતા થકા પોતાના દર્શનને પોતાના રક્ષક સમજીને પાપકર્મનું સેવન કરતા રહે છે અને જેવા પ્રકારના ભોજન પ્રાપ્ત થાય તેવા આધાકર્મી આદિ દોષવાળા ભોજનને પણ ખાય છે તેમ જ પોતાના દર્શનને સંસારથી ઉદ્ધાર કરનાર માને છે આવા પ્રકારના એકાંતવાદીઓના વ્યવહાર છે તે બધા અસત્ય અને સંસાર વૃદ્ધિના કારણ સમજવા

**जहा अस्साविणिं नावं जाइअंधो दुरुहिया । इच्छई पारमागन्तुं अन्तरा य विसीयई ॥ ३१ ॥**

**શબ્દાર્થ** : (૧) જેમ (૨) જન્માંધ પુરુપ (૩) છિદ્રવાળી (૪) નાવમાં (૫) બેસી (૬) ઇચ્છા કરે (૭) સામે પાર જવાની (૮) પરંતુ મધ્યમાં જ (૯) ડૂબી જાય છે.

**ભાવાર્થ**:- જેમ જન્માંધપુરુષ જે નાવ છિદ્રવાળી હોય જેમાં પાણી આવતું હોય તેવી નાવમાં બેસી સામા કાંઠે જવાની ઇચ્છા કરે છે. પરંતુ છિદ્રવાળી નાવ હોવાથી તે જન્માંધ પુરુષ પારને નહિ પામતા મધ્યમાં જ ડૂબી જાય છે અને મૃત્યુને પામે છે. એ જ રીતે જે આરંભ પરિગ્રહવાળાં દર્શનો છે તે સંસારના પારને પામી શકતા નથી; પરંતુ સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણ કરતા થકાં દુઃખો ભોગવે છે.

**एवं तु समणा एगे, मिच्छ-दिट्ठी अणारिया । संसार-पार-कंखी ते, संसारं अणुपरियट्टन्ति ॥ ३२**

**શબ્દાર્થ** · (૧) એ પ્રકારે (૨) કેટલાએક (૩) મિથ્યાદષ્ટિ (૪) અનાર્યો (૫) શ્રમણો (૬) સંસારને પાર (૭) પામવાની ઇચ્છાવાળા (૮) સંસારમાં (૯) પરિભ્રમણ કર્યા કરે છે

**ભાવાર્થ** – આવા પ્રકારે કેટલાએક મિથ્યાદષ્ટિ અનાર્ય શ્રમણો-સાધુઓ સંસારથી મુક્ત થવાની ઇચ્છાવાળા હોવા છતાં સત્યમાર્ગ પ્રાપ્ત નહિ થવાથી, પોતાની માન્યતાવાળા આરંભથી પણ મોક્ષ પ્રાપ્તિને માનવાવાળા હોવાથી, આરંભ અને પરિગ્રહમા આસક્ત હોવાથી છિદ્રવાળી નાવમા બેસી પાર પામવાવાળાની ઇચ્છાવાળાની માફક સંસારના પારને નહિ પામતા સંસારમાં જન્મ મરણરૂપ પરિભ્રમણ કર્યા કરે છે

## બીજો ઉદ્દેશો સમાપ્ત

मणसा जे पउस्संति, चित्तं तेसिं ण विज्जइ । अणवज्ज मतहं तेसिं, ण ते संवुडचारिणो ॥ २९ ॥

શબ્દાર્થ (૧) જે કોઇ મનથી (૨) કોઇ પ્રાણી ઉપર દ્વેષ કરતો હોય (૩) તેનું (૪) ચિત્ત (૫) નિર્મળ હોય નહિ તેને કર્મનો (૬) ઉપચય ન હોય તે કહેવું (૭) મિથ્યા છે (૮) તેઓ (૯) સંવર સાથ (૧૦) વિચરનારા નથી.

ભાવાર્થ – જે કોઇ મનથી કોઇ પ્રાણી ઉપર દ્વેષ કરતો હોય તેઓનુ ચિત્ત નિર્મળ હોઇ શકે નહિ. મનથી દ્વેષ કરનારને જો કાયાથી હિંસા ન કરે તો પાપ લાગે નહિ આવા પ્રકારનું ક્રિયાવાદીનું કથન મિથ્યા રહેલ છે કારણ કે તે ક્રિયાવાદીઓ સંયમ સહિત વિચરવાવાળા નથી જે કોઇ મનુષ્ય આદિ પ્રાણીનો વધ કરવા તૈયાર થાય તેઓનુ ચિત્ત નિર્મળ હોય જ નહિ. મનના સંકલ્પ વિના કાયા કે વચન વ્યાપાર સંજ્ઞી જીવોને હોઇ શકે નહિ, જેથી ક્રિયાવાદીઓનુ કથન તદ્દન અસત્ય રહેલ, છે સંસાર વૃદ્ધિનું કારણ છે જીવોના પરિણામ કલુષિત થયા વિના જીવોની ઘાત થઇ શકે નહિ

इच्चेयाहि य दिट्ठीहिं, सायागारवनिस्सिया । सरणंति मन्नमाणा सेवंति पावगं जणा ॥ ३० ॥

શબ્દાર્થ (૧) પૂર્વોક્તએ (૨) દર્શનોના કારણે (૩) સુખભોગ તથા માન બડાઇમાં (૪) આસક્ત (૫) પોતાને શરણરૂપ (૬) માનતા થકા (૭) સેવન કરે છે (૮) પાપનું (૯) અન્ય દર્શનીઓ પોતાના દર્શનને

ભાવાર્થ – પૂર્વોક્ત અન્યદર્શનીઓ પોત પોતાનાં દર્શનોને આશ્રયી સુખભોગ તથા માન બડાઇમાં આસક્ત રહેતા થકાં પોતાના દર્શનને પોતાના રક્ષક સમજીને પાપકર્મનું સેવન કરતા રહે છે અને જેવા પ્રકારના ભોજન પ્રાપ્ત થાય તેવા આધાકર્મી આદિ દોષવાળા ભોજનને પણ ખાય છે તેમ જ પોતાના દર્શનને સંસારથી ઉદ્ધાર કરનાર માને છે આવા પ્રકારના એકાંતવાદીઓના વ્યવહાર છે તે બધા અસત્ય અને સંસાર વૃદ્ધિના કારણ સમજવા

**શબ્દાર્થ** : (૧) આધાકર્મી આદિ આહારના (૨) દોષોને નહિ જાણનાર (૩) સંસારસ્વરૂપ અષ્ટકર્મના જ્ઞાનમાં (૪) અનિપુણ અન્યતીર્થી સમુદ્રની (૫) વૈશાલિક મત્સ્યની જેમ દુઃખી થાય છે (૬) જલની વાઢની સાથે (૭) જલના-પ્રભાવથી (૮) સૂકા અગર (૯) લીલા સ્થાનમાં (૧૦) આવીને પડનાર મત્સ્ય (વૈશાલિક) (૧૧) ઢંક અગર (૧૨) કંકક પક્ષી દ્વારા મૃત્યુને પ્રાપ્ત કરે છે દુઃખી થાય છે એની માફક આધાકર્મી દોષિત આહારના સેવન કરનાર (૧૩) માંસાર્થી (૧૪) દુ.ખી થાય છે.

**ભાવાર્થ**ઃ– આધાકર્મી આહારના દોષોને નહિ જાણનારા સંસાર સ્વરૂપને નહિ જાણનાર તથા આઠ પ્રકારના કર્મના જ્ઞાનમાં અનિપુણ આધા કર્મી આહારના સેવન કરનારા, વૈશાલિક મત્સ્યની જેમ દુઃખને પામે છે (સમુદ્રની ભરતીની સાથે જલના પ્રભાવથી તણાઇ સૂકા અગર લીલા સ્થાનમા વૈશાલિક નામે મત્સ્ય આવી પડે છે અને તે વિશાલ જાતિવાળી માછલી પાણી ઘટી જવાથી ત્યાથી પાછી સમુદ્રના પાણીમાં જઇ શકતી નથી અને ત્યાં માંસના અર્થી ઢક અને કંક આદિ પક્ષીઓ દ્વારા તે મત્સ્ય દુઃખી થઇ મૃત્યુને પામે છે અને સંસારમાં જન્મ મરણરૂપ પરિભ્રમણ કરે છે એટલે જીવઘાત–આરંભ એ જ સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણના હેતુ છે. એમ જાણી આત્માર્થી-ઓએ આરંભથી મુક્ત થવા ઉપયોગવંત રહેવા જરૂર જાણવી અને શ્રમણવર્ગે નિર્દોષ આહાર ગ્રહણ કરવા ઉપયોગવંત રહેવુ એ સાચા સાધકનો આચાર છે

**एवं तु समणा एगे, वट्टमाण–सुहेसिणो। मच्छा**
**वेसालिया चेव, घातमेस्संति णंतसो ॥ ४ ॥**

**શબ્દાર્થ** (૧) એ પ્રકારે (૨) વર્તમાનસુખની (૩) ઇચ્છાવાળા (૪) કોઇ (૫) શ્રમણ (૬) વૈશાલિક (૭) મત્સ્યની (૮) સમાન (૯ અનન્તવાર (૧૦) ઘાતને (૧૧) પ્રાપ્ત કરશે

जं किंचि उ पूइकडं, सड्ढी मागंतु मीहियं । सहस्स तरियं भुंजे, दुपक्खं चेव सेवइ ॥ १ ॥

શબ્દાર્થ (૧) જે આહાર (૨) થોડો પણ (૩) આધાકર્મી કણથી મિશ્રિત હોય (૪) શ્રદ્ધાવાન પુરુષે (૫) આવનાર મુનિઓ માટે (૬) બનાવેલ આહારને (૭) હજાર ઘરના અંતરે (૮) ખાય તો એ સાધુ ગૃહસ્થ તથા સાધુ (૯) બન્ને પક્ષના (૧૦) સેવનાર જાણવા

ભાવાર્થઃ- જે આહાર, આધાકર્મી આહારના એક કણથી પણ મિશ્રિત-અપવિત્ર હોય શ્રદ્ધાવાન ગૃહસ્થે આવનાર મુનિ માટે બનાવેલ હોય, એવા આહારને મુનિ એક હજાર ઘરના અંતર બાદ પણ સેવન કરે-ખાય, તો તે મુનિ, સાધુ તથા ગૃહસ્થ બન્ને પક્ષના સેવન કરનાર ગણાય, એટલે જે કોઈ ગૃહસ્થે મુનિને માટે (ઉદ્દેશથી) બનાવેલ આહાર કર્યો હોય તે આહાર સાધુ ગ્રહણ ન કરે. એટલે તે આહાર એક હજાર ઘર છોડી ત્યાં પોતાના સ્વજનો હોય ત્યાં તે આહારને તે ગૃહસ્થ મોકલાવે ને કદાચ તે સાધુ ફરતા ફરતા ત્યાં ગયા હોય તો પણ તે આહાર સાધુઓને કલ્પી શકે નહિ છતાં તેવા પ્રકારનો આહાર ગ્રહણ કરે તો તે સાધુ આચારથી ભ્રષ્ટ થાય ને સંસાર પરિભ્રમણ કરે.

तमेव अविजाणंता, विसमंसि अकोविया । मच्छा वेसालिया चेव, उदगस्स भियागमे ॥ २ ॥

उदगस्स पभावेण, सुक्कंसि घातमिंति उ । ढंकेहि य कंकेहि य, आमिसत्थेहि ते दुही ॥ ३ ॥

**શબ્દાર્થ :** (૧) આધાકર્મી આદિ આહારના (૨) દોષોને નહિ જાણનાર (૩) સંસારસ્વરૂપ અષ્ટકર્મના જ્ઞાનમા (૪) અનિપુણ અન્યતીર્થી સમુદ્રની (૫) વૈશાલિક મત્સ્યની જેમ દુ:ખી થાય છે (૬) જલની વાઢની સાથે (૭) જલના-પ્રભાવથી (૮) સૂકા અગર (૯) લીલા સ્થાનમાં (૧૦) આવીને પડનાર મત્સ્ય (વૈશાલિક) (૧૧) ઢક અગર (૧૨) કંકક પક્ષી દ્વારા મૃત્યુને પ્રાપ્ત કરે છે દુઃખી થાય છે એની માફક આધાકર્મી દોષિત આહારના સેવન કરનાર (૧૩) માંસાર્થી (૧૪) દુઃખી થાય છે.

**ભાવાર્થ** – આધાકર્મી આહારના દોષોને નહિ જાણનારા સંસાર સ્વરૂપને નહિ જાણનાર તથા આઠ પ્રકારના કર્મના જ્ઞાનમાં અનિપુણ આધા કર્મી આહારના સેવન કરનારા, વૈશાલિક મત્સ્યની જેમ દુ:ખને પામે છે (સમુદ્રની ભરતીની સાથે જલના પ્રભાવથી તણાઇ સૂકા અગર લીલા સ્થાનમાં વૈશાલિક નામે મત્સ્ય આવી પડે છે અને તે વિશાલ જાતિવાળી માછલી પાણી ઘટી જવાથી ત્યાંથી પાછી સમુદ્રના પાણીમાં જઇ શકતી નથી અને ત્યાં માંસના અર્થી ઢક અને કંક આદિ પક્ષીઓ દ્વારા તે મત્સ્ય દુ ખી થઇ મૃત્યુને પામે છે અને સંસારમાં જન્મ મરણરૂપ પરિભ્રમણ કરે છે એટલે જીવઘાત–આરંભ એ જ સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણના હેતુ છે. એમ જાણી આત્માર્થી-ઓએ આરંભથી મુક્ત થવા ઉપયોગવંત રહેવા જરૂર જાણવી અને શ્રમણવર્ગે નિર્દોષ આહાર ગ્રહણ કરવા ઉપયોગવત રહેવુ એ સાચા સાધકનો આચાર છે.

**एवं[1] तु समणा[5] एगे[4], वट्टमाण[2]-सुहेसिणो[3] । मच्छा[7]**
**वेसालिया[6] चेव[8], घातमेस्संति[10][11] णंतसो[9] ॥ ४ ॥**

**શબ્દાર્થ** (૧) એ પ્રકારે (૨) વર્તમાનસુખની (૩) સુખ[illegible]વાળા (૪) કોઇ (૫) શ્રમણુ (૬) વૈશાલિક (૭) મત્સ્યની (૮) સમાન (૯ અનન્તવાર (૧૦) ઘાતને (૧૧) પ્રાપ્ત કરશે

**ભાવાર્થ** :- ઇશ્વરવાદીઓ કહે છે જે આ લોક જીવ, અજીવ, સુખ, દુઃખ, યુકત ઇશ્વરકૃત છે સાંખ્યવાદીઓ કહે છે કે આ લોક પ્રધાનાદિકૃત છે એટલે કેટલાક અન્યતીર્થીઓ જગતના તથા સુખદુઃખના કર્તા ઈશ્વરને માને છે. ( આવી રીતે એકાંતવાદીઓના જુદા જુદા અભિપ્રાયો નિશ્ચય રહિત છે )

**सयंभुणा कडे लोए, इइ वुत्तं महेसिणा । मारेण संथुया माया, तेण लोए असासए ॥ ७ ॥**

**શબ્દાર્થ** . (૧) સ્વયભૂએ (૨) લોકને (૩) બનાવેલ છે (૪) એમ (૫) મહર્ષિ (૬) કહે છે (૭) યમરાજે (૮) માયા (૯) રચેલ છે (૧૦) એ કારણે (૧૧) અનિત્ય છે (૧૨) લોક

**ભાવાર્થ** - કોઇ અન્યતીર્થીઓ કહે છે કે સ્વયભુ-વિષ્ણુએ આ જગતની રચના કરી છે એમ અમારા મહર્ષિ કહે છે, યમરાજે માયા રચી છે, પુન કહે છે કે સ્વયભૂએ લોકને ઉત્પન્ન કર્યા બાદ અત્યન્ત ભારના ભયથી જગતને મારનાર યમરાજને બનાવ્યા અને યમરાજે માયા રચી એ માયાથી લોકો મરે છે, આવા પ્રકારના સિદ્ધાંતો, મનો કલ્પીત (ઘડત) રચી લોકને અશાશ્વત માને છે, પરતુ જગત્ કોઈનુ બનાવેલ નથી, તેમજ શાશ્વત છે, અનાદિ છે, જેનો અત નથી, પરતુ આઠ પ્રકારના કર્મોથી બદ્ધ જીવો સસારમા વારવાર નવા નવા જન્મ લઇ મૃત્યુ પામી ચાર ગતિરૂપ સસારમાં પરિભ્રમણ કરે છે એમ શ્રી કેવળજ્ઞાની ભગવત મહાવીર સ્વામીનો ઉપદેશ છે

**माहणा समणा एगे, आह अंडकडे जगे । असो तत्तमकासीय, अयाणंता मुसं वदे ॥ ८ ॥**

શબ્દાર્થ (૧) કોઇ (૨) બ્રાહ્મણ (૩) શ્રમણ (૪) જગતને (૫) ઇંડાથી ઉત્પન્ન થયેલ હોવાનું (૬) કહે છે (૭) પદાર્થના સમૂહને (૮) બનાવેલ છે (૯) બ્રહ્માએ જાણનારાઓ (૧૦) વસ્તુના સ્વરૂપને નહિ (૧૧) આ રીતે મૃષા (૧૨) બોલે છે

ભાવાર્થ – કોઇ બ્રાહ્મણ તથા શ્રમણ કહે છે કે આ જગત ઇંડાથી ઉત્પન્ન થયેલ છે પ્રથમ જગત શૂન્ય હતુ પશ્ચાત બ્રહ્માએ સર્વ પદાર્થોને ઉત્પન્ન કરેલ છે વસ્તુના સ્વરુપને નહિ જાણનાર આ રીતે મન ઘડત મૃષા બોલે છે અને પોતાના મતનુ સ્થાપન કરે છે

सएहि परियाएहिं, लोय बूया कडेति य । तत्त
तेण वियाणंति, ण विणासी कयाइवि ॥ ९ ॥

શબ્દાર્થ (૧) પોતાના (૨) અભિપ્રાયથી (૩) લોકને (૪) ઉત્પન્ન કર્યાનુ (૫) બતાવે છે (૬) તેઓ (૭) વસ્તુતત્ત્વને (૮) નથી (૯) જાણતા (૧૦) થવાનો નથી (૧૧) વિનાશ (૧૨) આ જગતનો ક્યારે પણ

ભાવાર્થ :– પૂર્વોક્ત કહેવા મુજબ અન્ય દર્શનીઓ પોતાની ઇચ્છાથી, અથવા યુક્તિથી લોકને ઉત્પન્ન કર્યાનુ બતાવે છે કે કોઇ જગતને દેવકૃત કોઇ બ્રહ્મકૃત, કોઇ ઈશ્વરકૃત, કોઇ પ્રધાનાદિકૃત, કોઇ સ્વયભૂકૃત, કોઇ વળી ઇંડાથી લોક ઉત્પન્ન થવાનુ બતાવે છે કોઇ કહે છે કે માયાને યમરાજે રચી છે કોઇ કહે છે જે અમારા સ્થાપિત સિદ્ધાંતો સત્ય છે અન્યના મતો સત્ય નથી આવા પ્રકારે વસ્તુ તત્ત્વને નહિ જાણનારા અન્યતીર્થીઓ મન ફાવે તેમ પોતાના કથનને જ સત્ય મનાવવા ફાવે તેમ બોલે છે આવી રીતે અન્ય-દર્શનીઓ એકાંતવાદને પોષી રહ્યા છે આ બાબત સૂત્રકૃતાંગ ભા ૧ પા. ૧૩૭ થી ૧૫૪ સુધીમાં મ. શ્રી. જવાહરલાલજી કૃતમા વધારે ખુલાસો લખેલ છે

अमणुन्न[1] समुप्पायं[3], दुक्खमेव[2] विजाणिया[4] । समुप्पाय[5]
मजाणन्ता[6], कहं[8] नायंति[9] संवरं[7] ? ॥ १० ॥

શબ્દાર્થ. (૧) અશુભ અનુષ્ઠાનથી (૨) દુઃખ (૩) ઉત્પન્ન થાય છે (૪) એ જાણવું જોઈએ (૫) દુઃખની ઉત્પત્તિના કારણ (૬) નહિ જાણવાવાળા લોકો દુઃખનો નાશ કરવાના (૭) ઉપાયને (સંવરને) (૮) ક્યાંથી (૯) જાણી શકે.

**ભાવાર્થ** :– અશુભ અનુષ્ઠાનો–કાર્યો (હિંસાઆદિ) કરવાથી દુઃખની ઉત્પત્તિ હોય છે. જો લોક દુઃખની ઉત્પત્તિના કારણને જાણે નહિ તો દુઃખના નાશના કારણને ક્યાથી જાણી શકે ? એટલે દુઃખની ઉત્પત્તિના અને નાશના હેતુ જાણ્યા વિનાની ક્રિયાઓ તે પણ આરંભ પરિગ્રહવાળી ક્રિયાથી દુઃખનો નાશ થતો નથી પરંતુ સંસારવૃદ્ધિરૂપ જન્મ, જરા મરણ અથવા ઇષ્ટ વિયોગ આદિ અનેક દુઃખોથી પીડિત બની અન્યતીર્થીઓ અરહટ યંત્રની (રેંટની) માફક અનન્તકાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરે છે.

सुद्धे[1] अपावए[2] आया[3], इह[6] मेगेसि[4] माहियं[5] । पुणो[7]
किड्डापदोसेणं[8], सो तत्थ अवरज्झई[9] ॥ ११ ॥

શબ્દાર્થ (૧) શુદ્ધ (૨) પાપરહિત છે પરંતુ (૩) આત્મા (૪) કેટલા-એકના (૫) કથન છે જે (૬) આ જગત્માં (૭) પુન. (૮) રાગદ્વેષના કારણથી (૯) બંધાય છે

**ભાવાર્થ**.– આ જગત્મા કોઇનુ કથન એ છે કે આત્મા શુદ્ધ પાપ રહિત છે પરંતુ રાગદ્વેષના કારણથી આત્મા ફરી બંધાઇ જાય છે, ગોશાલક મતાનુયાયીનો મત એવો છે જે મનુષ્યભવમા શુદ્ધ આચરણથી નિષ્પાપ બની સર્વ કર્મોથી રહિત બની મોક્ષમાં જાય

શબ્દાર્થ (૧) કોઇ (૨) બ્રાહ્મણ (૩) શ્રમણ (૪) જગતને (૫) ઇંડાથી ઉત્પન્ન થયેલ હોવાનું (૬) કહે છે (૭) પદાર્થના સમૂહને (૮) બનાવેલ છે (૯) બ્રહ્માએ જાણનારાઓ (૧૦) વસ્તુના સ્વરૂપને નહિ (૧૧) આ રીતે મૃષા (૧૨) બોલે છે

ભાવાર્થ:– કોઈ બ્રાહ્મણ તથા શ્રમણ કહે છે કે આ જગત ઇંડાથી ઉત્પન્ન થયેલ છે પ્રથમ જગત્ શૂન્ય હતુ પશ્ચાત બ્રહ્માએ સર્વ પદાર્થોને ઉત્પન્ન કરેલ છે વસ્તુના સ્વરુપને નહિ જાણનાર આ રીતે મન ઘડત મૃષા બોલે છે અને પોતાના મતનુ સ્થાપન કરે છે

सएहिं परियाएहिं, लोयं बूया कडेति य । तत्तं
तेण विपाणति, ण विणासी कयाइवि ॥ ९ ॥

શબ્દાર્થ (૧) પોતાના (૨) અભિપ્રાયથી (૩) લોકને (૪) ઉત્પન્ન કર્યાનું (૫) બતાવે છે (૬) તેઓ (૭) વસ્તુતત્ત્વને (૮) નથી (૯) જાણતા (૧૦) થવાનો નથી (૧૧) વિનાશ (૧૨) આ જગતનો ક્યારે પણ.

ભાવાર્થ – પૂર્વોક્ત કહેવા મુજબ અન્ય દર્શનીઓ પોતાની ઇચ્છાથી અથવા યુક્તિથી, લોકને ઉત્પન્ન કર્યાનુ, બતાવે છે કે કોઇ જગતને દેવકૃત કોઇ બ્રહ્મકૃત કોઇ ઇશ્વરકૃત, કોઇ પ્રધાનાદિકૃત, કોઇ સ્વયભૂકૃત, કોઇ વળી ઇંડાથી લોક ઉત્પન્ન થયાનુ બતાવે છે કોઇ કહે છે કે માયાને યમરાજે રચી છે કોઇ કહે છે જે અમારા રચેલા સિદ્ધાંતો સત્ય છે અન્યના મતો સત્ય નથી આવા પ્રકારે વસ્તુ તત્ત્વને નહિ જાણનારા અન્યતીર્થીઓ મન ફાવે તેમ પોતાના દર્શનને જ સત્ય મનાવવા ફાવે તેમ બોલે છે આવી રીતે અન્ય દર્શનીઓ એકાંતવાદને પોષી રહ્યા છે આ બાબત સૂત્રકૃતાંગ ભા ૧ પા. ૧૩૭ થી ૧૫૪ સુધીમાં મ શ્રી જવાહરલાલજી કૃતમા વધારે ખુલાસો લખેલ છે

**શબ્દાર્થ :** (૧) બુદ્ધિમાન પુરુષ (૨) એ લોકોનો વિચાર કરીને નિશ્ચય કરે કે (૩) એ અન્યતીર્થીઓ (૪) બ્રહ્મચર્યમા (૫) સ્થિત (૬) નથી (૭) અન્યતીર્થી (૮) એ સર્વ (૯) પૃથક્ પૃથક્ (૧૦) બતાવે છે (૧૧) શ્રેષ્ઠ પોતપોતાના સિદ્ધાંતોને.

**ભાવાર્થ:-** બુદ્ધિમાન પુરુષ, એ અન્યતીર્થીઓનો વિચાર કરીને નિશ્ચય કરે કે એ લોકો બ્રહ્મચર્ય પાલન કરી શકતા નથી તથા એ સર્વ અન્યતીર્થીઓ કામભોગોમાં આસક્ત પોતપોતાના સિદ્ધાંતોને જ શ્રેષ્ઠ હોવાનું બતાવે છે અને કામભોગની આસક્તિના કારણે સત્ય માર્ગને ગ્રહણ કરી શકતા નથી.

**सए सए उवट्ठाणे सिद्धिमेव न अन्नहा । अहो इहेव वसवत्ती सव्वकाम समप्पिए ॥ १४ ॥**

**શબ્દાર્થ :** (૧) પોતપોતાના (૨) અનુષ્ઠાનોમાં સિદ્ધ હોવાનુ બતાવે છે (૩) અન્ય સ્થળે (૪) સિદ્ધિ (૫) નથી (૬) મોક્ષ પ્રાપ્તિ કે પૂર્વ (૭) આ જન્મમાં (૮) જિતેન્દ્રિય બનવુ જોઇએ (૯) તેઓની સર્વ કામનાઓ (૧૦) સિદ્ધ થાય છે

**ભાવાર્થ:-** દરેક દર્શનવાળા પોતપોતાનાં અનુષ્ઠાનોમાં સિદ્ધિ પ્રાપ્ત થવાનું બતાવે છે, અન્ય સ્થળમાં સિદ્ધિનો નિષેધ બતાવે છે, વળી કેટલાએક એવું કથન કરે છે કે જિતેન્દ્રિય બને તો પોતાની સર્વ કામનાની સિદ્ધિ થાય છે, શૈવ–એકદન્ડીમતવાળા કહે છે કે દીક્ષા ગ્રહણ કરવી, ગુરુચરણની સેવા કરવી, પોતાના સિદ્ધાંત મુજબ અનુષ્ઠાનો કરતાં મનુષ્ય સમસ્ત સાંસારિક પ્રપંચોથી રહિત મુક્તિને પ્રાપ્ત કરી શકે છે, બીજા પ્રકારથી નહિ, શૈવપંથી દીક્ષાથી મોક્ષ પ્રાપ્તિ માને છે, એકદન્ડી લોકો પચીસ તત્ત્વોના જ્ઞાનથી મુક્તિ બતાવે છે, વેદાંતી, ધ્યાન, અધ્યયન તથા સમાધિ માર્ગના અનુષ્ઠાનોથી

છે પુનઃ પોતાના શાસનની પૂજા અને પરશાસનનો અનાદર થતો દેખી મોક્ષમાં રહેલ જીવોને હર્ષ ઉત્પન્ન થાય છે અને પોતાના શાસનનો અનાદર થતો દેખી દ્વેષ ઉત્પન્ન થાય છે આવા કારણોથી મોક્ષમાં રહેલા જીવો રાગદ્વેષથી લિપ્ત બને છે અને તે કારણે કર્મ રજથી આત્મા મલિન બને છે જેથી કર્મના ભારથી ફરી તે આત્માઓ સંસારમાં જન્મ ધારણ કરે છે. આવા પ્રકારનાં ભ્રમપૂર્ણ કથનો અન્યતીર્થિઓનાં રહેલાં છે સત્ય વસ્તુને સમજી શકતા નથી.

**इह संवुडे मुणी जाए, पच्छा होइ अपावए । वियडम्बु जहा भुज्जो, नीरय सरयं तहा ॥ १२ ॥**

શબ્દાર્થ (૧) આ મનુષ્યભવમાં જે જીવ (૨) યમનિયમમાં રક્ત (૩) મુનિ (૪) બને છે (૫) પછી (૬) પાપરહિત (૭) બને છે પશ્ચાત્ (૮) જલ રજથી (૯) જેમ (૧૦) ફરીથી (૧૧) નિર્મલ (૧૨) મલિન બને છે તેમ (૧૩) આત્મા મલિન બને છે

ભાવાર્થ :– જે જીવ મનુષ્યભવ પામી યમ નિયમમાં તત્પર રહેતો મુનિપદને પ્રાપ્ત કરી પાપ રહિત બને છે, પશ્ચાત રાગદ્વેષના કારણથી આત્મા જેમ નિર્મલ જલ, રજથી મલિન બને છે, તેમ આત્મા મલિન બને છે આવા પ્રકારની માન્યતા અન્ય તીર્થિઓની રહેલી છે, પરંતુ શ્રી જિનેશ્વરદેવના માર્ગમાં જે જીવો જ્ઞાન, દર્શન, ચારિત્રનું આરાધન કરી સંસારથી અષ્ટકર્મોથી મુક્ત થઈ સિદ્ધમાં ગયેલ છે તે આત્મા ફરી સંસારમાં આવતા નથી. આ સત્ય હકીકતને અન્યતીર્થિઓ જાણી શકતા જ નથી તેથી સંસાર પરિભ્રમણ કર્યા કરે છે

**एताणुवीति मेहावी, बंभचेरे ण से वसे । पुढो पावाउया सव्वे, अक्खायारो सयं सयं ॥ १३ ॥**

[1]असंवुडा [2]अणाईयं [4]भमिहिन्ति [3]पुणो पुणो । [3]कप्पकाल-[6]मुवज्जन्ति [7]ठाणा [8]आसुर[9]किव्विसिया ॥ १६ ॥

શબ્દાર્થ : (૧) ઇન્દ્રિય વિજયથી રહિત અન્યદર્શની આદિ (૨) રહિત (૩) સંસારમા વારવાર (૪) પરિભ્રમણ કરશે (૫) ચિરકાળ સુધી (૬) ઉત્પન્ન થાય છે (૭) સ્થાનોમાં (૮) અસુર (૯) કિલ્વિષીમા.

ભાવાર્થ:— ઇન્દ્રિયવિજયથી રહિત અન્ય દર્શનીઓ વારંવાર સંસારમા પરિભ્રમણ કર્યા કરશે બાળ તપના પ્રભાવથી અસુર સ્થાનોમાં ચિરકાળ સુધી કિલ્વિષી દેવતાપણે ઉત્પન્ન થઇ પશ્ચાત્ સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણ કરતા રહેશે પાખંડી લોકો મોક્ષ પ્રાપ્તિ માટે સાવધાન થઇ ઇન્દ્રિયો તથા મનને વશ રાખી શકતા નથી અને એવો બકવાદ કરે છે કે ઇન્દ્રિયોના અનુરોધથી સર્વ વિષયોના ઉપભોગ કરવાથી પરલોકમા મુક્તિની પ્રાપ્તિ થાય છે, આવા પ્રકારે ભોળા જીવોને ઉપદેશ આપી અસત્ય રસ્તે લઇ જાય છે આવા દૂરાચારના કારણે કર્મપાસમાં બધાઇ વારંવાર નરક આદિ અધમ ગતિઓમાં યાતના સ્થાનોમાં ઉત્પન્ન થઇ દુઃખોને ભોગવે છે. આવી રીતે અન્ય તીર્થીઓની સ્થિતિ જાણી સાધક આરંભ પરિગ્રહથી નિવૃત્ત થાય.

## ત્રીજો ઉદ્દેશો સમાપ્ત.

[2]एए [3]जिया [1]भो ! न [4]सरणं, [5]बाला [6]पण्डिय[7]माणिणो ।
[8]हिच्चा [9]णं [10]पुव्वसंजोगं, [11]सिया [12]किच्चोवएसगा ॥ १ ॥

સિદ્ધિની પ્રાપ્તિ બતાવે છે, કેટલાએક બતાવે છે કે અમારાં અનુષ્ઠાનો કરવાથી મોક્ષ પ્રાપ્તિ પહેલાં આ જન્મમાં આઠ પ્રકારની ઐશ્વર્યવાળી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, (યોગવિદ્યાના પ્રભાવથી શરીરને સુક્ષ્મ બનાવવું, કુશપાન હલકુ બનાવવુ, શરીરને મોટું બનાવવુ, ઇચ્છા પ્રમાણે વસ્તુને પ્રાપ્ત કરવી, શરીર તથા મનને કબજામાં રાખવા અન્ય જીવોને પોતાને વશ કરવા, ચાલવામાં કોઈ વસ્તુનો પ્રતિઘાત ન થવો, ઇચ્છિત વસ્તુ ભોગવવાની ઇચ્છા પુરી થતા સુધી તેનો નાશ ન થવો ) આ રીતે સર્વે દર્શનવાળા પોતાના અભિપ્રાયવાળાં અનુષ્ઠાનોમાં મુક્તિ બતાવે છે, પરંતુ તે બધાઓ આરંભ અને પરિગ્રહમાં આસક્ત છે તો જ્યાં સુધી આરંભ અને પરિગ્રહમાં આસક્ત ભાવ છે ત્યાં સુધી સિદ્ધિ પ્રાપ્ત થતી નથી; પરંતુ જન્મ, જરા, મરણ રૂપ સંસારચક્રમાં પરિભ્રમણ કરવું પડે છે સ્વપરના ભેદ વિજ્ઞાન સાથે પાંચ ઇન્દ્રિયોના વિષયના ત્યાગથી તથા આરંભ પરિગ્રહના ત્યાગ અને જ્ઞાન દર્શન ચારિત્રના સંપૂર્ણ આરાધનથી મોક્ષપ્રાપ્તિ હોવાનું જ્ઞાની ભગવંતોએ બતાવેલ છે એ જ સત્ય છે

सिद्धा य ते अरोगा य, इहमेगेसि माहिय सिद्धिमेव पुरोकाउ, सासए गढिया नरा ॥ १५ ॥

શબ્દાર્થ (૧) સિદ્ધપુરુષો (૨) નિરોગ હોય છે (૩) આ લોકમાં (૪) કોઇ (૫) એમ કહે છે (૬) સિદ્ધિને (૭) સામે રાખી (૮) પોતાના દર્શનમાં (૯) મનુષ્યો (૧૦) બદ્ધ રહે છે

ભાવાર્થઃ- અન્ય દર્શનીઓ કહે છે કે અમારા દર્શનનાં અનુષ્ઠાનોથી જેઓ સિદ્ધિને પ્રાપ્ત કરે છે તેઓ નિરોગી હોય છે અન્યદર્શનીઓ સિદ્ધિને સામે રાખી પોતાના દર્શનમાં બદ્ધ-આસક્ત રહે છે,

**असंवुडा अणाईयं भमिहिन्ति पुणो पुणो । कप्पकाल-मुवज्जन्ति ठाणा आसुरकिव्विसिया ॥ १६ ॥**

**શબ્દાર્થ** : (૧) ઇન્દ્રિય વિજયથી રહિત અન્યદર્શની આદિ (૨) રહિત (૩) સંસારમાં વારવાર (૪) પરિભ્રમણ કરશે (૫) ચિરકાળ સુધી (૬) ઉત્પન્ન થાય છે (૭) સ્થાનોમાં (૮) અસુર (૯) કિલ્વિષીમા.

**ભાવાર્થ**:– ઇન્દ્રિયવિજયથી રહિત અન્ય દર્શનીઓ વારંવાર સંસારમા પરિભ્રમણ કર્યા કરશે બાળ તપના પ્રભાવથી અસુર સ્થાનોમાં ચિરકાળ સુધી કિલ્વિષી દેવતાપણે ઉત્પન્ન થઇ પશ્ચાત્ સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણ કરતા રહેશે. પાખંડી લોકો મોક્ષ પ્રાપ્તિ માટે સાવધાન થઇ ઇન્દ્રિયો તથા મનને વશ રાખી શકતા નથી અને એવો બકવાદ કરે છે કે ઇન્દ્રિયોના અનુરોધથી સર્વ વિષયોના ઉપભોગ કરવાથી પરલોકમા મુક્તિની પ્રાપ્તિ થાય છે, આવા પ્રકારે ભોલા જીવોને ઉપદેશ આપી અસત્ય રસ્તે લઈ જાય છે. આવા દૂરાચારના કારણે કર્મપાસમાં બંધાઇ વારંવાર નરક આદિ અધમ જાતિઓમાં યાતના સ્થાનોમાં ઉત્પન્ન થઇ દુ:ખોને ભોગવે છે. આવી રીતે અન્ય તીર્થીઓની સ્થિતિ જાણી સાધક આરંભ પરિગ્રહથી નિવૃત્ત થાય.

## ત્રીજો ઉદ્દેશો સમાપ્ત.

**एए जिया भो ? न सरणं, बाला पण्डियमाणिणो । हिच्चा णं पुव्वसंजोगं, सिया किच्चोवएसगा ॥ १ ॥**

શબ્દાર્થ (૧) હે શિષ્યો ! (૨) એ અન્ય તીર્થીઓ કામક્રોધાદિથી (૩) પરાજિત પોતાના શિષ્યોનું (૪) રક્ષણ કરવા સમર્થ નથી (૫) અજ્ઞાની પોતાને (૬) પંડિત માને છે (૭) સ્વજન આદિ (૮) છોડી (૯) પૂર્વ પરિગ્રહ (૧૦) સંબંધ (૧૧) અન્ય પરિગ્રહોમાં તથા આરંભમાં આસક્ત રહે છે ગૃહસ્થોના (૧૨) કાર્યોનો (૧૩) ઉપદેશ આપે છે

ભાવાર્થ – એ અન્યદર્શનીઓ કામ ક્રોધાદિકથી પરાજિત હોય હે શિષ્ય ! સંસારથી રક્ષણ કરવામાં સમર્થ નથી થતા અજ્ઞાની હોવા છતાં પોતાને પંડિત માને છે એ લોકો પોતાના પૂર્વ પરિચિત માતાપિતા બંધવ આદિ સ્વજનો તથા પરિગ્રહ વગેરેનો સંબંધ છોડી સાધુ બની પશ્ચાત્ આરંભ તથા પરિગ્રહમાં આસક્ત બની રહે છે અને ગૃહસ્થના કાર્યનો ઉપદેશ આપે છે એમ જાણી આવા પાસત્થાઓના સંગથી આત્માર્થી સાધકોએ દૂર રહેવું

तं च भिक्खू परिन्नाय, वियं तेसु ण मुच्छए ।
अणुक्कस्से अप्पलीणे, मज्झेण मुणि जावए ॥ २ ॥

શબ્દાર્થ (૧) વિદ્વાન ( ) સાધુ (૩) અન્યતીર્થીઓ (૪) જાણીને તેના (૫) અનુષ્ઠાનોમાં (૬) મૂર્છિત (૭) ન બને (૮) વસ્તુના સ્વરૂપના જાણનાર મુનિ (૯) કોઈ પ્રકારનો મદ નહિ કરતા (૧ ) ગૃહસ્થોનો કોઈ વસ્તુનો સંબંધ ન રાખતાં (૧૧) માધ્યસ્થવૃત્તિથી (૧૨) વ્યવહાર કરે.

ભાવાર્થઃ– વિદ્વાન સાધુ અન્યતીર્થીઓ, અસત્ય ઉપદેશ દેવાવાળા, તથા આરંભ પરિગ્રહમાં આસક્ત અશુભ અનુષ્ઠાનોવાળા, ઇત્યાદિ મલિન ચિત્તવાળા, આત્માનું અહિત કરવાવાળાને જાણી તેનામાં મૂર્છિત ન બને, તેઓનો સંબંધ ન રાખે, અને કોઈ પ્રકારનો મદ નહિ કરતાં ગૃહસ્થી તથા અન્યતીર્થીઓના સંસર્ગ રહિત માધ્યસ્થવૃત્તિથી જીવન વ્યતીત કરી આત્મકલ્યાણના માર્ગ તરફ દૃષ્ટિ રાખી રહે અને સંયમ પાલનમાં અપ્રમાદ ભાવથી રહે.

सपरिग्गहा य सारंभा, इहमेगेसि-माहियं । अपरिग्गहा अणारंभा, भिक्खू ताणं परिव्वए ॥ ३ ॥

શબ્દાર્થ : (૧) પરિગ્રહ રાખવાવાળા તથા (૨) આરંભ કરવાવાળા પણ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે (૩) એમ મોક્ષ વિષયમાં (૪) કોઈ (૫) કહે છે પરંતુ (૬) પરિગ્રહ તથા (૭) આરંભ રહિત પુરુષના (૮) ભાવભિક્ષુ (૯) શરણુમાં (૧૦) જાય

ભાવાર્થ:- કોઈ અન્યતીર્થી કહે છે કે પરિગ્રહ રાખવાવાળા તથા આરંભ કરવાવાળા જીવો પણ મોક્ષમા જાય છે, પરંતુ ભાવભિક્ષુએ તો પરિગ્રહ રહિત, તથા આરંભ રહિતના શરણુમાં જવું તેજ આત્મકલ્યાણુનો હેતુ જાણવો પરતીર્થીઓનુ કહેવું અસત્ય જાણવું. કોઇ એમ પણ કહે છે કે શિર તથા મૂછ મુંડાવાની કોઇ જરૂર નથી કેવલ ગુરુની કૃપાથી જ પરમ અક્ષરની પ્રાપ્તિ અથવા દીક્ષાની પ્રાપ્તિ થઇ શકે છે આ વચનો બધા આસક્ત પુરુષોનાં છે એમ જાણી તેનો સંગ નહિ કરવો એ આત્માર્થીએ ઉપયોગ રાખવો. આરંભ અને પરિગ્રહને જન્મ મરણરૂપ સંસાર વૃદ્ધિના હેતુ જાણી સાધકે આરંભ પરિગ્રહથી દૂર રહેવુ

कडेसु घासमेसेज्जा, विऊ दत्तेसणं चरे । अगिद्धो विप्पमुक्को अ, ओमाणं परिवज्जए ॥ ४ ॥

શબ્દાર્થ : (૧) ગૃહસ્થોએ પોતાના માટે બનાવેલ આહારમાંથી (૨) વિદ્વાન મુનિ (૩) આહારની (૪) ગવેષણા કરે (૫) ગૃહસ્થોએ દીધેલ આહાર (૬) લેવાને ઇચ્છે એ રીતે (૭) આસક્તિ રહિત તથા (૮) રાગદ્વેષ વર્જિત બની કોઇ અન્યનુ (૯) અપમાન (૧૦) ન કરે

ભાવાર્થ - વિદ્વાન સાધુ અન્ય દ્વારા બનાવેલ એટલે, ગૃહસ્થોએ પોતાના માટે બનાવેલ આહારમાંથી દોષ રહિત આહારની

ગવેષણા કરે તથા ગૃહસ્થે દીધેલ આહાર ગ્રહણ કરવાની ઇચ્છા કરે આહારમાં મૂર્છા ન રાખે તથા રાગદ્વેષ કરે નહિ, તેમજ અન્ય કોઇનું અપમાન ન કરે.

लोगवायं णिसामिज्जा, इहमेगेसि माहियं । विपरीयपन्नसंभूयं, अन्नउत्तं तयाणुया ॥ ५ ॥

શબ્દાર્થ (૧) લોકવાદ અથવા પૌરાણિકના વાદને (૨) સાંભળવા જોઇએ (૩) એમ (૪) કેટલાએકનું (૫) કહેવું છે પરંતુ એ પૌરાણિકના સિદ્ધાંત (૬) વિપરીત (૭) બુદ્ધિથી (૮) રચિત છે (૯) અન્ય અવિવેકીઓએ કહેલ તેના (૧૦) અનુગામી છે

ભાવાર્થ – કેટલાએક દર્શનીઓ કહે છે કે પાખંડીઓ તથા પૌરાણિકોની વાત લોકવાદના કથનને સાંભળવું જોઇએ પરંતુ પૌરાણિકોનું કથન વિપરીત બુદ્ધિથી ઉત્પન્ન તથા અન્ય અવિવેકીઓના કથન સમાન મિથ્યા છે અને તે લોકવાદના અનુગામી છે

अणंते निइए लोए, सासए न विणस्सई । अंतवं णिइए लोए, इति धीरोऽतिपासई ॥ ६ ॥

શબ્દાર્થ (૧) આ લોક (૨) અનન્ત (૩) નિત્ય (૪) શાશ્વત (૫) વિનાશી (૬) નથી (૭) આ લોક (૮) નિત્ય (૯) અન્તવાળો (૧૦) એમ (૧૧) ધીર પુરુષ (૧૨) અત્યન્ત દેખે છે

ભાવાર્થ:– આ લોક અનન્ત નિત્ય તથા શાશ્વત છે તેનો વિનાશ થવાનો નથી વળી કોઇ એમ કહે છે કે આ લોક અન્તવાન (સીમિત) તથા નિત્ય છે એમ વ્યાસ આદિ ધીરપુરુષો દેખે છે તેમજ નિત્યનો અર્થ એ માને છે જે પુરુષ હોય તે મૃત્યુ પામી

પુરુષ જ થાય સ્ત્રી મૃત્યુ પામી સ્ત્રી થાય એક જ સ્વભાવવાળો લોક છે વળી કેટલાક સાત દ્વીપવાળી પૃથ્વી હોવાનુ માને છે. જેથી પરિણામવાળો લોક માને છે કોઇ કહે છે જે પુત્ર રહિત પુરુષને માટે કોઇ લોક નથી બ્રાહ્મણ દેવતા છે અને કુત્તા યક્ષ હોવાનું, તથા ગાયને મારવાવાળાને કોઈ લોક મળતો નથી. આવી આવી ભ્રમપૂર્ણ વાતો કરે છે, વળી પાછા કહે છે જે આવા પ્રકારના લોકવાદને સાંભળવો જોઈએ આવા મિથ્યાવાદને પોષણરૂપ અન્ય- તીર્થીઓના આચાર વ્યવહાર બધા સંસાર પરિભ્રમણની વૃદ્ધિના હેતુ સમજી તેઓના સંગથી દૂર રહેવું.

**अपरिमाणं[1] वियाणाई[2], इहमेगेसिं[3][4] माहियं[5] । सव्वत्थ[6] सपरिमाणं[7], इति[8] धीरोऽतिपस्सई[9][10] ॥ ७ ॥**

**શબ્દાર્થ :** (૧) પરિમાણ રહિત (૨) જાણે છે· (૩) લોકમાં (૪) કેટલાએક (૫) કહે છે (૬) સર્વત્ર (૭) પરિમાણસહિત (૮) એહ (૯) ધીર- પુરુષ અત્યન્ત (૧૦) દેખે છે

**ભાવાર્થ:**– કેટલાએક અન્યતીર્થીની માન્યતા એ છે કે અતીન્દ્રિય પદાર્થોને જાણવાવાળા પુરુષ અવશ્ય છે; પરંતુ સર્વ પદાર્થના જ્ઞાતા (જોવાવાળા) સર્વજ્ઞ પુરુષ છે જ નહિ. પરિમિત પદાર્થોને જાણવાવાળા પુરુષો હોય છે, એમ ધીરપુરુષો કહે છે. આશય એ છે કે અન્યતીર્થીઓના તીર્થંકર અતીન્દ્રિય પદાર્થનો દેખવાવાળા છે. છતા પરિમિત પદાર્થોને જ જોવે છે, દેખે છે, તેથી સર્વજ્ઞ નથી; એટલે અપરિમિત જ્ઞાની હોવા છતાં પરિમિત પદાર્થને જ જુએ છે, જાણે છે, એટલે ઇષ્ટ અર્થને જાણવું ને જોવું, કીડાની સંખ્યાના જ્ઞાનની શી જરૂર છે ? તેમ તેઓ માને છે, બ્રહ્મા, દિવ્ય એક હજાર વરસ સુધી સૂઇ રહે છે, એ સમયે કિંચિત માત્ર દેખતા નથી, પણ જ્યારે જાગે છે, ત્યારે દેખે છે, આવા પ્રકારનો લોકવાદ રહેલો છે. આવા અજ્ઞાનીઓનો સંગ ન કરવો.

जे केइ तसा पाणा, चिट्ठंति अदु थावरा। परियाए अत्थि से अंजू जेण ते तस्स थावरा ॥ ८ ॥

શબ્દાર્થ (૧) જે કોઈ (૨) ત્રસ અથવા (૩) જીવો (૪) સ્થાવર (૫) સ્થિત છે (૬) પર્યાય (૭) હોય છે (૮) તેની (૯) અવશ્ય (૧૦) જે (૧૧) ત્રસ હોય તે (૧૨) સ્થાવર અને સ્થાવર હોય તે ત્રસ થાય છે

ભાવાર્થઃ– આ લોકમાં જેટલા ત્રસ અને સ્થાવર જીવો છે તે અવશ્ય એક બીજાની પર્યાયમાં ઉત્પન્ન થાય છે ત્રસ હોય તે સ્થાવર થાય છે ને સ્થાવર હોય તે ત્રસમાં ઉત્પન્ન થાય છે અન્ય તીર્થીઓની માન્યતા ગાથા છઠ્ઠીમાં બતાવેલ જીવોનું નિત્યપણું–પુરુષ મૃત્યુ પામી પુરુષ જ થાય તે હકીકત અસત્ય છે આ ઉપદેશ તો સંપૂર્ણ જ્ઞાની ભગવંત મહાવીરનો છે જીવોના શુભાશુભ કર્માનુસાર પર્યાય પલટતી રહે છે એકાંત આગ્રહ ન રાખવો.

उरालं जगओ जोगं विवज्जास पलेंति य। सव्वे अक्कंत दुक्खय, अओ सव्वे अहिंसया ॥ ९ ॥

શબ્દાર્થ (૧) ઔદારિક જીવોની (૨) અવસ્થા (૩) વિશેષ સ્થૂલ છે કારણ સર્વ જીવો એક અવસ્થાને છોડી બીજી અન્ય (૪) અવસ્થામાં (૫) જાય છે તથા (૬) સર્વ જીવોને (૭) દુઃખ (૮) અપ્રિય છે (૯) તેથી (૧૦) કોઈપણ (૧૧) જીવની હિંસા નહિ કરવી.

ભાવાર્થ– ઔદારિક જીવોની અવસ્થા વિશેષ સ્થૂલ છે કારણ કે સર્વ પ્રાણીઓ એક અવસ્થાને છોડી અન્ય બીજી અવસ્થા (પર્યાય–વિપર્યાય)માં ઉત્પન્ન થાય છે તેમજ સર્વ જીવોને દુઃખ અપ્રિય છે તેથી કોઈ પણ જીવની હિંસા કરવી નહી, સંસારી સર્વ

જીવો ભિન્ન ભિન્ન પર્યાયોમાં બદલતા રહે છે, કારણ કે ઔદારિક શરીરવાળા સર્વ જીવોના યોગ-વ્યાપાર અવસ્થા વિશેષ સ્થૂલ છે. ઔદારિક શરીરવાળા પ્રાણી ગર્ભ કલલ અથવા અર્બુદરૂપ પૂર્વ અવસ્થાને છોડી તેથી વિપરીત બાળકુમાર અથવા યૌવન વૃદ્ધાવસ્થા આદિ સ્થૂલ અવસ્થાઓને પ્રાપ્ત કરે છે આશય એ છે કે ઔદારિક શરીરવાળા મનુષ્ય આદિ પ્રાણીઓની કાલકૃત કુમાર આદિ અવસ્થાઓ પ્રત્યક્ષ ભિન્નભિન્ન દેખાય છે. (પરંતુ એક સરખી અવસ્થા રહેતી નથી.) એ રીતે સ્થાવર અને જંગમ સર્વપ્રાણીઓ ભિન્ન ભિન્ન અવસ્થાઓને પ્રાપ્ત કરે છે તેમ જ સાંસારિક સર્વ પ્રાણી શારીરિક અને માનસિક દુઃખોથી પીડિત રહેલ છે અને સર્વ પ્રાણીઓને દુઃખ અપ્રિય છે. સુખ પ્રિય છે જાણી કોઈ જીવની હિંસા નહિ કરવી તે આત્મકલ્યાણના તથા સુખના હેતુઓ છે. એમ જાણવું. વૈક્રિય શરીરવાળા જીવોમાં બાળપણું યુવાનપણુ વૃદ્ધાવસ્થા આદિ અવસ્થા વિશેષરૂપ નથી. એક અંતર્મુહુર્તમા જેટલી અવગાહના થવાની હોય તે થઈ જાય છે. દેવ નારકી વૈક્રિય શરીરવાળા અપૂર્ણ આયુષ્યે મૃત્યુ પામતા નથી.

**एयं[१] खु[२] नाणिणो[३] सारं[४], जं न हिंसइ[७] किंचण[६]। अहिंसा[८] समयं[९] चेव, एतावन्तं[१०] वियाणिया[११] ॥ १० ॥**

**શબ્દાર્થ** : (૧) એ જ (૨) નિશ્ચયથી (૩) વિવેકી-જ્ઞાનીઓનો (૪) ન્યાય સંગત છે (૫) કોઈ જીવની (૬) હિંસા (૭) ન કરે (૮) અહિંસા આશ્રયી સર્વ જીવો સાથે (૯) સમભાવ રાખવો (૧૦) આ પ્રમાણે (૧૧) જાણવું.

**ભાવાર્થ**:- કોઈ પણ જીવોની હિંસા નહિ કરવી એ જ્ઞાની પુરુષને માટે ન્યાય સંગત છે, જ્ઞાનની પ્રાપ્તિનો એ જ સાર છે, સાથોસાથ જ્ઞાન-પ્રાપ્તિનો સાર એ છે જે મૃષા ન બોલે, અદત્ત ગ્રહણ

ન કરે મૈથુન સેવન ન કરે, પરિગ્રહ કે પરિગ્રહ મમત્વ ન રાખે, રાત્રિ ભોજન ન કરે, આ બધાં વ્રતો નિયમો જ્ઞાન પ્રાપ્તિનું ફળ સારરૂપ જાણવું, જેમ પોતાને મરણ અપ્રિય છે, એ જ રીતે સર્વ જીવોને મરણ અપ્રિય છે, એમ જાણી કોઈ જીવોને પીડા—કષ્ટ ઉત્પન્ન થાય તેવા કાર્યોથી અલગ રહેવું તે આત્મકલ્યાણનો સમાધિનો સુખનો માર્ગ છે

सुसिए य विगय गेही, आयाणं सम्म रक्खए । चरिआसण
सेज्जासु, भत्तपाणे य अंतसो ॥ ११ ॥

શબ્દાર્થ : (૧) દશ પ્રકારની સાધુ સમાચારીમાં સ્થિત આહારાદિમાં (૨) આસક્તિ રહિત સાધુ (૩) જ્ઞાન દર્શન તથા ચારિત્રની સમ્યક્ પ્રકારથી (૪) રક્ષા કરે (૫) ચાલવામાં (૬) બેસવામાં (૭) શયનમાં તથા (૮) ભોજન (૯) પાણીના વિષયમાં (૧૦) સદા ઉપયોગ રાખે.

ભાવાર્થ – દશ પ્રકારની સાધુ સમાચારીમાં સ્થિત તથા આહારાદિમાં આસક્તિ રહિત, મુનિ જ્ઞાન, દર્શન, ચારિત્રની ઉપયોગ પૂર્વક રક્ષા કરતા થકા ચાલવા, બેસવા, તથા શયનમાં યત્ના રાખે તથા ભાત પાણીમાં ઉપયોગ રાખી રહેવા, જાગૃત રહે

एतेहिं तिहिं ठाणेहिं संजए सततं मुणी । उक्कस जलणं
णूम, मज्झत्थ च विगिंचए ॥ १२ ॥

શબ્દાર્થ (૧) એ (૨) ત્રણ (૩) સ્થાનોમાં (૪) સદા (૫) સંયમ રાખનાર (૬) મુનિ (૭) માન (૮) ક્રોધ (૯) માયા (૧૦) લોભનો (૧૧) ત્યાગ કરે.

**ભાવાર્થ.**- ઈર્યા સમિતિ, આદાનનિક્ષેપના સમિતિ, એષણા સમિતિ એ ત્રણે સ્થાનોમાં સદા સંયમ રાખી મુનિ ક્રોધ-માન માયા તથા લોભનો ત્યાગ કરે.

**समिए[१] उ सया[२] साहू[३], पंच[४]-संवर-संवुडे[५] । सिएहिं[६]**
**असिए[७] भिक्खू[८], आमोक्खाय[९] परिव्वएज्जासि[१०] ॥ १३ ॥**

**શબ્દાર્થ** : (૧) સમિતિ યુક્ત (૨) સદા (૩) સાધુ (૪) પાંચ સંવરથી (૫) ગુપ્ત રહેનારા (૬) ગૃહસ્થોમાં (૭) મૂર્છા ન રાખતા (૮) ભિક્ષુ (૯) મોક્ષની પ્રાપ્તિ થતાં સુધી (૧૦) સંયમપાલન કરે.

**ભાવાર્થ**:- નિર્દોષ ભિક્ષાચરી કરવામાં રક્ત સાધુ સમિતિ યુક્ત પાંચસંવરથી ગુપ્ત રહી ગૃહસ્થોમા મૂર્છા નહિ રાખતા થકા મોક્ષની પ્રાપ્તિ થતાં સુધી સંયમ પાલન કરે અને સમસ્ત કર્મોના ક્ષય કરવા સંયમમાં અનુરક્ત રહે આ પ્રમાણે શ્રી સુધર્માસ્વામી પોતાના શિષ્ય શ્રી જમ્બૂસ્વામીને કહે છે

**પ્રથમ અધ્યયન સમાપ્ત**

## અધ્યયન ૨ જુ

### પ્રથમ ઉદ્દેશો

**संबुज्झह किं न बुज्झह ? संबोही खलु पेच्च दुल्लहा;**
**णो हूवणमंति राइओ, नो सुलभं पुणरावि जीवियं ॥ १ ॥**

શબ્દાર્થ (૧) હે ભવ્યો ! તમે બોધ પ્રાપ્ત કરો (૨) કેમ બોધને પ્રાપ્ત કરતા નથી (૩) મૃત્યુ પશ્ચાત્ પરલોકમાં (૪) બોધપ્રાપ્ત થવો (૫) દુર્લભ થશે (૬) અતીતરાત્રિ (૭) પાછી આવતી (૮) નથી (૯) સંયમીજીવન (૧૦) ફરી (૧૧) સુલભ (૧૨) નથી.

ભાવાર્થઃ- હે ભવ્યજીવો ! તમે બોધને પામો, કેમ બોધને પ્રાપ્ત કરતા નથી ? જે રાત્રિ અતીત થઈ તે ફરી પાછી આવતી નથી તેમજ સંયમી જીવન મૃત્યુ બાદ પરલોકમાં પ્રાપ્ત થવું સુલભ નથી મહાન દુર્લભ છે, ભગવાન શ્રી ઋષભદેવસ્વામી, (ભરત ચક્રવર્તીથી તિરસ્કાર પામેલા) પોતાના અઠ્ઠાણું પુત્રોને તથા સુર, અસુર, મનુષ્ય, નાગ તથા તિર્યંચોને ઉપદેશ આપે છે કે હે ભવ્યજીવો ! તમે જ્ઞાન દર્શન તથા ચારિત્રરૂપ ધર્મના બોધને પ્રાપ્ત કરો કારણ કે ફરી આવો અવસર પ્રાપ્ત થવો કઠિન છે એક તો મનુષ્યનો જન્મ, કર્મભૂમિ, આર્યદેશ, ઉચ્ચકુળમાં જન્મ, સર્વઇન્દ્રિયો સંપૂર્ણ એ સર્વની પ્રાપ્તિ અતિ દુર્લભ છે વળી શ્રવણ તથા શ્રદ્ધાની પ્રાપ્તિ પણ દુર્લભ છે પૂર્વોક્ત સામગ્રી પામીને બુદ્ધિમાન પુરુષોએ તુચ્છ વિષયોના સેવનને ત્યાગી શ્રુતધર્મનો બોધ પ્રાપ્ત કરવો જોઈએ, નિર્વાણ આદિ સુખોના દેનાર જૈનેન્દ્ર ધર્મથી યુક્ત મનુષ્યભવ પામી તુચ્છકામભોગોનું સેવન કરવું એ આત્માને અહિતનું કારણ જાણવું જે પુરુષ વિષય સેવનમાં

આસક્ત થઇ એકવાર ધર્માચરણથી ભ્રષ્ટ થાય છે, તે અનંતકાળ સુધી આ સંસારમાં જન્મમરણરૂપ પરિભ્રમણ કરે છે એમ આગમમાં કહેલ છે. તેમજ આયુષ્ય વ્યતીત થયેલ પાછું પ્રાપ્ત થતુ નથી. એ જ રીતે યૌવન ચાલ્યા ગયા પછી પાછું પ્રાપ્ત થતું નથી આયુષ્ય તૂટયું સાંધી શકાતું નથી એમ જાણી જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ બોધ સ્વીકાર કરવો તે ભાવ બોધ છે. તેને ગ્રહણ કરી પ્રાપ્ત સંયોગોને સફળ બનાવવા ઉપયોગી રહેવું. એ આત્મહિતનું કારણ જાણવું.

**डहरा[1] बुड्ढा[2] य पासह[13], गब्भत्था[3] वि चयंति[5] माणवा[4] ।**
**सेणे[6] जह[7] वट्टयं[8] हरे[9], एवं[10] आउखयंमि[11] तुट्टई[12] ॥ २ ॥**

**શબ્દાર્થ :** (૧) નાના બાલક (૨) વૃદ્ધ (૩) ગર્ભમાં રહેલા તથા મોટી. ઉમરના મધ્યમ ઉમરના (૪) મનુષ્યોનાં જીવન (૫) તુટી જાય છે (૬) શ્યેનપક્ષી (૭) જેમ (૮) વર્તકપક્ષીને (૯) પકડી લે છે મૃત્યુ પમાડે છે (૧૦) એ રીતે (૧૧) આયુષ્યનો ક્ષય થયે (૧૨) જીવોના જીવન નષ્ટ થાય છે (૧૩) તેને દેખો

**ભાવાર્થ:**– શ્રી ઋષભદેવસ્વામી પોતાના અઠાણુ પુત્રોને ઉદ્દેશીને ઉપદેશ આપે છે કે હે ભવ્યજનો બાલક, વૃદ્ધ તથા ગર્ભમાં રહેલા તથા મધ્યમ વયના વગેરે મનુષ્યો પોતાના જીવનને છોડી દે છે, એ તમે દેખો, જેમ શ્યેન નામનું પક્ષી વર્તક આદિ નાના પક્ષીઓને પકડી મારી નાંખે છે એ જ રીતે આયુષ્યનો ક્ષય થયે જીવોના જીવન નષ્ટ થાય છે, પ્રાયઃ સંસારી જીવોનાં આયુષ્ય વિશેષ સોપક્રમી હોવાથી નિયત હોતાં નથી, તેથી કોઇ ગર્ભમાંથી, કોઇ બાલવયમા, તો કોઇ યૌવનવયમાં, તો કોઇ વૃદ્ધાવસ્થામા મૃત્યુને પ્રાપ્ત થાય છે. આ રીતે મનુષ્યોના જીવન અસ્થિર છે, આવી રીતે પ્રાય મનુષ્યઆદિ સર્વ જીવોની એ જ સ્થિતિ રહેલ છે, આયુષ્ય વિઘ્નોથી ભરપૂર છે, સર્વ અવસ્થાઓમાં પ્રાણી પોતાના પ્રાણોને છોડે છે, આ રીતે જીવોના જીવન, મૃત્યુ નષ્ટ કરી દે છે. એમ જાણી બોધને પ્રાપ્ત કરી, પ્રાપ્ત

દરેક સુઅવસરને સમપ્રમાણ કરી સફળ બનાવવો એ મનુષ્યનું કર્તવ્ય છે એમ વિચારી ધર્મ આરાધન કરવા ઉદ્યમવંત બની રહેવું

**मायाहिं पियाहिं लुप्पई, नो सुलहा सुगई य पेच्चओ।**
**एयाइं भयाइं पेहिया, आरंभा विरमेज्ज सुव्वए ॥ ३ ॥**

**શબ્દાર્થ** (૧) માતા (૨) પિતામાં લુબ્ધ (૩) પીડા પામે છે તેના માટે (૪) સુલભ (૫) નથી (૬) સુગતિ (૭) પરલોકમાં (૮) એ (૯) ભયને (૧૦) દેખી (૧૧) સુવ્રતપુરુષ (૧૨) આરંભથી (૧૩) વિરક્ત થાય.

**ભાવાર્થ** – પ્રાણ—જીવો, માતા, પિતા, પુત્ર, પુત્રી, સ્ત્રી આદિ સ્વજનોના સ્નેહમાં લુબ્ધ થઈ પીડાને પામતા થકા વારંવાર સંસાર પરિભ્રમણ કરે છે આવા આસક્ત જીવોને માટે મૃત્યુ પછી પરલોકમાં સુગતિ પ્રાપ્ત થવી સુલભ નથી, એવું જાણી સુવ્રત પુરુષો પરલોકના ભયને દેખીને આરંભથી વિરક્ત થાય, નિવૃત્ત થાય. આસક્ત જીવો ધર્મપ્રાપ્તિ માટે ઉદ્યમ કરી શકતા નથી લોહના બંધનથી વધારે દૃઢ બંધન જીવોને સ્વજનના સ્નેહનું સ્નેહ હોઈ, ભલા બૂરા વિવેકથી રહિત બની સ્વજનોના પોષણ માટે 'નીચમાં નીચ કાર્ય કરતા લાજ પામતા નથી, આવા જીવો સજ્જન વર્ગમાં નિન્દિત બને છે અને તેઓને પરલોકમાં સદ્ગતિ પ્રાપ્ત થતી નથી, એમ જાણી સુવ્રતપુરુષ જાગૃત રહી આરંભ, પરિગ્રહ, સ્વજન સ્નેહથી દૂર રહી માનવભવને સફળ બનાવે એવો ભગવંતનો ઉપદેશ છે

**जमिणं जगती पुढो जगा, कम्मेहिं लुप्पंति पाणिणो।**
**सयमेव कडेहिं गाहई, नो तस्स मुच्चेज्जऽपुट्ठयं ॥ ४ ॥**

શબ્દાર્થ (૧) અનિશ્ચિત પુરુષની સ્થિતિ (૨) સંસારમાં (૩) અલગ-અલગ (૪) જીવ (૫) પોતાના (૬) કરેલા કર્મના કારણે (૭) કર્મોના ઉદયથી

(૮) દુખ પામે છે પોતાના કરેલા કર્મોથી (૯) નરકાદિ સ્થાનોમાં જાય છે (૧૦) નથી (૧૧) ભોગવ્યા વિના (૧૨) છૂટી શકાતુ (૧૩) કર્મથી (૧૪) જીવો.

**ભાવાર્થ**:- જે જીવ સાવદ્ય અનુષ્ઠાનો છોડતા નથી તે જીવો સંસારમાં પોતાના કરેલાં કર્મના ફળ ભોગવવા માટે નરક આદિ યાતના સ્થાનોમા ઉત્પન્ન થઇ દુ:ખો ભોગવે છે. અલગ અલગ સ્થાનોમાં નિવાસ કરનારાં પ્રાણીઓ, સર્વે પોતાનાં કરેલાં શુભાશુભ કર્મના ફળોને ભોગવ્યા વિના કર્મથી મુક્ત થઈ શકતાં નથી. વળી વિશિષ્ટ તપસ્યા તથા સંયમ ગ્રહણ કર્યા વિના કર્મોનો સર્વથા ક્ષય થઇ શકતો નથી. એમ જાણી પોતાના આત્માના કલ્યાણને માટે, સુખસમાધિ પ્રાપ્ત કરવા, નિરારંભી નિષ્પરિગ્રહી બની ચારિત્ર ગ્રહણ કરવા ઉદ્યમવંત રહેવું સર્વવિરતી થવા શક્તિ ન હોય તો અલ્પારંભી અલ્પ પરિગ્રહી બની ધર્મ આરાધન કરવા તત્પર બનવું એ જ મનુષ્યભવનુ સાચુ કર્તવ્ય છે

१ २ ३ ४ ५ ६
**देवा गंधव्व-रक्खसा, असुरा भूमिचरा सरीसिवा ।**
७ ८ ९ १० १३ ११ १४ १२
**राया नरसेट्ठि-माहणा ठाणा ते वि चयंति दुक्खिया ॥ ५ ॥**

**શબ્દાર્થ** . (૧) દેવતા (૨) ગન્ધર્વ (૩) રાક્ષસ (૪) અસુર ભૂમિ પર (૫) ચાલવાવાળા (૬) સરકીને ચાલવાવાળા સર્પાદિ તિર્યંચ (૭) રાજા (૮) મનુષ્ય (૯) નગરશેઠ (૧૦) બ્રાહ્મણ (૧૧) એ સર્વ દુ.ખી બની (૧૨) પોતપોતાનાં (૧૩) સ્થાનને (૧૪) છોડે છે-મૃત્યુ પામે છે

**ભાવાર્થ**:- સિદ્ધભગવતના સ્થાન સિવાય સર્વસ્થાનો અનિત્ય છે. દેવતા, ગન્ધર્વ, રાક્ષસ અસુર, ભૂમિચર, તિર્યંચ, ચક્રવતી, સાધારણ મનુષ્ય, નગરશેઠ, બ્રાહ્મણ વગેરે એ સર્વ દુ ખી થતા પોતાના સ્થાનને છોડી પરલોકમાં જાય છે સર્વ પ્રાણીઓને પ્રાણ છોડતી વખતે મહાદુઃખ હોય છે

कामेहि य संथवेहि गिद्धा, कम्मसहा कालेण जन्तवो।
ताले जह बंधणच्चुए एवं आउक्खयंमि तुट्टती ॥ ६ ॥

શબ્દાર્થ (૧) વિષયભોગની તૃષ્ણા તથા (૨) સ્વજનોમાં (૩) મુગ્ધ રહેનાર (૪) પોતાનાં કર્મનાં ફળ ભોગવે છે (૫) અવસર પ્રાપ્ત થયે (૬) પ્રાણી (૭) તાલફળ નીચે પડી જાય છે (૮) જેમ (૯) બંધનથી છૂટેલ (૧૦) એ પ્રકાર (૧૧) આયુષ્યનો ક્ષય થયે જીવો (૧૨) મૃત્યુને પામે છે

ભાવાર્થ :– વિષય ભોગની તૃષ્ણાવાળા તથા માતા પિતા સ્ત્રી આદિ પરિચિત પદાર્થોમાં આસક્ત રહેનાર પ્રાણીઓ, અવસર પ્રાપ્ત થયે પોતાનાં કરેલાં કર્મોનાં ફળ ભોગવતાં ભોગવતાં આયુષ્યનો ક્ષય થતાં મૃત્યુને પ્રાપ્ત થાય છે જેમ બંધનથી છૂટેલ તાલફળ શીઘ્ર નીચે પડી જાય છે તે જ પ્રમાણે પર ભવમાં ચાલ્યા જાય છે ભાવ એ છે કે ભોગની ઇચ્છાવાળો પુરુષ વિષયનું સેવન કરી પોતાની તૃષ્ણાની તૃપ્તિ કરવા ઇચ્છતા આ લોક તથા પરલોકમાં કેવળ ક્લેશ જ પામે છે પરંતુ તૃષ્ણાની શાંતિ કદી થતી જ નથી. એમ જાણી સુખના ઇચ્છુક જીવોએ વિષય ભાવને દૂર કરી ધર્મ આરાધનમાં લક્ષ વધારી જીવન વ્યતીત કરવું તે આત્મહિતનું કારણ જાણવું

जे यावि बहुस्सुए सिया, धम्मिय माहण भिक्खुए
सिया अभिणूम-कडेहि मुच्छिए तिव्वं ते कम्मेहिं किच्चती ॥७॥

શબ્દાર્થ (૧) જે (૨) કોઈ લોકો (૩) બહુ શ્રુત (૪) હોય (૫) ધાર્મિક (૬) બ્રાહ્મણ (૭) ભિક્ષુક (૮) હોય (૯) માયાકૃત અનુષ્ઠાનોમાં (૧૦) આસક્ત હોય તેઓ (૧૧) અત્યન્ત (૧૨) કર્મ દ્વારા (૧૩) પીડિત હોય છે

ભાવાર્થ :– માયામય અનુષ્ઠાનોમાં આસક્ત પુરુષ ચાહે બહુ શ્રુત હોય, ધાર્મિક હોય અથવા બ્રાહ્મણ હોય ચાહે ભિક્ષુક હોય

પરંતુ માયાકૃત અનુષ્ઠાનોથી અશુભ કર્મોનું બંધન થાય છે અને તે અશુભ કર્મોના વિપાકો વડે બહુ જ દુઃખને પામે છે. એમ જાણી માયાકૃત અનુષ્ઠાનોનો ત્યાગ કરી સરલતાથી સર્વ ધાર્મિક ક્રિયા કરવા ઉપયોગવંત રહેવુ.

**अह पास विवेगमुट्ठिए, अवितिण्णे इह भासई धुवं ।**
**णाहिसि आरं कओ परं, वेहासे कम्मेहिं किच्चती ॥ ८ ॥**

શબ્દાર્થ :- (૧) વળી પશ્ચાત (૨) દેખો કોઇ અન્ય તીર્થી પરિગ્રહ છોડી (૩) સંસાર અનિત્ય જાણી (૪) પ્રવ્રજિત થાય (૫) સંસારને પાર નહિ કરે (૬) લોકમાં (૭) મોક્ષનુ (૮) ભાષણ માત્ર કરનાર (૯) આ લોક (૧૦) પરલોક (૧૧) ક્યાંથી (૧૨) જાણી શકે (૧૩) મધ્યમાં જ (૧૪) કર્મો દ્વારા દુઃખ (૧૫) પામે છે.

**ભાવાર્થ**:- હે શિષ્ય ! વળી પ્રશ્ચાત તમે જાણો કે કોઇ અન્યતીર્થી સંસારને અનિત્ય જાણી પરિગ્રહ આદિ જડ પદાર્થોનો તથા સ્વજનોનો ત્યાગ કરી પ્રવ્રજ્યા ગ્રહણ કરી મોક્ષ પ્રાપ્તિ માટે સાવધાન થાય છે; પરંતુ મોક્ષ માર્ગનુ જ્ઞાન નહિ હોવાથી સંયમ અનુષ્ઠાનનુ યથાતથ્ય પાલન નહિ કરી શકવાથી અને માત્ર મોક્ષનું ભાષણ કરનાર, સંસારના પારને પામી શકતા નથી. મોક્ષ માર્ગનો ઉપાય જ્ઞાન, દર્શન, ચારિત્ર તપનું આરાધન છે. તે સિવાય અન્ય કોઇ મોક્ષનો માર્ગ છે જ નહિ, ભૂતકાળમા પણ એ જ માર્ગ હતો ને ભવિષ્યકાળે પણ એ જ માર્ગ સિવાય અન્ય માર્ગ હશે નહિ. તેથી અન્યતીર્થીઓ સાવદ્ય અનુષ્ઠાનવાળાઓ તથા તેને અનુસરનારને માટે મોક્ષ પ્રાપ્તિ તો દૂર રહે છે પરંતુ સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણ અનંતકાળ સુધી કર્યા કરે છે મોક્ષના માર્ગમાં આરંભ અને પરિગ્રહને કોઈ સ્થાન જ નથી તેના ત્યાગમાં જ મોક્ષમાર્ગ છે એમ જાણી અન્યતીર્થીઓના સંગથી દૂર રહેવુ અને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ આરાધનમા ઉદ્યમવંત બની મનુષ્યજન્મને સફળ બનાવવા જાગૃત રહેવું

**जइ वि य नगिणे किसे चरे, जइ वि य भुंजिय मासमंतसो । जे इह मायाई मिज्जई, आगंता गब्भाय णंतसो ॥ ९ ॥**

**શબ્દાર્થ** (૧) જે પુરુષ માયા કષાયોથી યુક્ત (૨) કદાચ (૩) નગ્ન સ્ત્રી (૪) કૃશ બની (૫) વિચરે અને (૬) ઉપવાસના અન્તે (૭) ભોજન (૮) કદાચ માસખમણના કરે તો પણ તે કષાયયુક્ત પુરુષ (૯) અનન્તકાળ સુધી (૧૦) ગર્ભવાસને (૧૧) પ્રાપ્ત કરે.

**ભાવાર્થ** – જે પુરુષ-સાધક કષાયયુક્ત હોય, ભલે નગ્ન રહે, શરીરને કૃશ કરી વિચરે, અથવા માસમાસના ઉપવાસના અંતે ભોજન કરે પરંતુ માયાયુક્ત અનુષ્ઠાનથી અનંતકાળ સુધી ગર્ભવાસને પ્રાપ્ત કરે તેમજ આવા ઉગ્ર તપ કરવા છતાં કષાયયુક્ત અને આરંભ પરિગ્રહ મમત્વના કારણે મોક્ષ પ્રાપ્તિ કરી શકતા નથી; પરંતુ સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણ ચક્રમાં ફસાઈ રહે છે

**पुरिसो रम पाव-कम्मुणा, पलियंतं मणुयाण जीवियं । सन्ना इह काममुच्छिया, मोहं जंति नरा असंवुडा ॥ १० ॥**

**શબ્દાર્થ** (૧) હે પુરુષ ! (૨) પાપકર્મ (૩) નિવૃત્ત થા (૪) મનુષ્ય (૫) જીવન (૬) નાશવાન છે (૭) આસક્ત (૮) સંસારમાં (૯) કામભોગોમાં મૂર્છિત (૧૦) મોહને (૧૧) પ્રાપ્ત કરે છે (૧૨) એ મનુષ્ય (૧૩) હિંસા આદિ પાપથી અનિવૃત્ત.

**ભાવાર્થઃ**– હે પુરુષ ! તું પાપકર્મથી મુક્ત રહેલ છે હવે એ પાપકર્મથી નિવૃત્ત થા કારણ કે મનુષ્યનું જીવન નાશવંત છે જે મનુષ્ય સંસારમાં આસક્ત છે તથા વિષયભોગોમાં મૂર્છિત છે અને

હિંસા આદિ પાપોથી નિવૃત્ત નથી તે મોહને પ્રાપ્ત કરે છે. મિથ્યાદૃષ્ટિઓની બતાવેલ તપસ્યાથી મનુષ્યની ચતુર્ગતિરૂપ દુર્ગતિ રોકી શકાતી નથી. કારણ જે અન્ય તીર્થીઓનાં બધા અનુષ્ઠાનો અસત અને પાપકર્મથી આરંભ યુક્ત રહેલાં છે. તેથી જીવોના કલ્યાણના માટે ભગવંતનો ઉપદેશેલ (આરભ પરિગ્રહ રહિત) માર્ગમાં સ્થિર રહેવું એ જ આત્મકલ્યાણનો માર્ગ છે મનુષ્ય જીવન અલ્પ છે. એમ જાણી ધર્મ આરાધનમા પ્રમાદ કરવો નહિ. અન્ય તીર્થીઓને પોતાના હિતની પ્રાપ્તિ અને અહિતના ત્યાગના ઉપાયનુ જ્ઞાન નહિ હોવાથી હિંસા આદિ પાપમય અનુષ્ઠાનોથી નિવૃત્ત થતા નથી અને ઇન્દ્રિય વિષયોમાં આસક્ત બની મોહનીય કર્મનો સંચય કરી સંસાર પરિભ્રમણની વૃદ્ધિ કરતા થકા રહે છે એવું જાણી તેઓના સંગથી દૂર રહેવું.

**जयं(१) विहराहि(३) जोगवं(२), अणुपाणा(५) पंथा(४) दुरुत्तरा(६) ।**
**अणुसासणमेव(७) पक्कमे(८), वीरेहिं(९) संमं(१०) पवेइयं(११) ॥ ११ ॥**

**શબ્દાર્થ** . (૧) હે પુરુષ ! તું યત્ન કરતા થકા (૨) સમિતિ ગુપ્તિથી ગુપ્ત બની (૩) વિચરો (૪) માર્ગ વિના (૫) સુક્ષ્મ પ્રાણીઓથી યુકત ઉપયોગ (૬) દુષ્તર છે (૭) શાસ્ત્રોકત રીતિથી સંયમ (૮) અનુષ્ઠાન કરવુ (૯) સર્વ તિર્થંકર દેવાએ (૧૦) સમ્યક્પ્રકારથી (૧૧) બતાવેલ છે

**ભાવાર્થ** – હે સાધકો ? તમે યાત્નાસહિત સમિતિ ગુપ્તિથી ગુપ્ત બની, પોતાના જીવનને અલ્પ જાણી તથા વિષયોને ક્લેશમય દુ:ખરૂપ જાણી ગૃહબંધનને તોડી, યત્નાપૂર્વક પ્રાણીઓની દયા પાળતા થકા ઉદ્યત્તવિહારિ બની સચમમાં ઉપયોગ રાખતા થકા વિચરો. કારણ જે સૂક્ષ્મપ્રાણીઓથી યુક્ત માર્ગ, ઉપયોગ વિના પાર થઇ શકે તેમ નથી શાસ્ત્રોમા સયમપાલનની વિધિ બતાવ્યા મુજબ સંયમપાલન કરવા સર્વ તીર્થંકર દેવોએ કહેલ છે આરભ રહિત થવું

એ જ આત્મકલ્યાણનો સાચો માર્ગ કહેલ છે. આરંભ છે તે સંસાર પરિભ્રમણરૂપ જન્મમરણ કરાવનાર છે. જેથી આત્માર્થી જીવોએ આરંભનો ત્યાગ કરવા સદા જાગૃત રહેવું.

विरया वीरा समुट्ठिया, कोहकायरियाइ पीसणा । पाणे
ण हणंति सव्वसो, पावाओ विरयाऽभिनिव्वुडा ॥ १२ ॥

શબ્દાર્થ (૧) હિંસાથી નિવૃત્ત કર્મનો ક્ષય કરવાવાળા (૨) વીર પુરુષ (૩) સંયમમાં ઉપસ્થિત (૪) ક્રોધાદિ કષાયોને (૫) દૂર કરનાર મન વચન કાયાથી (૬) પ્રાણીઓને (૭) હણે નહિ (૮) પાપકર્મોથી (૯) નિવૃત્ત (૧૦) મુક્ત જીવ સમાન કહ્યા છે (૧૧) સર્વથી.

ભાવાર્થ :- હિંસા આદિ પાપકર્મોથી નિવૃત્ત, તથા ક્રોધ માન માયા; લોભ આદિ રાગદ્વેષને દૂર કરનારા, આરંભથી રહિત મન, વચન, કાયાથી કોઈ પ્રાણીને હણવા નથી તથા મૃષાવાદ આદિ સર્વ પાપોથી નિવૃત્ત સંયમમાં ઉપસ્થિત ઉપસમભાવથી શાંત બનેલા સાધકોને, મુક્ત જીવો સમાન કહ્યા છે.

ण वि ता अहमेव लुप्पए, लुप्पंति लोगंसि पाणिणो ।
एवं सहिएहिं पासए अणिहे से पुट्ठे अहियासए ॥ १३ ॥

શબ્દાર્થ (૧) જ્ઞાન સંપન્ન મુનિ (૨) એમ (૩) વિચારે (૪) લોકમાં (૫) જીવો (૬) પીડાઈ રહ્યા છે (૭) સંસારી જીવોની માફક (૮) હું (૯) પરીષહથી પીડિત (૧૦) નહિ બનું (૧૧) તેમ (૧૨) સમભાવથી (૧૩) પરીષહનો સ્પર્શ થતાં (૧૪) મુનિ (૧૫) સહન કરે.

ભાવાર્થ :- જ્ઞાનાદિ સંપન્ન મુનિ એ વિચારે કે આ જગતમાં અન્ય મનુષ્યો તથા તિર્યંચ આદિ પ્રાણીઓ દુઃખોથી

પીડિત થઇ રહેલાં છે. કારણુ કે તેઓમાં સમ્યગ્ વિવેક હોતો નથી. તેથી કષ્ટ સહન કરવા છતાં નિર્જરાના લાભને પ્રાપ્ત કરી શકતા નથી જગતના જીવો શીત ઉષ્ણાદિના દુઃખો સહન તો કરે છે, પરંતુ સમભાવથી નહિ. કેટલાએક જીવો વિષય સુખોને ભોગવતાં નથી, પરંતુ તે વિષય સુખોની અપ્રાપ્તિના કારણે ભોગવતા નથી. તેમ જ વિષય સુખોની પ્રાપ્તિ માટે દિવસ રાત્રિ ધન મેળવવાની ચિંતા કરતા શીત ઉષ્ણાદિના દુઃખોને સહન કરતા કઠિન કાર્યો પણુ કરે છે, પરંતુ સમજણપૂર્વક સંતોષથી કે સમ્યગ્ જ્ઞાનથી કષ્ટો સહન કરતા નથી તેમજ સમ્યક્ તપે જે નિર્જરાનુ કારણુ છે તે તપ માટે પણુ કષ્ટો સહન કરતા નથી. તેથી આવા દારૂણુ દુઃખો ભોગવતાં છતા તે કષ્ટોના ફળ-પરિણામો સુખને બદલે કડવા વિપાકો-દુઃખોને પ્રાપ્ત કરે છે કારણુ કે કામભોગોની આસક્તિરૂપ-મમત્વથી જીવ અશુભ કર્મબધન કરી દુઃખ પામે છે જ્યારે સયમ પાલન કરવાવાળા ઉત્તમ અને વિચારશીલ સાધકો જે શીત ઉષ્ણાદિના કષ્ટો સહન કરે છે. તે બધાં ગુણુ વૃદ્ધિના કારણુ બને છે અને તેના ફળરૂપ વિપાકો સુખરૂપ હોય છે એમ જાણી જ્ઞાનાદિ ગુણુ સપન્ન મુનિ આત્મકલ્યાણુમા તત્પર પૂર્વોક્ત વાતોને વિચારી ક્રોધાદિ કષાયો ઉપર વિજય મેળવી શીત ઉષ્ણાદિ જે પરિષહો પ્રાપ્ત થાય તેને સમભાવથી સહન કરે, પરતુ મનમાં દુઃખ ધરે નહિ, તથા સયમપાલનમા કે પરીષહો સહન કરવામાં પોતાના બળનુ ગોપન કરે નહિ એવો સાધક આચાર છે એક વિદ્વાન કવિએ કહેલ છે કે ભોજનની અપ્રાપ્તિથી શરીરનુ કૃશ થવુ, ખરાબ અન્નનુ ભોજન, શીત ઉષ્ણુતાના દુઃખો તેલના અભાવથી વાળનુ લુખાપણુ, બીછાના વિના જમીન ઉપરનુ શયન ઇત્યાદિ ગૃહસ્થોને અવનતિના ચિન્હ મનાય છે. જ્યારે સયમધારી મુનિઓને એ બધા સયોગો-કષ્ટો ઉન્નતિજનક બને છે. એમ જાણી સાધકે,-આત્માર્થીઓએ સમ્યગ્ ભાવથી સમજણુપૂર્વક સર્વ ધર્મક્રિયા, તપ વગેરે કરવા એ શ્રેયનુ કારણુ બને છે.

धूणिया कुलिय व लेववं, किसए देह मणासणाइहिं ।
अविहिंसामेव पव्वए अणुधम्मो मुणिणा पवेदितो ॥१४॥

શબ્દાર્થ (૧) લેપવાળી (૨) ભીંત (૩) લેપ કાઢીને ક્ષીણ કરી શકાય છે (૪) અનશનાદિ તપ દ્વારા (૫) પોતાના શરીરને (૬) કૃશ કરવું (૭) અહિંસા ધર્મનું (૮) પાલન કરવું (૯) સર્વજ્ઞ ભગવંતે (૧૦) ધર્મ (૧૧) કહેલ છે

ભાવાર્થઃ— જેમ લેપવાળી ભીંત–દીવાલ લેપ કાઢી નાખવાથી ક્ષીણ થઈ શકે છે એ પ્રકારે અનશન આદિ તપ દ્વારા પોતાના કર્મોને ક્ષય કરવા શરીરને કૃશ કરવું અને અહિંસા ધર્મનું પાલન કરવું તેને સર્વજ્ઞ ભગવંતે ધર્મ કહેલ છે શરીર કૃશ કરવાનો હેતુ સંસાર ભાવમાં દોડતી વૃત્તિઓને સ્થિર કરવા અને કષાયો તથા દેહના મમત્વભાવને મંદ બનાવવા માટે છે દેહનું પોષણ આરંભથી થઈ શકે છે અને આરંભનું પરિણામ સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણાદિ દુઃખોની ઉત્પત્તિ કહેલ છે તેથી જ ભગવંતે અહિંસાપ્રધાન ધર્મ બતાવેલ છે તેથી અહિંસાભાવે રહેવા તથા દેહના મમત્વને ઘટાડવાની જરૂર છે જે ધર્મ મોક્ષને અનુકૂળ હોય તે અનુધર્મ કહેવાય છે

सउणी जह पंसुगुण्डिया, विहुणिय धंसयई सियं रयं ।
एव दवि ओवहाणव, कम्म खवइ तवस्सि माहणे ॥ १५ ॥

શબ્દાર્થ (૧) જેમ (૨) પક્ષિણી (૩) ધૂળથી ભરેલ (૪) પોતાના શરીરને હલાવીને શરીરમાં (૫) લાગેલી ધૂળને (૬) ખંખેરી નાખે છે (૭) એવી રીતે (૮) ભવ્ય (૯) અનશનઆદિ (૧૦) કર્મનો (૧૧) નાશ કરે છે (૧૨) તપવાળા તપસ્વી (૧૩) અહિંસા વ્રતી પુરુષ

**ભાવાર્થ**:- જેમ પક્ષિણી પોતાના શરીરમાં લાગેલી ધૂળને, શરીરને કંપાવી-હલાવીને ખંખેરી નાખે છે. એવા પ્રકારે અનશન આદિ તપ કરવાવાળા તપસ્વી તથા અહિંસાવ્રતી ભવ્ય પુરુષ જિન આજ્ઞાનો વિધ્વંશ કરે. પોતાના કર્મનો ક્ષય કરી મોક્ષ સન્મુખ થાય છે પ્રાણીઓની હિંસા ન કરો એવો ઉપદેશ આપનાર માહણ કહેવાય છે. આવા અહિંસક તપસ્વી સંયમી પુરુષો જ સંસાર પરિભ્રમણનો નાશ કરી શાશ્વતા મોક્ષના સુખોને પ્રાપ્ત કરે છે.

**उट्ठियमणगारमेसणं, समणं ठाणठिअं तवस्सिणं ।**
**डहरा वुड्ढा य पत्थए, अवि सुस्से ण य तं लभेज्ज णो ॥ १६ ॥**

**શબ્દાર્થ** : (૧) સયમમાં ઉપસ્થિત (૨) ઘરપરિગ્રહ રહિત સાધુ એષણા (૩) પાલન કરવામાં સાવધાન (૪) શ્રમણ-સાધુ (૫) સંયમ સ્થાનમાં સ્થિત (૬) તપસ્વી (૭) પુત્રો (૮) માતાપિતાઆદિ ગૃહવાસમાં લઇ જવા (૯) પ્રાર્થના કરતા કરતા (૧૦) થાકી જાય (૧૧) પરંતુ તે સાધુને (૧૨) પોતાને આધીન (૧૩) કરી શકે નહિ

**ભાવાર્થ**.- ઘરરહિત-પરિગ્રહરહિત એષણા સમિતિ પાલનમાં તત્પર સયમધારી સયમસ્થાનમાં સ્થિત થયેલ તપસ્વી સાધુની પાસે આવી તે સાધુના પુત્રો, માતા, પિતા આદિ પ્રવ્રજ્યાથી ચ્યુત કરાવી ઘરે લઇ જવા માટે પ્રાર્થના કરે, પ્રાર્થના કરી કરી થાકી જાય, પરંતુ વસ્તુ-તત્ત્વના સ્વરૂપને જાણનાર મુનિને પોતાને આધીન કરવા સમર્થ થઇ શકતા નથી. વળી કહે છે કે અમારૂ પાલન પોષણ કરનાર અન્ય કોઇ નથી એવી રીતે કાકલુદી કરવા છતાં સંયમમાં સ્થિત સાધુ સ્વજનના શરણે (સંસારમાં) જાય નહિ. જે સાધક સસારના સ્વરૂપને જાણે છે અને મોક્ષના શાશ્વતા સુખને પણ જાણે છે તે

સાંસારિક સુખોમાં લોભાય નહિ કારણ કે તે જાણે છે કે સાંસારિક વિષય સુખો પાછળ લાંબા કાળનાં દુઃખો ઉભા થાય છે એમ જાણી આત્માર્થી જીવો સંયમપાલનમાં તત્પર રહે છે

जइ कालुणियाणि कामिया, जइ रोयंति य पुत्तकारणा ।
दवियं भिक्खू समुट्ठियं, णो लब्भंति ण सठवित्तए ॥१७॥

**શબ્દાર્થ** (૧) કદાચ માતાપિતા (૨) કરુણામય (૩) વચન બોલે (૪) કદાચ (૫) રૂદન કરે (૬) પુત્રને ઘેર લઇ જવા (૭) મુક્તિગમન યોગ્ય (૮) સંયમપાલનમાં સાવધાન (૯) મુનિને (૧૦) સંયમના ભાવથી ભ્રષ્ટ કરવા (૧૧) ગૃહસ્થલિંગમાં સ્થાપન કરવા (૧૨) સમર્થ થતા નથી.

**ભાવાર્થ** – મુનિના માતા પિતા આદિ સ્વજનો મુનિની પાસે આવીને કરુણામય વચન બોલે, કરુણાજનક કાર્ય કરે, અથવા પુત્રને લઇ જવા રૂદન કરે, તો પણ સંયમ ભાવમાં સ્થિત, સંયમ પાલન કરવામાં તત્પર, મુક્તિગમન યોગ્ય સાધુને સંયમથી ભ્રષ્ટ કરી શકતા નથી. તથા ગૃહસ્થલિંગમાં સ્થાપન કરવા સમર્થ થતા નથી. જેને સંસાર પરિભ્રમણના દુઃખો અને મોક્ષના શાશ્વતા સુખોનું જ્ઞાન છે અને મનુષ્યભવની મહત્તાને જાણે છે તે મુનિ સાંસારિક સુખોમાં ફસાય નહિ.

जइ वि य कामेहि लावियां, जइ णेज्जाहि णं बंधिउं घरं ।
जइ जीवियं नावकंखए, णो लब्भंति णं सठवित्तए ॥१८॥

**શબ્દાર્થ** (૧) કદાચ પરિવારવાળા (૨) કામભોગોના (૩) પ્રલોભન આપે (૪) બાંધી (૫) ઘરે (૬) લઇ જાય (૭) તથાપણ સાધુ (૮) અસંયમી જીવનને (૯) ઇચ્છે નહિ અને સ્વજનો પોતાને (૧૦) આધીન કરી શકે નહિ ગૃહસ્થભાવમાં (૧૧) સ્થાપન કરી શકે નહિ (૧૨) કદાચ.

**ભાવાર્થ:-** સાધુના સંબંધીજનો આદિ સાધુને કામભોગોના પ્રલોભન આપે, અથવા સાધુને બાંધીને ઘરે લઇ જાય, પરંતુ સંયમમાં સ્થિત સાધુ અસંયમી જીવનની ઇચ્છા કરે નહિ તેથી સ્વજનો પોતાને આધીન કરી ગૃહસ્થવાસમાં સ્થિત કરી શકતા નથી પરંતુ સાવધાન મુનિ અનુકૂળ પ્રતિકૂળ પરિષહોને સમભાવે વેદન કરતા થકા સયમભાવમાં સ્થિત રહી સંયમ પાલન કરે. જેનું ઉપાદાન જોરદાર છે તેને નિમિત્ત અસર કરી શકતુ નથી.

१ २ ३ ४
**सेहंति य णं ममाइणो, माय पिया य सुया य भारिया ।**
६ ५ ७ ८ ९
**पोसाहि ण पासओ तुम, लोग परं पि जहासि पोसणो ॥१९॥**

**શબ્દાર્થ :** (૧) સાધુને શિક્ષા આપે (૨) સાધુમાં મમત્વ રાખવાવાળા (૩) માતાપિતા (૪) પુત્ર-સ્ત્રી આદિ (૫) તમો સુક્ષ્મદર્શી છો (૬) અમારું પોષણ કરો તમે અમોને ત્યાગી (૭) તમારો પરલોક પણ (૮) બગાડી રહ્યા છો (૯) માટે અમારું પોષણ કરો.

**ભાવાર્થ:-** કોઈ નવ દીક્ષિત સાધુમાં મમત્વ રાખવાવાળા તેમનાં માતા, પિતા, પુત્ર, સ્ત્રી વગેરે સાધુ પાસે આવી એમ કહે કે હે પુત્ર! તમે સુક્ષ્મદર્શી છો અમો બધા તમારા વિના દુ:ખી થઈ રહ્યા છીએ તમારા સિવાય અમારુ કોઇ પોષણ કરે તેમ નથી, તમો વસ્તુસ્વરૂપના જાણનાર છો, માતા પિતાને ત્યાગી-દુઃખી કરી, દીક્ષા લેનાર આ લોક અને પરલોક બન્નેથી ભ્રષ્ટ થાય છે પરિવારના પોષણથી પુણ્ય પ્રાપ્તિ થાય છે માતાપિતા સ્ત્રી પુત્રનુ પાલન કરવું તે ગૃહસ્થોનો ધર્મ છે માટે તમો સયમ છોડી ઘેર આવી અમારું પોષણ કરો, આ રીતે સ્વજનો મમત્વભાવથી પ્રવ્રજિત થયેલ સાધુને સયમથી પતિત કરવા કરુણામય વચનથી શિખામણ આપે છે. પરંતુ સયમમા સ્થિત થયેલ, શ્રમણ વસ્તુ સ્વરૂપને જાણનાર, સંયમથી પતિત થતા નથી જાણે છે કે જગત આખુ સ્વાર્થમય છે,

तयसं च जहाइ से रयं, इतिसंखाय मुणी ण मज्जइ।
गोयन्नतरेण माहणे, अहसेयकरी अन्नेसी इंखिणी ॥ १ ॥

શબ્દાર્થ (૧) સર્પ જેમ ત્વચાને (૨) છોડી દે છે (૩) કર્મરજને છોડે (૪) સાધુ (૫) એમ (૬) જાણી (૭) મુનિ (૮) મદ (૯) ન કરે (૧૦) ગોત્ર તથા અન્ય મદ (૧૧) સાધુ કલ્યાણનો (૧૨) નાશ કરનાર (૧૩) અન્યની (૧૪) નિંદા

ભાવાર્થઃ- સર્પ જેમ પોતાની કાંચળીનો ત્યાગ કરે છે એ પ્રકારે સાધુ પોતાના આત્માની સાથે બંધાયેલ આઠ પ્રકારના સંસાર પરિભ્રમણરૂપ કર્મરૂપી રજનો ત્યાગ કરે છે કારણકે તે છોડવા યોગ્ય છે કર્મો છે તે જન્મ મરણ આદિ દુઃખોના હેતુરૂપ છે. એમ જાણીને સંયમવંત મુનિ પોતાના કુળ આદિ આઠ મદ પૈકી કોઇ પણ મદ કરે નહિ તથા મદ ઉત્પન્ન થવાના કારણોને છોડે તથા કોઇ અન્ય મનુષ્યાદિની નિંદા કરે નહિ કારણ કે નિંદા છે તે આત્માના કલ્યાણનો નાશ કરવાવાળી છે આઠ મદ પૈકી કોઇ મદ કરે તો ગુણોનો નાશ થઇ હીનતાને પામે છે જેમકે જાતિનો મદ કરવાથી ભવિષ્યના ભવમાં નીચજાતિમાં ઉત્પન્ન થવું પડે છે. એમ જાણી ગોત્રાદિનો, મદ કરવો નહિ, જ્ઞાન તથા તપનો પણ મદ કરવો નહિ કારણ કે મદથી અશુભ કર્મનો બંધ થાય છે એમ જાણીને મોક્ષ પ્રાપ્તિના સાધનરૂપ કલ્યાણનાં હેતુરૂપ, શાશ્વતા સુખની પ્રાપ્તિરૂપ એવા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ સંયમનુ અપ્રમાદભાવથી અને નિરભિમાનપણાથી પાલન કરવું તે જ સાધકનો આચાર અને કલ્યાણનો હેતુ છે

जो परिभवई परं जणं, संसारे परिवत्तई महं। अदु
इंखिणिया उ पाविया, इति संखाय मुणी ण मज्जई ॥२॥

**ભાવાર્થ:**– સાધુના સંબંધીજનો આદિ સાધુને કામભોગોના પ્રલોભન આપે, અથવા સાધુને બાંધીને ઘરે લઇ જાય, પરંતુ સંયમમાં સ્થિત સાધુ અસંયમી જીવનની ઇચ્છા કરે નહિ તેથી સ્વજનો પોતાને આધીન કરી ગૃહસ્થવાસમાં સ્થિત કરી શકતા નથી પરંતુ સાવધાન મુનિ અનુકૂળ પ્રતિકૂળ પરિષહોને સમભાવે વેદન કરતા થકા સંયમભાવમાં સ્થિત રહી સંયમ પાલન કરે. જેનું ઉપાદાન જોરદાર છે. તેને નિમિત્ત અસર કરી શકતુ નથી.

**सेहंति य णं ममाइणो, माय पिया य सुया य भारिया ।**
**पोसाहि ण पासओ तुम, लोग परं पि जहासि पोसणो ॥१९॥**

**શબ્દાર્થ :** (૧) સાધુને શિક્ષા આપે (૨) સાધુમાં મમત્વ રાખવાવાળા (૩) માતાપિતા (૪) પુત્ર–સ્ત્રી આદિ (૫) તમો સૂક્ષ્મદર્શી છો (૬) અમારું પોષણ કરો તમે અમોને ત્યાગી (૭) તમારો પરલોક પણ (૮) બગાડી રહ્યા છો (૯) માટે અમારું પોષણ કરો.

**ભાવાર્થ:**– કોઈ નવ દીક્ષિત સાધુમાં મમત્વ રાખવાવાળા તેમનાં માતા, પિતા, પુત્ર, સ્ત્રી વગેરે સાધુ પાસે આવી એમ કહે કે હે પુત્ર! તમે સુક્ષ્મદર્શી છો. અમો બધા તમારા વિના દુઃખી થઈ રહ્યા છીએ તમારા સિવાય અમારુ કોઇ પોષણ કરે તેમ નથી, તમો વસ્તુસ્વરૂપના જાણનાર છો, માતા પિતાને ત્યાગી–દુઃખી કરી, દીક્ષા લેનાર આ લોક અને પરલોક બન્નેથી ભ્રષ્ટ થાય છે પરિવારનાં પોષણથી પુણ્ય પ્રાપ્તિ થાય છે માતાપિતા સ્ત્રી પુત્રનુ પાલન કરવું તે ગૃહસ્થોનો ધર્મ છે માટે તમો સયમ છોડી ઘેર આવી અમારું પોષણ કરો, આ રીતે સ્વજનો મમત્વભાવથી પ્રવ્રજિત થયેલ સાધુને સયમથી પતિત કરવા કરુણામય વચનથી શિખામણ આપે છે પરંતુ સયમમા સ્થિત થયેલ, શ્રમણ વસ્તુ સ્વરૂપને જાણનાર, સંયમથી પતિત થતા નથી જાણે છે કે જગત આખું સ્વાર્થમય છે,

तयसं व जहाइ से रयं, इतिसंखाय मुणी ण मज्जइ।
गोयन्नतरेण माहणे, अहसेयकरी अन्नेसी इंखिणी ॥ १ ॥

શબ્દાર્થ (૧) સર્પ જેમ ત્વચાને (૨) છોડી દે છે (૩) કર્મરજને છોડે (૪) સાધુ (૫) એમ (૬) જાણી (૭) મુનિ (૮) મદ (૯) ન કરે (૧૦) ગોત્ર તથા અન્ય મદ (૧૧) સાધુ કલ્યાણનો (૧૨) નાશ કરનાર (૧૩) અન્યની (૧૪) નિંદા

ભાવાર્થ – સર્પ જેમ પોતાની કાંચળીનો ત્યાગ કરે છે એ પ્રકારે સાધુ પોતાના આત્માની સાથે બંધાયેલ આઠ પ્રકારના સંસાર પરિભ્રમણરૂપ કર્મરૂપી રજનો ત્યાગ કરે છે કારણકે તે છોડવા યોગ્ય છે કર્મો છે તે જન્મ મરણ આદિ દુઃખોના હેતુરૂપ છે. એમ જાણીને સંયમવંત મુનિ પોતાના કુળ આદિ આઠ મદ પૈકી કોઈ પણ મદ કરે નહિ તથા મદ ઉત્પન્ન થવાના કારણોને છોડે તથા કોઈ અન્ય મનુષ્યાદિની નિંદા કરે નહિ કારણ કે નિંદા છે તે આત્માના કલ્યાણનો નાશ કરવાવાળી છે આઠ મદ પૈકી કોઈ મદ કરે તો ગુણોનો નાશ થઈ હીનતાને પામે છે જેમકે–જાતિનો મદ કરવાથી ભવિષ્યના ભવમાં નીચજાતિમાં ઉત્પન્ન થવું પડે છે એમ જાણી ગોત્રાદિનો, મદ કરવો નહિ, જ્ઞાન તથા તપનો પણ મદ કરવો નહિ. કારણ કે મદથી અશુભ કર્મનો બંધ થાય છે એમ જાણીને મોક્ષ પ્રાપ્તિના સાધનરૂપ, કલ્યાણના હેતુરૂપ, શાશ્વતા સુખની પ્રાપ્તિ રૂપ એવા જ્ઞાન, દર્શન, ચારિત્ર તપરૂપ સંયમનું અપ્રમાદભાવથી અને નિરભિમાનપણાથી પાલન કરવું તે જ સાધકનો આચાર અને કલ્યાણનો હેતુ છે

जो परिभवई परं जणं, संसारे परिवत्तई महं। अदु
इंखिणिया उ पाविया, इति संखाय मुणी ण मज्जई ॥२॥

**શબ્દાર્થ** . (૧) જે પુરુષ (૨) અન્ય (૩) પુરુષ (૪) તિરસ્કાર (૫) સંસારમાં (૬) ચિરકાળતક (૭) પરિભ્રમણ કરે છે - (૮) પરનિંદા (૯) પાપ ઉત્પન્ન કરાવે છે (૧૦) જાણી (૧૧) મુનિ (૧૨) મદ કરે નહિ

**ભાવાર્થ**:- જે પુરુષ અન્ય કોઇ વ્યક્તિનો તિરસ્કાર કરે છે. તે લાંબા કાળ સુધી સસારમા જન્મમરણરૂપ પરિભ્રમણ કરે છે, પરનિદા પાપ છે, દુખ ઉત્પન્ન કરાવનાર છે, એમ જાણી મુનિએ મદ કરી કોઈની નિદા કરવી નહિ અહભાવ આવ્યા વિના નિદા થાય નહિ, તેથી નિંદાનું મૂળ કારણ અહંભાવ છે, અહભાવ તથા નિંદા અશુભ કર્મબંધન તથા અધમગતિ પ્રાપ્ત કરવામા હેતુ છે. એમ જાણી મદનો ત્યાગ કરી અન્યની નિંદા કરવી નહિ, પરતુ સયમપાલન કરવામાં સદા ઉપયોગવંત રહી અપ્રમાદ ભાવે વિચરવું

**जे यावि अणायगे सिया, जे विय पेसगपेसए सिया ।**
**जे मोणपयं उवट्ठिए, नो लज्जे समयं सया चरे ॥ ३ ॥**

**શબ્દાર્થ** . (૧) જે કોઇ (૨) નાયકરહિત (૩) ચક્રવર્તી હોય (૪) તેના દાસનો (૫) દાસ (૬) હોય (૭) સંયમગ્રહણ કરેલ (૮) હોય છતાં વદન વ્યવહારમાં (૯) ન હોવી જોઇએ (૧૦) લજ્જા (૧૧) સમભાવથી વદન (૧૨) વ્યવહાર કરે (૧૩) સદા

**ભાવાર્થ** – સાધુ આચારમા વિનયનું સ્વરૂપ બતાવે છે કે નાયક રહિત એવા ચક્રવર્તીના દાસના દાસે પ્રથમ સયમ ગ્રહણ કરેલ હોય પશ્ચાત્ ચક્રવર્તી સયમ ગ્રહણ કરે તો તે સાધુ-પણામાં (ચક્રવર્તીએ સયમ ગ્રહણ કર્યા બાદ) પોતાના દાસના દાસ રૂપ એવા વર્તમાન સાધુપણામા હોય તેને વદના વ્યવહારથી સમ ભાવથી કરવો પડે તેવો સાધકનો આચાર જાણવો તે સાધુને વંદના વ્યવહાર કરતા ( ચક્રવર્તીએ–વર્તમાન સાધુએ ) લજ્જા ન રાખવી જોઈએ સમભાવથી વદના વ્યવહાર કરે આવા પ્રકારનો આચાર શ્રી વીતરાગના માર્ગમા વિનયનો તથા અહભાવ રહિતનો છે.

તથા આભ્યન્તર મમત્વ આદિમાં આસક્ત નહિ રહેતાં, દ્રઢ ! આકર નિર્મળ બની, કાશ્યપગોત્રી ભગવાન મહાવીર સ્વામીના પ્રગટ કરેલ દશવિધ યતિ ધર્મને પ્રગટ કરે.

**પહુવે પાણા પુઢો સિયા, પત્તેય સમય સમીહિયા । જે મોણપય ઉવટ્ઠિએ, વિરતિં તત્થ અકાસિ પંડિએ ॥ ૮ ॥**

શબ્દાર્થ : (૧) બહુ (૨) પ્રાણી (૩) પૃથક્ પૃથક્ આ જગતમાં (૪) નિવાસ કરે છે (૫) પ્રત્યેક પ્રાણીને (૬) સમભાવ (૭) દેખી (૮) સંયમમાં (૯) ઉપસ્થિત (૧૦) પંડિત પુરુષ (૧૧) જીવહિંસાથી (૧૨) નિવૃત્ત (૧૩) થાય.

ભાવાર્થ – દશ પ્રકારનાં પ્રાણોને ધારણ કરનાર પ્રાણીઓ (એકેન્દ્રિયો ચાર પ્રાણ બે ઇન્દ્રિયોને છ પ્રાણ. તેઇન્દ્રિયોને સાત પ્રાણ ચૌરેન્દ્રિયને આઠ પ્રાણ, અસંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચને નવ પ્રાણ અસંજ્ઞી મનુષ્યોને આઠ પ્રાણ સંજ્ઞી પંચેન્દ્રિય મનુષ્ય, તિર્યંચ, દેવ, નારકને દશ પ્રાણ હોય છે પાંચ ઇન્દ્રિય, મનબળ, વચનબળ, કાયબળ, શ્વાસોચ્છવાસ આયુષ્ય દશ પ્રાણ કહેવાય. આ પ્રાણોની ઘાત એ જ હિંસા છે કારણ કે સર્વ જીવોને પોતાનાં પ્રાણો અતિ પ્રિય છે એક પણ પ્રાણ દુભાય ત્યાં જીવહિંસા સમજવી– (આરંભ સમજવો) આ જગતમાં પૃથ્વી આદિ સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત, અપર્યાપ્ત આદિ ભેદથી પૃથક્ પૃથક્ જીવો સર્વ સ્થાનોમાં નિવાસ કરી રહેલા છે, પ્રત્યેક પ્રાણીઓ સુખથી સંતોષ અનુભવે છે દુઃખથી ખેદ કરે છે જીવન સહુને પ્રિય છે એમ વિચારીને સર્વ પ્રાણીઓનાં વિષયમાં મધ્યસ્થવૃત્તિ ધારણ કરી, સંયમમાં ઉપસ્થિત પંડિત મુનિ, પાપ અનુષ્ઠાનોથી દૂર રહે એટલે પ્રાણીઘાતથી નિવૃત્ત થાય આવા પ્રકારે સાધકનો આચાર છે તે સંસાર પરિભ્રમણના નાશનો ઉપાય અને મોક્ષપ્રાપ્તિનો સાચો ઉપાય છે એમ જાણી સાધક આત્માએ તથા મોક્ષાર્થીઓએ આરંભથી નિવૃત્ત થવું

**શબ્દાર્થ** : (૧) જે પુરુષ (૨) અન્ય (૩) પુરુષ (૪) તિરસ્કાર (૫) ંસારમાં (૬) ચિરકાળતક (૭) પરિભ્રમણ કરે છે (૮) પરનિંદા (૯) પાપ ઃપન્ન કરાવે છે (૧૦) જાણી (૧૧) મુનિ (૧૨) મદ કરે નહિ

**ભાવાર્થ**:– જે પુરુષ અન્ય કોઇ વ્યક્તિનો તિરસ્કાર કરે છે. લાંબા કાળ સુધી સસારમાં જન્મમરણરૂપ પરિભ્રમણ કરે છે, ારનિદા પાપ છે, દુખ ઉત્પન્ન કરાવનાર છે, એમ જાણી મુનિએ ાદ કરી કોઈની નિદા કરવી નહિ અહભાવ આવ્યા વિના નિદા ાય નહિ, તેથી નિંદાનું મૂળ કારણ અહંભાવ છે, અહભાવ તથા નેંદા અશુભ કર્મબંધન તથા અધમગતિ પ્રાપ્ત કરવામાં હેતુ છે. એમ જાણી મદનો ત્યાગ કરી અન્યની નિંદા કરવી નહિ, પરતુ સંયમપાલન કરવામાં સદા ઉપયોગવંત રહી અપ્રમાદ ભાવે વિચરવું.

**जे यावि अणायगे सिया, जे विय पेसगपेसए सिया।**
**जे मोणपयं उवट्ठिए, नो लज्जे समयं सया चरे ॥ ३ ॥**

**શબ્દાર્થ** . (૧) જે કોઇ (૨) નાયકરહિત (૩) ચક્રવર્તી હોય (૪) તેના દાસનો (૫) દાસ (૬) હોય (૭) સંયમગ્રહણ કરેલ (૮) હોય છતાં વંદન વ્યવહારમાં (૯) ન હોવી જોઇએ (૧૦) લજ્જા (૧૧) સમભાવથી વદન (૧૨) વ્યવહાર કરે (૧૩) સદા

**ભાવાર્થ** – સાધુ આચારમા વિનયનું સ્વરૂપ બતાવે છે કે નાયક રહિત એવા ચક્રવર્તીના દાસના દાસે પ્રથમ સયમ ગ્રહણ કરેલ હોય પશ્ચાત્ ચક્રવર્તી સયમ ગ્રહણ કરે તો તે સાધુ-પણામાં (ચક્રવર્તીએ સયમ ગ્રહણ કર્યા બાદ) પોતાના દાસના દાસ રૂપ એવા વર્તમાન સાધુપણામા હોય તેને વદના વ્યવહારથી સમ ભાવથી કરવો પડે તેવો-સાધકનો આચાર જાણવો તે સાધુને વંદના વ્યવહાર કરતાં ( ચક્રવર્તીએ–વર્તમાન સાધુએ ) લજ્જા ન રાખવી જોઈએ સમભાવથી વદના વ્યવહાર કરે આવા પ્રકારનો આચાર શ્રી વીતરાગના માર્ગમા વિનયનો તથા અહભાવ રહિતનો છે.

તથા આભ્યન્તર મમત્વ આદિમાં આસક્ત નહિ રહેવા, દ્રઢ ધી આશક નિર્મળ બની, કાશ્યપગોત્રી ભગવાન મહાવીર સ્વામીના પ્રગટ કરેલ દશવિધ યતિ ધર્મને પ્રગટ કરે.

बहवे पाणा पुढो सिया, पत्तेय समय समीहिया । जे मोणपय उवद्विए, विरतिं तत्य भकासि पंडिए ॥ ८ ॥

શબ્દાર્થ (૧) બહુ (૨) પ્રાણી (૩) પૃથક્ પૃથક્ આ જગતમાં (૪) નિવાસ કરે છે (૫) પ્રત્યેક પ્રાણીને (૬) સમભાવ (૭) દેખી (૮) સંયમમાં (૯) ઉપસ્થિત (૧ ) પંડિત પુરુષ (૧૧) જીવહિંસાથી (૧૨) નિવૃત્ત (૧૩) થાય.

ભાવાર્થ – દશ પ્રકારનાં પ્રાણોને ધારણ કરનાર પ્રાણીઓ (એકેન્દ્રિયો ચાર પ્રાણ બે ઇન્દ્રિયોને છ પ્રાણ તેઇન્દ્રિયોને સાત પ્રાણ ચૌરેન્દ્રિયને આઠ પ્રાણ અસંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચને નવ પ્રાણ અસંજ્ઞી મનુષ્યોને આઠ પ્રાણ સંજ્ઞી પંચેન્દ્રિય મનુષ્ય, તિર્યંચ, દેવ, નારકને દશ પ્રાણ હોય છે પાંચ ઇન્દ્રિય, મનબળ, વચનબળ, કાયબળ, શ્વાસોચ્છવાસ, આયુષ્ય દશ પ્રાણ કહેવાય. આ પ્રાણોની ઘાત એ જ હિંસા છે કારણ કે સર્વ જીવોને પોતાનાં પ્રાણો અતિ પ્રિય છે એક પણ પ્રાણ દુભાય ત્યાં જીવહિંસા સમજવી– (આરંભ સમજવો) આ જગતમાં પૃથ્વી આદિ સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત, અપર્યાપ્ત આદિ ભેદથી પૃથક્ પૃથક્ જીવો સર્વ સ્થાનોમાં નિવાસ કરી રહેલા છે, પ્રત્યેક પ્રાણીઓ સુખથી સંતોષ અનુભવે છે દુઃખથી ખેદ કરે છે જીવન સહુને પ્રિય છે એમ વિચારીને સર્વ પ્રાણીઓનાં વિષયમાં મધ્યસ્થવૃત્તિ ધારણ કરી, સંયમમાં ઉપસ્થિત પંડિત મુનિ, પાપ અનુષ્ઠાનોથી દૂર રહે એટલે પ્રાણીઘાતથી નિવૃત્ત થાય. આવા પ્રકારે સાધકનો આચાર છે તે સંસાર પરિભ્રમણના નાશનો ઉપાય અને મોક્ષપ્રાપ્તિનો સાચો ઉપાય છે એમ જાણી સાધક આત્માએ તથા આત્માર્થીઓએ આરંભથી નિવૃત્ત થવું

**धम्मस्स य पारए मुणी, आरम्भस्स य अंतए ठिए।**
**सोयंति य णं ममाइणो, णो लब्भंति णियं परिग्गहं ॥९॥**

**શબ્દાર્થ** (૧) ધર્મના (૨) પારગામી (૩) મુનિ (૪) આરંભથી (૫) રહિત હોય છે (૬) મમત્વીપુરુષ (૭) શોક કરે છે (૮) પ્રાપ્ત (૯) થતો નથી (૧૦) પરિગ્રહ (૧૧) પોતાને

**ભાવાર્થ**:- જે પુરુષ-સાધક, ધર્મનો પારગામી હોય અને આરભ તથા પરિગ્રહથી નિવૃત્ત થયેલ હોય અને સમ્યક્ચારિત્ર અનુષ્ઠાનોમાં ઉપયોગવંત હોય, એને જ મુનિ કહેવાય અને ધર્માચરણ નહિ કરવાવાળા મમત્વી જીવો દુઃખ અને મરણ પ્રાપ્ત થતાં તથા અર્થનો-પરિગ્રહનો નાશ થતાં તથા સ્વજનોનો વિયોગ થતાં શોક કરે છે તેઓ શોક કરવા છતાં સ્વજનોને કે સુવર્ણ આદિ પરિગ્રહને પ્રાપ્ત કરી શકતા નથી પોતાની ઇચ્છાની તૃપ્તિ કરી શકતા નથી. શુભસંયોગ પ્રાપ્ત થવો તે તો શુભ કર્મોના ઉદયે જ થઇ શકે છે. એમ જાણીને હિંસામય અનુષ્ઠાનોથી નિવૃત્ત થવું અને મમત્વને દૂર કરી સમભાવમાં રહી ઉદય પ્રાપ્ત અવસ્થામાં ઉદાસીન ભાવે રહેવું તે આત્મહિતનુ કારણુ છે

**इह लोग दुहावहं विऊ परलोगे य दुहं दुहावहं।**
**विद्धंसण धम्ममेव तं इति, विज्जं कोऽगारमावसे ॥ १० ॥**

**શબ્દાર્થ** : (૧) આ (૨) લોકમાં પરિગ્રહ માત્ર (૩) દુઃખ દેનાર છે (૪) પરલોકમાં (૫) દુઃખ (૬) દુઃખના દેનાર (૭) નશ્વર (૮) સ્વભાવી છે (૯) આ રીતે (૧૦) જાણુનારા (૧૧) કોણ (૧૨) પુરુષ (૧૩) ગૃહવાસમાં (૧૪) નિવાસ કરે (૧૫) તેમ જાણો

ભાવાર્થ:- સોનું, રૂપું, ધન, સ્વજનો આદિ જે પરિગ્રહ છે તે બધા મમત્વી પુરુષને આ લોકમાં દુઃખના દેનાર છે, પરંતુ પરલોકમાં પણ દુઃખરૂપ છે, દુઃખના દેનાર છે; કારણ કે પરિગ્રહ મેળવતાં આરંભ થાય છે, આરંભથી અશુભ કર્મોનો બંધ થાય છે, તેમ જ તે જીવોની સાથે (આરંભથી) વેરબંધન થાય છે. તેથી આરંભી જીવોને આ લોક અને પરલોકમાં તે પાપકર્મના વિપાકો દુઃખરૂપ ભોગવવાં પડે છે વળી ધન પ્રાપ્તિ વખતે પણ કષ્ટ ભોગવવું પડે છે તેનું રક્ષણ કરવાની પણ ચિંતા અને ઉદ્વેગ રહે છે અને તે ધનનો વિયોગ થતાં પણ દુઃખ અનુભવાય છે, જેથી પરિગ્રહ અને આરંભ બન્ને દુઃખના જ પાત્ર-દુઃખના જ હેતુઓ છે ગૃહસ્થવાસમાં આસક્ત જીવોને સ્ત્રીઓ સાપ સમાન છે, બંધુજન બંધન સમાન છે, વિષયો વિષ સમાન છે, છતાં મનુષ્યો મોહને વશ થઈ શત્રુરૂપ સાધનોને મિત્ર માની સંસારમાં રહે છે સ્નેહરૂપ મમત્વ એ એકાંત અનર્થ રૂપ છે એવું જાણી આરંભ પરિગ્રહથી દૂર રહેવું એ આત્મહિતનું કારણ જાણવું

महयं परिगोव जाणिया, जा वि य वंदण पूयणा इहं ।
सुहुमे सल्ले दुरुद्धरे, विउमंता पयहिज्ज संथवं ॥ ११ ॥

શબ્દાર્થ : (૧) સંસારી પરિચય (૨) મહાન કીચડ સમાન (૩) જાણી (૪) આ લોકમાં (૫) વંદન તથા (૬) પૂજન (૭) સૂક્ષ્મ (૮) શલ્ય (૯) ઉદ્ધાર દુષ્કર છે (૧૦) વિદ્વાન પુરુષ (૧૧) પરિચય (૧૨) ત્યાગ કરે

ભાવાર્થ:- સાંસારિક જીવોનો પરિચય મહાન કીચડ સમાન જાણી સાધક તેના પરિચયથી દૂર રહે તેમ જ આ લોકમાં જે વંદન, પૂજા, સત્કાર, માન, પ્રતિષ્ઠા વગેરે કર્મના ઉપશમના ફળ જાણીને તથા વંદન-પૂજા આદિની ભાવના આભ્યન્તર કષાય રૂપ જાણી વંદન, પૂજા આદિને પામી વિદ્વાન મુનિ ગર્વ ન કરે અને વંદન પૂજા

પામવાની ભાવના પણ ન રાખે, કારણ કે ગર્વ છે તે સૂક્ષ્મ શલ્ય છે. તેનો ઉદ્ધાર કરવો બહુ કઠિન છે. તેમ જ સદ્‌ગતિ પ્રાપ્ત કરવામાં મહાન વિઘ્નરૂપ છે એમ જાણી તપસ્વી મુનિ ક્યારે પણ ગર્વ ન કરે. કષાયોમાત્ર સંસાર વૃદ્ધિના હેતુઓ છે એમ જાણી સમભાવથી સંયમનું પાલન કરવું

१ २ ३ ४ ५ ६ ७ ८
**एगे चर ठाणमासणे, सयणे एग समाहिए सिया।**
९ १० ११ १२ १३
**भिक्खू उवहाण वीरिए, वइ गुत्ते अज्झत्त संवुडो ॥ १२ ॥**

**શબ્દાર્થ :** (૧) એકલો (૨) વિચરે (૩) કાયોત્સર્ગ (૪) આસન (૫) શયન (૬) એકલો (૭) ધર્મધ્યાન યુક્ત (૮) રહે (૯) ભિક્ષુ (૧૦) તપમાં (૧૧) બળપરાક્રમ કરે (૧૨) વચનથી ગુપ્ત (૧૩) મનથી ગુપ્ત

**ભાવાર્થ:-** સાધુ મન, વચન કાયાથી ગુપ્ત રહી, તપમાં બળ પરાક્રમ ફોરવતા થકા ધર્મધ્યાન યુક્ત રહી, સ્થાન, આસન, શયનમાં એકાકી તથા સમભાવે રહે રાગદ્વેષથી રહિત થઈ એકાકી વિચરતા થકાં ઉપયોગવંત રહી સંયમનું પાલન કરતા વિચરે એવો આચાર છે તે મોક્ષપ્રાપ્તિનો હેતુ જાણવો.

५ ४ १ ३ २ ६
**णो पीहे न याव पंगुणे, दारं सुन्न-घरस्स संजए। पुट्ठे**
८ ७ ९ १०
**ण उदाहरे वय, ण समुच्छे णो संथरे तणं ॥ १३ ॥**

**શબ્દાર્થ** (૧) ઘરના કમાડ (૨) સાધુ (૩) સૂના ઘરનાં (૪) ઉઘાડે નહિ (૫) બંધન કરે (૬) પૂછે (૭) વચન (૮) ન બોલે (૯) મકાનનો કચરો બહાર કાઢે નહિ (૧૦) તૃણની શય્યા ન બિછાવે

**ભાવાર્થ:-** શૂન્ય ઘરના કમાડ ઉઘાડે નહિ, તથા બંધ કરે નહિ, કોઈ પ્રતિમાધારી અથવા જિન કલ્પી સાધુને પ્રશ્ન પૂછે તો

જવાબ આપે નહિ, શૂન્ય ઘરને સાફસુફ કરી કચરો બહાર કાઢે નહિ, કઢાવે નહિ શૂન્ય ઘરમાં તૃણ આદિની પથારી બિછાવે નહિ. પોતા ઘાસને શય્યાની વપરાશમાં ન લે, કારણ કે પ્રતિલેખન થઈ શકે નહિ, શૂન્ય ઘરમાં જીવોનો ઉપદ્રવ હોઈ કમાડ ઉઘાડતાં કે બંધ કરતાં જીવોની વિરાધના થવાનો સંભવ રહે માટે જીવ રક્ષાના કારણે આ આચાર જિન કલ્પીનો જાણવો જ્યાં જીવ વિરાધના થાય તેવા કામથી સાધુ દૂર રહે આ ધર્મમાં અહિંસાનું પાલન મુખ્ય કર્તવ્ય છે અગર મુખ્ય અંગ છે તેમ જાણી સાવદ્ય કાર્ય કરવું કરાવવું અને અનુમોદન આપવું તે સંયમી સાધુને કલ્પતું નથી તૃણની શય્યા ન બિછાવે એ પ્રાયઃજિનકલ્પી-પ્રતિમા ધારીનો ઉત્કૃષ્ટ જાણવો. સ્થવિર કલ્પવાળાને માટે તદ્દન નિષેધ નથી.

जत्थऽत्थमिए अणाउले समं विसमाइं मुणीऽहियासए।
चरगा अदुवा वि भेरवा, अदुवा तत्थ सरीसिवा सिया ॥१४॥

શબ્દાર્થ (૧) જ્યાં સૂર્ય (૨) અસ્ત થાય (૩) આકુળતારહિત (૪) સમ (૫) વિષમસ્થાન (૬) મુનિ (૭ સહન કરે (૮) મચ્છરઆદિ (૯) અથવા (૧ ) ભયંકર પ્રાણી (૧૧) અથવા (૧૨) ત્યાં (૧૩) સર્પઆદિ (૧૪) હોય.

ભાવાર્થ – ચારિત્રવાન મુનિ વિહારમાં હોય તે સમયે જ્યાં સૂર્ય અસ્ત થાય ત્યાં, સ્થાન-વસતી સમ હોય કે વિષમ હોય ત્યાં ક્ષોભ રહિત નિવાસ કરે-રાત્રિવાસ કરે, વળી તે સ્થાને મચ્છર, ડાંસ આદિ અથવા ભયંકર પ્રાણી હોય અથવા સર્પ નકુલ આદિ પ્રાણીઓના ઉપસર્ગ ઉત્પન્ન થાય તો તેને સમ્યક્ભાવે રાગદ્વેષ રહિત બની સહન કરે, એવો સાધુનો આચાર છે

तिरिया मणुया य दिव्वगा, उवसग्गा तिविहाऽहियासिया।
लोमादीयं ण हारिसे, सुन्नागारं गओ महामुणी ॥१५॥

**શબ્દાર્થ :** (૧) તિર્યંચના (૨) મનુષ્યના (૩) દેવોના (૪) ત્રણ પ્રકારના (૫) ઉપસર્ગો (૬) સહન કરે (૭) રોમને (૮) હલાવ્યા (૯) સિવાય (૧૦) શૂન્ય ઘરમાં જતાં (૧૧) મહાનમુનિ.

**ભાવાર્થ:**— મહાનમુનિ શૂન્ય ઘરમાં નિવાસ કરતાં તિર્યંચ પચેન્દ્રિય તથા મનુષ્ય, તથા દેવોના ઉપસર્ગો ઉત્પન્ન થાય તો રાગદ્વેષ રહિત બની, ભયથી રોમને ફરકાવ્યા વિના સમભાવથી તે ઉપસર્ગોને સહન કરે, આવા પ્રકારનો ઉત્કૃષ્ટ આચાર પ્રતિમાધારી સાધુનો અથવા જિનકલ્પી આશ્રી જાણવાનો છે, પરંતુ સ્થવિરકલ્પી સાધુ શક્તિશાળી હોય, તો આવા કઠિન ઉપસર્ગોને સમભાવે સહન કરે તો નિર્જરાના મહાલાભને પ્રાપ્ત કરે, પરંતુ આર્તધ્યાન થાય તેમ જણાય તો અન્ય નિરવદ્યસ્થાને શય્યા કરી નિવાસ કરે. દિવસ અસ્ત થયા બાદ શરીરની હાજતના કારણ સિવાય સાધુને બહાર નીકળવાનો કલ્પ નથી; પરંતુ સંયમ રક્ષણ માટે લાભાલાભનો વિચાર કરી પોતાની શક્તિનું માપ જાણી નિરવદ્ય સ્થાનની ગવેષણા કરે.

**३ २ १ ४ ५ ६**
**णो अभिकंखेज्ज जीवियं, नोऽवि य पूयण पत्थए सिया ।**
**१० ११ ९ ७ ८**
**अब्भत्थ मुविंति भेरवा, सुन्नागार गयस्स भिक्खुणो ॥१६॥**

**શબ્દાર્થ :** (૧) જીવનની (૨) ઇચ્છા (૩) ન કરે (૪) પૂજાની (૫) ભાવના (૬) ન કરે (૭) શૂના ઘરમા ગયા થકા (૮) ભિક્ષુને (૯) ભયંકર પ્રાણીના ઉપસર્ગ સહન કરવાનો (૧૦) અભ્યાસ (૧૧) થઇ જાય છે

**ભાવાર્થ** — પૂર્વોક્ત ઉપસર્ગથી ભય પામી જીવનની ઇચ્છા કરે નહિ, તથા પૂજા, સત્કાર પામવાની ભાવના ન કરે, સાધુને શૂન્ય ઘરમા નિવાસ કરતા ભૈરવ આદિ ભયંકર પ્રાણીઓના પ્રતિકૂળ ઉપસર્ગો તથા અનુકૂળ ઉપસર્ગોને સહન કરવાનો સહેજે અભ્યાસ થઈ જાય છે ઉપસર્ગો સહન કરતા દેહ મમત્વને દૂર કરવો.

જોઈએ. દેહ મમત્વ છૂટયા વિના પરિષહો સહન કરવા મુશ્કેલ બને. એમ જાણી આત્માર્થી સાધકે દેહ મમત્વ રાખવું નહિ. દેહને અન્ય દ્રવ્ય જાણી સંયમપાલન કરવું

उवणीयतरस्स ताइणो, भयमाणस्स विविक्कमासणं ।
सामाइयमाहु तस्स, जं जो अप्पाणं भए ण दंसए ॥१७॥

શબ્દાર્થ (૧) જ્ઞાન સમીપ પહોંચેલ (૨) સ્વપરનો રક્ષક સ્ત્રી પુરુષ (૩) નપુંસક રહિત (૪) શયન આસન (૫) સેવનાર (૬) મુનિના ચારિત્રને (૭) સામાયિકચારિત્ર (૮) કહેલ છે (૯) ચારિત્રવાન સાધક (૧૦) પોતાના આત્માને (૧૧) ભય (૧૨) પ્રદર્શિત (૧૩) નહિ કરવો.

ભાવાર્થ – જે સાધક આત્માએ, પોતાના આત્માને અતિ શયરૂપથી જ્ઞાનમાં સ્થાપિત કરેલ હોય અને પોતાના તથા અન્યના આત્માના રક્ષણ કરવામાં સમર્થ હોય, એટલે છકાય જીવોના રક્ષક હોય, સ્ત્રી, પુરુષ, નપુંસક રહિત સ્થાનોમાં નિવાસ કરતા હોય એવા મુનિના ચારિત્રને શ્રી તીર્થંકરદેવોએ સમભાવરૂપ સામાયિકચારિત્ર કહેલ છે એમ જાણી મુનિ પરીષહ ઉપસર્ગ પ્રાપ્ત થતા ભયભીત ન બને અને પોતાના સ્વભાવમાં સ્થિત રહી, સંયમનું પાલન કરે આવા પ્રકારનો સાધકનો આચાર જાણી તેનું સમ્યક્‌પ્રકારે પાલન કરે.

उसिणोदगतत्तभोइणो, धम्मट्ठियस्स मुणिस्स हीमतो ।
संसग्गि असाहु राइहिं, असमाही उ तहागयस्स वि ॥१८॥

શબ્દાર્થ (૧) ગરમ (૨) પાણી (૩) ઠંડુ કર્યા વિના (૪) પીવાવાળા (૫) ધર્મમાં સ્થિત (૬) મુનિ (૭) લજ્જાવાનને (૮) સંગ (૯) રાજા આદિનો (૧૦) ઠીક નથી (૧૧) અસમાધિ ઉત્પન્ન કરાવનાર (૧૨) શાસ્ત્રોક્ત આચાર પાળવાવાળાને

**ભાવાર્થ**:- ગરમ પાણીને ઠંડુ કર્યા વિના પીવાવાળા તથા શ્રુત અને ચારિત્ર ધર્મમાં સ્થિત અને અસંયમથી લજ્જાપામવાવાળા, તથા શાસ્ત્રોક્ત આચાર પાળવાવાળા મુનિને પણ, રાજા મહારાજા આદિનો સંસર્ગ બુરો અને સંયમપાલનમાં વિઘ્નરૂપ તથા સમાધિનો ભંગ કરાવનાર છે. એમ જાણી રાજા આદિના સંસર્ગથી દૂર રહેવું. ગૃહસ્થોના આચાર હિંસામય કામભોગોની લાલસાવાળા પરિગ્રહ મમત્વવાળા હોય છે. તેથી ગૃહસ્થોના પરિચયથી દૂર રહેવું તે મુનિ સાધકને માટે હિતનું કારણ છે.

अहिगरणकडस्स भिक्खुणो, वयमाणस्स पसज्झ दारुणं।
अट्ठे परिहायती बहु अहिगरणं न करेज्ज पंडिए ॥ १९ ॥

**શબ્દાર્થ** . (૧) કલેશ કરતો હોય (૨) જો સાધુ (૩) પ્રગટ (૪) ભયાનક (૫) વચન બોલતો હોય (૬) મોક્ષ તથા સંયમ (૭) નષ્ટ (૮) અતિ (૯) પંડિત (૧૦) કલેશ (૧૧) નહિ (૧૨) કરે

**ભાવાર્થ**:- જો કોઇ સાધુ, પ્રગટપણે કલેશ ઝઘડા કરતો હોય અને ખરાબ ભયંકર વચન બોલતો હોય તો તેનો મોક્ષરૂપીઅર્થ તથા મોક્ષના કારણરૂપ સંયમનો અતિ પ્રમાણમાં નાશ થાય છે, હીનતાને પામે છે, એમ જાણીને વિવેકી મુનિ-સાધક, કલેશ-ઝઘડા ન કરે, તથા કલેશ ઉત્પન્ન થાય તેવા વચનો બોલે નહિ, કલેશથી તથા અસભ્ય વચનથી સામી વ્યક્તિના ચિત્તમા દુઃખ ઉત્પન્ન થાય છે તેમ જ કલેશથી અસભ્ય વચનોથી ઘણા કાળની તપસ્યા વડે તથા બ્રહ્મચર્યપાલનથી ઉપાર્જન કરેલ પુણ્યનો નાશ થાય છે. એમ જાણી પંડિત સાધક કલેશ ન કરે અને વાણી નિરવદ્ય પ્રિય, અને સત્ય બોલે. ( એ સાધુપુરુષનો આચાર છે )

જોઇએ. દેહ મમત્વ છૂટયા વિના પરિસહો સહન કરવા મુશ્કેલ બને. એમ જાણી આત્માર્થી સાધકે દેહ મમત્વ રાખવું નહિ. દેહને અન્ય દ્રવ્ય જાણી સંયમપાલન કરવું

उवणीयतरस्स ताइणो, भयमाणस्स विविक्क मासणं ।
सामाइय माहु तस्स, जं जो अप्पाण भए ण दंसए ॥१७॥

શબ્દાર્થ (૧) જ્ઞાન સમીપ પહોંચેલ (૨) સ્વપરનો રક્ષક સ્ત્રી પુરુષ (૩) નપુંસક રહિત (૪) શયન આસન (૫) સેવનાર (૬) મુનિના ચારિત્રને (૭) સામાયિકચારિત્ર (૮) કહેલ છે (૯) ચારિત્રવાન સાધો (૧૦) પોતાના આત્માને (૧૧) ભય (૧૨) પ્રદર્શિત (૧૩) નહિ કરવો.

ભાવાર્થ:– જે સાધક આત્માએ, પોતાના આત્માને અતિ સમરૂપથી જ્ઞાનમાં સ્થાપિત કરેલ હોય અને પોતાના તથા અન્યના આત્માના રક્ષણ કરવામાં સમર્થ હોય, એટલે છકાય જીવોના રક્ષક હોય, સ્ત્રી, પુરુષ, નપુંસક રહિત સ્થાનોમાં નિવાસ કરતા હોય એવા મુનિના ચારિત્રને શ્રી તીર્થંકરદેવોએ સમભાવરૂપ સામાયિકચારિત્ર કહેલ છે એમ જાણી મુનિ પરીષહ ઉપસર્ગ પ્રાપ્ત થતા ભયભીત ન બને અને પોતાના સ્વભાવમાં સ્થિત રહી, સંયમનું પાલન કરે આવા પ્રકારનો સાધકનો આચાર જાણી તેનું સમ્યક્પ્રકારે પાલન કરે.

उसिणोदग तत्तमोइणो, धम्मट्ठियस्स मुणिस्स हीमतो ।
संसग्गि असाहु राइहिं, असमाहीउ तहागयस्स वि ॥१८॥

શબ્દાર્થ (૧) ગરમ (૨) પ્રાણી (૩) ઠંડુ કર્યા વિના (૪) પીવાવાળા (૫) ધર્મમાં સ્થિત (૬) મુનિ (૭) લજ્જાવાનને (૮) સંગ (૯) રાજા આદિના (૧૦) ઠીક નથી (૧૧) અસમાધિ ઉત્પન્ન કરાવનાર (૧૨) શાસ્ત્રોક્ત આચાર પાળવાવાળાને

જગતમાં ઓળખાય છે પાપી જીવો હિંસા કરતા લજ્જિત થતા નથી અને પાપ કરીને સંસાર પરિભ્રમણ કરે છે એમ જાણી મુનિ સાધકે હું જ ધર્માત્મા છું, તપસ્વી છું, શુભઅનુષ્ઠાન કરવાવાળો છું, અન્ય પાપી જીવો છે, આવા પ્રકારનુ અભિમાન–મદનુ સેવન કરવું નહિ, સરલ સ્વભાવથી રહી સંયમનું પાલન કરવું

५ ६ ४ १ २ ३
**छंदेण पले इमा पया, बहुमाया मोहेण पाउडा ।**
८ ९ ७ १० ११ १२
**वियडेण पलिंति माहणे, सीउण्हं वयसाऽहियासए ॥२२॥**

**શબ્દાર્થ** (૧) બહુમાયી (૨) મોહથી (૩) ઢંકાયેલ (૪) જીવો પોતાની (૫) ઇચ્છાથી (૬) નરકાદિ ગતિમાં જાય છે (૭) સાધુ પુરુષો (૮) કપટરહિત અનુષ્ઠાનો વડે (૯) મોક્ષ સંયમનાં લીન બની (૧૦) શીત–ઉષ્ણુ આદિ પરીષહોને (૧૧) મન, વચન, કાયાથી (૧૨) સમભાવે સહન કરે

**ભાવાર્થ**:– મોહથી ઢંકાયેલાં, બહુ માયા કપટ કરવાવાળા મનુષ્યો પોતાની ઇચ્છાથી (કામભોગોમાં આસક્તિના કારણે) નરક, તિર્યંચાદિ ગતિઓમાં જાય છે ત્યાં અસહ્ય દુખોને ભોગવે છે. એમ જાણી સાધુ પુરુષો કપટ રહિત અનુષ્ઠાનો દ્વારા મોક્ષપ્રાપ્તિ માટે, સંયમમાં લીન બની શીતઉષ્ણુ–અનુકૂળ પ્રતિકૂળ જે કોઇ પરીષહ ઉપસર્ગ ઉત્પન્ન થાય તેને મન, વચન, કાયાથી સમભાવપૂર્વક સહન કરે અને ઉપયોગવંત રહી સંયમ પાલન કરે જગતમાં ઘણા અજ્ઞાની જીવો ઘેટાં બકરાં આદિ પ્રાણીઓની ઘાત કરી તેને ધર્મનાં સાધન માને છે વળી કોઇ મનુષ્યો પોતાના સમાજના રક્ષણ માટે ધન, ધાન્ય, દાસ, દાસી વગેરે પરિગ્રહનો સંગ્રહ કરે છે વળી કોઇ કોઇ મનુષ્યો વારંવાર પોતાના શરીર ઉપર તથા બેસવાના સ્થાને જલ છાંટે છે, આદિ આવા સાવદ્ય અને માયા પ્રધાન કાર્યોથી જગતના ભોળા લોકોને ઠગે છે. આવી રીતે અજ્ઞાની મનુષ્યો પાપ કરી દુર્ગતિમાં જાય છે એમ જાણી સાધકે જાગૃત રહેવુ

सीओदग पडि दुगुंछिणो अपडिण्णस्स लवावसप्पिणो।
सामाइयमाहु तस्स ज ओ, गिहिमत्तेऽसण न भुंजती ॥२०॥

શબ્દાર્થ (૧) સચેત પાણીની (૨) ઘૃણા કરનાર (૩) કામભોગોની ઇચ્છા નહિ કરનાર (૪) કર્મબંધનરૂપ અનુષ્ઠાનોથી દૂર રહેનાર (૫) ગૃહસ્થના ભાજનમાં (૬) ભોજન (૭) ન કરતા હોય (૮) એવા મુનિના આચારને (૯) સામાયિક (૧૦) કહેલ છે

ભાવાર્થઃ- જે સાધુ કાચાપાણીની દુગુંચ્છા કરતો હોય, કાચા પાણીના આરંભથી લજ્જા પામતો હોય, તથા સાંસારિક કામ ભોગોની ઇચ્છા રહિત હોય, કર્મબંધન થાય તેવાં અનુષ્ઠાનોથી દૂર રહેતો હોય તથા ગૃહસ્થના પાત્રમાં ભોજન ન કરતો હોય, આવા સાધુના ચારિત્રને શ્રી તીર્થંકર દેવોએ સમભાવરૂપ સામાયિક ચારિત્ર કહેલ છે એમ જાણી સાધકે રાગદ્વેષ રહિત બની સંયમનું પાલન કરવું જોઇએ.

ण य संखय माहु जीविय, तह वि य बालजणो पगब्भइ।
बाले पावेहिं मिज्जती, इति संखाय मुणी ण मज्जती ॥२१॥

શબ્દાર્થ (૧) જીવન (૨) સાંધી શકાય તેવાં (૩) નથી (૪) છતાં (૫) તથાપિ (૬) મૂર્ખજનો પાપકરવાની (૭) ધૃષ્ટતા કરે છે (૮) અજ્ઞાની જીવોને (૯) પાપી સંબોધનથી (૧૦) બતાવાય છે (૧૧) એમ (૧૨) જાણી (૧૩) મુનિ (૧૪) મદ કરે નહિ

ભાવાર્થ - મનુષ્યોના જીવન તૂટયા પછી સાંધી શકાય તેવાં નથી. છતાં મૂર્ખજનો પાપ કરવાની ધૃષ્ટતા કરે છે આવા અજ્ઞાની અને હિંસાના કરનારા જીવોને જગતના અન્ય મનુષ્યો પાપી છે. તેમ સંબોધન કરી આંગળી વડે બતાવે છે એટલે પાપી સંબોધનથી

જગતમાં ઓળખાય છે પાપી જીવો હિંસા કરતા લજ્જિત થતા નથી અને પાપ કરીને સસાર પરિભ્રમણ કરે છે એમ જાણી મુનિ સાધકે હું જ ધર્માત્મા છું, તપસ્વી છું, શુભઅનુષ્ઠાન કરવાવાળો છું, અન્ય પાપી જીવો છે, આવા પ્રકારનું અભિમાન-મદનુ સેવન કરવું નહિ, સરલ સ્વભાવથી રહી સંયમનુ પાલન કરવું

५ ६ ४ १ २ ३
**छंदेण पले इमा पया, बहुमाया मोहेण पाउडा ।**
८ ९ ७ १० ११ १२
**वियडेण पलिंति माहणे, सीउण्हं वयसाऽहियासए ॥२२॥**

**શબ્દાર્થ :** (૧) બહુમાયી (૨) મોહથી (૩) ઢંકાયેલ (૪) જીવો પોતાની (૫) ઇચ્છાથી (૬) નરકાદિ ગતિમાં જાય છે (૭) સાધુ પુરુષો (૮) કપટરહિત અનુષ્ઠાનો વડે (૯) મોક્ષ સયમનાં લીન બની (૧૦) શીત-ઉષ્ણ આદિ પરીષહોને (૧૧) મન, વચન, કાયાથી (૧૨) સમભાવે સહન કરે

**ભાવાર્થ.**- મોહથી ઢંકાયેલાં, બહુ માયા કપટ કરવાવાળાં મનુષ્યો પોતાની ઇચ્છાથી (કામભોગોમાં આસક્તિના કારણે) નરક, તિર્યંચાદિ ગતિઓમાં જાય છે. ત્યાં અસહ્ય દુઃખોને ભોગવે છે. એમ જાણી સાધુ પુરુષો કપટ રહિત અનુષ્ઠાનો દ્વારા મોક્ષપ્રાપ્તિ માટે, સંયમમાં લીન બની શીતઉષ્ણ-અનુકૂળ પ્રતિકૂળ જે કોઇ પરીષહ ઉપસર્ગ ઉત્પન્ન થાય તેને મન, વચન, કાયાથી સમભાવપૂર્વક સહન કરે અને ઉપયોગવત રહી સયમ પાલન કરે જગતમાં ઘણા અજ્ઞાની જીવો ઘેટાં બકરા આદિ પ્રાણીઓની ઘાત કરી તેને ધર્મનાં સાધન માને છે વળી કોઇ મનુષ્યો પોતાના સમાજના રક્ષણ માટે ધન, ધાન્ય, દાસ, દાસી વગેરે પરિગ્રહનો સગ્રહ કરે છે વળી કોઇ કોઇ મનુષ્યો વારવાર પોતાના શરીર ઉપર તથા બેસવાના સ્થાને જલ છાંટે છે, આદિ આવા સાવદ્ય અને માયા પ્રધાન કાર્યોથી જગતના ભોળા લોકોને ઠગે છે આવી રીતે અજ્ઞાની મનુષ્યો પાપ કરી દુર્ગતિમા જાય છે એમ જાણી સાધકે જાગૃત રહેવુ

कुजए अपराजिए जहा, अक्खेहिं कुसलेहिं दीवयं ।
कडमेव गहाय णो कलिं, नो तीयं नो चेव दावरं ॥२३॥

શબ્દાર્થ (૧) જુગારી (૨) અપરાજિત (૩) જેમ (૪) કુશળ જુગારી (૫) પાસા (૬) ખેલતા (૭) કૃતસ્થાન (૮) ગ્રહણ કરે છે (૯) એ (૧૦) બે (૧૧) ત્રણ ને (૧૨) નહિ

ભાવાર્થઃ- જેનો વિજય પણ નિંદનીય છે, તેને કુજય કહેવાય છે કુજય નામ જુગારીનું છે જુગારીનો જુગાર રમવામાં મહાન વિજય થવા છતાં સજ્જન-પુરુષો તેની (જુગાર રમનારની) નિંદા કરે છે કારણ જુગાર છે તે અનર્થનું કારણ છે, તેથી નિંદનીય છે જે જુગારી જુગારના પાસા ખેલવામાં કુશળ હોય તે અન્ય જુગારીથી જીતાતો નથી તેને અપરાજિત કહેવાય છે, આવા કુશળ જુગારી પાસાની રમત રમતાં કૃત નામના ચોથા સ્થાનને ગ્રહણ કરી વિજય મેળવે છે પહેલા બીજા ત્રીજા સ્થાનોને છોડી દે છે આ દૃષ્ટાંતના સાર નીચેની ગાથાથી જાણવો

एवं लोगंमि ताइणा बुइए जे धम्मे अणुत्तरे । तं
गिण्ह हियंति उत्तमं कडमिव सेसऽवहाय पंडिए ॥ २४ ॥

શબ્દાર્થ (૧) આવા પ્રકારે (૨) લોકમાં (૩) છકાયજીવોની રક્ષા કરવામાં સમર્થ (૪) કહ્યો છે (૫) જે (૬) સર્વોત્તમ (૭) ધર્મ (૮) એજ (૯) ગ્રહણ કરવા યોગ્ય છે (૧૦) હિતકારી (૧૧) ઉત્તમ ચોથા (૧૨) સ્થાનની જેમ ઉત્તમ કુપ્રાવચન (૧૩) આદિ અન્યને (૧૪) છોડી દે છે (૧૫) પંડીત.

ભાવાર્થઃ- આ મનુષ્ય લોકમાં સર્વ જીવોના રક્ષણ કરવામાં સમર્થ શ્રી મહાવીર સ્વામીએ ક્ષમાઆદિ શ્રુત ચારિત્રરૂપ ધર્મ જે કહેલ છે એજ ધર્મ સર્વોત્તમ જીવોને માટે એકાંત હિતકારી

છે. તે ગ્રહણ કરવા યોગ્ય છે તેને ગ્રહણ કરવો અન્ય કુપ્રાવચનિક આદિ દર્શનો સર્વ સસારવૃદ્ધિના કારણરૂપ જાણી તેનો ત્યાગ કરવો જેમ જુગારી કૃતનામ ચોથા સ્થાનને ગ્રહણ કરી અન્યને છોડી દે છે એ રીતે સાધક. આ વીતરાગ કથિત, અષ્ટકર્મોનો ક્ષય કરી મોક્ષનાં શાશ્વતા સુખો પમાડનાર મોક્ષ માર્ગને ગ્રહણ કરી અન્ય કુપ્રાવચનિક માર્ગનો ત્યાગ કરે એ આત્મહિતનુ કારણ છે

१ २ ३ ४ ५ ६ ७
**उत्तर मणुयाण आहिया, गामधम्मा इह मे अणुस्सुयं ।**
८ ९ १० ११ १२ १३
**जसी विरया समुट्ठिया, कासवस्स अणुधम्म चारिणो ॥२५॥**

**શબ્દાર્થ** · (૧) દુર્જય (૨) મનુષ્યોને (૩) કહેલ (૪) શબ્દાદિ વિષયો છોડવા (૫) એમ (૬) મે (૭) સાંભળ્યુ છે (૮) તેનાથી (૯) નિવૃત્ત (૧૦) સયમમાં ઉપસ્થિત શ્રી ઋષભદેવજી તથા (૧૧) શ્રી મહાવીરના (૧૨) ધર્મના (૧૩) અનુયાયીઓ છે

**ભાવાર્થ**:– શ્રી સુધર્માસ્વામી શ્રી જમ્બૂસ્વામી આદિ શિષ્યોને ઉદ્દેશી કહે છે કે "શબ્દ આદિ વિષયો અથવા મૈથુન સેવન વગેરે કામભોગોને છોડવા મનુષ્યોને અતિ દુષ્કર છે, દુર્જય કહેલ છે" એમ મેં ભગવાન મહાવીર સ્વામી પાસેથી સાભળ્યુ છે, પરતુ જે સાધકો શબ્દાદિ વિષયો તથા મૈથુન સેવનનો ત્યાગ કરી સયમ અનુષ્ઠાનોમા પ્રવૃત્ત રહેલા છે તેઓ જ શ્રી મહાવીર સ્વામી તથા શ્રી ઋષભદેવ સ્વામીના વીતરાગ ધર્મના સાચા અનુયાયી છે. એમ જાણવુ તેમ જ આ ઉપદેશ શબ્દાદિ વિષયોનો ત્યાગ કરવાનો ભગવાન શ્રી ઋષભદેવજીએ પોતાના પુત્રોને પણ કહેલ હતા

१ २ ३ ७ ६ ४ ५
**जे एय चरति आहिय, नाएण महया महेसिणा । ते**
८ ९ १० ११ १२ १४ १३
**ते उट्ठिय ते समुट्ठिया, अन्नोन्न सारंति धम्मओ ॥ २६ ॥**

શબ્દાર્થ (૧) જે પુરુષ (૨) પૂર્વોક્ત ધર્મ (૩) આચરે છે (૪) મહાન (૫) મહર્ષિ (૬) જ્ઞાતપુત્રે (૭) કહેલ (૮) એ જ (૯) સાવધાન (૧૦) એ જ (૧૧) ધર્મમાં ઉત્થિત (૧૨) એક બીજાને (૧૩) ધર્મથી પતિત થતાને (૧૪) ધર્મમાં પ્રવૃત્ત કરે છે

ભાવાર્થઃ– મહાન મહર્ષિ જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર સ્વામી દ્વારા પ્રતિપાદન કરેલ શ્રુત ચારિત્રરૂપ બન્ને પ્રકારના યતિ ધર્મને ગ્રહણ કરી જે સાધક તેનું ઉપયોગપૂર્વક આચરણ કરે છે એ જ આ ધર્મમાં સાવધાન છે તથા સમ્યક્ પ્રકારથી ધર્મમાં સમુત્થિત છે અને તેઓ જ ધર્મથી પતિત થતા જીવોને પુનઃધર્મમાં પ્રવૃત્ત કરે છે અને આ ધર્મ જ જગતના સર્વ જીવોને આધારરૂપ છે, કલ્યાણરૂપ છે અને આજ ધર્મ (બાહ્ય અને આભ્યન્તર પરિગ્રહ રહિત તથા આરંભ રહિત) આઠકર્મનો ક્ષય કરવા સમર્થ છે તથા મોક્ષનાં શાશ્વતા સુખોને પમાડનાર છે એમ જાણી ધર્મ આરાધન કરવામાં પ્રમાદ કરવો નહિ.

मा पेह पुरा पणामए, अभिकंखे उवहिं धुणित्तए ।
जे दूमण तेहिं णो णया, ते जाणंति समाहिमाहियं ॥२७॥

શબ્દાર્થ (૧) પૂર્વે ભોગવેલા ભોગો (૨) વિષયો (૩) સ્મરણ (૪) ન કરો (૫) આઠ કર્મરૂપ ઉપાધિ (૬) નષ્ટ કરવા (૭) ઇચ્છા રાખો (૮) જે (૯) મનને દુષ્ટ બનાવનાર (૧૦) વિષયોમાં (૧૧) આસક્ત (૧૨) નથી (૧૩) આત્મામાં સ્થિત (૧૪) સમાધિને (૧૫) તે પુરુષ (૧૬) જાણે છે

ભાવાર્થઃ– મહાપુરુષો શિષ્યોને સંબોધન કરે છે કે ગૃહસ્થવાસનાં પૂર્વે ભોગવેલા કામભોગોનું સ્મરણ નહિ કરો, આઠ પ્રકારના કર્મોનો નાશ કરવાની ઇચ્છા રાખો. જે સાધક મનને દૂષિત કરનાર શબ્દાદિ વિષયોમાં આસક્ત નથી એ જ પોતાના આત્મામાં

સ્થિત છે, તેમ જ ધર્મધ્યાન તથા રાગદ્વેષના ત્યાગ રૂપ ધર્મને જાણે છે શબ્દાદિ વિષયો જગતના જીવોને દુર્ગતિમા લઇ જનારા છે, તથા અનર્થના કારણરૂપ છે એમ જાણી વર્તમાને વિષયોપભોગની ઇચ્છા ન કરવી, પરંતુ ભવિષ્યકાળમાં પણ તેની પ્રાપ્તિની ઇચ્છા કરવી નહિ.

૩ ૨ ૪ ૧ ૫ ૭ ૬
**णो काहिए होज्ज संजए, पासणिए ण य संपसारए ।**
૧૦ ૯ ૮ ૧૧ ૧૪ ૧૨ ૧૩
**णच्चा धम्मं अणुत्तरं, कयकिरिए ण यावि मामए ॥ २८ ॥**

**શબ્દાર્થ** : (૧) સંયમીસાધક (૨) ધર્મવિરૂદ્ધ (૩) કથા (૪) ન કરે (૫) જ્યોતિષ આદિ પ્રશ્નોના વૃષ્ટિ તથા (૬) ધન ઉપાર્જનના ઉત્તર (૭) આપે નહિ (૮) સર્વોત્તમ (૯) ધર્મને (૧૦) જાણી (૧૧) સંયમ અનુષ્ઠાન કરે (૧૨) કોઇ વસ્તુ ઉપર (૧૩) મમત્વ (૧૪) ન રાખે

**ભાવાર્થ** – સંયમીસાધક ગોચરી આદિ કે સમયે સંયમ-વિરૂદ્ધ કે ધર્મવિરૂદ્ધ કોઇ ક્રિયા અથવા કથા વાર્તા ન કરે, જ્યોતિષ આદિ પ્રશ્નોનાના ઉત્તર ન આપે, તથા વૃષ્ટિ થવાના તથા ધન ઉપાર્જન કરવાના ઉપાયો બતાવે નહિ, કારણ કે એ બધા આરંભના કારણો છે, પરંતુ લોકોત્તર શ્રુતચારિત્રરૂપ સર્વોત્તમ ધર્મના સ્વરૂપને જાણી સંયમ અનુષ્ઠાન કરે અને કોઈ વસ્તુ ઉપર મમત્વ ન રાખે, લીધેલ મહાવ્રતની પ્રતિજ્ઞાનુ યથા તથ્ય પાલન કરવામાં અપ્રમાદી બની રહે

૧ ૨ ૬ ૬ ૩ ૪ ૫
**छन्नं च पसंस नो करे, न य उक्कोस पगास माहणे ।**
૧૦ ૧૧ ૧૨ ૧૩ ૭ ૯ ૮
**तेसिं सुविवेग माहिए, पणया जेहिं सुजोसियं धुयं ॥२९॥**

**શબ્દાર્થ** (૧) માયા (૨) લોભ (૩) માન (૪) ક્રોધ (૫) સાધુ (૬) ન કરે (૭) જેણે (૮) સંયમનુ (૯) સેવન કરેલ છે (૧૦) તેનો (૧૧) ઉત્તમ વિવેક (૧૨) પ્રસિદ્ધ છે ધર્મમા (૧૩) આસક્ત છે

શબ્દાર્થ (૧) જે પુરુષ (૨) પૂર્વોક્ત ધર્મ (૩) આચરે છે (૪) મહાન (૫) મહર્ષિ (૬) જ્ઞાતપુત્રે (૭) કહેલ (૮) એ જ (૯) સાવધાન (૧૦) એ જ (૧૧) સંયમમાં ઉત્થિત (૧૨) એક બીજાને (૧૩) ધર્મથી પતિત થતાને (૧૪) ધર્મમાં પ્રવૃત્ત કરે છે

ભાવાર્થ – મહાન મહર્ષિ જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર સ્વામી દ્વારા પ્રતિપાદન કરેલ શ્રુત ચારિત્રરૂપ દશ પ્રકારના યતિ ધર્મને ગ્રહણ કરી જે સાધક તેનું ઉપયોગપૂર્વક આચરણ કરે છે એ જ આ ધર્મમાં સાવધાન છે તથા સમ્યક્ પ્રકારથી ધર્મમાં સમુત્થિત છે અને તેઓ જ ધર્મથી પતિત થતા જીવોને પુનઃધર્મમાં પ્રવૃત્ત કરે છે અને આ ધર્મ જ જગતના સર્વ જીવોને આધારરૂપ છે, કલ્યાણ રૂપ છે અને આજ ધર્મ (બાહ્ય અને આભ્યન્તર પરિગ્રહ રહિત તથા આરંભ રહિત) અષ્ટકર્મનો ક્ષય કરવા સમર્થ છે તથા મોક્ષનાં શાશ્વતા સુખોને પમાડનાર છે એમ જાણી ધર્મ આરાધન કરવામાં પ્રમાદ કરવો નહિ.

मा पेह पुरा पणामए, अभिकंखे उवहिं धुणित्तए।
जे दूमण तेहि णो णया, ते जाणंति समाहिमाहियं ॥२७॥

શબ્દાર્થ (૧) પૂર્વે ભોગવેલા ભોગો (૨) વિષયો (૩) સ્મરણ (૪) ન કરો (૫) આઠ કર્મરૂપ ઉપાધિ (૬) નષ્ટ કરવા (૭) ઇચ્છા રાખો (૮) જે (૯) મનને દુષ્ટ બનાવનાર (૧૦) વિષયોમાં (૧૧) આસક્ત (૧૨) નથી (૧૩) આત્મામાં સ્થિત (૧૪) સમાધિને (૧૫) તે પુરુષ (૧૬) જાણે છે.

ભાવાર્થ – મહાપુરુષો શિષ્યોને સંબોધન કરે છે કે ઉપસ્થિત થવાર ના પૂર્વે ભોગવેલા કામભોગોનું સ્મરણ નહિ કરો, આઠ પ્રકારના કર્મોનો નાશ કરવાની ઇચ્છા રાખો. જે સાધક મનને દૂષિત કરનાર શબ્દાદિ વિષયોમાં આસક્ત નથી એ જ પોતાના આત્મામાં

જીવોમા મનુષ્યભવ સર્વથી ઉત્કૃષ્ટ છે તેમા વળી આર્યદેશ, ઉચ્ચકુળ, શ્રેષ્ઠ જાતિ, ઇન્દ્રિયોની પૂર્ણતા, બળ, લાબુ આયુષ્ય, વિજ્ઞાન, સમ્યક્ત્વ અને ચારિત્રની પ્રાપ્તિ એ બધા મોક્ષપ્રાપ્તિનાં સાધનો વારવાર પ્રાપ્ત થવાં અતિ દુર્લભ કહેલ છે જેમાં એક દૃષ્ટાંત આપે છે કે સમુદ્રનાં પૂર્વના કાઠે ધોંસરૂ નાખે ને પશ્ચિમના કાઠે ધોંસરાની ખીલી નાખે એ બન્ને સમુદ્રના તરગોથી તણાઇ એકઠાં થઇ ધોંસરામા ખીલીનો પ્રવેશ થવો જેમ દુષ્કર છે એવી જ રીતે ધર્માનુષ્ઠાન રહિત જીવોને ફરી મનુષ્યભવ પ્રાપ્ત થાવો અતિ દુર્લભ જાણવો, આમ વિચારી ધર્મઆરાધન કરવામા પ્રમાદ કરવો નહિ, એ જ મનુષ્યભવની સાર્થકતા જાણવી

**ण हि नूण पुरा अणुस्सुयं अदुवा तं तह णो समुट्ठियं ।**
**मुणिणा सामाइ आहियं, नाएण जग सव्वदंसिणा ॥३१॥**

**શબ્દાર્થ :** (૧) નિશ્ચે (૨) પૂર્વે (૩) સાભળ્યુ (૪) નથી (૫) અથવા (૬) તે સાભળી (૭) યથાર્થપણે (૮) અનુષ્ઠાન (૯) કરેલ નથી (૧૦) સર્વ-જગતને દેખનાર (૧૧) જ્ઞાતપુત્ર (૧૨) મુનિએ (૧૩) જે સામાયિકનુ કથન (૧૪) કહેલ છે

**ભાવાર્થ:**– સમસ્ત જગતના સર્વ પદાર્થોને તથા જીવોને તથા જીવઅજીવની ભૂતકાળની વર્તમાનકાળની તથા ભવિષ્યકાળની પર્યાયને જાણવાવાળા તથા દેખાવાવાળા જ્ઞાતપુત્ર મુનિશ્રી ભગવાન મહાવીર સ્વામીએ સામાયિક આદિ શ્રુતચારિત્રરૂપ ધર્મના અનુષ્ઠાનો પ્રતિપાદન કરેલા છે, જે સર્વ દુ ખોથી છોડાવનાર તે ઉપદેશને જીવોએ નિશ્ચયથી પૂર્વે સાભળેલ નથી અથવા ના તેને સાભળીને યથાર્થપણે આચરણ કરેલ નથી, તેવા જીવોને આત્મહિત પ્રાપ્ત થવું અતિ દુર્લભ છે એમ જાણી વર્તમાન મનુષ્યભવને સફળ બનાવવા આત્માર્થી જીવોએ ધર્મ આરાધન કરવા ઉપયોગવત રહેવું

પહોળું છે, અર્ધ જોજનનું જાડું છે, ૧૦ જોજનનું પાણીમાં ઊંડું છે, ૨ કોશ પાણીથી ઊંચું છે, ૧૦ જોજન અધિક સર્વાગે છે તે કમળનું વજ્ર રત્નમય મૂળ છે, રિષ્ટ રત્નમય કંદ છે, વૈડૂર્ય રત્નમય નીલવર્ણ બહારનાં પાંદડાં છે, જંબુનદ રાતા રત્ન સુવર્ણમય મહિમા પાંદડાં છે, તપાવ્યા સોનામય કેશરા છે, નાના પ્રકારની મણિમય જે ઉપર પાંખડિયો છે સોનાની કર્ણિકા લાંબી ને પહોળી છે, એક કોશનો જાડપણે ઝુડો છે, તે ઉપર ઘણું રમણિક છે, ઘણું જ મધ્યદેશ ભાગે શ્રીદેવીનું ઘર છે, તે ૧ કોશનું લાંબુ ને અર્ધ કોશનું પહોળું છે, અને દેશે ઉણું કોશ ઊંચું છે અનેક સ્તંભા છે, ઘડાયોં સુવર્ણે કરી તે જોવાયોગ્ય છે તે ભુવનને ૩ બારણાં છે પૂર્વે ૧ દક્ષિણે ૨, ઉત્તરે ૩ તે બારણાં ૫૦૦ ધનુષ્યનાં ઊંચાં છે, અઢીસે ધનુષ્યનાં પહોળાં છે, તે ભુવનમાં એક મણિપીઠિકા છે તે ૫૦૦ ધનુષ્યની લાંબી ને પહોળી છે ૨૫૦ ધનુષ્યની ઊંચી છે, તે મણિપીઠિકા ઉપર ૧ દેવશય્યા રહેવાનો પલંગ છે મહાપદ્મદ્રહ ૧ મહાપુંડરિકદ્રહ ૨ એ ૨ દ્રહ એકેકો ૨ હજાર જોજનનો લાંબો ને ૧ હજાર જોજનો પહોળો છે, અને ૧૦ જોજનનો ધરતીમા ઊંડો છે મહાપદ્મ દ્રહમાં હ્રીદેવી રહે છે મહાપુંડરિકદ્રહમા બુદ્ધિદેવી રહે છે એનાં કમળ શ્રીદેવીની પેઠે જાણવાં, પણ કમળનું માન બમણું જાણવું તેમાં મોટું કમળ ૨ જોજનનું લાંબુ ને પહોળું છે અને ૧ જોજનનું જાડું છે તિગિચ્છદ્રહ ૧, કેશરીદ્રહ ૨, એ બે દ્રહ એકેકો ૪ હજાર જોજનનો લાંબો ને ૨ હજાર જોજનનો પહોળો છે, ૧૦ જોજનનો ધરતીમાં ઊંડો છે તિગિચ્છદ્રહમાં ધૃતિદેવી રહે છે, કેશરી દ્રહમાં કીર્તિદેવી છે અને મોટું કમળ ૪ જોજનનું લાંબુ ને પહોળું છે અને ૨ જોજનનું જાડું છે કમળ શ્રીદેવીની પેઠે જાણવાં. એમ સોળે દ્રહના ૧૨૦૫૦૧૨૦ કમળને ૧૬ ગુણા કરતા શાશ્વતા ૧૯૨૮૦૧૯૨૦ કમળ જાણ. ૫ દ્રહ દેવકુરૂમાં, ૫ ઉત્તરકુરૂમાં એ ૧૦ દ્રહ ધરતી ઉપર છે તેને નામે દેવનાં નામ છે એક પલ્યનું આયુષ્ય છે અને ચુલહિમવંત પર્વત ઉપર પદ્મદ્રહ છે ત્યાં શ્રી દેવીનો વાસ છે શિખરીપર્વત ઉપર પુંડરિકદ્રહ છે, ત્યાં લક્ષ્મીદેવીનો વાસ છે મહાહિમવંત પર્વત ઉપર મહાપદ્મદ્રહ છે ત્યાં હ્રીદેવીનો વાસ છે રૂપીપર્વત ઉપર

મહાપુંડરિક દ્રહ છે, ત્યાં બુદ્ધિદેવીનો વાસ છે. નિષધ પર્વત ઉપર તિગિછદ્રહ છે. ત્યા ધૃતિદેવીનો વાસ છે નીલવંતપર્વત ઉપર કેશરીદ્રહ છે, ત્યાં કીર્તિદેવીનો વાસ છે, એ છ દેવીઓ ભવનપતિની જાતિની જાણવી, તેનુ આયુષ્ય ૧ પલ્યનું છે. **ઇતિ ૯ મો દ્રહદ્વાર સમાપ્ત ૯.**

**૧૦ મો સલિલા દ્વાર**–જંબુદ્વીપ મધ્યે ૧૪૫૬૦૯૦ નદીઓ છે. તેમાં પદ્મદ્રહને પૂર્વદિશિને તોરણેથી ગંગા નીકળી ૫૦૦ જોજન પૂર્વ સામી ગઇ ત્યા ગંગાવર્તન કુટ છે ત્યાં અફળાણી, ત્યાંથી દક્ષિણ દિશે ચાલી, તે ૫૨૩ જોજન ને ૩ કલા દક્ષિણ દિશે પર્વત ઉપર ગઇ. ત્યાં મોટા ઘડાના મુખમાંથી પાણી પડે તેમ મોતીના હાર સરખું મહામગરમચ્છના મુખને આકારે પરનાલી જીભિકામાંથી કાંઇક અધિક ૧૦૦ જોજન ઉંચેથી પાણી પડે છે, તે જીભિકા અર્ધ જોજન લાંબી છે અને સવા ૭ જોજનની પહોળી છે પ્રનાલી મગરમચ્છના મુખ વિકસ્યા તેને સંસ્થાને છે સર્વ વજ્રમય છે આછો તેજવંત છે તેમાંથી પાણી પડે છે. ત્યા મોટો ગંગાપ્રપાત નામે કુંડ છે. તે કુંડ ૬૦ જોજન લાંબો ને પહોળો છે ૧૦ જોજનનો ઊંડો છે તે કુંડની રૂપામય ઉપકંઠ પાલી છે, વજ્ર પાષાણ તળું છે. સુખે માંહે ઉતરીએ તેવુ છે. નાના મણિરત્ને કરી તેનો કાંઠો બાંધ્યો છે. સુવર્ણ રજત ને મણિમય વેળુ છે. ગંભીર શીતલ જળ છે અને તે કમલને પાંદડે છાયુ છે. ઘણા ઉત્પલ કમલ છે. કુમુદ, નલીન, પુંડરિક શતપત્ર કમલ ઘણાં છે, ગંગા કુંડને બારણાં ૩ છે, ત્રણ દિશે પગથિયાનું વર્ણન છે, પૂર્વ દિશે ૧, દક્ષિણ દિશે ૨, પશ્ચિમ દિશે ૩, પગથિયાં છે જેમ પાષાણ તેનો ઉપરનો ભાગ રિષ્ટ રત્નમય છે, વૈરૂડયરત્નમય સ્તંભા છે, સોના રૂપાનાં પાટિયા છે, લોહિતાક્ષ રત્નમય ખીલા છે, વજ્રમય સાંધો જડી છે, મણિના આલંબન પકડવાને પગથિયા આગળ પ્રત્યેક પ્રત્યેક તોરણ છે, તે મણિ સુવર્ણ મુક્તાફળ હારે કરી શોભે છે, તે ગંગાપ્રપાત કુંડની વચ્ચે ૧ ગંગાદ્વીપ નામે દ્વીપ છે, તે ૮ જોજનનો લાંબો ને પહોળો છે, ૨ કોશ પાણીથી ઉંચો છે, સર્વ વજ્ર રત્નમય છે, ગંગાદ્વીપની ઉપર ઘણુ રમણિક છે, તે ઉપર ૧ ગંગાદેવીનુ ભવન છે તે ૧ કોશનુ લાંબુ ને અર્ધ કોશનુ પહોળુ છે અને દેશે ઉણુ કોશ ઊંચુ છે. અનેક

સ્તભા છે, તેનુ વર્ણન શ્રીદેવીની પેઠે જાણવું ગગાનું શાશ્વત નામ છે, તે ગગાપ્રપાત કુડના દક્ષિણ દિશાના બારણાથી ગગા નદી નીકળીને ઉત્તર ભરતમધ્યે વહેતી વહેતી ૭ હજાર નદી સાથે ખ ડપ્રપાત ગુફા ને વૈતાઢય પર્વતને છેડે થઇને દક્ષિણાર્ધ ભરતમા વહેતી બીજી ૭ હજાર નદી મળતી થકી સર્વ ૧૪ હજાર નદીને, પરિવારે જગતીને ભેદીને પૂર્વના લવણસમુદ્રમા મળી, એમજ સિંધુ પણ પશ્ચિમ દિશે જાણવી. જબૂદ્વીપમા ૧૪૫૬૦૯૦ નદીઓ છે તેનુ વિવરણ ગગા ૧, સિંધુ ૨, રકતા, ૩, રકતાવતી ૪, એ ૪ નદીઓ મૂળથકી નીકળતાં સવા છ જોજનની પહોળી અને અર્ધ ગાઉની ઊંડી છે, છેડે સમુદ્રમાં મળતાં સાડીબાસઠ જોજનની પહોળી અને સવા જોજનની ઊ ડી છે એકેકીનો ચૌદ, ચૌદ હજાર નદીઓનો પરિવાર જાણવો. સર્વ મળીને ૧૪ લાખ ૫૬૦૦૦ નદીઓ થઇ રોહિતા ૧, રોહિતાંશા ૨, એ ૨, નદીઓ હેમવય ક્ષેત્રમા છે, અને સુવર્ણકુલા ૧ ને રૂપકુલા ૨ એ ૨ નદીઓ હિરણ્યવય ક્ષેત્રમા છે એ ૪ નદી નીકળતા સાડીબાર જોજનની પહોળી અને ૧ ગાઉની ઊ ડી છે, છેડે સમુદ્રમાં મળતા સવાસો જોજનની પહોળી અને અઢી જોજનની ઊડી છે એકેકીનો અઠ્ઠાવીશ અઠ્ઠાવીશ હજાર નદીઓનો પરિવાર જાણવો સર્વ મળીને એક લાખ ને ૧૨ હજાર નદીઓ થઇ, હરિકાતા ૧, હરિસલિલા ૨, એ ૨ નદીઓ હરિવાસ ક્ષેત્રમા છે અને નરકતા ૧, નારીકતા ૨ એ ૨ નદીઓ રમ્યકવાસ ક્ષેત્રમાં છે, એ ૪ નદીઓ મૂળે નીકળતાં પચીસ પચીસ જોજનની પહોળી છે અને ૨ ગાઉની ઊંડી છે, છેડે સમુદ્રમા મળતાં અઢીસો અઢીસો જોજનની પહોળી છે અને પાચ પાંચ જોજનની ઊંડી છે એકેકી નદીનો પરિવાર ત્રેપન હજાર નદીઓનો જાણવો. એ ૪ થઇને ૨ લાખ ને ૨૪ હજાર નદીઓ થઈ સીતા ૧, સીતોદા ૨, એ ૨ નદીઓ મહાવિદેહ ક્ષેત્રમા છે તે મૂળે ૫૦ જોજનની પહોળી છે ચાર ચાર ગાઉની ઊ ડી છે છેડે સમુદ્રમા મળતા પાચસો પાચસો જોજનની પહોળી છે દશ દશ જોજનની ઊ ડી છે, એકેકીનો પાચલાખ ને બત્રીશ હજારનો પરિવાર છે એ ૨ નો પરિવાર ૧૦ લાખ ને ૬૪ હજાર નદીઓનો જાણવો. મહાવિદેહ ક્ષેત્રની ૧૬ વિજયમા ગગા ૧, સિંધુ ૨ છે તે ૧૬ ૬ ૩૨ ~ અને ૧૬ વિજયમા રકતા૧, રકતાવતી

૨ છે તે પણ ૧૬ દુ ૩૨ થઈ એમ મહાવિદેહ ક્ષેત્રમાં ૬૪ નદીઓ છે ૬૪ નુ પહોળપણુ ભરતની ગ ગાની પેઠે જાણવુ. તે એકેકીને ચૌદ ચૌદ હજાર નદીઓનો પરિવાર જાણવો ચોસઠ ને ૧૪ હજારે ગુણતાં ૮ લાખ ને ૯૬ હજાર નદીઓ થાય, અને દેવકુરૂની ૮૪ હજાર અને ઉત્તરકુરૂની ૮૪ હજાર એ ૧ લાખ ને ૬૮ અને ૮ લાખ ને ૯૬ હજારમા મેળવીએ એટલે ૧૦ લાખ ને ૬૪ હજાર થાય એટલો પરિવાર સીતા, સીતોદાનો જાણવો અને શેષ ૧૨ નદીઓનો પરિવાર ૩ લાખ ને ૯૨ હજાર, એ સર્વ મળીને ૧૪ લાખ ૫૬ હજાર નદીઓ થાય. અને ૯૦ મોટી નદીઓ જાણવી. હવે ૧૨ અ તર નદીઓ મહાવિદેહક્ષેત્રમા છે, તે ૮ વિજયનુ ૧ ખાડવું, તેમાં ૩ નદીઓ પૂર્વ મહાવિદેહને ઉત્તરને ખાડવે અને દક્ષિણને ખાડવે ૩, એ ૬, એમજ પશ્ચિમ મહાવિદેહને ઉત્તરને ખાડવે ૩ અને દક્ષિણને ખાડવે ૩, એમ ૧૨ અ તર નદીઓ છે તે એકેકી સવાસો સવાસો યોજનની પહોળી છે, અને અઢી અઢી યોજનની ઊ ડી છે. ૧૬૫૯૨ યોજન ને ૨ કલાની લાબી છે, તે ૧૨ અ તર નદીના નામ કહે છે, ગ્રાહવતી ૧, દ્રહાવતી ૨, ૫ કાવતી ૩ તપ્તજલા ૪, મત્તજલા ૫, ઉવમત્તજલા ૬, ક્ષીરોદા ૭, સિંહશ્રોતા ૮, અતોવાહિણી ૯, ઉર્મિમાલની ૧૦ ફેણમાલિની ૧૧, ગ ભીરમાલિની ૧૨, એ સર્વ થઇ મોટી નદીઓ થઇને ૧૪, ૬૪, ૧૨ થઇને ૯૦ નદીઓ થઇ. એનો પરિવાર સર્વ નદીઓ થઈને ૧૪૫૬૦૯૦ નદીઓ થાય

**ઇતિ ૧૦ મો સલિલાદ્વાર સમાપ્ત. ૧૦**

**ઇતિ જ બૂદ્વીપ વિચાર સ પૂર્ણ.**

## ગર્ભ વિચાર.

ગુરુ—હે શિષ્ય ! પન્નવણા સૂત્રનો તથા ગ્ર થકારોનો અભિપ્રાય જોતા, સર્વ જન્મ ને મરણના દુ ખનો મુખ્યતાએ કરીને, ચોથા મોહનીય કર્મના ઉદયમા સમાવેશ થાય છે તે મોહનીયમા જ્ઞાનાવર્ણીય, દર્શનાવર્ણીય અને અ તરાય કર્મ, એ ત્રણનો સમાવેશ થાય છે એ ચારે કર્મ એકાત પાપ છે તેનુ ફળ અસાતા અને દુ ખ છે આ ચારે કર્મના આકર્ષણથી આયુષ્ય કર્મ બ ધાય છે તે

આયુષ્ય, શરીરમા રહીને ભોગવાય છે તે ભોગવવાનું નામ વેદનીય કર્મ કહેવાય છે, તે વેદનીયમાં સાતા તથા અસાતા વેદનીયનો સમાવેશ થાય છે તેની સાથે જ નામ તથા ગોત્ર કર્મ જોડાયેલા હોય છે, અને તે આયુષ્ય કર્મ સાથે સબંધ રાખે છે આ ચાર કર્મ શુભ તથા અશુભ, એવા બે પરિણામથી બધાય છે તેથી તે મિશ્ર કહેવાય છે. તેના ઉદય ઉપરથી પુણ્ય તથા પાપની ગણના કરી શકાય છે; આ પ્રમાણે આઠ કર્મ બંધાય છે અને તે જન્મ મરણરૂપ ક્રિયા કરી ભોગવાય છે; તેમાં મોહનીય કર્મ રાજા છે તેનો દીવાન આયુષ્ય કર્મ છે મન તેઓનો હજુરી સેવક છે તે મોહ રાજાના આદેશ મુજબ, નિત્ય નવાં કર્મનો સચય કરી બધ બાંધે છે તે સર્વ પન્નવણાજીના કર્મપ્રકૃતિ પદથી સમજવું મન હમેશાં ચચળ અને ચપળ છે અને તે કર્મસચય કરવામા અપ્રમાદી અને કર્મ છોડવામાં પ્રમાદી છે તેથી લોકમા રહેલા જડ ચૈતન્યરૂપ પદાર્થો સાથે, રાગ દ્વેષની મદદવડે, જોડાય જાય છે તેથી તેને મનજોગ કહીને બોલાવાય છે, એવા મનજોગથી નવા કર્મની આવક આવે છે તેનો પાંચ ઇંદ્રિયદ્વારે ભોગોપભોગ કરે છે, એમ એક પછી એક વિપાકનો ઉદય થાય છે, તે સર્વનું મૂળ મોહ છે, તે પછી મન, તે પછી ઈંદ્રિય વિષય, અને તેનાથી પ્રમાદ વધે છે, તેવા પ્રમાદને વશ પડેલો પ્રાણી ઈંદ્રિયોનું પોષણ કરવાના રસ સિવાય, રત્નત્રયાત્મક અભેદાનદના આનદની લહેરનો રસીલો થઇ શકતો નથી. તે બહલ ઉચનીચ કર્મના બેઆણથી નરક વગેરે ચારે ગતિમાં જા-આવ કરે છે તેમા વિશેષ કરીને દેવગતિ સિવાય ત્રણ ગતિનાં જન્મ અશુચિથી ભરેલા છે તેમા પણ નરકકુડમા કેવળ મળમૂત્ર અને માસ, રૂધિરનો કાદવ ભરેલો છે તેમાં છેદન ભેદન થવાનું ભયકર દુ ખ છે તે દુ ખનો ચિતાર સૂયગડાંગ સૂત્રથી જાણવો ત્યાંથી મનુષ્ય, તિર્યચની ગતિમા આવે છે ત્યા ગર્ભવાસ મળે છે, તે કેવળ અશુદ્ધ અને અશુચિનો ભડાર છે પાયખાનાની અપેક્ષાએ જોતાં તે કાયમ અખૂટ ગદગીથી ભરેલો છે તે ગર્ભસ્થાન નરકસ્થાનનું ભાન કરાવે છે, તેમજ ઉપજનારો જીવ નારકીના નમુનાનુ ભાનકરાવે છે, ફેર માત્ર આટલો જ કે નરકમાં

છેદન; ભેદન, તાડન; તરજણા, ખાંડણુ, પીસણુ અને દહન સાથે દશ પ્રકારની ક્ષેત્ર વેદના છે તે ગર્ભમાં નથી, પણુ ગતિના પ્રમાણુમાં ભયંકર કષ્ટ ને દુઃખ છે.

## ઊપજનારાની સ્થિતિનું તથા ગર્ભસ્થાનનું વિવેચન.

શિષ્ય–હે ગુરુ ! ગર્ભસ્થાનમાં આવી ઊપજનારો જીવ, ત્યાં કેટલા દિવસ, કેટલી રાત્રિ, કેટલી મુહૂર્ત રહે ? અને તેટલા વખતમાં કેટલા શ્વાસોચ્છવાસ લે છે?

ગુરુ–હે શિષ્ય ! ઊપજનારો જીવ બસે ને સાડી સતોતેર અહોરાત્રિ રહે છે વાસ્તવિક રીતે જોતા એટલો જ ગર્ભનો કાળ છે. તે જીવ આઠ હજાર ત્રણુસે ને પચાસ મુહૂર્ત ગર્ભસ્થાનમાં રહે છે. ચૌદ લાખ દશ હજાર બસેહ ને પચીસ શ્વાસોચ્છવાસ લે છે. તેમ છતાં વધઘટ થતી જણાય છે તે સર્વ કર્મવિપાકનો વ્યાઘાત સમજવો. ગર્ભસ્થાનને માટે સમજવાનુ કે માતાના નાભિમંડળ નીચે ફૂલને આકારે બે નાડી છે તે બેની નીચે ઉંધા ફુલને આકારે એક ત્રીજી નાડી છે તે યોનિ નાડી કહેવાય છે. તે યોનિ જીવને ઊપજાવવાનુ ઠેકાણુ છે. તે ઠેકાણુમા પિતા તથા માતાના પુદ્ગલનુ મિશ્રણુ થાય છે. ને યોનિરૂપ ફુલની નીચે આંબાની માજરને આકારે, એક માસની પેશી હોય છે, તે પેશી દરેક મહિને પ્રવાહિત થવાથી સ્ત્રી ઋતુધર્મમાં આવે છે, તે રૂધિર ઉપરની યોનિ નાડીમા જા આવ કરે છે, કેમકે તે નાડી ખુલેલી જ હોય છે, ચોથે દિવસે ઋતુસ્રાવ બધ પડે છે, પણુ અભ્યતરમા સૂક્ષ્મ સ્રાવ રહે છે, ત્યારે સ્નાન કરી શુચિ થવાય છે, પાંચમે દિવસે યોનિ નાડીમા સૂક્ષ્મ રૂધિરનો જોગ હોય છે, તે જ વખતે વિર્યબિંદુની પ્રાપ્તિ થઇ હોય, તો તેટલા વખતને મિશ્ર યોનિ કહેવાય છે, અને તે ફળ પ્રાપ્ત થવા યોગ્ય ગણાય છે તેવુ મિશ્રપણું બાર મુહૂર્ત પહોચે છે, તેટલી હદસુધીમા જીવ ઊપજી શકે છે, તેમા એક બે અને ત્રણુ વગેરે નવ લાખ સુધી ઊપજે છે, તેઓનુ આઉખુ જઘન્ય અતર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટુ, ત્રણુ પલ્યોપમ સુધીનુ હોય છે, તે જીવનો પિતા એકજ હોય જ છે, પણુ બીજી અપેક્ષાએ જોતા, છેવટ નવસે પિતા સુધી શાસ્ત્ર કહે છે, તે સંજોગથી નહિ પણુ

નદીના પ્રવાહ સામે બેસી; સ્નાન કરવા વખતે, ઉપસ્વાટેથી એ બાઈ આવતા પુરુષના બિંદુના સેકડો રજકણ્યો, સ્ત્રીના શરીરમાં પિચકારીના આકર્ષણની રીતે આવી ભરાય છે કર્મસંગે તેનો કવચિત્ ગર્ભ બની જાય છે તેમાં જેટલાં રજકણ્યો આવેલા હોય તે સર્વ તેના પિતા સ્વરૂપે ગણાય છે એકી સાથે દશ હજાર સુધી ગર્ભ પાકે છે તે મચ્છી તથા સર્પની માતાનો ન્યાય છે મનુષ્યને ત્રણ સુધી પાકે છે બાકી મરણ પામે છે એક જ વખતે નવ લાખ ઉપજી મરણ પામ્યા હોય તો તે સ્ત્રી, જ મ વાઝણી રહે છે બીજી રીતે સ્ત્રી કામાંધ થઈને અનિયમિત રીતે વિષય સેવે અથવા વ્યભિચારિણી બનીને હદ ઉપરાંત પરપુરુષ સેવે તે સ્ત્રી વાઝણી થાય છે તેના બીજકનો નાશ થાય છે તેના શરીરમા ઝેરી જીવો ઉપજે છે તેના ડખથી વિકાર વધે છે તેથી તે સ્ત્રી દેવ, ગુરુ, ધર્મ કુળની મર્યાદા તથા શિયળ વ્રતને લાયક રહી શકતી નથી. તેવી બીજકભગ સ્ત્રીનો સ્વભાવ નિદ ય અને અસત્યવાદી હોય, છે જે સ્ત્રી દયાળુ અને સત્યવાદી હોય તે સ્ત્રી પોતાના શરીરનુ જતન કરે છે કામવાસનાને કબજે રાખે છે પોતાની પ્રજાનુ રક્ષણ કરવા અર્થે, સસારી સુખના આશ્રની હદ મર્યાદા કરે છે તેથી તેની સ્ત્રીઓ પુત્રપુત્રીનુ સારૂં ફળ પામે છે એકલા રૂધિરથી કે એકલા બિંદુથી પ્રજા પ્રાપ્ત થતી નથી તેમજ ઋતુના રૂધિર સિવાય બીજા રૂધિર પ્રજાપ્રાપ્તિને કામે આવતા નથી. એક ગ્રથકાર કહે છે, કે સૂક્ષ્મ રીતે સોળ દિવસ સુધી રૂતુસ્રાવ રહે છે તે રોગીને નહિ પણ નિરોગી શરીરવાળી સ્ત્રીને તેમ થાય છે અને તે પ્રજાપ્રાપ્તિને લાયક કહેવાય છે તે સોળમાથી પહેલા ત્રણ દિવસને ગ્રથકારો નિષેધે છે તેવો નીતિમાર્ગનો ન્યાય છે અને તે ન્યાય પુણ્યાત્મા જીવો કબૂલ રાખે છે બીજે મતે ચાર દિવસનો નિષેધ છે કારણ કે ચોથે દિવસે ઉપજેલો જીવ, ઘણા જ વખતમા મરે છે ત જીવે તો શક્તિહીણ થાય, ને માબાપને બોજારૂપ નીવડે છે પાંચમાથી સોળમા સુધીના દિવસો નીતિશાસ્ત્રના ન્યાય મુજબ ગર્ભાધાન સસ્કારના ગણાય છે તેમાંનુ એક બાળ-બીજક ચડતા ચન્દ્ર અભિઆવર રૂપમા તેજમા, બુદ્ધિમા અને એ વગેરે સર્વ સસ્કારોમાં શ્રેષ્ઠ તથા દીર્ઘાયુષ્યવાળું અને કુટુંબપાલક નીવડે છે પાચથી સોળમી સુધીની અગિયાર રાત્રી છે, તેમાથી છઠ્ઠી, આઠમી, દશમી, બારમી,

ને ચૌદમી એ પાંચ એકીની રાત્રીનુ બીજક બહુવચને પુત્રીરૂપ ફળ આપે છે. તેમાં વિશેષ એ છે કે પાંચમી રાત્રીમાં, ઉપજેલી પુત્રી જન્મવા પછી ઘણી પુત્રીઓની માતા થાય છે, પાચમી, સાતમી, નવમી, અગિયારમી, તેરમી, અને પદરમી એ એકીની રાત્રીનુ બીજક પુત્રરૂપે જન્મી બહાર આવે છે અને તે ઉપર કહેલા ગુણવાળુ નીવડે છે. દિવસનું બીજક શાસ્ત્રથી નિષેધ છે, તેમ છતાં થાય તો કુટુબની અને વ્યવહારિક સુખની તથા ધર્મની હાનિ કરનાર નીવડે છે.

**બીજકની રીત**–બિદુના રજકણો વધારે અને રૂધિરનાં થોડાં હોય તો પુત્રરૂપ ફળ નીપજે છે રૂધિર વધારે ને બિંદુ થોડું હોય તો પુત્રીરૂપ ફળ નીપજે છે બે સરખાં હોય તો નપુંસકરૂપ ફળ નીપજે છે. (હવે તેનુ ઠેકાણુ કહે છે) માતાની જમણી કૂખે પુત્ર, ડાબી કૂખે પુત્રી અને બે કૂખની વચ્ચે નપુંસક પાકે છે, (હવે તે ગર્ભની સ્થિતિ કહે છે) મનુષ્ય ઉત્કૃષ્ટો બાર વરસ ગર્ભમા જીવતો રહી શકે છે, તે પછી મરે છે, પણ શરીર રહે છે, તે શરીર ચોવીસ વરસ સુધી રહી શકે છે. તે સૂકા શરીરમાં ચોવીસમે વરસે નવો જીવ ઉપજે તો મહા મુશીબતે જન્મે ન જન્મે તો માતા મરે સજ્ઞી તિર્યંચ આઠ વરસ સુધી ગર્ભમાં જીવતો રહી શકે છે (હવે આહારની રીત કહે છે) યોનિકમળમા આવી ઊપજનારો જીવ, પ્રથમ માતાપિતાનાં મળેલા મિશ્ર પુદ્ગલનો આહાર કરીને પછી ઊપજે છે તેનો અર્થ પ્રજ્ઞાદ્વારથી જાણવો વિશેષ એટલુ જ કે અહીના આહારમા માતા–પિતાનાં પુદ્ગલ કહેવાય છે તે આહારથી સાત ધાતુ નીપજે છે તેમા પહેલુ રસી, બીજુ લોહી, ત્રીજું માસ ચોથુ હાડ, પાચમુ હાડની મજ્જા, છઠુ ચર્મ, સાતમુ વીર્ય ને નશા જાળ, એ સાતે મળીને બીજી શરીર પર્યાય અર્થાત્ સૂક્ષ્મ પૂતળુ કહેવાય છે છ પર્યાય બધાય પછી તે બીજક સાત દિવસમાં ચોખાના ધોવણ જેવો તોલદાર થાય છે ચૌદમા દિવસ સુધીમા પાણીના પરપોટા જેવા આકારમા આવે છે એકવીશમા દિવસ સુધીમાં નાકના શ્લેષ્મ જેવો અને અઠ્ઠાવીશમા દિવસ સુધીમા અડતાળીશ માસા જેટલો વજનદાર થાય છે, પૂરે મહિને બોરના ઠળીઆ જેવડો, અગર છોટી

કેરીની ગોટલી જેવો થાય છે તેનુ વજન એક કરખણુ ભેલુ એ પળનુ થાય છે તે પળ એને કહેવાય છે; કે સોળ માસનુ એક કરખણુ એવા ચાર કરખણુના તોલને પળ કહેવાય છે, બીજે માસે કાચી કેરી જેવો, ને ત્રીજે માસે પાકી કેરી જેવો થાય છે તે વખતથી ગર્ભ ગમાણે માતાને ડહોળા (દોહદ—ભાવ) થાય છે, અર્થાત્ સારે ગર્ભે સારા ને નરસે ગર્ભે નીચા મનોરથ થાય છે અને તે કર્મ પ્રમાણે ફળે છે, તે ઉપરથી સારા નરસા ગર્ભની પરીક્ષા થાય છે ચોથે માસે કણકના પીંડ જેવો થાય, તેથી માતાનુ શરીર પુષ્ટિ પામે છે પાચમે માસે પાચ અકુર ફૂટે છે તેમાં બે હાથ, બે પગ, પાંચમુ મસ્તક, છઠે માસે રૂધિર તથા રોમ, નખ ને કેશની વૃદ્ધિ થાય છે, તેમાં સાડાત્રણ ક્રોડ રોમ છે. તેમાંથી બે ક્રોડ ને એકાવન લાખ ગળા ઉપર અને નવાણું લાખ ગળા નીચે છે, બીજે મતે તેટલી સખ્યાનાં રોમ ગાડરનાં કહેવાય છે તે વિચારી જોતાં વ્યાજબી લાગે છે, એકેકા રોમને ઉગવા જેટલી જગામાં પોણાબેથી કોઇક વધારે રોગ ભરેલા છે તેનો સરવાળો ગણતા પોણા છ ક્રોડ ઉપરાંત રોગ થાય છે અને તે પુણ્યના ઉદયથી ઢકાએલા રહે છે. અહીંથી રોમ આહારની શરૂઆત થવાનો સભવ છે તત્ત્વ તુ સર્વજ્ઞગમ્ય તે આહાર, માતાના રૂધિરનો સમે સમે લેવામાં આવે છે ને સમે સમે પ્રગમે છે, સાતમે માસે સાતસે શીરા એટલે રસહરણી નાડીઓ બંધાય છે તે દ્વારે શરીરનુ પોષણ થાય છે, તેથી ગર્ભને પુષ્ટિ મળે છે તેમાંથી સ્રીને છસોને સિત્તેર નપુસકને છસે ને એશી અને પુરુષને સાતસે પુરી હોય છે પાચસે માસની પેશીઓ બંધાય છે તેમાંથી સ્રીને ત્રીસ ને નપુસકને વીશ ઓછી હોય છે, તે પેશીવડે હાડ ઢકાયેલા હોય છે તે હાડમા સર્વ મળીને ત્રણસે ને સાઠ સાંધા છે એકેકી સાધ ઉપર આઠ આઠ મર્મનાં ઠેકાણાં છે, તે મર્મસ્થાન ઉપર એક ટકોર વાગતાં મરણ પામે છે બીજે મતે એકસોને સાઠ સાંધિ અને એકસોને સિત્તેર મર્મનાં સ્થાનક કહેવાય છે, ઉપરાંત સર્વજ્ઞગમ્ય તે શરીરના છ અગ હોય છે તેમાંથી માસ, લોહી અને મસ્તકની મજ્જા (ભિલુ) એ ત્રણ અગ માતાનાં છે, તેમજ હાડ હા ની મજ્જા અને નખ, કેશ, રોમ એ ત્રણ અગ પિતાના છે આઠમે માસે સર્વ અગ ઉપાંગ પૂર્ણ નીપજી રહે છે, ગર્ભને લણુ નીત, વડી નીત,

શ્લેષ્મ, ઉધરસ, છીંક બગાસું, ઓડકાર, વગેરે કાંઇ હોતું નથી, તે જે જે આહાર ખેંચે છે, તે આહારના રસવડે ઇંદ્રિયોને પુષ્ટિ મળે છે. હાડ, હાડની મજ્જા, ચરબી, નખ, કેશની વૃદ્ધિ થાય છે. તે આહાર લેવાની બીજી રીત એ છે, કે માતાની તથા ગર્ભની નાભી ઉપરની રસહરણી નાડી એ બે પરસ્પરમા વાળાના આંટાની જેમં વીંટાઇ રહી છે. તેમાં ગર્ભની નાડીનુ મોઢું માતાની નાભીમા જોડાયેલું છે. માતાના કોઠામાં આહારનો પેલો કવલ પડે છે, તે નાભી પાસે અટકે છે. તેનો રસ બને છે. તે રસ, ગર્ભ પોતાની જોડાયેલી રસરહરણી નાડીથી ખેંચી પુષ્ટ થાય છે તે શરીરમાં બોંતેર કોઠા છે, તેમાં પાંચ કોઠા મોટા છે. તેમાથી શિયાળામાં બે કોઠા આહારના એક કોઠો પાણીનો, ઉનાળામાં બે કોઠા પાણીના, એક કોઠો આહારનો, ચોમાસામાં બે કોઠા આહારના અને બે કોઠા પાણીનાં કહેવાય છે એક કોઠો સ ાળ આહારના અને બે કોઠા પાણીનાં કહેવાય છે એક એક કોઠો સદ ખાલી રહે છે સ્રીને એક છઠ્ઠો કોઠો વધારે છે, તેમાં ગર્ભ રહે છે. પુરુષને બે કાન, બે ચક્ષુ, બે નાસિકા, મુખ લઘુ નીત અને વડી નીત એ નવ દ્વાર અપવિત્ર અને સદા કાળ વહેતા રહે છે સ્રીને બે સ્તન અને ગર્ભદ્વાર એ ત્રણ મળીને બાર દ્વાર સદા કાળ વહેતા રહે છે. તે શરીરમાં અઢાર પૃષ્ટકડક નામની પાસળીઓ છે તે વાંસાની કરોડ સાથે જોડાયલી છે તે સિવાય બે પાસાની બાર કડક પાંસળીઓ છે, ને ઉપર સાત પડ ચામડીના મઢાયલાં છે છાતીના પડદામા બે કાળજા છે, તેમાં એક પડદા સાથે જડાયલો ને બીજો કાંઇક લટકતો છે. પેટના પડદામા બે અંતસ (નળ) કહ્યા છે, તેમા પહેલો સ્થૂળ છે તે મળસ્થાન અને બીજો સુક્ષ્મ છે તે લઘુનીત સ્થાન કહેવાય છે. વળી બે પ્રણુવસ્થાન એટલે ભોજન, પાન ગમવાની જગા છે. દક્ષિણ (જમણે પાસે) પ્રગમે તો દુઃખ ઉપજે છે, વામ (ડાબે પાસે) પ્રગમે તો સુખ ઉપજે છે. સોળ આંતરા છે. ચાર આગળની ગ્રીવા (ડોક) છે ચાર પળની જીભ છે બે પળની આંખો છે ચાર પળનુ મસ્તક છે નવ આગળની જીભ છે, બીજે મતે સાત સાત આંગળની કહેવાય છે આઠ પળનુ હૃદય છે પચીસ પળનું કાળજુ છે. (હવે સાત ધાતુના પ્રમાણુ–માપ કહે છે.) તે શરીરમાં

એક આઠો રૂધિરનો અને અરધો આઢો માસનો હોય છે એક આઢો માથાનો ભેજો એક આઢો લઘુનીત, એક પાશો વડી નીતનો છે કફ, પિત્ત, ને શ્લેષ્મ એ ત્રણુનો એકેકો કલવ અને અઢધો કલવ વીર્યનો હોય છે એ સર્વને મૂળ ધાતુ કહેવાય છે, એ ધાતુ ઉપર શરીરનો ટકાવ છે એ સાતે ધાતુ પોતાના વજન પ્રમાણે રહે ત્યાં સુધી શરીર નિરોગી અને પ્રકાશવાળુ રહે છે, તેમા વધઘટ થવાથી શરીર રોગને આધિન થાય છે

**નાડીનું વિવેચન :–** તે શરીરમા યોગશાસ્ત્રને ન્યાયે સાતેર હજાર નાડી છે તેનાથી નવસે નાડી મોટી છે, તેમાથી નવ નાડી ધમણી ને મોટી છે તેના ધડકારા ઉપરથી રોગની તથા સમેત શરીરની પરીક્ષા થાય છે તે બે પગની ઘુટી નીચે બે, એક નાભીની એક હૃદયની, એક તાળવાની, બે લમણાની અને બે હાથની, એ નવ, એ સર્વ નાડીઓની મૂળ રાજધાની 'નાભી' છે તેની વિગત એ છે કે નાભીની એકસો ને સાઠ નાડી, પેટ તથા હૃદય ઉપર પથરાઈને ઠેઠ ઊંચે મસ્તક સુધી પહોચી છે તેના બ ધનથી મસ્તક સ્થિર રહે છે તે નાડીઓ મસ્તકને નિયમ મુજબ રસ પહોંચાડે છે, તેથી મસ્તક સતેજ, આરોગ્ય ને તર રહે છે તે નાડીઓમા નુકસાન હોય ત્યારે આખ, નાક, કાન અને જીભ એ સર્વ કમજોર થાય છે, રોગિષ્ટ બને છે, શૂળ, ઝામર વગેરે વ્યાધિઓનો પ્રકોપ થાય છે

નાભીથી બીજી એકસો ને સાઠ નાડી નીચી ચાલે છે, તે પગના તળીઆ સુધી પહોચી છે તેનાં આકર્ષણથી ગમનાગમન કરવાનું ઊભુ રહેવાનુ તથા બેસવાનુ બને છે તે નાડીઓ ત્યા સુધી રસ પહોંચાડી આરોગ્ય રાખે છે તે નાડીમા નુકસાન થવાથી સંધિવા, પક્ષઘાત સાથળના ચસકા, કળતર, તોડ, ફાટ, માથાના ભેજાનો દુખાવો અને આધાશીશી વગેરે રોગનો પ્રકોપ થાય છે

નાભીથી ત્રીજી એકસો ને સાઠ નાડી તીરછી ચાલીને બે હાથની આંગળીઓ સુધી પહોચી છે તેવો ભાગ તેનાથી મજબૂત

રહે છે. તેને નુકસાન થવાથી આસાશૂળ, પેટનાં અનેક દરદો, મુખપાકનાં, દાતના દર્દો વગેરે અનેક રોગનો પ્રકોપ થાય છે.

નાભીથી ચોથી એકસો ને સાઠ નાડી નીચી મર્મસ્થાન ઉપર પથરાઇને, અપાન દ્વાર સુધી પહોચી છે તેની શકિતવડે બધે જ રહી શકે છે. તેને નુકસાન થવાથી લઘુનીત, વડીનીતની કબજીઆત અથવા અનિયમિત છૂટ થઇ પડે છે તેમજ વાયુ, કૃમિપ્રકોપ, ઉદરવિકાર, હરસ, ચાંદી, પ્રમેહ, પવનરોધ, પાંડુરોગ, જળોદર, કંઠોદર, ભગદર, સગ્રહણી વગેરેનો પ્રકોપ થાય છે, નાભીથી પચીસ નાડી ઊપડીને ઊંચી શ્લેષ્મ દ્વાર સુધી પહોચી છે, તે શ્લેષ્મની ધાતુને પુષ્ટિ આપે છે, તેની નુકસાનીથી શ્લેષ્મ, પીનસનો રોગ થાય છે તેમજ બીજી પચીસ નાડી તે તરફ આવીને પિત્ત ધાતુને પુષ્ટિ આપે છે. તેની નુકસાનીથી પિત્તનો પ્રકોપ અને જવરાદિક રોગ થાય છે. તેમજ ત્રીજી દસ નાડી વીર્ય ધારણ કરનારી છે, તે વીર્યને પુષ્ટિ આપે છે તેમા નુકસાન થવાથી સ્વપ્નધાતુ, સુબલાળ, ખરાબ પેસાબ વગેરેથી નબળાઇમા વધારો થાય છે એ સર્વે મળીને સાતસે નાડી રસ ખેચી પુષ્ટિ આપે છે અને તે શરીરને ટકાવી રાખનારી છે તે નિયમિત રીતે ચાલવાથી નિરોગ, અને નિયમભગ થવાથી રોગ થાય છે તે સિવાયની બસે નાડી ગુપ્ત ને જાહેર રીતે શરીરનુ પોષણ કરે છે, તેથી નવસે નાડી કહેવાય છે

ઉપરની રીતે નવમા માસની હદ સુધીમા, સર્વ અવયવ સાથે શરીર મજબૂત થઇ જાય છે જ્યારથી ગર્ભનુ બીજક રોપાયાની ખબર પડે, ત્યારથી જે સ્રી બ્રહ્મચારિણી રહે છે તેનો ગર્ભ ઘણો ભાગ્યશાળી, મજબૂત બાધાનો, બળીઆવર અને સ્વરૂપવાન થાય છે તથા ન્યાય નીતિવાળો અને ધર્મી નીવડે છે તે ઉભયના કુળનો ઉદ્ધાર કરી, માતા પિતાને યશ અપાવે છે, અને તે પાચે ઇંદ્રિયો ચોકખી પામે છે જે સ્રી ગર્ભ રહ્યો જાણે છે, તેમ છતા જન્મવાના છેલ્લા દિવસ સુધી, નિર્દય બુદ્ધિ રાખી કુશીલ સેવ્યા કરે તેમા જો પુત્રી ગર્ભમા હોય તો, તેના માતા પિતા દુષ્ટમા દુષ્ટ, પાપીમા પાપી, રૌ રૌ નરકના અધિકારી થાય છે, તેમજ તેનો ગર્ભ

મરણ પામે છે; તેમ છતાં જીવતાં રહે તો કાણા, કુબડા, કોઢીઆ, લુલા, પાંગળા, બોબડા, મૂગા, ઇંદ્રિયહીણ, કુરૂપ, દુબળા, શક્તિહીણ બાધાના તથા ઘાટ વગરના થઇ જાય છે, ક્રોધી, રીસાળ, કલેશી, પ્રપચી અને ખોટી ચાલે ચાલનારાં નીવડે છે, એમ સમજી પોતાની પ્રજાનું ભલુ ઇચ્છનારી જે માતાઓ ગર્ભકાળથી ત્રિવળવતી બને છે. તેઓને ધન્ય છે

વિશેષમાં ઉપર બતાવેલા ગર્ભવાસના સ્થાનકમા, મહા કષ્ટ ને પીડા ભોગવવી પડે છે તેનું દ્રષ્ટાંત એ છે, કે જેમ કોઇ પુરૂષનું શરીર કોઢ તથા પતના રોગથી નીગળતું હોય તેને સાડાત્રણ ક્રોડ સોય, અગ્નિમાં ધખાવીને તેનાં સાડાત્રણ ક્રોડ રૂંવાડાંમાં પરોવે, તેના ઉપર ખાર ને ચુનાનુ પાણી છાંટે, તે પછી ભાળા ચામડાથી મઢીને તડકે નાખે અને દડાની જેમ અથડાવે તે વખતની પીડાનુ વર્ણન કેટલું ભયકર છે ! તે તે ભોગવનારો તથા સર્વજ્ઞ પરમાત્મા જાણે દેખે છે એવી ગર્ભ વેદના પહેલે ૨ મહિને ભોગવવી પડે છે તેથી બીજે મહિને બમણી, ત્રીજે મહિને ત્રમણી, એમ ચડતાં ચડતા નવમે મહિને નવગણી પીડા થાય છે, અર્થાત્ દરેક રૂંવાડે નવ નવ સૂઇ પરોવવા જ્યાયની પીડા સમજવી. ગર્ભવાસની જગા નાની છે, અને ગર્ભનુ સ્થૂળ મોટુ છે તેથી સજ્જડ ભીસાઇને, કેરીની માફક ઉંધે માથે લટકીને રહેવું પડે છે તે વખતે બે ઢીંચણ છાતીમાં ભરાવેલા, અને બે હાથની મુઠી આંખો આડી દીધેલી હોય છે કર્મયોગે બીજે ને ત્રીજે ગર્ભ જોડે હોય તો તે વખતની સકડાશનુ અને મુઝવણનુ તોલ કરી શકાતું નથી. માતા જગલ જાય ત્યારે ગર્ભના નાકની દાંડી ઉપર થઈ કાલ થાય છે ખરાબમાં ખરાબ માહળામાં પડેલો હોય છે જોડેથી માતા ઊભી થાય, તે વખતે ગર્ભ જાણે છે, કે હું આસમાનમા ફેકાઈ ગયો છુ હેઠે બેસતી વખતે જાણે કે હુ પાતાળમા પટકાઇ ગયો છુ ચાલતી વખતે જાણે છે કે હુ મસકમાં ભરેલા દહીંની માફક ડખોળાઉ છું રસોઇ કરવા વખતે જાણે છે કે હુ ઇટની ભઠીમા ભરાઇ બળુ છું ઘટીએ બેસતી વખત જાણે છે કે હુ કુંભારના ચાકડે ચડયો છુ માતા ચત્તી સૂવે ત્યારે ગર્ભ જાણે કે મારી છાતી ઉપર સવામણની શિલા પડી

છે કુશીલ સમયમાં ગર્ભને ઉખળ મુશળનો ન્યાય મળે છે એવી રીતે માતા પિતાના કરેલા તથા ગર્ભસ્થાનથી મળેલા એવા બે જાતનાં દુઃખોથી પીડાયેલા, કૂટાયલા, ખડાયલા અને અશુદ્ધિથી તરબોળ થયેલા દુઃખી પ્રાણીની દયા, શિયળવંતા ધર્માત્મા માતા-પિતા વિના કોણ રાખી શકે ? અર્થાત્ પાપી સ્ત્રી-પુરુષોમાથી કોઈ નહિ. ગર્ભનો જીવ-માતાને સુખે સુખી અને માતાને દુઃખે દુઃખી હોય છે. જેવા સ્વભાવવાળી માતા હોય તેવા સ્વભાવની છાયા, ગર્ભમા પડે છે. ગર્ભમાંથી બહાર આવવા પછી, તે પુત્ર-પુત્રીના આચાર, વિચાર, આહાર, વ્યવહાર વગેરે સર્વ માતાના સ્વભાવ મુજબ નીવડે છે, તે ઉપરથી માતા-પિતાના ઉચ્ચ, નીચ બીજકની તથા જશ-અપજશ વગેરેની પરીક્ષા, પ્રજારૂપ ફોટોગ્રાફ ઉપરથી વિવેકી સ્ત્રી-પુરુષો કરી શકે છે, કેમકે તે ચિત્ર માતા-પિતાની પ્રકૃતિને આધારે ચિત્રાયેલુ છે. માતા ધર્મ ધ્યાનમાં, ઉપદેશ શ્રવણ કરવામા, તથા દાન પુણ્ય કરવામા અને ભલી ભાવના ભાવવામાં જોડાઇ હોય તો ગર્ભ પણ તેવા વિચારમા હોય છે તે વખતે ગર્ભનું મરણ થાય તો દેવલોકમા જઇ શકે છે, તેમજ માતા આર્ત ને રૌદ્ર ધ્યાનમા હોય, તો ગર્ભ પણ આર્ત, રૌદ્ર ધ્યાની હોય છે, તે વખતે તે ગર્ભનુ મરણ થાય તો તે નરકમા જાય છે, માતા મહા કપટમા જોડાઇ હોય તે વખતે તે ગર્ભનુ મરણ થાય તો તે તિર્યંચમાં જાય છે. માતા મહા ભદ્રિક અને પ્રપંચ વગરના વિચારમા જોડાઈ હોય, તે વખતે ગર્ભ મરે તો તે મનુષ્યમા જાય છે. એમ ગર્ભમાંથી ચારે ગતિમા જઇ શકે છે. ગર્ભકાળ પૂરો થાય, ત્યારે માતા તથા ગર્ભની નાભીની વિંટાયલી રસહરણી નાડી ઊખડી જાય છે, ત્યારે જન્મ થવાની તૈયારી થાય છે. તેમાં માતા તથા ગર્ભના પુણ્યનુ તથા આયુષ્યનું બળ હોય, તો સીધે રસ્તે જન્મ થઇ શકે છે, તે વખતે કેટલાક માથા તરફથી, તો કેટલાક, પગ તરફથી જન્મે છે, પણ જો બન્ને ભારે કર્મી હોય તો ગર્ભ આડો પડી જાય છે તેથી બેઉ મરણ પામે છે, અથવા માતાના બચાવની ખાતર પાપી ગર્ભના જીવપર ખેધ કરીને છરીના શસ્ત્રથી ખડાખડ કરી જિંદગી પારની શિક્ષાએ પહોચાડે છે તેનો કોઈને શોક સંતાપ થતો નથી સીધે રસ્તે જન્મ લેનારાઓ

સોના-રૂપાના તાર જેવા છે માતાનું શરીર જંતરડા છે જેમ સોની તાર ખેંચે, તેમ ગર્ભ ખેંચાઈ કોટી કષ્ટે બહાર આવે છે, અર્થાત્ નવમે મહિને કહેલી પીડાને ક્રોડ ગણી કરતા જે દુઃખ થાય છે, તે દુઃખ જન્મ વખતે થાય છે અને મરતી વખતે તે દુઃખને ક્રોડાક્રોડ ગણું કરતા જે દુઃખ થાય છે, તે સર્વ દુઃખ બેહદ છે તે સર્વ પોતાના કરેલા પુણ્ય-પાપનાં ફળ છે અને તે ઉદય કાળમાં ભોગવાય છે, એ સર્વ મોહનીય કર્મના સંતાપ છે

ઉપર મુજબ ગર્ભકાળ, તથા ગર્ભસ્થાન, અને ગર્ભમા ઉપજનાર જીવની સ્થિતિનું વિવેચન એ સર્વ 'તંદુલ વિયાલીઆ પયન્ના' તથા 'ભગવતીજી' અને અન્ય ગ્રંથાંતરના ન્યાય મુજબ ગુરુએ શિષ્યને ઉપદેશમા કહી બતાવ્યું છેવટમા કહ્યું કે જન્મવા પછી ભગીઆણીનો દરજ્જો લઈ માતાએ ઘણી સંભાળથી ઉછેરી પુખ્ત ઉમરનો કીધો છે, તે મહાની આશામા માતાનું યૌવન લુંટાયું છે, વ્યાવહારિક સુખપર તિલાંજલિ કરી છે, તે સર્વને તથા ગર્ભવાસના અને જન્મવા વખતના દુઃખોને ભૂલી જઈ યૌવન-મદમા છકેલાં પુત્રપુત્રીઓ, મહા ઉપકારી માતાને તિરસ્કારની દૃષ્ટિવડે ધિક્કાર આપી અનાદર કરે છે, વસ્ત્રાલંકાર રથી શોભિતા બને છે તેલ, ફુલેલ, ચુવા, ચંદન, ચંપા ચમેલી, અગર તગર, અંબર અને અત્તર વગેરેમાં ગરકાવ બની ફુલહાર ને ગજરા ધારણ કરે છે, તેની સુગંધના અભિમાનની આંધીમા એમ માનતા હશે, કે આ સર્વ શોભા અને સુગંધ મારા ચામડાથી વિંટાયેલા શરીરમાથી બહાર આવતી હશે તેવી શોભા અને સુગંધ માતા-પિતા વગેરે કોઈના ચામડામા નથી એવા મિથ્યાભિમાની આંધીમા પડેલ બેભાન અજ્ઞાન પ્રાણીને માટે ગર્ભવાસના તથા નરક-નિગોદના અનંત દુઃખ તૈયાર છે પણ એટલું તો સિદ્ધ છે કે સર્વ બનાવો પાપી માતાની ગેરસમજણના સ્વભાવનો અને કમભાગ્ય ઉપજનારા પાપી ગર્ભના વક્ર કર્મનો છે હવે બીજા પક્ષમા વિવેકી અને ધર્માત્મા તથા શિયળવ્રત ધારણ કરનારી સગર્ભા માતાઓનાં પુત્રપુત્રીઓ જન્મી ઉછરે છે તેઓની જન્મક્રિયા પણ તેવી જ છે પણ માત્ર સ્વભાવની છાયા પાડવાનો ફેર છે તેવી માતાઓના સ્વભાવનું સ્તનપાન કરી, પુખ્ત ઉમરે પહોંચેલા પુત્રપુત્રીઓ પણ પોતાપોતાના પુણ્યના ઉદય મુજબ સર્વ વૈભવનો ઉપભોગ કરે છે,

તેમ છતાં પોતાનાં માતા-પિતા સાથે વિનયપૂર્વક વર્તી શકે છે, ગુરુ જનોમાં ભકિતપરાયણ નીવડે છે, લજ્જા, દયા, ક્ષમાદિ ગુણોમાં અને પ્રભુપ્રાર્થનામાં આગળ વધે છે, અભિમાનથી વિમુખ રહી મૈત્રીભાવની સન્મુખ થાય છે. જિન્દગીના સાર્થક યોગ્ય સત્સંગ કરી જ્ઞાન મેળવે છે અને શરીરસપત્તિ વગેરેથી ઉદાસ રહી આત્મ-સ્મરણમાં જિન્દગી પૂર્ણ કરે છે. તેમજ સર્વ કોઇ વિવેકદષ્ટિવાળા સ્ત્રી-પુરુષોએ આ અશુચિથી પ્રાપ્ત થયેલા ગંદા શરીરની નિપજ ઉપર ધ્યાન રાખી મમતા ઘટાડવી જોઇએ, મિથ્યાભિમાનથી પાછા હઠવુ જોઇએ, મળેલી જિન્દગીનું સાર્થક કરવા માટે, શુભ કાર્યો કરવામાં ઉદ્યોગ કરવો જોઇએ, જેથી કરીને ઉપર કહેલાં ગર્ભવાસનાં દુઃખને અધીન થવું ન પડે.

ઇતિ ગર્ભવિચાર સંપૂર્ણ.

# અથ શ્રી બત્રીસ અસજઝાય.

**(આ બત્રીસ પ્રકારની અસજઝાય વખતે સૂત્ર સિદ્ધાંત વાંચવા નહી)**

| | |
|---|---|
| ૧ નજીકમાં હાડકાં પડયાં હોય. | ૧૩ અકાળે ગાજવીજ થાય. |
| ૨ માસ પડયુ હોય. | ૧૪ અકાળે વીજળી થાય. |
| ૩ લોહી પડયુ હોય | ૧૫ અકાળે કડાકા થાય. |
| ૪ વિષ્ટા પડી હોય. | ૧૬ બાળ ચદ્રમા વખતે. (બીજના ચંદ્રને રોજ ચાર ઘડી) |
| ૫ સ્મશાન હોય. | ૧૭ આકાશમાં નવીન ચિન્હ થાય. |
| ૬ ચદ્રગ્રહણ હોય | ૧૮ ધુમસ પડતી હોય. |
| ૭ સૂર્યગ્રહણ હોય | ૧૯ ઠાર તથા ઝાકળ પડતો હોય |
| ૮ મોટુ (પ્રખ્યાત) માણસ ગુજરી ગયુ હોય | ૨૦ ઘણો તોફાની પવન વાતો હોય. |
| ૯ રાજ્યમા વિઘ્ન હોય | ૨૧ અશાડ સુદ ૧૫ ને રોજ |
| ૧૦ નજીકમા પચેન્દ્રિયનુ કલેવર હોય. | ૨૨ અશાડ વદ ૧ |
| ૧૧ તારા ખર્યા હોય | ૨૩ ભાદરા શુદ્ર ૧૫ |
| ૧૨ દશે દિશા રાતી થઇ હોય (દિશાઓ પડી હોય) | ૨૪ ભાદરવા વદ ૧ |
| | ૨૫ કારતક શુદ ૧૫. |

૨૬ કારતક વદ ૧
૨૭ ચૈત્ર શુદ ૧૫
૨૮ ચૈત્ર વદ ૧
૨૯ પ્રભાતે ૨ ઘડી સુધી (સૂર્ય ઉગ્યા પહેલાં)
૩૦ મધ્યાન્હે બે ઘડી સુધી.
૩૧ સાંજે બે ઘડી સુધી (સૂર્યઅસ્ત થયા પછી).
૩૨ મધ્ય રાત્રે બે ઘડી સુધી.

સૂત્ર ભણનારાઓએ આ અસઝઝાય અવશ્ય જાણી તે પ્રમાણે વર્તવું જોઈએ, અર્થાત્ સૂત્રની મૂળ ગાથાઓ (પાઠ) નો સ્વાધ્યાય, અસઝ્ઝાય વખતે કરવો જોઈએ નહીં

---

## અધ્યયનો (અર્થ સાથે)

### ૧ શ્રી મહાવીર સ્તુતિ (પુચ્છિસ્સુ ણં)

પુચ્છિસ્સુ ણં સમણા માહણાય, આગારિણો યા પરિતિત્થિઆ ય;
સે કેઈ ણેગંતહિઅં ધમ્મમાહુ, અણેલિસં સાહુસમિક્ખયાએ ૧
કહં ચ ણાણં કહં દંસણં સે, સીલં કહં નાયસુયસ્સ આસિ ?
જાણાસિ ણં ભિક્ખુ જહાતહેણં, અહાસુયં બૂહિ જહા ણિસંતં ૨
ખેયન્નએ સે કુસલે-મહેસી, અણંતનાણી ય અણંતદંસી;
જસંસિણો ચક્ખુપહે ઠિયસ્સ, જાણાહિ ધમ્મં ચ ધિઈં ચ પેહિ. ૩
ઉડ્ઢં અહે યં તિરિયં દિસાસુ, તસા ય જે થાવર જે ય પાણા;
સે ણિચ્ચણિચ્ચેહિ સમિક્ખ પન્ને, દીવે વ ધમ્મં સમિયં ઉદાહુ ૪
સે સવ્વદંસી અભિભૂયનાણી, ણિરામગંધે ધિઈમં ઠિયપ્પા;
અણુત્તરે સવ્વજગંસિ વિજ્જં, ગંથા અઈએ અભએ અણાઊ. ૫
સે ભૂઈપન્ને અણિએ અચારી, ઓહંતરે ધીરે અણંતચક્ખૂ;
અણુત્તરં તપ્પઈ સૂરિએ વા, વઈરોયણિંદે વ તમં પગાસે. ૬
અણુત્તરં ધમ્મમિણં જિણાણં, ણેયા મુણી કાસવ આસુપન્ને;
ઈંદેવ દેવાણ મહાણુભાવે, સહસ્સણેયા દિવિ ણં વિસિટ્ઠે ૭
સે પન્નયા અક્ખયસાગરે વા, મહોદહી વા વિ અણંતપારે;
અણાવિલે વા અકસાઈ ભિક્ખુ સક્કે વ દેવાહિવઈ જુઈમં ૮

સે વીરિએણુ પડિપુન્નવીરિએ, સુદંસણે વા ણુગસવ્વસેટ્ઠે;
સુરાલએ વા સિ મુદાગરે સે, વિરાયએ ણેગગુણોવવેએ. ૯

સય સહસ્સાણુ ઉ જોયણાણુ, તિકંડગે પડગવેજયંતે;
સે જોયણે ણુવણુવઇસહસ્સે, ઉડ્ઢુસ્સિતો હેટ્ઠ સહસ્સમેગં. ૧૦

પુટ્ઠે ણભે ચિટ્ઠઇ ભૂમિવાટ્ઠિએ, જં સૂરિયા અણુપરિવટ્ટયંતિ;
સે હેમવન્ને બહુનદણે ય, જંસી રતિ વેદયતી મહિંદા. ૧૧

સે પવ્વએ સદ્દમહપ્પગાસે, વિરાયતી કંચણમટ્ઠવન્ને;
અણુત્તરે ગિરિસુ ય પવ્વદુગ્ગે, ગિરીવરે સે જલિએવ ભોમે. ૧૨

મહીએ મજ્ઝમિ ઠિએ ણુગિંદે, પન્નાયતે સૂરિએ સુદ્ધલેસે;
એવં સિરીએ ઉ સ ભૂરિવન્ને મણોરમે જોયઈ અચ્ચિમાલી. ૧૩

સુદંસણસ્સેવ જસો ગિરિસ્સ, પવુચ્ચઇ મહતો પવ્વયસ્સ,
એતોવમે સમણે નાયપુત્તે, જાતીજસોદંસણનાણુમીલે. ૧૪

ગિરીવરે વા નિસહાડડયયાણુ, રૂયએ વ સેટ્ઠે વલયાયતાણું;
તઓવમે સે જગભૂઇપન્ને, મુણીણુ મજ્ઝે તમુદાહુ પન્ને ૧૫

અણુત્તરં ધમ્મમુઇરત્તા, અણુત્તરં ઝાણુવરં ઝિયાઈ,
સુસુક્કસુક્કં અપગંડસુક્કં, સંખિંદુએગંતવદાતસુક્કં. ૧૬

અણુત્તરગ્ગં પરમં મહેસી, અસેસકમ્મં સ વિસોહઇત્તા,
સિદ્ધિં ગએ સાઇમણુંતપત્તે, નાણેણુ સીલેણુ ય દંસણેણુ ૧૭

રૂક્ખેસુ ણાએ જહ સામલી વા, જસિં રઇં વેદયઈ સુવન્ના,
વણેસુ વા ણુંદણમાહુ સેટ્ઠં, નાણેણુ સીલેણુ ય ભૂતિપન્ને. ૧૮

થણિયં વ સદ્દાણુ અણુત્તરે ઉ, ચંદો વ તારાણુ મહાણુભાવે,
ગંધેસુ વા ચંદણમાહુ સેટ્ઠં, એવં મુણીણુ અપડિન્નમાહુ. ૧૯

જહા સયંભૂ ઉદહીણુ સેટ્ઠે, નાગેસુ વા ધરણિંદમાહુ સેટ્ઠે,
ખોઓદએ વા રસ વેજયંતે, તવોવહાણે મુણિવેજયંતે. ૨૦

હત્થીસુ એરાવણુમાહુ નાએ, સીહો મિગાણુ સલિલાણુ ગંગા,
પક્ખીસુ વા ગરુલે વેણુદેવો, નિવ્વાણુવાદીણિહ નાયપુત્તે. ૨૧

થેરેસુ નામે જહ વીસસેણે, પુપ્ફેસુ વા જહ અરવિંદમાહુ,
ખત્તીણ સેટ્ઠે જહ દંતવક્કે, ઇસીણ સેટ્ઠે તહ વદ્ધમાણે ૨૨
દાણાણ સેટ્ઠં અભયપ્પયાણં, સચ્ચેસુ વા અણવજ્જં વયંતિ,
તવેસુ વા ઉત્તમ બંભચેરં, લોગુત્તમે સમણે નાયપુત્તે ૨૩
ઠિઇણ સેટ્ઠા લવસત્તમા વા, સભા સુહમ્મા વ સભાણ સેટ્ઠા,
નિવ્વાણસેટ્ઠા જહ સવ્વધમ્મા, ન નાયપુત્તા પરમત્થિ નાણી ૨૪
પુઢોવમે ધુણઇ વિગયગેહિ, ન સંનિહિં કુવ્વઇ આસુપન્ને,
તરિઉં સમુદ્દં ચ મહાભવોઘં, અભયંકરે વીર અણંતચક્ખૂ ૨૫
કોહં ચ માણં ચ તહેવ માયં, લોભં ચઉત્થં અજ્ઝત્થદોસા,
એયાણિ વંતા અરહા મહેસી, ણ કુવ્વઇ પાવ ણ કારવેઇ ૨૬
કિરિયાકિરિયં વેણઇયાણુવાયં, અણ્ણાણિયાણં પડિયચ્ચ ઠાણં,
સે સવ્વવાયં ઇઇ વેયઇત્તા, ઉવટ્ઠિએ સંજમદીહરાયં ૨૭
સે વારિયા ઇત્થી સરાઇભત્તં, ઉવહાણવં દુક્ખખયટ્ઠયાએ,
લોગં વિદિત્તા આરં પારં ચ, સવ્વં પભૂ વારિય સવ્વવારં ૨૮
સોચ્ચા ય ધમ્મં અરહંતભાસિયં, સમાહિયં અટ્ઠપદોવસુદ્ધં,
તં સદ્દહાણા ય જણા અણાઊ, ઇંદા વ દેવાહિવ આગમિસ્સંતિ ૨૯

---

અર્થ—૧ શ્રી સુધર્મા સ્વામી પ્રત્યે જંબૂસ્વામીએ પૂછ્યું કે ભગવાન ! શ્રમણો, બ્રાહ્મણો, ગૃહસ્થો અને પરતીર્થીઓ મને પૂછે છે કે, એકાંત હિતકારી અને એના જેવો બીજો કોઈ છે નહિ એવો ધર્મ યથાસ્થિત કોણે કહ્યો છે ? ૨ તે જ્ઞાતપુત્ર શ્રી મહાવીર દેવનું જ્ઞાન કેવું હતું ? તેનો શીલાચાર કેવો હતો ? તે હે ભિક્ષુ ! તમે જાણો છો, તે જેમ તમે સાંભળ્યું હોય અને ધાર્યું હોય તેમ કહો ! ૩ તે (ભગવાન) સંસારી જીવોના દુઃખના જાણ, કર્મકાપવામાં કુશળ, અનંત-જ્ઞાની, અનંતદર્શી, મોટા યશસ્વી અને લોકના ચક્ષુભૂત એવા શ્રી મહાવીર દેવના પ્રરૂપેલા ધર્મને તથા તેમની ધીરજને જાણ અને દેખ ૪ ઊંચી, નીચી અને તીરછી એ ત્રણે દિશાઓને વિષે જે, ત્રસ અને સ્થાવર જીવો છે તેને, પ્રજ્ઞાવંત મહાવીરદેવે, નિત્યાનિત્ય એવે

સમ્યક્ પ્રકારે જાણીને સંસાર સમુદ્રમાં બુડતા જીવોને રાખવા સારુ દીપ્યમાન અને સમભાવી એવો ધર્મ કહ્યો છે ૫ તે ભગવાન લોકાલોકને દેખનારા બાવીશ પરિષહ જીતીને કેવળજ્ઞાન પામ્યા છે એવા મૂળ તથા ઉત્તરગુણે સંયમના પાળનારા ધૈર્યવાન, સર્વ કર્મ નાશ થવાથી સ્થિત આત્મવંત સર્વ જગતને વિષે પ્રધાન જ્ઞાનવાન, બાહ્ય અને અભ્યંતર પરિગ્રહ રહિત, સાત ભય રહિત અને ચાર ગતિના આયુષ્ય રહિત શ્રી મહાવીરદેવ હતા, ૬ એ ભગવંત અનંત જ્ઞાનવાળા અપ્રતિબંધ વિહારી, સંસાર–સમુદ્રને તારનાર, ધીરજવાન અનંતજ્ઞાન રૂપ ચક્ષુવાળા તથા સૂર્ય જેમ સર્વથી અધિક તપે છે તેમ જ્ઞાને કરી સર્વોત્તમ છે. વિરોચન અગ્નિ જેમ સળગવાથી ઇંદ્રની પેઠે અંધકારને દૂર કરી પ્રકાશ કરે છે તેમ શ્રી મહાવીરદેવ પણ અજ્ઞાન રૂપ અંધકાર દૂર કરી પ્રકાશ કરે છે ૭ દેવલોકને વિષે ઈંદ્ર જેમ દેવોમાં મહાપ્રભાવાન, હજારો દેવોનો નાયક અને સર્વોત્તમ છે તેમ સર્વ તીર્થંકારોએ પ્રરૂપેલો આ જે સર્વોત્તમ ધર્મ તેને પ્રકાશ કરનાર કાશ્યપ ગોત્રી કેવળજ્ઞાની શ્રી મહાવીરદેવ સર્વથી ઉત્તમ છે, ૮ તે ભગવાન પ્રજ્ઞાએ કરી અક્ષય તથા જેમ સ્વયંભૂરમણ નામે મોટો સમુદ્ર અનંત, અપાર અને નિર્મળ જળવાળો છે તેમ ભગવાનનુ જ્ઞાન નિર્મળ છે વળી તે ભગવંત કષાયરહિત તથા ભિક્ષાએ આજીવિકા કરનાર અને દેવતાના અધિપતિ શક્રેન્દ્રની પેઠે તેજસ્વી છે, ૯ તે ભગવાન બળે કરી પ્રતિપૂર્ણ બળવાન છે સર્વ પર્વતોમા મેરુ પર્વત જેમ શ્રેષ્ઠ છે તેણુ ભગવાન પણુ વીર્યાદિક ગુણે કરી સર્વોત્તમ છે. મેરુ પર્વત જેમ સ્વર્ગવાસી દેવોને હર્ષ ઉત્પન્ન કરે છે. તથા અનેક ગુણોએ કરી શોભે છે તેમ ભગવંત પણુ અનેક ગુણોએ કરી શોભે છે. ૧૦ તે મેરુ પર્વત એક લાખ જોજનનો છે તેના એકભૂમિમય, બીજો સુવર્ણમય અને ત્રીજો વૈડુર્ય રત્નમય એવા ત્રણ કાન્ડ છે, તથા તે મેરુ પર્વતની ટોચ ઉપર પડગવન ધ્વજાની માફક શોભી રહ્યુ છે તે મેરુ પર્વત નવાણુ હજાર જોજન ઊંચો અને એક હજાર જોજન નીચે જમીનમા છે ૧૧ તે મેરુ પર્વત આકાશને સ્પર્શી રહ્યો છે ભૂમિને અવગાહી રહ્યો છે, એટલે ઊંચા, નીચા અને તીરછા લોકને સ્પર્શી રહ્યો છે જે મેરુ પર્વતની આસપાસ સૂર્ય

પ્રમુખ જ્યોતિષી દેવો પ્રદક્ષિણા કરી રહ્યા છે, ને મેરુ પર્વત સુવર્ણના જેવી કાંતિવાળો છે તેના ઉપર ઘણાં એટલે ચાર નંદનવન છે, જેને વિષે મોટા ઈંદ્રો પણ આવીને રતિસુખ ભોગવે છે ૧૨ વળી તે મેરુ પર્વત–૧ મંદિર, ૨ મેરુ, ૩ મનોરમા, ૪ સુદર્શન, ૫ સ્વયંપ્રભ, ૬ ગિરિરાજ, ૭ રત્નોચ્ચય, ૮ તિલકાપમ, ૯ લોકમધ્ય ૧૦ લોકનાભિ, ૧૧ રત્ન, ૧૨ સૂર્યાવર્ત ૧૩ સૂર્યાવરણ, ૧૪ ઉત્તમ ૧૫ દિશાદિ અને ૧૬ અવતંસએ સોળ નામે કરી મહા પ્રકાશવાન શોભે છે તથા સુવર્ણની પેઠે શુદ્ધ વર્ણવાળો, સર્વ પર્વતોમાં પ્રધાન, મેખલાએ કરી વિષમ અને વળી તે ગિરિરાજ મણિ અને ઔષધિઓએ કરી દેદીપ્યમાન છે, તેથી જમીનની પેઠે ઝળહળાયમાન થઈ રહે છે ૧૩ પૃથ્વીના મધ્ય ભાગમાં રહેલો સર્વ પર્વતોનો ઇંદ્ર મેરુ પર્વત સૂર્યની પેઠે શુદ્ધ લેશ્યાવંત પ્રકર્ષે કરીને જણાય છે ઉપર કહી એવી શોભાએ કરી તથા અનેક પ્રકારના રત્નોના વર્ણોએ કરી મનને હરે છે અને સૂર્યની પેઠે સર્વ દિશાઓને દીપાવે છે ૧૪ આ જશ મેરુ ગિરિરાજ પર્વતના કહેવાય છે એ પૂર્વોક્ત ઉપમાએ શ્રમણ ભગવાન જ્ઞાતપુત્ર શ્રી મહાવીરદેવ જાતિએ, યશે, દર્શને, જ્ઞાને એવ આચારે સર્વોત્તમ છે ૧૫ લાંબા પર્વતોમા નિષધ પર્વત મોટો છે, ગોળાકાર પર્વતોમા રૂચક પર્વત શ્રેષ્ઠ છે, તે ઉપમાએ શ્રી મહાવીરદેવ જગતમાં પ્રજ્ઞાએ કરી શ્રેષ્ઠ કહ્યા છે તથા સર્વ મુનિઓને વિષે પ્રજ્ઞાવંત કહ્યા છે ૧૬ તે ભગવાન પ્રધાન ધર્મ પ્રકાશિત પ્રધાન, ઉજ્જવળમા ઉજ્જવળ, દોષરહિત ઉજ્જવળ, શંખ અને ચંદ્રમાની પેઠે એકાંત ઉજ્જવળ, સર્વ ધ્યાનનાં સર્વોત્તમ એવું શુક્લ ધ્યાન ધ્યાયે છે, ૧૮ તે મોટા ઋષીશ્વર (મહાવીરદેવ) સમસ્ત કર્મ ખપાવીને જ્ઞાને કરી, ચારિત્રે કરી દર્શને કરી, સર્વોત્તમ લોકોને અગ્રભાવે ઉત્કૃષ્ટી સાદિ અનંત ભાગે સિદ્ધિગતિને પામ્યા, ૧૮ જેમ વૃક્ષોને વિષે શાલ્મલી વૃક્ષ પ્રસિદ્ધ છે, જે વૃક્ષને વિષે સુવર્ણકુમાર દેવતાઓ રતિસુખ વેદે છે વનને વિષે જેમ નંદનવન શ્રેષ્ઠ કહ્યુ છે તેમ શ્રી મહાવીરદેવ જ્ઞાને અને ચારિત્રે કરી પ્રજ્ઞાવંત છે ૧૯ શબ્દોમાં જેમ મેઘની ગર્જનાનો શબ્દ, તારાઓને વિષે જેમ ચંદ્રમા અને સુગંધીઓમાં જેમ ચંદન શ્રેષ્ઠ છે તેમ મુનિઓમા આકાંક્ષારહિત એટલે આલોક પરલોકની વાંછના રહિત શ્રી મહાવીરદેવ

શ્રેષ્ઠ કહ્યા છે ૨૦ જેમ સર્વ સમુદ્રોમા સ્વયભૂરમણ સમુદ્ર, નાગકુમાર દેવતાઓમાં ધરણેન્દ્ર અને રસમાં શેરડીનો રસ શ્રેષ્ઠ છે તેમ તપોપધ્યાને કરી મુનિઓમા શ્રી મહાવીરદેવ શ્રેષ્ઠ છે ૨૧ હાથીઓને વિષે જેમ ઐરાવત હાથી, મૃગાદિક જનાવરોમાં સિંહ, પાણીમાં ગગા નદીનુ પાણી, પક્ષીઓને વિષે ગરૂડ પક્ષી (વેણુદેવ) પ્રધાન છે, તેમ નિર્વાણવાદીઓમાં જ્ઞાતપુત્ર શ્રી મહાવીરદેવ પ્રધાન કહ્યા છે ૨૨ યોદ્ધાઓમાં જેમ વિશ્વ-સેન (ચક્રવર્તી,) ફુલોમાં જેમ અરવિંદ કમળ, ૧ ક્ષત્રીયોમા જેમ દાતા–વાકય (વચન) પાળનારો એવો જે ચક્રવર્તી તે શ્રેષ્ઠ છે તેમ ઋષિઓને વિષે શ્રી વર્ધમાન સ્વામી શ્રેષ્ઠ કહ્યા છે ૨૩ દાનમાં અભયદાન, સત્ય વચનમા અનવદ્ય વચન અને તપને વિષે બ્રહ્મચર્ય શ્રેષ્ઠ કહ્યુ છે, તેમ સર્વ લોકમા ઉત્તમ શ્રમણ જ્ઞાતપુત્ર શ્રી મહાવીરદેવ શ્રેષ્ઠ છે. ૨૪ સ્થિતિવાળા લોકોમાં જેમ લવ સપ્તમ દેવે (પાંચ અનુત્તર વિમાન-વાસી દેવતા) સભાઓમાં સૌધર્મ સભા, અને સર્વ ધર્મોમાં જેમ મોક્ષધર્મ શ્રેષ્ઠ છે તેમ જ્ઞાતપુત્ર શ્રી મહાવીરદેવથી કોઇ ઉત્કૃષ્ટ જ્ઞાની નથી એટલે શ્રી મહાવીરદેવ સર્વથી શ્રેષ્ઠ જ્ઞાની છે ૨૫ જેમ પૃથ્વી સર્વ વસ્તુને આધારભૂત છે તેમ શ્રી મહાવીરદેવ પણ પૃથ્વી સમાન તથા આઠ પ્રકારના કર્મ ખપાવીને અભિલાષારહિત, દ્રવ્યસંનિધિ તે ધન, ધાન્ય, દ્વુપદ અને ચતુષ્પદાદિ અને ભાવસંનિધિ તે ક્રોધ, માન, માયા અને લોભ એ બે પ્રકારની સંનિધિ ન કરનાર, એવા પ્રજ્ઞાવાન ચાર ગતિરૂપ મોટા સમુદ્રને તરીને મોક્ષ પામ્યા છે અભય કરનાર શૂરવીર તથા અનંત ચક્ષુવાળા છે ૨૬ ક્રોધ, માન, માયા તેમજ ચોથો લોભ એ ચાર અધ્યાત્મ દોષોને ત્યાગીને અરિહંત અને મોટા ઋષિ થયા તેથી પાપકર્મ કરે નહિ અને કરાવે પણ નહિ ૨૭ ક્રિયા-વાદીના ૧૮૦, અક્રિયાવાદીના ૮૪, વિનયવાદીના ૩૨ તથા અજ્ઞાનવાદીના ૬૭ એ સર્વ ૩૬૩ પાખંડીઓના ભેદ જાણવા શ્રી મહાવીરદેવ તે સર્વ ભેદને (દુર્ગતિ જવાના કારણ) જાણીને તેનો ત્યાગ કરી ચારિત્રરૂપ ધર્મને વિષે જાવજીવ સુધી સાવધાનપણે રહ્યા ૨૮ તે ભગવાન રાત્રિ-ભોજનરહિત, સ્ત્રી-ભોગનુ નિવારણ કરીને અષ્ટ કર્મરૂપ દુખનો ક્ષય કરવાને

---

૧ સૂર્યવિકાસી કમળ. ૨ કોઇ જીવને પીડા ન થાય એવુ

અર્થે ઉપધ્યાનવાન (તપસ્યાવડે દેહ સુકાવી નાખ્યો એવા) થયા. વળી તે પ્રભુએ આ લોક અને પરલોકના સ્વરૂપ જાણીને સર્વ પ્રકારના પાપના સ્થાનકોને ઘણીવાર નિવારણ કર્યા ૨૯ હે જબૂ ! સમ્યક્ પ્રકારે અર્થ અને પદવડે શુદ્ધ એવા અરિહંત ભાષિત ધર્મને સાંભળીને તથા સદ્દહીને ઘણા લોકો અનાયુષ સિદ્ધ થયા અને જે લોકોને કર્મ બાકી રહ્યા હતા તે લોકો દેવોના અધિપતિ તથા ઇંદ્રાદિક થઇ આગમિક કાળે સિદ્ધ થશે. (ત્તિ બેમિ)

---

## પરચુરણ ગાથાઓ (મૂળ)

પંચ–મહવ્વય–સુવ્વય–મૂલં, સમણ–મણાઇલ સાહૂ સુચ્ચીલં।
વેરવિરામણપજ્જવસાણં સવ્વસમુદ્દમહોદહીમી તિત્થં ૧
તિત્થકરેહિં સુદેસિયમગ્ગં નરગ–તિરિય વિવજ્જિયમગ્ગં।
સવ્વ પવિત્ત સુનિમ્મિયસારં, સિદ્ધિવિમાણં, અવગુય–દારં ૨
દેવ નરિંદ નમંસિય–પૂઇયં, સવ્વજગુત્તમ–મંગલ–મગ્ગં।
દુદ્ધરિસં ગુણ–નાયગમેકં, મોક્ખપહસ્સ–વડિંસગભૂયં ૩
ધમ્મારામે ચરે ભિક્ખૂ ધિઇમં ધમ્મ–સારહી,
ધમ્મારામેરયા–દંતે, બંભચેર–સમાહિએ. ૪
દેવ–દાણવ–ગંધવ્વા, જક્ખ–રક્ખસ્સ–કિન્નરા,
બંભયારિં નમંસંતિ, દુક્કરં જે કરંતિ તં ૫
એસ ધમ્મે ધુવે નિચ્ચે સાસએ જિણદેસિએ;
સિદ્ધા સિજ્ઝંતિ ચાણેણં, સિજ્ઝિસ્સંતિ તહાવરે. ૬
અરહંત સિદ્ધ પવયણ ગુરુ થેર બહુસ્સુએ તવસ્સીસુ,
વચ્છલયા ય તેસિં, અભિક્ખનાણોવઓગે ય. ૭
દંસણ વિણય આવસ્સએ ય, સીલવ્વએ નિરઇયારો;
ખણલવ તવ ચ્ચિયાએ વેયાવચ્ચે સમાહીએ. ૮
અપુવ્વનાણગ્ગહણે, સુયભત્તી પવયણે પભાવણયા;
એએહિં કારણેહિં, તિત્થયરત્તં લહઇ જીઓ ૯

જિણવયણેઅણુરત્તા, જિણવયણુ જે કરતિ ભાવેણું;
અમલા અસંકિલિટ્ઠા, તે હુતિ ય પરિત્તસંસારિ. ૧૦

એવ ખ્ખુ નાણીણો સાર, જં ન હિંસઇ કિંચણું;
અહિંસા–સમય ચેવ, એતાવત્ત વિયાણિયા. ૧૧

જાઈ ય વુડ્ઢિં ચ ઇજ્જ–પાસં, ભૂતેહિં જાણે પડિલેહ સાય,
તમ્હાપિવિજ્જો–પરમંતિ ણુચ્ચા સમ્મત્તદંસી ણુ કરેઈ પાવં. ૧૨

ઉમ્મુચ્ચપાસ ઇહમચ્ચિએહિ, આરભજીવીઉજ્ઝપયાણુપસ્સી,
કામેસુ ગિદ્ધ ણિચય કરતિ, સંસિચમાણુ પુણુરેતિગઝં. ૧૩

સાવણેનાણેવિન્નાણે, પચ્ચમેક્ખાણેયસંજઓ;
અણુએહએ તવે ચેવ, વોદાણે અકિરિયાસિદ્ધિ. ૧૪

સારં દંસણુ નાણુ, સાર તવ નિયમ સંજમ સીલં,
સારં જિણવર ધમ્મં, સારં સલેહણુ પંડિયમરણું. ૧૫

કલ્લાણકોડીકારિણિ, દુગઇદુહનિઠવણી,
સંસારજલતારણી, એગ તહોઈજીવદયા. ૧૬

આરભે નત્થિ દયા, મહિલએસંગનાસાંઇબંભં,
સંકાએનાસઇસમ્મત્તં, એળ્વજ્જાઅત્થગ્ગહણું ચ. ૧૭

મજ્જ વિસયકસાયા, નિંદ્દાવિકહાયપંચમીભણિયા;
એએપંચપ્પમાયા, જીવા પાડંતિસંસારે ૧૮

લબ્ભંતિ વિમલાભોએ લબ્ભંતિ સુરસંપયા,
લભંતિ પુત્તમિત્ત ચ, એગોધમ્મો ન લબ્ભઇ ૧૯

એગોહ નત્થિ મે કોઇ, નાહં મન્નસ્સ કસ્સઈ,
એવં અદીણુમણુસ્સા, અપ્પાણુમણુ સાસઈ ૨૦

એગો મે સાસઓ અપ્પા, નાણુદંસણુસંજઓ,
સેસા મે બાહિરા ભાવા, સવ્વ સંજોગ લખ્ખણુા. ૨૧

નવિસુહીદેવતાદેવલોએ, નવિસુહીપુઢવીપઇરાયા,
નવિસુહીસેઠિસેણાવઇ ય, એગ તસુહીમુણીવીયરાગી ૨૨

નગરી સોહંતિ જલ વૃક્ષ મૂલા, રાજા સોહતા ચતુરની સેના;
નારી સોહંતિ સુશીલવંતી, સાધુ સોહતા નિરવદ્ય વાણી. ૨૩
ચૌદ પૂરવ ધર કહીએ, જ્ઞાન ચાર વખાણીએ;
જિન નહિ પણ જિન સરિખા, સુધર્મા સ્વામી જાણીએ. ૨૪
માત, પિતા, કુલ જાત નિર્મળ, રૂપ અનૂપ વખાણીએ;
દેવતાને વલ્લભ એવા, જંબૂસ્વામી જાણીએ. ૨૫

---

## દશવૈકાલિકસૂત્રનું પહેલું અધ્યયન

ધમ્મો મંગલમુક્કિટ્ઠં, અહિંસા સંજમો તવો;
દેવાવિ તં નમંસંતિ, જસ્સ ધમ્મે સયા મણો. ૧
જહા દુમસ્સ પુપ્ફેસુ, ભમરો આવિયઇ રસં;
ન ય પુપ્ફં કિલામેઇ, સો ય પીણેઇ અપ્પયં ૨
એમેએ સમણા મુત્તા, જે લોએ સંતિ સાહુણો;
વિહંગમા વ પુપ્ફેસુ, દાણભત્તેસણા રયા. ૩
વયં ચ વિત્તિં લબ્ભામો, ણ ય કોઇ ઉવહમ્મઇ;
અહાગડેસુ રીયંતે, પુપ્ફેસુ ભમરા જહા. ૪
મહુકારસમા બુદ્ધા, જે ભવંતિ અણિસ્સિયા
નાણાપિંડરયા દંતા, તેણ વુચ્ચંતિ સાહુણો ૫ (ત્તિ બેમિ)

અર્થઃ– ધર્મ-ઉત્કૃષ્ટ માંગલિક છે જીવદયા, સત્તર ભેદે સંયમ અને બાર પ્રકારે તપ એ ધર્મનું લક્ષણ છે, એવા ધર્મને વિષે જેનું સદાય મન છે, તેને દેવતા અને ચક્રવર્તી આદિ મનુષ્યો નમસ્કાર કરે છે ૨ જેમ વૃક્ષના ફૂલને વિષે ભમરો મર્યાદાએ રસ પીને પોતાના આત્મા તૃપ્ત કરે છે, પણ ફૂલને પી। ઉપજાવતો નથી. ૩ તેમ લોકોને વિષે પરિગ્રહથી મુકાએલા અને ચારિત્ર પાળનારા સાધુ ભમરાની માફક ગવેષનાને વિષે વિચરે છે તેમ નૂકસાનથી પોતાને અર્થ દીપવા અને કોઇ પ્રાણી ન હણાય તેવી આહારની વૃત્તિને અમે પામશું ૫ જે ભમરા સરખા, તત્ત્વના જાણ સાધુ, નેમ્રા પ્રતિબંધરહિત નાના પ્રકારના

આહારને વિષે અનુરકત અને ઇંદ્રિયોના દમણહાર છે તેને ચારિત્રીઆ સાધુ કહીએ, એમ હું માનુ છું.

---

## દશવૈકાલિક સૂત્રનું બીજું અધ્યયન

કહે નુ કુજ્જા સામણ્ણં, જો કામે ન નિવારએ;
પએપએ વિસીયતો સકપ્પસ્સ વસં ગઓ. ૧

વત્થગંધમલકાર, ઇત્થીઓ સયણાણિ ય;
અચ્છદા જે ન ભુજતિ, ન સે ચાઇન્તિ વુચ્ચઇ. ૨

જે ય કતે પિએ ભોએ, લદ્ધે વિપિટ્ઠિ કુવ્વઇ;
સાહીણે ચયઈ ભોએ, સેહુ 'ચાઇ'–ત્તિ વુચ્ચઇ. ૩

સમાએ પેહાએ પરિવ્વયતો, સિયા મણો નિસ્સરઇ બહિદ્ધા,
ન સા મહ નોવિ અહ પિ તીસે, ઇચ્ચેવ તાઓ વિણએજ્જ રાગ ૪

આયાવયાહી! ચય સોગમલ્લ, કામે કમાહી કમિય ખુ દુક્ખ,
છિંદાહિ દોસ વિણએજ્જ રાગ, એવ સુહી હોહિસિ સપરાએ. ૫

પક્ખદે જલિય જોઈ, ધૂમકેઉ દુરાસય,
નેચ્છન્તિ વતય ભોત્તુ કુલે જાયા અગધણે. ૬

ધિરત્થુ તેડજસોકામી, જો તં જીવિયકારણા,
વત ઇચ્છસિ આવેઉ, સેય તે મરણ ભવે. ૭

અહં ચ ભોગરાયસ્સ, ત ચડસિ અધગવણ્હિણો;
મા કુલે ગધણા હોમો, સજમ નિહુઓ ચર. ૮

જઈ ત કાહિસિ ભાવ, જા જા દિચ્છસિ નારિઓ;
વાયાઇદ્ધો વ્વ હઢો, અટ્ઠિઅપ્પા ભવિસ્સસિ ૯

તીસે સો વયણ સોચ્ચા, સજયાએ સુભાસિય;
અકુસેણ જહા નાગો, ધમ્મે સપડિવાઇઓ ૧૦

એવ કરેતિ સબુદ્ધા, પડિયા પવિયક્ખણા,
વિણિયટ્ટતિ ભોગેસુ, જહા સે પુરિસુત્તમો ૧૧
(ત્તિ બેમિ.)

અર્થ—૧ કેવા વિચારથી સાધુ ચારિત્ર પાળે? જે કોઈ કામ ભોગની ભૂંડી વાચ્છના નિવારે નહિ તે પગલે પગલે વિખવાદ પામતો થકો માઠા અધ્યવસાયને વશ થાય. જેને વસ્ત્ર, સુગંધી વસ્તુ, અલંકાર, આભરણ, સ્ત્રીઓની જાતિ, શય્યા, આસન એટલાં વાનાં પોતાને નથી અને ભોગવતો મુનિ નથી પણ ભોગવવાનાં પચ્ચક્ખાણ કર્યાં નથી તેને ત્યાગી કહીએ નહિ. ૩ જે કોઇ વહાલામાં વહાલા ભોગ પામ્યા છે, એવા ભોગ પોતાને વશ છતાં, છાંડે, વેગળા કરે અર્થાત્ પચ્ચક્ખાણ કરે તેને નિશ્ચે ત્યાગી કહીએ. ૪ સમતા પરિણામના વિચારમાં વિચરતા સાધુનું મન કદાચિત્ સંયમથી બહાર (પ્રથમનું સંસારસુખ સાંભળવાથી) નીકળે ત્યારે વિચારે કે, સ્ત્રી મારી નથી તેમ તે સ્ત્રીનો હું નથી, એમ વિચારીને મન વશ કરવા નિમિત્તે તે સ્ત્રી ઉપરથી સ્નેહ રાગ નિવારે. ૫ તડકાની આતાપના લીએ, સુકોમળપણું છાંડે, નિશ્ચે સર્વ દુઃખને ઉલ્લંઘવાને અર્થે કામભોગને છાંડે, દ્વેષને છેદે અને રાગને ટાળે; એમ કરવાથી સંસારને વિષે સુખી થાય. ૬ રાજેમતી રહનેમિનું દ્રષ્ટાંત કહે છે અગંધન કુળમાં ઉપજેલા નાગ, જાજ્વલ્યમાન, ઝળહળતી, તીક્ષ્ણ ધુમાડાવાળી અને સહન ન થાય તેવી અગ્નિમાં પેસી, બળી મરવું કબૂલ કરશે, પણ પોતાના વમેલા ઝેરને ફરી પણ પાછું લેવા ઇચ્છા કરશે નહિ. ૭ ધિક્કાર છે તુજને હે અપજશના કામી! જે તું અસંયમ જીવિતઅને કારણે વમેલા ભોગને પાછા લેવાની ઇચ્છા કરે છે? તેથી તુજને મરવું ભલું છે ૮ હું ભોજક રાજાની પૌત્રી અને ઉગ્રસેન રાજાની પુત્રી છું; અને તું અંધકવિષ્ણુનો પૌત્ર અને સમુદ્રવિજય રાજાનો પુત્ર છે માટે રખે ગંધનકુળના સર્પ સરખો થા! અર્થાત્ વમ્યા ભોગને પાછા લેવાની ઇચ્છા કરીશ નહિ પણ સંયમ નિશ્ચળ મનથી પાળ. ૯ જો તું સ્ત્રીઓને દેખીને મનને વિષે ભોગની ઇચ્છા કરીશ તો જેમ વાયરે કરી હડ નામે વૃક્ષનાં મૂળ અસ્થિર થાય છે તેમ સ્ત્રીઓને દેખીને કામ ભોગની ઇચ્છાથી તારો આત્મા અસ્થિર થશે. ૧૦ જેમ અંકુશે કરી હાથી ઠેકાણે આવે તેમ સાધ્વી રાજેમતિનાં રૂડાં વચન સાંભળીને રહનેમિ ધર્મને વિષે સમ્યક્ પ્રકારે સ્થિર થયા. ૧૧ જેમ પુરુષમાંહે ઉત્તમ રહનેમિ ભોગથી નિવર્ત્યા તેમ તત્ત્વના જાણ, પંડિત

અતિશય ડાહ્યા, તે પ્રમાણે કરે ( ભોગથી નિવર્તે ) એમ હું કહું છું. ઇતિ.

---

## દશવૈકાલિક સૂત્રનું ત્રીજું અધ્યયન

સંજમે સુઠ્ઠિઅપ્પાણં, વિપ્પમુક્કાણ તાઇણં;
તેસિમેયમણાઇણ્ણં, નિગ્ગંથાણ, મહેસિણં. ૧
ઉદ્દેસિય કીયગડ નિયાગ અભિહડાણિ ય;
રાઇભત્તે સિણાણે ય, ગંધ મલ્લે ચવીયણે; ૨
સન્નિહી ગીહિમત્તે ય, રાયપિંડ કિમિચ્છએ;
સંવાહણા દંતપહોયણા ય, સંપુચ્છણા દેહપલોયણાય. ૩
અટ્ઠાવએ ય નાલીએ, છત્તસ્સ ય ધારણટ્ટાએ,
તેગિચ્છં પાણહા પાએ, સમારંભં ચ જોઇણો ૪
સિજ્જાયરપિંડં ય, આસંદીપલિયંકએ ;
ગિહંતરનિસેજ્જા ય, ગાયસ્સુવ્વટ્ટણાણિ ય ૫
ગિહિણો વેઆવડિયં, જા ય આજીવવત્તિયા,
તત્તાનિવ્વુડભોઇત્ત, આઉરસ્સરણાણિ ય. ૬
મૂલએ સિંગબેરે ય, ઉચ્છુખંડે અનિવ્વુડે;
કંદે મૂલે ય સચ્ચિત્તે, ફલે બીએ ય આમએ ૭
સોવચ્ચલે સિંધવે લોણે, રોમાલોણે ય આમએ,
સામુદ્દે પંસુખારે ય, કાલાલોણે ય આમએ. ૮
ધૂવણેત્તિ વમણે ય, વત્થીકમ્મવિરેયણે,
અંજણે દંતવણે ય, ગાયબ્ભંગવિભૂસણે. ૯
સવ્વમેયમણાઇન્નં નિગ્ગંથાણ મહેસિણં,
સંજમમ્મિ અ જુત્તાણ, લહુભૂયવિહારિણં. ૧૦
પંચાસવપરિણ્ણાયા, તિગુત્તા છસુ સંજયા,
પંચનિગ્ગહણા ધીરા, નિગ્ગન્થા ઉજ્જુદંસિણો. ૧૧

આયાવયંતિ ગિમ્હેસુ, હેમંતેસુ અવાઉડા;
વાસાસુ પડિસંલીણા, સંજયા સુસમાહિયા. ૧૨
પરિસહરિઊદંતા ધૂઅમોહા જિઇંદિયા;
સવ્વદુક્ખપહીણટ્ઠા, પક્કમંતિ મહેસિણો. ૧૩
દુક્કરાઇં કરિત્તાણં, દુસ્સહાઇં સહિત્તુ ય;
કેઇત્થ દેવલોએસુ, કેઇ સિજ્ઝંતિ નીરયા. ૧૪
ખવિત્તા પુવ્વકમ્માઇં, સંજમેણ તવેણ ય;
સિદ્ધિમગ્ગમણુપ્પત્તા, તાઇણો પરિનિવ્વુડા. ૧૫
(ત્તિ બેમિ)

અર્થ —સંયમને વિષે જેણે ભલી રીતે આત્માને સ્થાપ્યો છે, જે વિવિધ પ્રકારના પરિગ્રહથી મુકાણા છે અને છકાયના રખવાળ છે એવા, તથા ચારિત્રના પાળનાર નિર્ગંથ, મોટા ઋષીશ્વરને આગળ કહેલું તે અનાચરણ આચરવા યોગ્ય નથી તે બાવન અનાચરણના નામ કહે છે ૧ આધાકર્મી આહાર લેવો તે, ૨ પૈસા આપી લાવેલી વસ્તુ લેવી તે, ૩ નિત્ય ચાર પ્રકારનો આહાર લે તે, ૪ સામી મંગાવીને વસ્તુ લેવી તે, ૫ રાત્રિ ભોજન કરે તે, ૬ નાહવું તે, ૭ સુગંધી, શરીરે લગાવે તે, ૮ ફુલ પ્રમુખની માળા પહેરે તે, ૯ પખાથી વાયરો લે તે ૧૦ રાતવાસી આહાર રાખે તે, ૧૧ ગૃહસ્થના વાસણમાં જમે તે, ૧૨ રાયપિંડ (બલને વાસ્તે ઘણા વિગયથી અને બલિષ્ટ આહાર બનાવેલો હોય તે) ભોગવે તે, ૧૩ દાન દેવાને વાસ્તે કાઢેલો આહાર લે તે, ૧૪ શરીરે મર્દન કરવું તે. ૧૫ દાંત સાફ કરવા તે, ૧૬ ગૃહસ્થને કુશળ ખબર પૂછવા તે, ૧૭ દર્પણ આદિના મોઢું જોવું તે, ૧૮ અર્થ ઉપાર્જનને કારણે ચોપાટ રમવા અને શેતરંજ આદિ રમત રમવી તે તથા જુગટે રમે તે ૧૯ છત્ર અવર આદિ માથે રાખે, રખાવે તે, ૨૦ વૈદું કરવું કરાવવું તે, ૨૧ પગમાં પગરખા પહેરવા તે, (કપડાના અથવા ચામડાના) ૨૨ આરંભ કરે તે, ૨૩ અગ્નિના આરંભ કરે તે, ૨૪ સ્થાનકના ધણીના આહારાદિક લેવે તે, ૨૫ ગાદીના, પલંગ અને ખુરશી પર બેસે તે ૨૬ ગૃહસ્થીને પર બેસે તે, ૨૭ શરીરના અંગને વિભૂષા

કરવાં તે (પીઠી પ્રમુખનાં) ૨૮ ગૃહસ્થની વૈયાવચ્ચ કરે તે ૨૯ પોતાની જાતિ જણાવી આજીવિકા કરવી તે, ૩૦ મિશ્ર એટલે કાંઇક જીવના પ્રદેશ રહી ગયા હોય તેવાં કાચાં, પાકા આહાર પાણી ભોગવવા તે, ૩૫ ભૂખ તૃષાદિક અથવા રોગાદિક પીડા ઊપજવાથી ગૃહસ્થનુ શરણુ લે તે, ૩૨ કાચા મૂળા, ૩૩ કાચુ આદુ, ૩૪ શેરડીના કટકા ભોગવે તે, ૩૫ સુરણુ આદિ કદ ભોગવે તે, ૩૬ વૃક્ષના મૂળ સચિત ભોગવે તે, ૩૭ કાચાં ફળ, ૩૮ કાચાં બીજ લેવા તે, ૩૯ સચળ, સિંધવ, ૪૦ મીઠુ, ૪૧ અગરનુ કાચુ મીઠુ ભોગવવું તે, ૪૨ સમુદ્રનુ મીઠુ, ૪૩ ખારી ધૂળથી નીપજેલુ મીઠુ ૪૪ કાળુ મીઠુ કાચુ ભોગવવુ તે, ૪૫ વસ્ત્રાદિકને ધુપ દેવો અથવા ધોવાં તે, ૪૬ ઔષધથી વમન કરવુ તે, ૪૭ ગળાથી નીચેના વાળ સમારવા તે, ૪૮ જુલાબ લેવો તે, ૪૯ આંખમાં અજન કરવું તે, ૫૦ દાતણુ કરવું તે, ૫૧ શરીરે તૈલાદિક વિલેપન કરવુ તે, ૫૨ શરીરની સુશ્રૂષા કરવી તે અનાચાર દોષ એ સર્વ અનાચરણુ દોષ નિર્ગ્રંથ મોટા ઋષિવર, સયમને વિષે જોડાયેલા અપ્રતિબધપણે વિચરનારને આચરવા યોગ્ય નહિ ૧૧ પાચ આશ્રવ માઠા જાણી છોડનાર, ત્રણુ ગુપ્તિ ગોપવનાર, છકાય જીવની સમ્યક્ પ્રકારે યત્ના કરનાર, પાંચ ઇંદ્રિયનો નિગ્રહ કરનાર, ધૈર્યવત, નિર્ગ્રંથ, સરલ દષ્ટિએ સયમ પાળનાર ૧૨ ઉનાળાની ઋતુને વિષે આતાપના લીએ, શિયાળાની ઋતુને વિષે વસ્ત્ર દૂર મૂકી ટાઢ સહન કરે વર્ષાકાળે અગોપાગને સવરી એક ઠામ બેસે સમ્યક્ પ્રકારે યત્નાના કરણુહાર, ભલી સમાધિવત, જ્ઞાનાદિકના ધરણુહાર ૧૩ જેણે પરિષહરૂપ વેરીને દમ્યા, મોહને દૂર કર્યો, ઇંદ્રિયને જીત્યા એવા મોટા ઋષીશ્વર, શારીરિક અને માનસિક દુખ ટાળવાને અર્થે ઉદ્યમ કરે છે ૧૪ દુષ્કર કર્તવ્ય કરીને દુષ્કર—સહી ન શકાય તેવા પરિષહ સહીને તે માહેલા કેટલાક મુનિરાજો દેવલોકને વિષે ઊપજે અને કેટલાક સિદ્ધ થાય ૧૫ પાછલા ભવનાં કર્મને, સયમે કરી, તપે કરી, ખપાવીને મોક્ષ માર્ગ પામ્યા થકા છકાય જીવને તારનાર અને અતિશય શીતળ થયા, એમ હુ કહું છુ

### શ્રી ઉત્તરાધ્યયન સુત્રનું ત્રીજુ અધ્યયન

ચત્તારિ પરમ ગાણિ દુલ્લહાણીહ જન્તુણો,
માણુસત્ત સુઇ સદ્ધા સંજમ્મિ ય વીરિયં ૧
સમાવન્ના ણ સંસારે, નાણાગોત્તાસુ જાઇસુ,
કમ્મા નાણાવિહા કટ્ટુ, પુઢો વિસ્સંભયા પયા. ૨
એગયા દેવલોએસુ, નરએસુવિ એગયા,
એગયા આસુરં કાયં, આહાકમ્મેહિં ગચ્છઇ ૩
એગયા ખત્તિઓ હોઇ, તઓ ચણ્ડાલબુક્કસો,
તઓ કીડપયંગો ય, તઓ કુન્થુપિપીલિયા. ૪
એવમાવટ્ટજોણીસુ પાણિણો કમ્મકિબ્બિસા,
ન નિવિજ્જન્તિ સંસારે, સવ્વટ્ઠેસુ વ ખત્તિયા. ૫
કમ્મસંગેહિ સમ્મૂઢા, દુક્ખિયા બહુવેયણા;
અમાણુસાસુ જોણીસુ, વિણિહમ્મન્તિ પાણિણો. ૬
કમ્માણં તુ પહાણાએ, આણુપુવ્વી કયાઇ ઉ,
જીવા સોહિમણુપ્પત્તા, આયયન્તિ મણુસ્સયં. ૭
માણુસ્સં વિગ્ગહં લધ્ધું, સુઇ ધમ્મસ્સ દુલ્લહા;
જં સોચ્ચા પડિવજ્જન્તિ, તવં ખન્તિમહિંસયં ૮
આહચ્ચ સવણં લધ્ધું, સદ્ધા પરમદુલ્લહા,
સોચ્ચા નેઆઉયં મગ્ગં, બહવે પરિભસ્સઇ. ૯
સુઇં ચ લધ્ધું સદ્ધં ચ, વીરિયં પુણ દુલ્લહં,
બહવે રોયમાણાવિ, નો ય ણં પડિવજ્જએ. ૧૦
માણુસત્તંમિ આયાઓ જો ધમ્મં સોચ્ચ સદ્દહે;
તવસ્સી વીરિયં લધ્ધું સંવુડે નિદ્ધુણે રયં ૧૧
સોહી ઉજ્જુયભૂયસ્સ, ધમ્મો સુદ્ધસ્સ ચિટ્ઠઇ,
નિવ્વાણં પરમં જાઇ ઘયસિત્ત વ્વ પાવએ. ૧૨
વિગિંચ કમ્મુણો હેઉં જસં સંચિણુ ખંતિએ,
સરીરં પાઢવં હિચ્ચા, ઉડ્ઢં પક્કમઇ દિસં ૧૩

વિસાલિસેહિં સીલેહિં, જક્ખા ઉત્તરઉત્તરા,
મહાસુક્કા વ દિપ્પન્તા, મન્નતા અપુણુચ્ચવં. ૧૪
અપ્પિયા દેવકામાણુ, કામરૂવવિઉવ્વિણો,
ઉદ્ધં કપ્પેસુ ચિટ્ઠન્તિ, પુવ્વા વાસસયા બહુ ૧૫
તત્થ ઠિચ્ચા જહાઠાણુ, જક્ખા આઉક્ખએ ચુયા;
ઉવેન્તિ માણુસ જોણિં, સે દસ ગેડભિજાયઇ ૧૬
ખેત્ત વત્થુ હિરણ્ણં ચ, પસવો દાસપોરુસં;
ચત્તારિ કામખન્ધાણિ, તત્થ સે ઉવવજ્જઈ. ૧૭
મિતવ જાયવ હોઇ, ઉચ્ચાગોએ ય વણ્ણવં,
અપ્પાય કે મહાપન્ને, અભિજાએ જસોબલે. ૧૮
ભોચ્ચા માણુસ્સએ ભોએ, અપ્પડિરૂવે અહાઉય,
પુંવ્વિ વિસુદ્ધસદ્ધમ્મે, કેવલ બોહિ બુજ્ઝિયા. ૧૯
ચઉરંગ દુલ્લહ નચ્ચા, સજમ પડિવજ્જિયા,
તવસા ધુયકમ્મસે, સિદ્ધે હવઇ સાસએ. ૨૦
( ત્તિ બેમિ. )

**અર્થ** :—૧ મોક્ષ પામવાનાં ઉત્કૃષ્ટાં ચાર અગ તે, ૧ મનુષ્યપણુ ૨ સૂત્રનુ સાંભળવુ, ૩ ધર્મ ઉપર શ્રદ્ધા અને ૪ સયમને વિષે બળનુ ફેરવવુ એ ચાર મોટાં કારણ આ સસારમાં જીવને મળવાં દુર્લભ છે ૨ સસારમાં રહેલા જીવોએ નાનાં (અનેક) પ્રકારનાં ગોત્ર તથા જાતિને વિષે જ્ઞાનાવરણાદિક અનેક પ્રકારના કર્મે કરી જુદી જુદી એકેદ્રિયાદિક જાતિથી સર્વ લોક ભર્યો છે ૩ એકદા શુભ કર્મે કરી જીવ દેવલોકમાં જાય એકદા પાપકર્મે કરી નરકગતિમાં જાય અને એકદા અસુરની જાતિમાં જાય, એ પ્રમાણે જેવાં કર્મ કરે તેવી ગતિએ જાય છે ૪ એકદા ક્ષત્રી (રાજા) થાય છે; ત્યારપછી ચડાળ થાય, બુક્કસ[1] થાય, કીડા થાવ, પતગીઓ થાય અને કીડી થાય છે ૫ એ પ્રમાણે જીવા ચોરાશીલક્ષ જીવાયોનિમા પરિભ્રમણ કરે છે કર્મરૂપ મેલથી મલિન થયેલા જીવો સસાર સમુદ્રથી નિવર્તે નહિ જેમ સર્વ અર્થને

[1] માતા બ્રાહ્મણી, પિતા ચાડાળ હોય, તેને બુક્કસ કહીએ.

વિષે રાજા પાછો હઠે નહિ તેમ કર્મ કરવામાં જીવ પાછો હઠે નહિ. ૬ કર્મને યોગે જીવ મૂઢ થાય, દુઃખીઓ થાય, વળી વેદના ભોગવવા વાળો થાય અને મનુષ્યથી ઊતરતી યોનિમાં વિશેષ રહ્યાય છે ૭ અનેક ભવ પરિભ્રમણ કરી કેટલેક કાળે જીવ અશુભકર્મને હણી વિશુદ્ધકર્મને પામવાથી મનુષ્યપણુ અંગીકાર કરે છે ૮ મનુષ્યનુ શરીર પામીને ધર્મ સાંભળવાનુ મળવું દોહ્યલું છે, જે ધર્મ સાંભળવાથી જીવ બાર પ્રકારે તપ, ક્ષમા અને દયા અંગીકાર કરે છે ૯ કદાચ ધર્મનું સાંભળવુ પામે તો ધર્મમાં શુદ્ધ શ્રદ્ધા થવી અતિ દુર્લભ છે, કેમકે ન્યાયમાર્ગ (મોક્ષમાર્ગ) સાંભળીને પણ જમાલી પ્રમુખ ઘણા લોકો ભ્રષ્ટ થાય છે. ૧૦ વળી ધર્મનું સાંભળવુ,, અને શ્રદ્ધા પામે પણ સંયમને વિષે બળ ફેરવવુ દુર્લભ છે, કેમકે શ્રેણિકાદિ ઘણા લોકો ધર્મને ચાહતા થકા પણ ચારિત્રધર્મ અંગીકાર કરી શકતા નથી. ૧૧ મનુષ્ય ભવ પામીને જે કોઇ ધર્મ સાંભળીને સર્દહે અને તપસ્વી થઈ સંયમને વિષે બળ ફેરવે તે પુરુષ આશ્રવ રૂપી કર્મરૂપ રજને ટાળે. ૧૨ વળી કષાયરૂપ મેલ ટાળીને નિર્મળ થાય, જિનભાષિત શુદ્ધધર્મને વિષે નિશ્ચળ પણે રહે અને ઉત્કૃષ્ટી મોક્ષગતિને પામે ઘીએ સીંચેલ અગ્નિની પેઠે તપ તેજે કરી દીપે. ૧૩ મિથ્યાત્વાદિ કર્મના હેતુને ટાળે. દશ પ્રકારે ક્ષમા આદરીને સંયમનો સંચય કરે તે, માટીના કાચા ભાજન જેવુ (ઔદારિક શરીર છાંડીને મોક્ષ, દેવલોક આદિ ઉચ્ચ ગતિએ જાય ૧૪ અનેક પ્રકારની આકરી ક્રિયાઓ કરીને સાધુ ઊંચામા ઊંચા દેવતાઓ થાય છે. ચંદ્રમા, સૂર્યની માફક અતિ તેજે દીપતા થકા, મરણ નથી એવું માની સુખે રહે છે ૧૫ દેવતાનાં કામભોગ બન્યા છે તેમાં આસક્ત થઈ, ચિંતવે. તેવાં રૂપ વિકુર્વતા થકા અસંખ્યાતા પૂર્વ સુધી ઊંચા દેવલોકમાં રહે છે ૧૬ દેવતા પોતાના સ્થાનકને વિષે રહેતા થકા આયુ ક્ષય થયેથી ચવીને મનુષ્યની યોનિપણે દશ અંગે સંપૂર્ણ જન્મે છે ૧૭ ઉઘાડી જમીન તે ખેતર, વાડી તથા ઢાંકી જમીન તે ઘર પ્રમુખ, સોનુ રૂપુ ઘોડાહાથી દાસદાસી, પાયદળ એ ચાર પ્રકારના સ્કંધ જ્યાં હોય ત્યાં તેઓ ઊપજે છે ૧૮ તેઓ મિત્રવંત, સ્વજનવંત, ઉચ્ચગોત્રના ધણી, રૂપવંત, નિરોગી, મહા પ્રજ્ઞાવંત વિનયવંત, યશવંત, બળવંત અને કાર્ય કરવામાં સમર્થ હોય છે ૧૯ પૂર્વજન્મને વિષે નિર્મળ ધર્મને સેવવાથી તેઓ અનુપમ રૂપવાળા થઇ મનુષ્ય સંબંધી ભોગ

ભોગવીને જીવતાં સુધી ચોક્ખું સમ્યક્ત્વ પામે ૨૦ મનુષ્યાદિ ચાર અંગ મળવાં દુર્લભ જાણીને સંયમ અંગીકાર કરી, તપે કરી કર્મરૂપ મેલને ટાળીને શાશ્વતા સિદ્ધ થાય છે એમ હું કહુ છું.

## શ્રી ઉત્તરાધ્યયન સુત્રનું ચોથુ અધ્યયન.

અસંખયં જીવિય મા પમાયએ, જરોવણીયસ્સ હુ નત્થિ તાણં;
એવં વિયાણાહિ જણે પમત્તે કિણ્ણુવિહિંસા અજયા ગહિન્તિ. ૧

જે પાવકમ્મેહિ ધણં મણૂસા, સમાયયન્તી અમઈં ગહાય,
પહાય તે પાસપયટ્ટિએ નરે, વેરાણુબદ્ધા નરય ઉવેન્તિ ૨

તેણે જહા સન્ધિમુહે ગહીએ. સકમ્મુણા કિચ્ચઇ પાવકારી;
એવં પયા પેચ્ચ ઇહ ચ લોએ, કડાણ કમ્માણ ન મુક્ખ અત્થિ ૩

સંસારમાવન્ન પરસ્સ અટ્ઠા, સાહારણં જં ચ કરેઇ કમ્મં,
કમ્મસ્સ તે તસ્સ ઉ વેયકાલે, ન બન્ધવા બન્ધવયં ઉવેન્તિ ૪

વિત્તેણ તાણં ન લભે પમત્તો, ઇમમ્મિ લોએ અદુવા પરત્થા,
દીવપ્પણટ્ઠેવ અણુન્તમોહે, નેયાઉય દટ્ઠુમદટ્ઠુમેવ ૫

સુત્તેસુ યાવી પડિબુદ્ધજીવી, ન વીસસે પણ્ડિએ આસુપન્ને,
ઘોરા મુહુત્તા અબલં સરીરં, ભારંડપક્ખી વ ચરેડપ્પમત્તો ૬

ચરે પયાઇ પરિસંકમાણો, જં કિંચિ પાસં ઇહ મણ્ણમાણો;
લાભન્તરે જીવિય બૂહઇત્તા, પચ્છા પરિન્નાય મલાવધંસી ૭

છન્દં નિરોહેણ ઉવેઇ મોક્ખં, આસે જહા સિક્ખિયવમ્મધારી,
પુવ્વાઈં વાસાઈં ચરેપ્પમત્તો, તમ્હા મુણી ખિપ્પમુવેઇ મોક્ખં ૮

સ પુવ્વમેવં ન લભેજ્જ પચ્છા, એસોડવમા સાસયવાઇયાણં,
વિસીયઇ સિઢિલે આઉયમ્મિ, કાલોવણીએ સરીરસ્સ ભેએ ૯

ખિપ્પં ન સક્કેઇ વિવેગમેઉં, તમ્હા સમુટ્ઠાય પહાય કામે,
સમિચ્ચ લોયં સમયામહેસી, અપ્પાણરક્ખી ચરેડપ્પમત્તો ૧૦

મુહું મુહું મોહગુણે જયન્તં, અણેગરૂવા સમણં ચરન્તં,
ફાસા ફુસન્તિ અસમંજસં ચ, ન તેસિ ભિક્ખૂ મણસા પઉસ્સે ૧૧

મન્દા ય ફાસા બહુલોહણિજ્જા, તહપ્પગારેસુ મણં ન કુજ્જા,
રક્ખિજ્જ કોહં વિણએજ્જ માણં, માયં ન સેવેજ્જ પહેજ્જ લોહં ૧૨

જેડસ પ્રથા તુચ્છપરપ્પવાઇ, તે પિન્જરોસાણુઝમા પરજ્ઞ;
એએ અણુમ્મેતિ દુમછમાણો, ઠ ખે ગુણે જીવ સરીસ્સેઠ. ૫૩
( ત્તિ બેમિ )

અર્થ—૧ આઉખુ સધાય તેમ નથી માટે હે જીવ! ધર્મને વિષે પ્રમાદ ન કર જરાવત જીવને નિશ્ચે કોઇ ત્રાણુ શરણ નથી માટે એવું જાણ કે હિંસક, અજિતેંદ્રિય અને પ્રમાદી જીવો કોને શરણ જશે? ૨ જે મનુષ્ય પાપકર્મ કરીને ધન મેળવે છે અને એ ધન મારૂં દુઃખ ટાળશે એમ જાણી અમૃતની પેઠે ગ્રહી રાખે છે, તેઓ તે ધન છોડીને સ્ત્રીપુત્રાદિના પાશમાં રહ્યા થકા વેર—બંધ બાંધીને નરકે જાય છે ૩ જેમ ખાતર પડતા ખાતરને મોઢે પકડાએલો પાપી ચોર પોતાના કર્મે કરી પીડા પામે છે તેમ જીવ આલોક અને પરલોકમા પીડા પામે છે કારણ કે કરેલા કર્મ ભોગવ્યા સિવાય છૂટે નહિ ૪ સંસારી જીવ પરને તથા પોતાને માટે જે સાધારણ કર્મ કરે છે તે કર્મ ભોગવવાને વખતે તે પર જીવો બાંધવપણે સ્નેહો નથી એટલે દુઃખમા ભાગ લેતા નથી. ૫ પ્રમાદી જીવ ધને કરીને આલોક અને પરલોકને વિષે ત્રાણ—શરણ પામે નહિ. સમકિતરૂપ દીવો બુઝાવાથી મોહનો ઉદય થાય છે તેથી મોક્ષ માર્ગને દીઠા, અણદીઠો કરે છે ૬ પંડિત, શીઘ્ર પ્રજ્ઞાવંત પુરુષ, દ્રવ્ય નિદ્રાએ સૂતો થકો પણ ભાવથી જાગતો થકો સંયમ જીવિત વે જીવે અને પ્રમાદનો વિશ્વાસ ન કરે કારણ કે બળ કરી કાળ જાય છે અને શરીર બળરહિત થતુ જાય છે, માટે ભારંડ પક્ષીની પેઠે પ્રમાદરહિત ચાલે છે ૭ જે કોઈ મૂળ ગુણ તથા ઉત્તરગુણને વિષે દોષ ન લાગે તેમ શંકાતો ચાલે અને સંસારને પાપ સરખો માને તથા જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિક કોઇ ગુણનો લાભ મળે ત્યાં સુધી સંયમ જીવિતવ્યને વધારીને પછી મરણને અવસરે કર્મરૂપ મળ તથા શરીરને ટાળે ૮ શીખવેલા અને કવચ ધરનાર ઘોડાની પેઠે સાધુ પોતાની નરજી અટકાવીને મોક્ષને પામે ઘણા પૂર્વ સુધી પ્રમાદરહિત વીતરાગને માર્ગે ચાલે તે મુનિ શીઘ્ર મોક્ષ જાય છે ૯ જે પુરુષ પ્રથમ ધર્મ ન કરે અને એમ માને કે અંતકાળે ધર્મ કરીશ, તે પુરુષ પછી પણ ધર્મ કરી શકતો નથી. એ ઉપમા કેવળીને છાજે પણ બીજા પુરુષોને છાજે નહિ. ૧ હે જીવ! તું શીઘ્ર વિવેક (ધર્મ) પામી શકતો નથી માટે સાવધાન

થઇ કામભોગને છાંડીને મોટા ઋષીશ્વરની પેઠે સઘળાં પ્રાણીઓને સમભાવે બરાબર જાણીને આત્માની રક્ષા કરતો થકો અપ્રમાદી થકો વિચર. ૧૧ મોહના ગુણોને જીતતાં સયમને વિષે વિચરતા સાધુને અનેક પ્રકારના આકરા કે સુવાળા શબ્દાદિ વિષયો વારવાર હરકત કરે છે પણ તે ઉપર સાધુ મને કરીને પણ દ્વેષ ન કરે. ૧૨ શબ્દાદિ વિષયોનો સ્પર્શ ઘણા જીવોને મંદ પાડે છે અને લોભ ઉપજાવે છે. માટે તેવા વિષયોમાં મન ન રાખવું તથા ક્રોધ ન રાખવો, માનને ટાળવુ માયા ન સેવવી અને લોભને છાંડવો ૧૩ જે કોઇ તત્ત્વજ્ઞાન વિના સસ્કૃત ભાષા બોલવાના ડોળ ઘાલનાર અને પારકાં શાસ્ત્રના પરૂપણહાર, રાગદ્વેષસહિત પરવશ પડયા છે તેને મિથ્યાત્વી ગણી તેમનાથી દૂર રહી જાવજીવ સુધી જ્ઞાનાદિક ગુણની વાછના કરવી. ॥ ઈતિ ॥

## શ્રી નમિપ્રવ્રજ્યાનું નવમું અધ્યયન (ઉત્તરાધ્યયન)

ચઇઊણ દેવલોગાઓ, ઉવવન્નો માણુસમ્મિ લોગમ્મિ;
ઉવસન્તમોહણિજ્જો, સરઇ પોરાણિય જાઈ ૧
જાઇ સરિત્તુ ભયવ, સહસ બુદ્ધ અણુત્તરે ધમ્મે;
પુત્ત ઠવેત્તુ રજ્જે, અભિણિક્ખમઇ નમી રાયા. ૨
સો દેવલોગસરિસે, અન્તેઉરવરગઓ વરે ભોએ;
ભુજિત્તુ નમી રાયા, બુદ્ધો ભોગે પરિચ્ચયઇ. ૩
મિહિલ સપુરજણવય, બલમોરોહ ચ પરિયણ સવ્વ;
ચિચ્ચા અભિનિક્ખન્તો, એગન્તમહિટ્ઠિઓ ભયવ ૪
કોલાહલગભૂય, આસી મિહિલાએ પવ્વયન્તમ્મિ,
તઇયા રાયરિસિમ્મિ, નમિમ્મિ અભિણિકખમન્તમ્મિ. ૫
અબ્ભુટ્ઠિય રાયરિસિં, પવ્વજ્જાઠાણુમુત્તમ,
સક્કો મહાણુરૂવેણ, ઈમ વયણુમબ્બવી ૬
કિણ્ણુભો ! અજ્જ મિહિલાએ, કોલાહલગસ કુલા
સુવ્વન્તિ દારૂણા સદ્દા, પાસાએસુ ગિહેસુ ય ૭
એયમટ્ઠ નિસામિત્તા, હેઊકારણચોઇઓ;
તઓ નમી રાયરિસી, દેવિન્દ ઇણમબ્બવી ૮

મહિલાએ ચેઇએ વચ્છે, સીયચ્છાએ મણોરમે;
પત્ત-પુપ્ફ-ફલો-વેએ, બહૂણ બહુ-ગુણે સયા. ૯
વાએણ હીરમાણમ્મિ, ચેઇયમ્મિ મણોરમે;
દુહિયા અસરણા અત્તા, એએ કન્દિત ભો ખગા. ૧૦
એયમટ્ઠં નિસામિત્તા, હેઊ-કારણ-ચોઇઓ;
તઓ નમિં રાયરિસિં, દેવિન્દો ઇણમબ્બવી. ૧૧
એસ અગ્ગી ય વાઊ ય, એય ડજ્ઝઇ મન્દિરં;
ભયવ અન્તેઉર તેણ, કીસ ણ નાવપેક્ખહ. ૧૨
એયમટ્ઠં નિસામિત્તા, હેઊ-કારણ-ચોઇઓ;
તઓ નમી રાયરિસી, દેવિન્દ ઇણમબ્બવી. ૧૩
સુહં વસામો જીવામો, જેસિં મો નત્થિ કિંચણ;
મિહિલાએ ડજ્ઝમાણીએ, ન મે ડજ્ઝઇ કિંચણ. ૧૪
ચત્ત-પુત્ત-કલત્તસ્સ, નિવ્વાવારસ્સ ભિક્ખુણો;
પિયં ન વિજ્જઇ, કિંચિ, અપ્પિયંપિ ન વિજ્જઇ ૧૫
બહું ખુ મુણિણો ભદ્દં, અણગારસ્સ ભિક્ખુણો;
સવ્વઓ વિપ્પમુક્કસ્સ, એગન્તમણુપસ્સઓ. ૧૬
એયમટ્ઠં નિસામિત્તા, હેઊ-કારણ-ચોઇઓ;
તઓ નમી રાયરિસિં, દેવિન્દો ઇણમબ્બવી. ૧૭
પાગાર કારઇત્તાણ, ગોપુરટ્ટાલગાણિ ય;
ઉસ્સૂલગસયગ્ઘીઓ, તઓ ગચ્છસિ ખત્તિયા. ૧૮
એયમટ્ઠં નિસામિત્તા, હેઊ-કારણ-ચોઇઓ,
તઓ નમી રાયરિસી દેવિન્દ ઇણમબ્બવી. ૧૯
સદ્ધં નગરં કિચ્ચા, તવ-સંવર-મગ્ગલં;
ખન્તિ નિઉણ-પાગાર તિગુત્ત દુપ્પધંસયં ૨૦
ધણું પરક્કમં કિચ્ચા, જીવં ચ ઇરિયં સયા;
ધિઇં ચ કેયણં કિચ્ચા, સચ્ચેણ પલિમન્થએ. ૨૧
તવ-નારાયજુત્તેણ ભિત્તૂણ કમ્મ-કંચુયં;
મુણી વિગય-સંગામો, ભવાઓ પરિમુચ્ચએ. ૨૨

એયમટ્ઠં નિસામિત્તા, હેઉ-કારણ-ચોઇઓ,
તઓ નમિં રાયરિસિ, દેવિન્દો ઇણમબ્બવી. ૨૩
પાસાએ કારઇત્તાણં, વદ્ધ-માણ-ગિહાણિ ય;
વાલગ્ગ-પોઇયાઓ ય, તઓ ગચ્છસિ ખત્તિયા. ૨૪
એયમટ્ઠં નિસામિત્તા, હેઉ-કારણ-ચોઇઓ;
તઓ નમી રાયરિસી, દેવિન્દ ઇણમબ્બવી. ૨૫
સંસયં ખલુ સો કુણઇ, જો મગ્ગે કુણઇ ઘરં,
જત્થેવ ગન્તુમિચ્છેજ્જા, તત્થ કુવેજ્જ સાસય. ૨૬
એયમટ્ઠં નિસામિત્તા, હેઉ-કારણ-ચોઇઓ;
તઓ નમિં રાયરિસિં, દેવિન્દો ઇણમબ્બવી. ૨૭
આમોસે લોમહારે ય, ગંઠિભેએ ય તક્કરે;
નગરસ્સ ખેમં કાઊણ, તઓ ગચ્છસિ ખત્તિયા. ૨૮
એયમટ્ઠં નિસામિત્તા, હેઉ-કારણ-ચોઇઓ;
તઓ નમી રાયરિસી, દેવિન્દ ઇણમબ્બવી. ૨૯
અસઇં તુ મણુસ્સેહિં, મિચ્છા દંડો પજુંજઇ;
અકારિણોડત્થ બજ્ઝન્તિ, મુચ્ચઇ કારઓ જણો. ૩૦
એયમટ્ઠં નિસામિત્તા, હેઉ-કારણ-ચોઇઓ;
તઓ નમિં રાયરિસિં, દેવિન્દો ઇણમબ્બવી. ૩૧
જે કેઇ પત્થિવા તુજ્ઝ, નાનમન્તિ નરાહિવા,
વસે તે ઠાવઇત્તાણ, તઓ ગચ્છસિ ખત્તિયા ૩૨
એયમટ્ઠં નિસામિત્તા, હેઉ-કારણ-ચોઇઓ,
તઓ નમી રાયરિસી, દેવિન્દં ઇણમબ્બવી ૩૩
જો સહસ્સં સહસ્સાણં, સંગામે દુજ્જએ જિણે,
એગં જિણેજ્જ અપ્પાણં, એસ સે પરમો જઓ. ૩૪
અપ્પણામેવ જુજ્ઝાહિ, કિં તે જુજ્ઝેણ બજ્ઝઓ,
અપ્પણામેવમપ્પાણં, જઇત્તા સુહમેહએ ૩૫
પંચિન્દિયાણિ કોહં, માણં માયં તહેવ લોહં ચ,
દુજ્જયં ચેવ અપ્પાણં, સવ્વં અપ્પે જિએ જિયં. ૩૬

એયમટ્ઠં નિસામિત્તા, હેઊકારણચોઇઓ;
તઓ નમિં રાયરિસિં, દેવિન્દો ઇણમબ્બવી. ૩૭
જઇત્તા વિઉલે જન્ને, ભોઇત્તા સમણમાહણે;
દચ્ચા ભોચ્ચા ય જિટ્ઠા ય, તઓ ગચ્છસિ ખત્તિયા. ૩૮
એયમટ્ઠં નિસામિત્તા, હેઊકારણચોઇઓ,
તઓ નમી રાયરિસી, દેવિન્દં ઇણમબ્બવી. ૩૯
જો સહસ્સં સહસ્સાણં, માસે માસે ગવં દએ;
તસ્સાવિ સંજમો સેઓ, અદિન્તસ્સઽવિ કિંચણ. ૪૦
એયમટ્ઠં નિસામિત્તા, હેઊકારણચોઇઓ;
તઓ નમિં રાયરિસિં, દેવિન્દો ઇણમબ્બવી. ૪૧
ઘોરાસમં ચઇત્તાણં, અન્નં પત્થેસિ આસમં;
ઇહેવ પોસહરઓ, ભવાહિ મણુયાહિવા. ૪૨
એયમટ્ઠં નિસામિત્તા, હેઊકારણચોઇઓ;
તઓ નમી રાયરિસી, દેવિન્દં ઇણમબ્બવી. ૪૩
માસે માસે તુ જો બાલે, કુસગ્ગેણં તુ ભુંજએ;
ન સો સુયક્ખાયધમ્મસ્સ, કલં અગ્ઘઇ સોલસિં. ૪૪
એયમટ્ઠં નિસામિત્તા, હેઊકારણચોઇઓ,
તઓ નમિં રાયરિસિં, દેવિન્દો ઇણમબ્બવી. ૪૫
હિરણ્ણં સુવણ્ણં મણિમુત્તં, કંસં દૂસં ચ વાહણં;
કોસં વડ્ઢાવઇત્તાણં, તઓ ગચ્છસિ ખત્તિયા. ૪૬
એયમટ્ઠં નિસામિત્તા, હેઊકારણચોઇઓ
તઓ નમી રાયરિસી, દેવિન્દં ઇણમબ્બવી. ૪૭
સુવણ્ણરુપ્પસ્સ ઉ પવ્વયાભવે, સિયા હુ કેલાસસમા અસંખયા;
નરસ્સલુદ્ધસ્સ ન તેહિં કિંચિ ઇચ્છા હુ આગાસસમા અણન્તિયા. ૪૮
પુઢવી સાલી જવા ચેવ હિરણ્ણં પસુભિસ્સહ;
પડિપુણ્ણં નાલમેગસ્સ, ઇઇ વિજ્જા તવં ચરે. ૪૯
એયમટ્ઠં નિસામિત્તા, હેઊકારણચોઇઓ
તઓ નમિં રાયરિસિં, દેવિન્દો ઇણમબ્બવી. ૫૦

અચ્છેરગમબ્ભુદએ, ભોએ ચયસિ પત્થિવા;
અસન્તે કામે પત્થેસિ, સંકપ્પેણ વિહમ્મસિ ૫૧

એયમટ્ઠં નિસામિત્તા, હેઊકારણચોઇઓ,
તઓ નમી રાયરિસી, દેવિન્દં ઇણમબ્બવી ૫૨

સલ્લં કામા વિસં કામા, કામા આસીવિસોવમા;
કામે ય પત્થેમાણા, અકામા જન્તિ દોગ્ગઇં. ૫૩

અહે વયન્તિ કોહેણ, માણેણ અહમા ગઈ;
માયા ગઇપડિગ્ઘાઓ, લોભાઓ દુહઓ ભયં. ૫૪

અવઉજ્ઝિઊણ માહણરૂવં, વિઉવ્વિઊણ ઈન્દત્તં,
વન્દઇ અભિત્થુણન્તો, ઇમાહિ મહુરાહિ વગ્ગૂહિં. ૫૫

અહો તે નિજ્જિઓ કોહો, અહો માણો પરાજિઓ,
અહો તે નિરક્કિયા માયા, અહો લોભો વસીકઓ. ૫૬

અહો તે અજ્જવં સાહુ, અહો તે સાહુ મદ્દવં;
અહો તે ઉત્તમા ખન્તી, અહો તે મુત્તિ ઉત્તમા ૫૭

ઇહ સિ ઉત્તમો ભન્તે, પચ્છા હોહિસિ ઉત્તમો,
લોગુત્તમુત્તમં ઠાણં, સિદ્ધિં ગચ્છસિ નીરઓ ૫૮

એવં અભિત્થુણન્તો, રાયરિસિં ઉત્તમાએ સદ્ધાએ,
પયાહિણં કરેન્તો, પુણો પુણો વન્દઇ સક્કો ૫૯

તો વન્દિઊણ પાએ, ચક્કંકુસલક્ખણે મુણિવરસ્સ,
આગાસેણુપ્પઇઓ, લલિયચવલકુણ્ડલતિરીડી ૬૦

નમી નમેઇ અપ્પાણં, સક્ખં સક્કેણ ચોઇઓ,
ચઈઊણ ગેહં ચ વેદેહી, સામણ્ણે પજ્જુવટ્ઠિઓ ૬૧

એવં કરેન્તિ સંબુદ્ધા, પંડિયા પવિયક્ખણા;
વિણિયટ્ટન્તિ ભોગેસુ, જહા સે નમી રાયરિસિ. ૬૨

(ત્તિ બેમિ)

**અર્થ** :–૧ નમી રાજર્ષિનો જીવ પાચ બ્રહ્મ દેવલોકથી ચવીને મનુષ્ય લોકને વિષે ઉત્પન્ન થયો, દર્શન મોહનીય કર્મ ઉપશમાવીને

પાછલા ભવની જાતિ સંભારવાથી જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું ૨ જાતિસ્મરણ જ્ઞાને કરી પાછલા ભવ સંભારીને ભગવત જ્ઞાનવ પોતાની મેળે ઉત્કૃષ્ટ પ્રધાન ધર્મને પામીને તે નમી રાજા પોતાના પુત્રને રાજ્ય સોંપીને ઘરથી દીક્ષા લેવાને નીકળ્યા ૩ તે નમી રાજા અંતેઉરને વિષે રહી દેવલોકના જેવા ઉત્તમ ભોગ ભોગવીને, તત્ત્વના જાણ નમી રાજાએ ભોગને છાંડયા. ૪ તે નમી રાજા મિથિલાનગરી, બીજા શહેરો, ચતુરંગીસેના, અંતેઉર, સ્વજનાદિક સર્વ છાંડીને એકાંત રાગદ્વેષરહિત, નિસ્પૃહીપણે મોટા ઋદ્ધિના અને મોટા જ્ઞાનના ધણી નમી રાજા ઘરથી બહાર નીકળ્યા ૫ રાજર્ષિ નમી રાજા દીક્ષા લેવાને ઘરથી બહાર નીકળ્યા ત્યારે મિથિલાનગરીમાં લોકો વિલાપાદિક શબ્દોથી કોલાહલ કરવા લાગ્યા ૬ તે નમી રાજર્ષિ દીક્ષા લેવાને ઉત્તમ સ્થાનકને વિષે સાવધાન થયા તે અવસરે શક્રેંદ્ર બ્રાહ્મણરૂપે આવીને આ પ્રમાણે વચન કહેવા લાગ્યા. ૭ અહો નમી રાજા! આજે મિથિલાનગરી રાજ્યગૃહમાં અને સામાન્ય ગૃહને વિષે હૃદયને અને મનને ઉદ્વેગ કરે એવા દારૂણ શબ્દોથી કોલાહલે કરી કેમ વ્યાપ્ત થઇ? ૮ ઘણા લોકોને દુઃખનું કારણ તે તારી દીક્ષા છે અને પણ જીવને જેથી દુઃખ ઉપજે તે પરિભ્રમણનું કારણ છે એ અર્થ સાંભળીને તથા વિચારીને ત્યારપછી નમી રાજર્ષિ દેવેંદ્ર પ્રત્યે આ (નીચે) પ્રમાણે વચન કહે છે ૯ મિથિલા નગરીને વિષે, ઉદ્યાનમાં એક શીતળ છાયાવાળું, મનને રમણિક પત્રે, ફૂલે ફળે કરી સહિત પક્ષી આદિક ઘણા જીવોને સદા ગુણનું કરનાર એવું એક વૃક્ષ છે ૧૦ અહો વિપ્ર! વનમાંહે તે મનોરમ વૃક્ષ વાયરે કરી હાલવાથી દુઃખીઆ, અને શરણરહિત થએલાં પંખીઓ દુઃખથી પીડા પામીને આક્રંદ કરે છે તેમાં ઝાડનો દોષ નથી ૧૧ એ અર્થ સાંભળીને, વિચારીને હેતુ પાર પાડવા નિમિત્તે નમી રાજર્ષિ પ્રત્યે દેવેંદ્ર આ પ્રમાણે વચન કહે છે ૧૨ હે નમી રાજા! તારાં ઘર અને અંતઃપુર વગેરે અગ્નિ અને વાયરે કરી પ્રત્યક્ષ બળતાં દેખાય છે તે તું શા માટે નથી જોતો? ૧૩ એ અર્થ સાંભળીને હેતુ પાર પાડવા નિમિત્તે નમી રાજર્ષિ દેવેંદ્ર પ્રત્યે આ પ્રમાણે કહે છે હે વિપ્ર! મને જેમ સુખ ઉપજે છે તેમ હું વસું છું અને જીવું છું તે બળતા ઘરમાં કિંચિતમાત્ર પણ મારૂં નથી, તેથી મિથિલાનગરી બળવાથી મારૂં કાંઈ

પણ બળતુ નથી. ૧૫ જેણે પુત્ર, સ્ત્રી આદિ તથા સર્વ જાતના વ્યાપાર છાંડયા છે એવા સાધુને લોકમાં કોઈ પણ વસ્તુ પ્રિય કે અપ્રિય નથી. ૧૬ અણગાર (સાધુ) જે સર્વથા પ્રકારે આરભ પરિગ્રહથી વિશેષે મુકાણા છે અને હુ એકલો છુ એમ એકત્વપણાને વિચારે છે તે સાધુને નિશ્ચે ઘણુ કલ્યાણું થાય છે ૧૭ એ અર્થ સાંભળીને હેતુ કારણ પ્રેર્યો થકો નમી રાજર્ષિ પ્રત્યે દેવેદ્ર આ પ્રમાણે કહે છે ૧૮ હે ક્ષત્રી! તારા ગામને ગઢ, કોટ, કમાડ ભોગળ, કોટ ઉપરનાં યુદ્ધ કરવાનાં સ્થાનક, પ્રગટ ખાઇ, ગુપ્ત ખાઇ તથા સૌ મનુષ્યનો ઘાત કરે તેવા શતઘ્ન શસ્ત્ર કરાવીને ત્યાર પછી ઘર મૂકીને જાજે ૧૯ એ પ્રમાણે દેવતાનુ કહેવુ સાંભળીને નમી રાજર્ષિ આ પ્રમાણે કહે છે ૨૦ હે બ્રાહ્મણ! મે શુદ્ધ શ્રદ્ધારૂપ નગર કર્યું છે બાર પ્રકારે તપરૂપ કમાડ કર્યા છે, સવર રૂપ ભોગળ કરી છે, ક્ષમારૂપ ગઢ કર્યો છે અને ત્રણ ગુપ્તિરૂપ ત્રણ કોટ કર્યા છે, તે કોઇથી જીતી શકાય નહિ ૨૧ પરાક્રમરૂપ ધનુષ્ય કર્યુ છે, ઇર્યા સમિતિરૂપ તેની પણછ, ધૈર્યરૂપ કમાન અને સત્યરૂપ ગાપડે કરી ધનુષ બાધ્યુ છે -અર્થાત્ મનાદિયોગ સત્યે કરી બાધ્યા છે ૨૨ તપરૂપ લોઢાના બાણે કરી સહિત ધનુષ્ય છે તેણે કરીને સાધુ લૌકિક સગ્રામથી નહીં પણ ભાવસગ્રામથી કર્મરૂપ વેરીને વિદારે (જીતે) અને સસાર સમુદ્રથી મુકાય ૨૩ એ પ્રમાણે નમી રાજર્ષિનુ કહેવુ સાંભળીને ત્યાર પછી દેવતા આ પ્રમાણે કહે છે ૨૪ હે ક્ષત્રી! મોટા ઘર કરાવી, તેમાં મોટા ગોખ મેલાવી તથા તળાવમાં ક્રીડા કરવાના મહેલ કરાવીને તે પછી તું જાજે ૨૫ એ પ્રમાણે દેવતાનુ કહેવુ સાંભળીને નમી રાજર્ષિ દેવેન્દ્ર પ્રત્યે આ પ્રમાણે કહે છે ૨૬ જેને પરભવનો સશય હોય તે જ નિશ્ચય ઘર કરે, હુ તો જ્યા જવા ઇચ્છુ ત્યા જ શાશ્વતુ ઘર કરીશ ૨૭ એ પ્રમાણે નમી રાજાનુ કહેવું સાભળીને દેવેદ્ર આ પ્રમાણે કહે છે ૨૮ હે ક્ષત્રી! વાટપાડુ, ફાસીઆ, ગઠીછોડા એવા ચોર છે તેને નિષેધીને, નગરને કુશળ કરી પછી જાજે ૨૯ એ પ્રમાણે દેવતાનું કહેવું સાભળીને નમીરાજા આ પ્રમાણે કહે છે અનેક વાર મનુષ્યભવે અજ્ઞાન અને અહકારપણે અપરાધીને અને નિરપરાધીને ખોટી શિક્ષા થાય એટલે ઘણી વખતે ચોરી ન કરનોર મનુષ્યને બાધે છે અને ચોરી કરનારને મૂકે છે પણ ઇદ્રિયના

વિકારરૂપી જે ચોર છે તેને કોઇ મોહવત બાધી શકતો નથી. ૩૧ એ પ્રમાણે નમી રાજર્ષિનું કહેવું સાભળીને દેવેદ્ર આ પ્રમાણે કહે છે. ૩૨ હે ક્ષત્રી ! જે કોઈ રાજા તને નમતા નથી તે સર્વને વશ કરીને પછી જાજે ૩૩ એ પ્રમાણે દેવેદ્રનુ કહેવું સાભળીને નમી રાજર્ષિ આ પ્રમાણે કહે છે ૩૪ હે વિપ્ર ! દશલાખ યોદ્ધાઓ જીતવા દોહલા છે, તેને કોઇ સગ્રામને વિષે જીતી શકશે. પણ પોતાના આત્માને જીતી શકે તે દશલાખ યોદ્ધાના જીતનાર કરતાં ઉત્કૃષ્ટો જીતનાર જાણવો. ૩૫ આપણે પોતાના આત્માથી જ યુદ્ધ કરવું, મનુષ્ય સાથે બાહ્યયુદ્ધ કરવાથી શું થાય ? અર્થાત્ કાઈ નહિ પણ આપણે પોતાનો આત્મા જીતવાથી મોક્ષનાં સુખ પામશુ ૩૬ પાચ ઇંદ્રિયો, ક્રોધ, માન, માયા તેમજ લોભ એ સર્વ જીતવી બહુ દોહલી છે પણ જેણે પોતાના આત્માને જીત્યો છે તેણે સર્વને જીત્યા છે ૩૭ એ પ્રમાણે નમી રાજાનુ કહેવું સાંભળી દેવેદ્ર આ પ્રમાણે કહે છે ૩૮ હે ક્ષત્રી ! મોટા યજ્ઞ કરી, બ્રાહ્મણોને જમાડી, ગાય, સુવર્ણાદિ દાન દઇ મનોજ્ઞ ભોગવીને, યજ્ઞ સ્તભ સ્થાપીને પછી તું જાજે ૩૯ એ પ્રમાણે દેવેદ્રનુ કહેવું સાભળીને નમી રાજર્ષિ આ પ્રમાણે કહે છે ૪૦ જે કોઇ મહિને ૨ દિને દશલાખ ગાયોનું દાન કોઇને આપે, તેને જે લાભ થાય તેના કરતા સયમ (ચારિત્ર) લેનારને ઘણો જ વધારે લાભ થાય છે માટે ગાયોનાં દાન દેવાની શક્તિ ન હોય તેણે પણ સયમ લેવો એ વધારે કલ્યાણનું કારણ છે ૪૧ એ પ્રમાણે નમી રાજાનું કહેવું સાભળીને દેવેદ્ર આ પ્રમાણે કહે છે ૪૨ હે મનુષ્યના અધિપતિ ! ઘોર આશ્રમ છાંડીને બીજો આશ્રમ શા સારૂ ઇચ્છે છે ? આ ગૃહસ્થાશ્રમમાં જ રહીને પોષધાદિકને વિષે અનુરક્ત થાઓ. ૪૩ એ પ્રમાણે દેવેદ્રનું કહેવું સાભળીને નમી રાજર્ષિ આ પ્રમાણે કહે છે ૪૪ હે બ્રાહ્મણ ! કોઈ અજ્ઞાની મૂર્ખ પ્રાણી માસ માસ ખમણને પારણે ડાભની અણી ઉપર રહે એટલો આહાર કરે પણ તે પુરુષ નિરવદ્ય ચારિત્રરૂપ ધર્મને સોળમે ભાગે પણ પહોંચે નહિ અર્થાત અજ્ઞાનપણામા ગમે તેવી આકરી કરેલી ક્રિયા ખરા ચારિત્ર ધર્મને કાઇ અશે આવી શકે નહિ, માટે મને ગૃહસ્થાશ્રમ છાડી ચારિત્ર આચરવું શ્રેય છે ૪૫ એ પ્રમાણે નમી રાજર્ષિનુ કહેવુ સાંભળીને દેવેદ્ર આ પ્રમાણે કહે છે ૪૬ હે ક્ષત્રી ! સોનારૂપાના વગર ઘડેલા

અને ઘડેલા અલંકારો મણિ, મોતી, કાંસાનાં વાસણ,વસ્રો, અશ્વાદિક વાહનો અને કોઠાર વધારીને પછી જાજે, ૪૭ એ પ્રમાણે દેવતાનુ કહેવું સાંભળીને નમી રાજર્ષિ આ પ્રમાણે કહે છે. ૪૮ હે બ્રાહ્મણ ! કદાચિત્ સોના રૂપના મેરૂ પર્વત જેવડા અસંખ્યત પર્વતો હોય તો લોભી મનુષ્યને કંચિત્ માત્ર સંતોષ થાય નહિ કારણ કે તૃષ્ણા અનંત આકાશસરખી છે. ૪૯ સઘળી પૃથ્વી સાળ–જવ આદિ ૪૨ જાતના ધાન્યથી, સોના–રૂપાથી તથા પશુ આદિથી ભરી આપે તો પણ એક લોભી મનુષ્યની ઇચ્છા પૂર્ણ થાય નહિ પણ હું એવું જાણીને લોભીથી નિવર્તી, સંતોષની વૃત્તિરૂપ તપ આચરીશ ૫૦ એ પ્રમાણે નમી રાજર્ષિનુ કહેવું સાભળીને દેવેંદ્ર આ પ્રમાણે કહે છે. ૫૧ હે રાજર્ષિ ! મને ઘણુ આશ્ચર્ય ઉપજે છે કે પોતાને મળેલા કામભોગને છાડીને હવે પછીથી (અછત) મળવાના ભોગની ઇચ્છા રાખે છે ! પણ ઇચ્છા રાખેલા ભોગ મળશે કે નહિ એવા સંકલ્પે-વિકલ્પે કરી હણાઇશ, માટે છતા ભોગને છાડીશ નહિ ૫૨ એ પ્રમાણે દેવતાનુ કહેવું સાંભળીને નમી રાજર્ષિ આ પ્રમાણે કહે છે. ૫૩ હે બ્રાહ્મણ ! એ કામ કામભોગ શલ્યસરખા છે, ઝેરસરખા છે, દૃષ્ટિવિષવાળા સર્પની ઉપમા સરખા છે જો કે તે કામભોગ મળી શકે તેમ નથી, ભોગવી શકે તેમ નથી, તો પણ આકરી અભિલાષા રાખે છે, એવા જીવ તંદુલ મચ્છની માફક નરકને વિષે માઠી ગતિએ ઉપજે છે, ૫૪ ક્રોધે કરી નરકાદિક અધોગતિએ જાય છે, અહંકારે કરી માઠી ગતિએ જાય છે, માયાકપટે કરી સદ્દગતિનો વિનાશ થાય છે અને લોભે કરીને આ લોક તથા પરલોકનો ભય થાય છે. ૫૫ દેવેંદ્ર બ્રાહ્મણનુ રૂપ છોડી દેવતાનુ રૂપ ધારણ કરી નમી રાજર્ષિને વાંદી, નમસ્કાર કરી નીચે પ્રમાણે મધુરે વચને સ્તુતિ કરવા લાગ્યા. ૫૬ હે રાજર્ષિ ! ઇતિ આશ્ચર્ય ! ભલુ તમારૂ સરલપણુ, ઈતિ આશ્ચર્ય ! ભલુ તમારૂ નિરહંકારપણુ ઇતિ આશ્ચર્ય ! તમારી ઉત્તમ ક્ષમા, ઇતિ આશ્ચર્ય ! તમારી ઉત્તમ નિર્લોભતા ૫૮ હે પૂજ્ય ! તમે આ ભવને વિષે ઉત્તમ છો, પરભવને વિષે ઉત્તમ થશો અને કર્મરૂપ રજરહિત થઈ લોકમા અતિ પ્રધાન, ઉત્તમ સ્થાનક ને મુકિતપદ પામશો ૫૯ દેવતાઓનો ઇદ્ર તે શક્રેંદ્ર એ પ્રમાણે સ્તુતિ કરતો રાજર્ષિ પ્રત્યે ઉત્તમ શ્રદ્ધા સહિત ભકિત

કરે છે તથા પ્રદક્ષિણા કરીને વારવાર વંદણા નમસ્કાર કરે છે ૬૦ ત્યાર પછી એક ચક અંકુશ આદિ લક્ષણો સહિત ઇંદ્ર, નમી રાજર્ષિના પગને વાંદીને મનોહર ચપળ કુંડળ તથા મુગટ આદિ અલંકારોથી સહિત એવા શક્રેંદ્ર આકાશને વિષે એટલે દેવલોકમાં પોતાને ઠેકાણે ગયા, સાક્ષાત્ શક્રેંદ્ર નમી રાજર્ષિને ચારિત્ર ન લેવા સંબંધી વાદવિવાદ કરી ચળાવવા માંડ્યા તો પણ તે ચળ્યા નહિ અને ઘર, દેશ, વિદેશ, સર્વ છાંડીને નમી રાજાએ પોતાના આત્માને નમાવી એટલે વૈરાગ્યમાં લીન કરીને ચારિત્રને વિષે ઉદ્યમવંત થયા. ૬૨ જેમ નમી રાજર્ષિ સંસારના ભોગથી નિવર્ત્યા તેમ તત્ત્વના જાણ પંડિત, અતિ વિચક્ષણ હોય તે ક્રિયામાં પ્રવીણ થાય અને નિશ્ચે ભોગથી નિવર્તે એમ હું કહું છું

## શ્રી મૃગાપુત્રનું ૧૯ મું અધ્યયન (ઉત્તરાધ્યયન)

સુગ્ગીવે નયરે રમ્મે, કાણણુજ્જાણસોહિએ;
રાયા બલભદ્દિત્તિ, મિયા તસ્સગ્ગમાહિસી. ૧
તેસિં પુત્તે બલસિરી, મિયાપુત્તેતિ વિસ્સુએ,
અમ્માપિઊણ દઇએ, જુવરાયા દમીસરે. ૨
નન્દણે સો ઉ પાસાએ, કીલએ સહ ઇત્થિહિં
દેવે દોગુન્દગે ચેવ, નિચ્ચં મુઇય-માણસો ૩
મણિ-રયણ-કોટ્ટિમતલે, પાસાય-લોયણટ્ઠિઓ;
આલોએઇ નગરસ્સ, ચઉક્કત્તિયચચ્ચરે ૪
અહ તત્થ અઇચ્છન્ત, પાસઇ સમણસંજયં,
તવ-નિયમ-સંજમધરં, સીલડ્ઢં ગુણઆગરં ૫
તં દેહઇ મિયાપુત્તે, દિટ્ઠીએ અણિમિસાએ ઉ;
કહિં મન્નેરિસં રૂવં દિટ્ઠપુવ્વં મએ પુરા ૬
સાહુસ્સ દરિસણે તસ્સ, અજ્ઝવસાણમ્મિ સોહણે,
મોહં ગયસ્સ સન્તસ્સ, જાઇસરણં સમુપ્પન્નં ૭
દેવલોગ ચુઓ સંતો, માણુસં ભવમાગઓ;
સન્નિનાણે સમુપ્પન્ને, જાઇસરણં પુરાણયં ૮

જાઇસરણે સમુપ્પન્ને, મિયાપુત્તે મહિડ્ઢિએ;
સરઇ પોરાણિયં જાઈ, સામણ્ણં ચ પુરા કયં. ૯
વિસએહિ અરજ્જન્તો, રજ્જન્તો સંજમમ્મિ ય;
અમ્મા-પિયર-મુવાગમ્મ, ઇમં વયણમબ્બવી. ૧૦
સુયાણિ મે પઞ્ચમહવ્વયાણિ, નરએસુ દુક્ખં ચ તિરિક્ખજોણિસુ,
નિવ્વિણ્ણકામોમિ મહણ્ણવાઓ અણુજાણહ પવ્વઇસ્સામિ અમ્મો. ૧૧
અમ્મ તાય મએ ભોગા, ભુત્તા વિસફલોવમા;
પચ્છા કડુય-વિવાગા, અણુબન્ધદુહાવહા ૧૨
ઇમં સરીરં અણિચ્ચં, અસુઇ અસુઇસંભવં,
અસાસયા-વાસમિણં, દુક્ખ કેસાણ ભાયણં. ૧૩
અસાસએ સરીરમ્મિ રઇં નો વલભામહં,
પચ્છા પુરા વ ચઇયવ્વે, ફેણબુબ્બુયસન્નિભે. ૧૪
માણુસત્તે અસારમ્મિ, વાહીરોગાણ આલએ;
જરામરણઘત્થમ્મિ, ખણં પિ ન રમામહં ૧૫
જમ્મં દુક્ખં જરા દુક્ખં, રોગાણિ મરણાણિ ય;
અહો દુક્ખો હુ સંસારો, જત્થ કીસન્તિ જન્તવો. ૧૬
ખેત્તં વત્થં હિરણ્ણં ચ, પુત્તદારં ચ બન્ધવા,
ચઇત્તાણં ઇમં દેહં, ગન્તવ્વ-મવસસ્સ મે. ૧૭
જહા કિમ્પાગ-ફલાણં, પરિણામો ન સુન્દરો;
એવં ભુત્તાણ ભોગાણં, પરિણામો ન સુન્દરો. ૧૮
અદ્ધાણં જો મહન્તં તુ, અપ્પાહેઓ પવજ્જઇ,
ગચ્છન્તો સો દુહી હોઇ, છુહા-તણ્હાએ પીડિઓ ૧૯
એવં ધમ્મં અકાઊણં, જો ગચ્છઇ પરં ભવં,
ગચ્છન્તો સો દુહી હોઇ, વાહીરોગેહિં પીડિઓ. ૨૦
અદ્ધાણં સો મહન્તં તુ, સપાહેઓ પવજ્જઇ;
ગચ્છન્તો સો સુહી હોઇ, છુહા-તણ્હા-વિવજ્જિઓ ૨૧
એવં ધમ્મં પિ કાઊણં, જો ગચ્છઇ પરં ભવં;
ગચ્છન્તો સો સુહી હોઇ, અપ્પકમ્મે અવેયણે ૨૨

જહા એહે પલિત્તમ્મિ, તસ્સ ગેહસ્સ જો પહૂ,
સારભણ્ડાણિ નીણેઇ અસાર અવઉજ્ઝઇ ૨૩
એવં લોએ પલિત્તમ્મિ, જરાએ મરણેણ ય,
અપ્પાણં તારઇસ્સામિ, તુબ્ભેહિ અણુમન્નિઓ. ૨૪
તં બિન્તમ્માપિયરો, સામણ્ણં પુત્ત દુચ્ચર,
ગુણાણં તુ સહસ્સાઇં, ધારેયવ્વાઇં ભિક્ખુણો, ૨૫
સમયા સવ્વભૂએસુ સત્તુ-મિત્તેસુ વા જગે,
પાણાઇ-વાય-વિરઇ જાવજ્જીવાએ દુક્કર ૨૬
નિચ્ચકાલપ્પ-મત્તેણં, મુસા-વાય-વિવજ્જણં,
ભાસિયવ્વં હિયં સચ્ચં, નિચ્ચાઉત્તેણ દુક્કર ૨૭
દન્તસોહણ-માઇસ્સ, અદત્તસ્સ વિવજ્જણં,
અણવજ્જેસણિજ્જસ્સ, ગિણ્હણા અવિ દુક્કર ૨૮
વિરઇ અબમ્ભચેરસ્સં, કામ-ભોગ-રસન્નુણા;
ઉગ્ગં મહવ્વયં બમ્ભ, ધારેયવ્વં સુદુક્કર ૨૯
ધણ-ધન્ન-પેસવગ્ગેસુ, પરિગ્ગહ-વિવજ્જણં,
સવ્વારમ્ભ-પરિચ્ચાઓ, નિમ્મમત્તં સુદુક્કર ૩૦
ચઉવ્વિહેડવિ આહારે, રાઇભોયણ-વજ્જણા;
સન્નિહી-સચઓ ચેવ, વજ્જેયવ્વો સુદુક્કર ૩૧
છુહાતણ્હા ય સીઉણ્હં, દંસમસગવેયણા,
અક્કોસા દુક્ખસેજ્જા ય, તણ-ફાસા જલ્લમેવ ય. ૩૨
તાલણા તજ્જણા ચેવ, વહબન્ધ-પરીસહા;
દુક્ખં ભિક્ખાયરિયા, જાયણા ય અલાભયા. ૩૩
કાવોયા જા ઇમા વિત્તી, કેસલોઓ ય દારુણો;
દુક્ખં બમ્ભવ્વયં ઘોરં, ધારેઉં ય મહપ્પણો. ૩૪
સુહોઇઓ તુમં પુત્તા, સુકુમાલો સુમજ્જિઓ;
ન હુ સી પભૂ તુમં પુત્તા સામણ્ણ-મણુપાલિયા. ૩૫
જાવજ્જીવ-મવિસ્સામો, ગુણાણં તુ મહબ્ભરો;
ગુરુઓ લોહભારુ વ્વ, જો પુત્તા હોઇ દુવ્વહો. ૩૬

આગાસે ગંગાસોઉ વ્વ, પડિસોઉ વ્વ દુત્તરો;
બાહાહિં સાગરો ચેવ, તરિયવ્વો ગુણોદહી ૩૭
વાલુયાકવલો ચેવ, નિરસ્સાએ ઉ સંજમે;
અસિધારા-ગમણં ચેવ, દુક્કર ચરિઉં તવો. ૩૮
અહી વેગન્ત-દિટ્ઠીએ, ચરિત્તે પુત્ત દુક્કરે;
જવા લોહમયા ચેવ, ચાવેયવ્વા સુદુક્કર ૩૯
જહા અગ્ગિસિહા દિત્તા, પાઉં હોઇ સદુક્કરા,
તહા દુક્કરં કરેઉં જે, તારૂણ્ણે સમણત્તણં ૪૦
જહા દુક્ખ ભરેઉં જે, હોઇ વાયસ્સ કોત્થલો;
તહા દુક્ખં કરેઉ જે, કીબેણં સમણત્તણં. ૪૧
જહા તુલાએ તોલેઉં, દુક્કરો મન્દરો ગિરી,
તહા નિહુયં નીસંક, દુક્કરં સમણત્તણં ૪૨
જહા ભૂયાહિં તરિઉં, દુક્કર રયણાયરો,
તહા અણુવસન્તેણં, દુક્કર દમસાગરો. ૪૩
ભુંજ માણુસ્સએ ભોગે, પંચલક્ખણએ તુમં,
ભુત્તભોગી તઓ જાયા, પચ્છા ધમ્મં ચરિસ્સસિ, ૪૪
સો બિંતડમ્માપિયરો, એવમેયં જહા ફુડં,
ઇહ લોએ નિપ્પિવાસસ્સ, નત્થિ કિંચિવિ દુક્કરં ૪૫
સારીરમાણસા ચેવ, વેયણાઓ અનન્તસો,
મએ સોઢાઓ ભીમાઓ, અસઇં દુક્ખભયાણિ ય ૪૬
જરામરણ-કાન્તારે, ચાઉરન્તે ભયાગરે,
મએ સોઢાણિ ભીમાણિ, જમ્માણિ મરણાણિ ય ૪૭
જહા ઇહં અગણી ઉણ્હો, એત્તોડણન્તગુણો તહિં,
નરએસુ વેયણા ઉણ્હા, અસ્સાયા વેઇયા મએ ૪૮
જહા ઇમં ઇહં સીયં, એત્તોડણન્તગુણો તહિં,
નરએસુ વેયણા સયા, અસ્સાયા વેઇયા મએ ૪૯
કન્દન્તો કન્દુકુમ્ભીસુ, ઉઢ્ઢપાઓ અહોસિરો;
હુયાસણે જલન્તમ્મિ, પક્કપુવ્વો અણન્તસો ૫૦

મહાદવગ્ગિસંકાસે, મરુમ્મિ વઇરવાલુએ;
કલમ્બવાલુયાએ ય, દડ્ઢપુવ્વો અણન્તસો, ૫૧

રસન્તો કન્દુકુમ્ભીસુ, ઉડ્ઢં બદ્ધો અબન્ધવો;
કરવત્ત-કરકયાઇહિં, છિન્નપુવ્વો અણન્તસો. ૫૨

અઇ-તિક્ખ-કંટગા-ઇણ્ણે, તુંગે સિમ્બલિપાયવે;
ખેવિયં પાસબદ્ધેણં, કડ્ઢોકડ્ઢાહિં દુક્કરં ૫૩

મહાજન્તેસુ ઉચ્છૂ વા, આરસન્તો સુભેરવં;
પીડિઓડમિ સકમ્મેહિં પાવકમ્મો અણન્તસો. ૫૪

કૂવન્તો કોલસુણએહિં, સામેહિં સબલેહિ ય;
પાડિઓ ફાલિઓ છિન્નો, વિપ્ફુરન્તો અણેગસો. ૫૫

અસીહિં અયસિવણ્ણાહિં, ભલ્લીહિં પટ્ટિસેહિં ય;
છિન્નો ભિન્નો વિભિન્નો ય, ઓઇણ્ણો પાવ-કમ્મુણા. ૫૬

અવસો લોહરહે જુત્તો, જલન્તે સમિલાજુએ;
ચોઇઓ તોત્તજુત્તેહિં, રોજ્ઝો વા જહ પાડિઓ. ૫૭

હુયાસણે જલન્તમ્મિ, ચિયાસુ મહિસો વિવ;
દડ્ઢો પક્કો ય અવસો, પાવ-કમ્મેહિં પાવિઓ. ૫૮

બલા-સંડાસ-તુણ્ડેહિં, લોહતુણ્ડેહિં પક્ખિહિં;
વિલુત્તો વિલવન્તો હં, ઢંકગિદ્ધેહિંડણન્તસો. ૫૯

તણ્હાકિલન્તો ધાવન્તો, પત્તો વેયરણિં નઇં
જલં પાહિંતિ ચિન્તન્તો, ખુરધારાહિં વિવાઇઓ. ૬૦

ઉણ્હાભિતત્તો સંપત્તો, અસિપત્તં મહાવણં;
અસિપત્તેહિં પડન્તેહિં, છિન્નપુવ્વો અણેગસો ૬૧

મુગ્ગરેહિં મુસંઢીહિં, સૂલેહિં મુસલેહિ ય;
ગયા સંભગ્ગગત્તેહિં, પત્તં દુક્ખં અણન્તસો. ૬૨

ખુરેહિં તિક્ખધારેહિં, છુરિયાહિં કપ્પણીહિં ય;
કપ્પિઓ ફાલિઓ છિન્નો, ઉક્કત્તો ય અણેગસો. ૬૩

પાસેહિં કૂડજાલેહિં, મિઓ વા અવસો અહં,
વાહિઓ બદ્ધરુદ્ધો વા, બહૂ ચેવ વિવાઇઓ. ૬૪

ગલેહિં મગરજાલેહિં, મચ્છો વા અવસો અહં,
ઉલ્લિઓ ફાલિઓ ગહિઓ, મારિઓ ય અણન્તસો. ૬૫

વીદંસએહિં જાલેહિં, લેપ્પાહિં સઉણો વિવ,
ગાહિઓ લગ્ગો બદ્ધો ય, મારિઓ ય અણન્તસો. ૬૬

કુહાડ-ફરસુ માઈ હિં, બઢ્ઢવેહિં દુમો વિવ;
કુટ્ટિઓ ફાલિઓ છિન્નો, તચ્છિઓ ય અણન્તસો ૬૭

ચવેડ-મુટ્ઠિ-માઈ હિં, કુમારેહિં અય પિવ,
તાડિઓ કુટ્ટિઓ ભિન્નો, ચુણ્ણિઓ ય અણન્તસો. ૬૮

તત્તાઇ તમ્બ-લોહાઈ, તઉયાઈ સીસગાણિ ય,
પાઇઓ કલકલન્તાઈ, આરસન્તો સુભેરવં. ૬૯

તુહં પિયાઈ મંસાઇ, ખણ્ડાઇ સોલ્લગાણિ ય,
ખાઇઓમિ સ-મંસાઈ, અગ્ગિવણ્ણાઇંડણેગસો. ૭૦

તુહં વિયા સુરા સીહૂ, મેરઓ ય મહૂણિ ય,
પાઇઓમિ જલન્તીઓ, વસાઓ રુહિરાણિ ય. ૭૧

નિચ્ચં ભીએણ તત્થેણ, દુહિએણ વહિએણ ય;
પરમા દુહસંબદ્ધા, વેયણા વેદિતા મએ. ૭૨

તિવ્વચણ્ડપ્પગાઢાઓ, ઘોરાઓ અઇદુસ્સહા;
મહબ્ભયાઓ ભીમાઓ, નરએસુ વેદિતા મએ. ૭૩

જારિસા માણુસે લોએ, તાયા દીસન્તિ વેયણા,
એત્તો અણન્તગુણિયા, નરએસુ દુક્ખવેયણા ૭૪

સવ્વભવેસુ અસ્સાયા, વેયણા વેદિતા મએ,
નિમેસન્તરમિત્તંડપિ, જં સાતા નત્થિ વેયણા ૭૫

તં બિન્તમ્માપિયરો, છન્દેણં પુત્ત પવ્વયા,
નવરં પુણ સામણ્ણે, દુક્ખં નિપ્પડિકમ્મયા. ૭૬

નિમ્મમો નિરહંકારો, નિસ્સંગો ચત્તગારવો,
સમો ય સવ્વભૂએસુ, તસેસુ થાવરેસુ ય. ૯૦

લાભાલાભે સુહે દુક્ખે, જીવિએ મરણે તહા;
સમો નિન્દાપસંસાસુ, તહા માણાવમાણઓ. ૯૧

ગારવેસુ કસાએસુ, દણ્ડસલ્લભએસુ ય;
નિયત્તો હાસ-સોગાઓ, અનિયાણો અબન્ધણો ૯૨

અણિસ્સિઓ ઇહં લોએ, પરલોએ અણિસ્સિઓ,
વાસીચન્દણકપ્પો ય, અસણે અણસણે તહા. ૯૩

અપસત્થેહિં દારેહિં, સવ્વઓ પિહિયાસવે,
અજ્ઝપ્પજ્ઝાણજોગેહિં, પસત્થ-દમસાસણે ૯૪

એવં નાણેણ ચરણેણ, દંસણેણ તવેણ ય.
ભાવણાહિ ય સુદ્ધાહિ, સમ્મં ભાવેત્તુ અપ્પયં. ૯૫

બહુયાણિ ઉ વાસાણિ, સામણ્ણ-મણુપાલિયા,
માસિએણ ઉ ભત્તેણ, સિદ્ધિં પત્તો અણુત્તરં ૯૬

એવં કરન્તિ સંબુદ્ધા, પણ્ડિયા પવિક્ખણા,
વિણિઅટ્ટન્તિ ભોગેસુ, મિયપુત્તે જહારિસી ૯૭

મહાપભાવસ્સ મહાજસસ્સ મિયાઇપુત્તસ્સ નિસમ્મ ભાસિયં,
તવપ્પહાણં ચરિયં ચ ઉત્તમં, ગઇપ્પહાણં ચ તિલોગવિસ્સુતં. ૯૮

વિયાણિયા દુક્ખવિવદ્ધણં ધણં, મમત્તબન્ધં ચ મહાભયાવહં;
સુહાવહં ધમ્મધુરં અણુત્તરં, ધારેજ્જ નિવ્વાણગુણાવહં મહં ૯૯

(ત્તિ બેમિ)

**અર્થ**–મ્હોટા વૃક્ષોવાળાં શોભનિક વનથી રમણિક સુગ્રીવ નગરને વિષે બળભદ્ર નામે રાજા હતો તેને મૃગાવતી નામે પટ્ટરાણી હતી ૨ તે બળભદ્ર રાજાની મૃગાવતી રાણીને એક પુત્ર હતો તે બળશ્રી નામે તથા અપર નામે મૃગાપુત્ર લોકપ્રસિદ્ધ હતો, માતા-પિતાને ઘણો જ વહાલો હતો. પાટવી કુંવર (યુવરાજ) હતો અને સંસારમાં રહ્યા છતાં ઇન્દ્રિયોને દમનાર એટલે વશ રાખનાર હતો

૩ તે મૃગાપુત્ર આનંદકારી ઘરને વિષે ત્રાયત્રિંશક દેવતાની પેઠે નિરંતર પ્રમોદવંત રહેતો થકો ભોગને વિષે પોતાની સ્ત્રીઓ સાથે હર્ષ સહિત સુખ ભોગવે છે ૪ મણિ-રત્ને જડિત ભોંય ભોંતળી આવાળા મ્હોટા મહેલના ગોખને વિષે જ્યાં ચાર રસ્તા ભેગા થાય છે તેવા ચોક અને ત્રણ રસ્તા ભેગા થાય છે તેવા ત્રિકને રસ્તા ઉપરના મહેલમાં બેઠાં નગરની ચર્ચા જોયા કરે છે ૫ તે ગોખને વિષે બેઠા થકા ઓછા બાર પ્રકારે તપ કરનાર અભિગ્રહધારી, સત્તર ભેદે સંયમ પાળનાર, અઢાર હજાર શીલાંગરથના ધરનાર તથા જ્ઞાનાદિક અતિ ગુણોવાળા સાધુને જોયા. ૬ તે મુનિને દેખી મૃગાપુત્ર એક નજરે જોઇ વિચાર કરવા લાગ્યા કે પૂર્વે મે ક્યાંક આવું સ્વરૂપ દીઠું છે એટલે આવા સાધુને મે પૂર્વે જોયેલા છે ૭ તે સાધુના દર્શન થવાથી મૃગાપુત્રને શુભધ્યાને, શુભ-અધ્યવસાયે મોહ ઉપશમ્યો અને તેથી કરી પૂર્વ ભવોને જણાવનારૂં જાતિસ્મરણજ્ઞાન પ્રાપ્ત થયું છે ૮ જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થવાથી એવુ દીઠું કે હું દેવલોકથી ચવીને આ મનુષ્ય ભવમાં આવ્યો છુ, સન્નિ પંચેંદ્રિય માંથી આવે તેને જાતિસ્મરણજ્ઞાન ઉપજે, પૂર્વ ભવોની વાતો સાંભરી આવે તેને જાતિસ્મરણજ્ઞાન કહેવાય છે ૯ મોટી ઋદ્ધિવાળા મૃગાપુત્રને જાતિસ્મરણજ્ઞાન ઉપજવાથી પોતાની પાછલી જાતિ સંભારતાં દેખાયુ કે મે પૂર્વ ભવે ચારિત્ર પાળ્યુ છે ૧૦ વિષયોને વિષે અપ્રીતિ ધરતા અને સંયમને વિષે પ્રીતિ ધરતા મૃગાપુત્ર માતા-પિતા પાસે આવી આ પ્રમાણે કહે છે ૧૧ હે માતાપિતા ! મે પૂર્વ ભવમા પાંચ મહાવ્રત પાળ્યા હતા તે સાંભરી આવ્યાં છે તથા તિર્યંચની યોનિને વિષે જે દુઃખ ભોગવ્યા છે તે પણ સાંભરી આવ્યાં છે, તેથી કામ ભોગ ઉપરથી મારી ઇચ્છા ઊઠી ગઇ છે અને મારૂં મન વૈરાગ્યવાન થયું છે, માટે મને દીક્ષા લેવાની રજા આપો. ૧૨ હે માતા પિતા ! એ ભોગ ભોગવતા થકાં વિષફળ (કિંપાકફળ) સરખાં છે જેમ કિંપાકફળ ખાધાથી મીઠાં લાગે પણ પ્રગમ્યાથી જીવ અને કાયા જુદા કરે છે તેમ ભોગ કડવા વિપાકવાળા અને નિરંતર દુઃખના દેનાર છે ૧૩ આ શરીર અનિત્ય, અપવિત્ર, અશાશ્વત અને અશુચિમાંથી

ઉત્પન્ન થયેલું છે તેમજ આ શરીરમાં જીવનો વાસ પણ અશાશ્વતો છે એટલે થોડો વખત રહેવાનો છે અને આ શરીર દુઃખ, કલેશ અને વ્યાધિ વગેરેનુ ભાજન છે ૧૪ આ અશાશ્વતુ શરીર વૃદ્ધપણે અથવા બાળપણે અવશ્ય ત્યાગ કરવા યોગ્ય અને પાણીના પરપોટાની માફક ક્ષણભંગુર છે તેથી હુ એવા શરીરને વિષે જરાપણ આનંદ પામતો નથી.

૧૫ મનુષ્યપણુ વ્યાધિ–રોગનુ ઘર છે અને જરા તથા મરણથી ગ્રસ્ત છે એવા અસાર મનુષ્યપણામાં હું ક્ષણ માત્ર સુખ પામતો નથી. ૧૬ અહો! ઇતિ આશ્ચર્ય! આ સંસારમા રહેલા જીવો કેવાં કેવાં દુઃખ ભોગવે છે! જન્મનુ દુઃખ, જરાનુ દુઃખ, રોગનુ દુઃખ, મરણનુ દુઃખ તેમજ અનેક દુઃખોથી જીવ ઘણો કલેશ પામે છે. ૧૭ મારે ગામ, નગર, વાડી, રહેવાના મહેલ, સોનું રૂપુ તથા પુત્ર, સ્ત્રી, ભાઇ ઇત્યાદિ સગાંવહાલાં તેમજ આ ઔદારિક શરીર છોડીને અવશ્ય જવું પડશે, જેમ કિંપાક વૃક્ષનાં ફળ ખાતા મીઠાં લાગે પણ પરિણામે પ્રાણ લેનાર એટલે સારાં નથી, તેમ ભોગ ભોગવતાં મીઠા લાગે પણ તેનુ પરિણામ સારૂં નથી ૧૯ જે પુરુષ મોટા પંથને વિષે ભાતું લીધા વગર જાય છે તે ક્ષુધા–તૃષાએ થકો દુઃખી થાય છે

૨૦ એ પ્રમાણે ધર્મરૂપી ભાતુ લીધા વગર (સત્કર્મ કર્યા વગર) જે જીવ પરભવને વિષે જાય છે તે વ્યાધિ અને રોગથી પીડાણો થકો દુઃખી થાય છે

૨૧ જે પુરુષ ભાતુ લઇને મોટા પંથને વિષે જાય છે તે ક્ષુધા-તૃષા રહિત થઇને સુખી થાય છે ૨૨ એ પ્રમાણે જે જીવ ધર્મ કરીને પરભવે જાય છે, તે જીવ અલ્પકર્મી અને વેદનારહિત થઇ સુખી થાય છે ૨૩ જેમ ઘરમા અગ્નિ લાગવાથી તે ઘરનો માલિક સારસાર વસ્તુ એટલે ઘણી કિમતી અને તોલમા હલકી વસ્તુ હોય તે કાઢી લીએ છે અને અસાર એટલે થોડી કિંમતવાળી અને તોલદાર વસ્તુ છોડી દીએ છે તેમ ૨૪ એ પ્રકારે જન્મ, જરા અને મરણથી બળતા આ લોકમાથી તમારી આજ્ઞા લઈ હુ મારા આત્માને બહાર કાઢીશ (તારીશ), માટે તમે મને દીક્ષા લેવાની રજા આપો

૨૫ મૃગાપુત્રના આવા વચન સાંભળીને માતાપિતા કહે છે કે, હે પુત્ર! ચારિત્ર પાળવું અતિ દુષ્કર છે, કારણ કે સાધુને મૂળગુણ અને ઉત્તર ગુણરૂપ હજાર ગુણો ધારણ કરવા પડે છે ૨૬ વળી સાધુને જાવજીવ સુધી જગતમાં સર્વ જીવો ઉપર એટલે શત્રુ મિત્ર ઉપર સમભાવ રાખવો પડે છે, તેમજ પ્રાણાતિપાતની એટલે જીવ હિંસાની વિરતિ કરવી પડે છે, માટે ચારિત્ર પાળવું દુષ્કર છે ૨૭ હમેશાં અપ્રમાદપણે મૃષાવાદને છાંડવો પડશે. હિતકારક સત્ય વચન બોલવું પડશે માટે આ વ્રત પાળવું પણ દુષ્કર છે ૨૮ દાંત ખોતરવાની સળી પણ તેના માલિકની રજા સિવાય લેવાય નહિ નિરવદ્ય અને એષણિક એટલે દોષ વિનાનો આહાર લેવો પડશે તે પણ દુષ્કર છે ૨૯ બ્રહ્મચર્યની વિરતિ કરવી અને પામેલા કામભોગના સ્વાદથી નિવર્તીને ઘણા આકરા બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરવું એ સર્વ, ઘણું દુષ્કર છે

૩૦ ધન, ધાન્ય, દાસદાસી તથા પશુ વગેરે ઉપરથી મોહ ઉતારવો, સર્વ આરંભ છાંડવો અને નિર્મમત્વપણે વિચરવું તે અતિ દુષ્કર છે ૩૧ અન્ન, પાણી, મેવો અને મુખવાસ વગેરે ચાર પ્રકારનો આહાર રાત્રિએ ન કરવો એટલે રાત્રિભોજનનો ત્યાગ કરવો તથા ઘી, ગોળ, સુખડી વગેરેને કાળ ઉપરાંત રાખવા તે સ્નિગ્ધ સંચય કહેવાય, તે ન કરવો, એ સર્વ ઘણું દુષ્કર છે ૩૨ ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ તથા ડાંસ મચ્છરથી થતી વેદના સહન કરવી, આક્રોશ વચન સહન કરવા, દુઃખમય ઉપાશ્રયમાં રહેવું, તૃણનો સ્પર્શ તથા મેલનો પરિષહ સહન કરવો એ ઘણો દુષ્કર છે ૩૩ ચપેટાદિકનો પ્રહાર, આંગળી દેખાડી તિરસ્કાર કરી ભય ઉપજાવવો, લાકડીનો માર, દોરડાનું બંધન તથા ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે ફરવું અને ફરતા છતાં પણ આહારની અપ્રાપ્તિ વગેરે પરિષહ સહન કરવા તે ઘણું દુષ્કર છે ૩૪ કબૂતર વગેરે પક્ષીઓ જેમ પોતાનો આહાર ગ્રહણ કરવા શંકા સહિત વર્તે છે અને ખાધા પછી કાંઇ પાસે રાખતા નથી તેમ સાધુઓ પણ આહાર લેવામાં દોષ લાગવાનો ડર પ્રવર્ત છે અને આહાર કર્યા પછી પાસે કાંઇ રાખતા નથી. વળી સાધુઓએ કેશનો લોચ કરવો પડે છે તે ઘણો ભયકર છે અને મહાત્મા પુરુષો જે બ્રહ્મચર્યવ્રત ધારણ કરે છે તે અધૈર્યવાન પુરુષને પાળવું અતિ દુષ્કર છે

૩૫ હે પુત્ર ! તું સુખ ભોગવવા યોગ્ય અને શરીરે સુકોમળ છે તેથી ચારિત્ર પાળવાને નિશ્ચે સમર્થ નથી ૩૬ ચારિત્રરૂપી મોટો ભાર લોઢાના ભારની પેઠે અત્યંત ભાર છે અને સદાકાળ વિશ્રામ લીધા વગર ઉપાડવો પડે છે, એટલે ચારિત્ર જાવજીવ સુધી પાળવું પડે છે ૩૬ આકાશગંગાના પ્રવાહ સામુ જવુ ઘણુ દુષ્કર છે એટલે ચુલહિમવંત પર્વત ઉપરથી પડતા ગંગા નદીના પ્રવાહ સામું જવું, તેમ જ બે હાથે સમુદ્ર તરવો જેમ દુષ્કર છે, તેમ ગુણોનો સમુદ્ર જે ચારિત્ર તે તરવો ઘણો દુષ્કર છે. ૩૮ જેમ વેળુના કોળીઆ નીરસ હોવાથી ખાવા દુષ્કર છે તથા તરવારની ધાર ઉપર ચાલવું દુષ્કર છે તેમ ચારિત્ર, તપ આચરવું ઘણું દુષ્કર છે. ૩૯ સર્પ જેમ આડુ અવળું જોયા વગર એકાંત દ્દષ્ટિએ ચાલે છે તેમ સાધુઓ ચારિત્રને વિષે જ દ્દષ્ટિ રાખી ઈર્યા સમિતિ શોધના વિચરે છે તથા જેમ લોઢાના જવ ચાવવા મુશ્કેલ છે, તેમ ચારિત્ર પાળવું મુશ્કેલ છે.

૪૦ જેમ ધગધગાયમાન અગ્નિ પીવો દુષ્કર છે તેમ યૌવનવયને વિષે ચારિત્ર પાળવું અતિ દુષ્કર છે ૪૧ જેમ લુગડાનો કોથળો વાયરાથી ભરવો દુષ્કર છે તેમ કાયર પુરુષને સંયમ પાળવો દુષ્કર છે ૪૨ જેમ મેરુ પર્વત ત્રાજવે કરી તોળવો દુષ્કર તેમ નિશ્ચે ને નિ શંકપણે સંયમ પાળવો અતિ દુષ્કર છે ૪૩ જેમ ભુજાએ કરી સમુદ્ર તરવો દુષ્કર છે, તેમ જે પુરુષનુ મન વિષયથી ઉપશાંત થયુ નથી તેને ઇંદ્રિયોનો દમવારૂપ સમુદ્ર તરવો દુષ્કર છે ૪૪ હે પુત્ર ! મનુષ્ય સંબંધી પાંચ પ્રકારનાં પંચેદ્રિયના વિષયસુખ ભોગવ અને પછી ભુક્ત ભોગ વૃદ્ધપણે ચારિત્ર અંગીકાર કરજે, આ માતાપિતાનાં વચન સાંભળી મૃગાપુત્ર નીચે પ્રમાણે કહે છે. ૪૫ હે માતાપિતા ! તમે જે કહ્યુ તે સત્ય છે પણ આ લોકને વિષે જે પુરુષ નિસ્પૃહી છે તેને ચારિત્ર પાળવુ મુશ્કેલ નથી ૪૬ મે શારીરિક, માનસિક અને અતિ દુઃખ ઉપજાવે એવી મહાભયંકર વેદના અનંતવાર ભોગવી છે ૪૭ દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નરકરૂપ ચાર ગતિવાળા તથા જરા અને મરણરૂપ અટવી જેવા સંસારને વિષે મે જન્મ તથા મરણની રૌદ્ર વેદના ભોગવી છે ૪૮ આ મનુષ્ય લોકમાં જેવી ઉષ્ણુવેદના છે તેથી અનંતગણી ઉષ્ણ અશાતા વેદના નરકને

વિષે મે ભોગવી છે ૪૯ આ મનુષ્ય લોકમાં જેવી શીત (ટાઢ) વેદના છે તેથી નરકમાં મે અથાતારૂપ અનંતગણી શીત વેદના સહન કરી છે. ૫૦ નરકને વિષે કુંભીમા પગ ઊંચા અને માથુ નીચુ એટલે ઊંધે માથે રહી દેવતાએ વિકુર્વેલી ધગધગતી અગ્નિને વિષે હુ આક્રંદ કરતો પૂર્વે અનંતવાર સેકાયો છુ ૫૧ મોટા દાવાનળ થવાથી મારવાડ દેશની વજ્રમય રેતી જેવી ધગધગે છે તેથી અનંત ગણી ધગધગતી નરકમાં રહેલી કલબ વાલુકા નદીની રેતીમા પૂર્વે મને અનંતવાર બાળ્યો છે. ૫૨ બૂમો પાડતો બાંધવ રહિત, ઝાડની શાખાએ ઊંચે માથે બાંધી કુંભીમાં લટકતો રાખી મને કરવતે કરીને અનંતવાર છેદ્યો. ૫૩ અતિ તીક્ષ્ણ કાંટાવાળા, શાલ્મલી વૃક્ષે સખ્ત બાંધીને પરમાધામીએ મને સામસામા ઘસીને ઘણું દુ ખ દીધુ ૫૪ જેમ કોલમા શેરડી પીલે તેમ મોટા યંત્રને વિષે આક્રંદ કરતો, ભય કરપણે મને પરમાધામીએ અનંતવાર પીલ્યો અને હુ મારાં પોતાના પાપકર્મે કરી અનંતવાર દુ ખ પામ્યો. ૫૫ સુવરના મુખ જેવા શામ નામે અને કુતરાનાં મુખ જેવા સબળ નામે પરમાધામી એ બન્નેએ મળી મને ભૂમપર પછાડીને જીર્ણ વસ્ત્રની પેઠે ફાડ્યો અને વૃક્ષની પેઠે છેદ્યો. એવી પીડાએ તરફડતાં અને પોકાર શબ્દ કરતાં મે નરકમાં અનંતવાર દુ ખ ભોગવ્યાં. ૫૬ મ્હારાં પાપ કર્મે કરી નરકને વિષે હુ ઊપજ્યો ત્યાં અળશીનાં ફૂલ વર્ણ જેવા તલવાર ભાલાં તથા બીજા નીપટ શસ્ત્રે કરી છેદાયો, ભેદાયો અને ઝીણા ઝીણા કટકા થયા. ૫૭ હે માતા-પિતા! પરવશપણે મને લોહાના રથને વિષે ધગધગતા ધોંસરા અને સામેલથી જોતર્યો અને લાકડી આદિ પ્રકારે કરી જેમ રોજને હેઠો પાડે તેમ મને માર મારી હેઠો પાડ્યો. ૫૮ જેમ પાપી લોકો પાડાને અગ્નિમા હોમે છે તેમ પરમાધામીએ વૈક્રિય રૂપે પ્રજ્વલ્યમાન અગ્નિમાં મને બાળ્યો, પકાવ્યો, શેક્યો અને ભડથુ કર્યું એવી રીતે હુ પરવશપણે પાપ-કર્મ કરીને ઘણુ દુ ખ પામ્યો. ૫૯ જસના જેવી તીક્ષ્ણ અને લોહાના જેવી સખ્ત ચાંચવાળા ઢંક અને ગીધ પક્ષીઓએ મને અનંતવાર બળાત્કારે માર્યો, તેથી હુ વારંવાર ઘણો વિલાપ કરવા લાગ્યો. ૬૦ નરકને વિષે તૃષાએ પીડાવાથી દોડતો દોડતો વૈતરણી નદીને વિષે પહોંચ્યો. ત્યાં જઇ પાણી પીવા મા ડ્યુ તો છરીની ધાર સરખા પાણીથી મારુ ગળુ છેદાઇ ગયુ ૬૧ તાપની પીડાથી છાયાની

આશાએ, ઝાડના મોટા વનમાં ગયો ત્યાં ખડ્ગ જેવાં પાંદડાંથી હુ અનેકવાર છેદાણો. ૬૨ હે માતા! નરકને વિષે લોઢાના મુગદળ, મુસળ, સાંબેલા, ત્રિશૂળ અને ગદાએ કરી મ્હારાં શરીરના ચૂરેચૂરા કરી નાંખ્યા એવાં અનંતવાર દુઃખ પામ્યો. ૬૩ તીક્ષ્ણ ધારવાળાં અસ્ત્રો, છરી અને કાતરોથી જેમ વસ્ત્ર કતરાય તેમ હું કતરાણો અને ફડાયો. એવી રીતે શરીરની ચામડી ઉતારી નાખી એવી વેદના મેં અનેકવાર સહન કરી. ૬૪ મને પરવશપણે કપટની જાળમાં મૃગની માફક પાશમાં બાંધ્યો, રુંધ્યો અને ઘણી વાર પરમાધામીએ માર્યો. ૬૫ માછલાંની જાળમાં મને પકડ્યો, તેમાં કાંટાવડે મારુ ગળુ વીંધાયુ અને મગરના રૂપવાળા પરમાધામીએ મને બળાત્કારે પકડીને ઉછાળ્યો, ચીર્યો, ફાડ્યો, પકડ્યો અને અનંતવાર માર્યો ૬૬ સીંચાણા પક્ષીની માફક બંધનથી, જાળથી, લેપથી અને સરેશથી કરીને હુ અનંતવાર પકડાયો, ચોંટ્યો; બંધાયો અને મને અનંતવાર માર્યો ૬૭ કુહાડા તથા ફરસી પ્રમુખે કરી સુતાર જેમ વૃક્ષને વાઢી નાના નાના કટકા કરે છે તેમ મને ફાડ્યો, કૂટ્યો, છેદ્યો અને એ પ્રમાણે અનંતવાર પરમાધામીએ ત્રાસ પમાડયો ૬૮ જેમ લુહાર લોઢાને ટીપે છે તેમ મને પરમાધામીએ અનંતવાર ચપેટા તથા મુષ્ટિ આદિ પ્રહારે કરી તાડયો કૂટયો, છેદ્યો અને ઝીણા ઝીણા કટકા કર્યા ૬૯ પરમાધામીએ મને તપેલાં તથા કકળતા તાંબા, લોઢાં, કથીર અને સીસા પાયાં તેથી હુ ભયંકર રીતે વિલાપ કરવા લાગ્યો ૭૦ હે માતા-પિતા! પરમાધામી મને કે કે, તને માંસ બહુ પ્રિય હતુ અને માંસના કટકા કરી તેને પકાવી, તળાવી, ખાવાને બહુ ગમતા હતા માટે તુ આ તારુ જ માંસ ખા, એમ કહી મારાં જ શરીરનાં માંસના કટકા કરી, પકાવી, અગ્નિવર્ણો લાલચોળ કરી શેકીને મને અનંતવાર ખવડાવ્યા. ૭૧ વળી પરમાધામી કહે કે, તને આગલે ભવે મદિરા, તાડી તથા જવ વગેરેનો દારૂ તથા મધ ઘણું પ્રિય હતુ એમ કહી મને મારાં હાડકાનો રસ તથા મારા શરીરનુ લોહી તપાવી જાજ્વલ્યમાન કરી પાયુ. ૭૨ હે માતા! નિત્યે ભયે કરી, ત્રાસે કરી, દુખે કરી, પીડાએ કરી, પરમ ઉત્કૃષ્ટ દુઃખે કરી કંપાયમાન શરીરે મેં વેદના ભોગવી ૭૩ તીવ્ર ઉત્કૃષ્ટ, અતિ આકરી, ઘોર, સહેતાં અતિ દુષ્કર, મોટા ભયને ઉપજાવનાર, સાભળતા

પણ ભય ઉપજે એવી વેદના નરકને વિષે મે ભોગવી છે ૭૪ મનુષ્ય-લોકમાં જેવી ટાઢ, તાપની વેદના વર્તે છે, તેથી અનતગણી અશાતા, વેદના નરકને વિષે છે

૭૫ ચર્વ ભવને વિષે મે અશાતા વેદના ભોગવી છે આખ મીચીને ઉઘાડીએ એટલો સૂક્ષ્મ વખત પણ શાતા ભોગવી નથી. હવે મૃગાપુત્ર પ્રત્યે માતા-પિતા કહે છે ૭૬ હે પુત્ર ! ત્હારી ઇચ્છા દીક્ષા ગ્રહણ કરવાની છે તો ખુશીથી દીક્ષા ગ્રહણ કર પરતુ આટલુ વિશેષ કે ચારિત્રને વિષે દુઃખ થવાથી દવા કરાવી શકાતી નથી એટલે સાવધ વૈદુ કરાવી શકાતુ નથી ૭૭ મૃગાપુત્ર માતા-પિતા પ્રત્યે કહે છે કે આપનુ કહેવું સત્ય છે પણ અરણ્યને વિષે રહેલાં મૃગ વગેરે જનાવરો અને પક્ષીઓને રોગ આવ્યાથી કોણ મટાડી શકે છે ? અર્થાત્ વૈદ્યો આવી તેની દવા કરતા નથી. ૭૮ જેમ એકલો મૃગ અટવીને વિષે ભમ્યાં કરે છે તેમ હુ પણ સત્તર ભેદે સયમ અને બાર પ્રકારે તપે કરી ધર્મને આચરીશ ૭૯ જેમ મોટા અરણ્યને વિષે કોઈ મૃગને રોગ ઉત્પન્ન થાય ત્યારે તે મૃગ ઝાડ નીચે બેસે છે ત્યાં તે મૃગનુ વૈદુ કોણ કરે છે ?

૮૦ તે રોગથી પીડાએલા મૃગને ક્યો વૈદ્ય આવીને ઔષધ આપે છે ? કોણ તેને સુખશાતા પૂછે છે ? અને ખાવાને વાસ્તે આહાર પાણી (ખોરાક) કોણ લાવી આપે છે ? ૮૧ જ્યારે તે મૃગ સુખી હોય ત્યારે તે પોતાની મેળે ખાવા પીવાને માટે ચરવાની જગ્યા-વનમાં એનરમા તથા સરોવર તરફ જાય છે ૮૨ તે મૃગ મૃગચર્યા કરીને એટલે ખેતરમાથી પોતાનો ખોરાક ખાઇ અને સરોવરમાંથી પાણી પીને પોતાની મરજી મુજબ વનમા ફરે છે ૮૩ એમ સયમને વિષે ઉદ્યમવત સાધુ મૃગની પેઠે અનિયત ઠેકાણે રહે અને અનેકવાર નિરોગી અવસ્થાને અનિયત સ્થાનકને વિષે ગોચરીએ વિચરે તે ઉર્ધ્વ દિશીએ એટલે દેવલોક મોક્ષને વિષે જાય ૮૪ જેમ મૃગ એક ઠેકાણે રહેતો નથી અને અનેક ઠેકાણે વસે છે તથા અનેક ઠેકાણે ચારો ચરે છે તેમ સાધુ ગોચરીએ ફરતાં થકા નીરસ આહાર મળે તોપણ ગૃહસ્થને કે પોતાના આત્માને હીલે કે નિંદે નહિ ૮૫ જ્યારે મૃગાપુત્રે માતા-પિતા પાસે કહ્યુ કે આપના કહ્યા મુજબ મૃગચર્યાની માફક સયમ આચરીશ ત્યારે માત-પિતા

કહે છે કે પુત્ર ! જેમ સુખ ઊપજે તેમ કરો, એટલે ખુશીથી દીક્ષા ગ્રહણ કરો. માતા-પિતાએ આજ્ઞા દીધા પછી મૃગાપુત્રે પરિગ્રહનો ત્યાગ કર્યો ૮૬ હે માતા-પિતા ! હુ તમારી આજ્ઞાએ કરી સર્વ દુઃખથી મુકાવનારી મૃગચર્યા રૂપ દીક્ષા અંગીકાર કરીશ ત્યારે માતા-પિતાએ કહ્યુ કે હે પુત્ર ! જાઓ અને જેમ સુખ ઊપજે તેમ કરો. ૮૭ એમ મૃગાપુત્રે માતાપિતાની આજ્ઞા લઈને જેમ મોટો નાગ કાંચળી છોડીને નાશે તેમ ઘણે પ્રકારે મમત્વ ભાવને છાંડયો. ૮૮ જેમ લુગડે વળગેલી રજ ઝાટકી નાખે તેમ મૃગાપુત્ર રાજ્ય ઋદ્ધિ, સુવર્ણાદિ ધન મિત્ર, પુત્ર, સ્ત્રી અને સગાવહાલાં સર્વ છાંડીને નીકળ્યા ૮૯ મૃગાપુત્ર પંચમહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, ૭ પ્રકારે અભ્યંતર× અને ૭ પ્રકારે બાહ્ય+ એમ બાર પ્રકારે તપ એ સર્વને વિષે ઉદ્યમવંત થયા ૯૦ તે મૃગાપુત્ર મમતારહિત અહંકારરહિત, સ્ત્રી આદિના સંગરહિત, ઋદ્ધિ વગેરે ત્રણ ગારવ રહિત અને ત્રસ તથા સ્થાવર જીવો ઉપર સરખો ભાવ રાખનાર થયા. ૯૧ તે મૃગાપુત્ર આહાર પાણી મળે અથવા ન મળે સુખ અથવા દુઃખને વિષે, જીવિતવ્ય અને મરણને વિષે, નિંદા તથા પ્રશંસાને વિષે અને માન તથા અપમાનને વિષે, એ સર્વ ઉપર સમભાવ રાખનાર એટલે રાગદ્વેષ રહિત થયા. ૯૨ તે મૃગાપુત્ર ત્રણ ગારવથી ચાર કષાયથી ત્રણ દંડથી†, ત્રણ શલ્યથી*, સાત ભયથી, હાસ્યથી, શોકથી, અને રાગદ્વેષથી બંધન રહિત થયા એટલે તેનાથી નિવર્ત્યા. ૯૩ તે મૃગાપુત્ર આ લોક તથા પરલોકના સુખની ઇચ્છા નહિ રાખનાર, પોતાના શરીરને ચંદન લગાવનાર અથવા છેદનાર ઉપર અને આહાર કરવામા અથવા અણસણ કરવામાં સરખો ભાવ

---

× ૧ પ્રાયશ્ચિત્ત, ૨ વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ સજ્ઝાય, ૫ ધ્યાન ૬ કાઉસ્સગ, એ ૭ આભ્યંતર તપ કહેવાય છે.

+ ૧ અણશણ, ૨ ઉણોદરિ, ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસપરિત્યાગ, ૫ કાયકલેશ, ૬ ઇન્દ્રિય પ્રતિસંલિનતા, એ ૭ બાહ્ય તપ.

† ૧ મનોદંડ, ૨ વચનદંડ, ૩ કાયદંડ, એ ત્રણ દંડ.

* ૧ માયા, ૨ નિદાન, ૩ મિથ્યાદર્શન, એ ત્રણ શલ્ય.

રાખનાર એટલે સમાન દૃષ્ટિવાળા થયા ૯૪ તે મૃગાપુત્ર અપ્રશસ્ત એટલે હિંસાદિક પાપના દ્વારથી નિવૃત્ત થયા, તેથી સર્વ પ્રકારે આશ્રવનાં બારણાં બંધ થયાં અને અધ્યાત્મ ધ્યાનના યોગે કરી ઇંદ્રિયોને દમનાર અને સર્વજ્ઞપ્રણીત સિદ્ધાંતમાં શુભધ્યાનના યોગથી ઉપયોગવંત અથવા શુભઉપશમવાળા થયા ૯૫-૯૬ એ પ્રમાણે જ્ઞાને કરી, ચારિત્રે કરી સમ્યક્ત્વે કરી, તપે કરી, પચીશ ભાવનાએ કરી, યથાર્થ અનિત્ય આદિ બાર ભાવનાએ કરી, નિર્મળ પરિણામે કરી પોતાના આત્માને સમ્યક્ પ્રકારે ભાવતાં ઘણા વર્ષ સુધી સામાન્ય ચારિત્ર પાળીને એક માસનું અણસણ કરીને સર્વોત્તમ-પ્રધાન મોક્ષ ગતિને પામ્યા. ૯૭ એ પ્રકારે જે તત્ત્વના જાણ, પંડિત વિચક્ષણ હોય તે મૃગાપુત્ર ઋષિ, ભોગથી નિવર્ત્યા તેમ નિવર્તે ૯૮ મોટા પ્રભાવવાળા અને મોટા યશવાળા મૃગાપુત્રનું સંસારની અવસ્થા દેખાડનાર ઉપદેશરૂપ ભાષણ તથા તેમનું બાર પ્રકારના તપથી પ્રધાન અને ગતિપ્રધાન એટલે મોક્ષ જવાને માટે યોગ્ય આ ચરિત્ર સાંભળીને જે આચરે તે ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવી મોક્ષગતિને પામે. ૯૯ ધનને દુઃખનું વધારનાર જાણીને તથા મમત્વને સંસારનું બંધન જાણીને તેમ જ ધન અને મમત્વ, ચૌરાદિકના મોટા ભય ઉપજાવનારું જાણીને સુખની પ્રાપ્તિ કરનારું તથા મોક્ષ ગુણને સાધનારું અને અનંતવીર્ય વગેરે ગુણોને લાવનારું એવું ધર્મરૂપ ધોંસરું ધારણ કરો. એમ હું કહું છું

ઇતિ અધ્યયનો સમાપ્ત

## પદ

મૃગાપુત્ર મુનિરાજ, ધન્ય ધન્ય મૃગાપુત્ર, ટેક૦
વિષયરૂપ વિષધરને છાંડયા, ત્યાગ કર્યું નિજ રાજ-ધન્ય૦
માતા-પિતાને શુભ સમજાવી, ધર્યું તત્ત્વમય તાજ-ધન્ય૦
મૃગજળ સમ આ ભવભ્રમ જાણ્યો, નિષ્ફળ તનસુખ કાજ-ધન્ય૦
શુભ ચરિત્ર આ ભવિ જીવોને, ભવસમુદ્રની પાજ-ધન્ય૦

# અથ શ્રી ભક્તામર સ્તોત્ર.

## [ વસંતતિલકા વૃત્તમ્ ]

ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા-
મુદ્યોતકં દલિતપાપતમોવિતાનમ્।
સમ્યક્ પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા-
વાલમ્બનં ભવજલે પતતાં જનાનામ્ ॥ ૧ ॥

**ભાવાર્થ**:- ભક્તિ કરનારા દેવો પગે લાગે છે, તે વખતે તેમના નમેલા મુગટની અંદર રહેલા મણિઓની કાન્તિને પણ પ્રકાશ આપનાર, પાપરૂપી અંધકારના સમૂહનો નાશ કરનાર, અને યુગાદિથી સંસારરૂપી સમુદ્રમાં પડેલા માણસોને આશ્રયરૂપ, એવા શ્રી જિનેન્દ્રસ્વામીના બન્ને ચરણને રૂડાપ્રકારે નમસ્કાર કરીને—૧

યઃ સંસ્તુતઃ સકલવાઙ્મયતત્ત્વબોધા—
દુદ્ભૂતબુદ્ધિપટુભિ સુરલોકનાથૈઃ ।
સ્તોત્રૈર્જગત્ત્રિયચિત્તહરૈરુદારૈઃ
સ્તોષ્યે કિલાહમપિત પ્રથમં જિનેન્દ્રમ્ (યુગ્મમ્) ॥૨॥

**ભાવાર્થ**:-તમામ શાસ્ત્રોનુ તત્ત્વ જાણવાથી ઉત્પન્ન થયેલી નિપુણ બુદ્ધિવડે. ત્રણે લોકનુ ચિત્ત હરણ કરે એવા ઉદાર સ્તોત્રથી ઇંદ્ર દેવે પણ જેમની સ્તુતિ કરી છે, એવા પ્રથમ જિનેંદ્ર શ્રી આદિનાથ સ્વામીની હું પણ સ્તુતિ કરીશ ૨ ( પ્રથમના આ શ્લોકનુ યુગલ છે )

બુદ્ધયા વિનાડપિ વિબુધાર્ચિતપાદપીઠ !
સ્તોતું સમુદ્યતમતિર્વિગતત્રપોડહમ્ ।
બાલં વિહાય જલસંસ્થિતમિન્દુબિમ્બ-
મન્ય ક ઇચ્છતિ જન સહસા ગ્રહીતુમ્ ॥ ૩ ॥

**ભાવાર્થ**:-જેના પગ મૂકવાના આસનની પણ દેવતાઓએ પૂજા કરેલી છે, એવા હે જિનેંદ્ર ! જેમ કોઈ પણ સમજુ માણસ જળની અંદર પડેલા ચંદ્રના પ્રતિબિંબને એકદમ ગ્રહણ કરવાને ઇચ્છતો નથી, પણ માત્ર બાળક જ ઇચ્છે છે, તેમ મે પણ બુદ્ધિ વિના લજ્જા રહિત થઇને તમારી સ્તુતિ કરવામા પ્રવૃત્તિ કરી છે ૩ ( તે ખરેખર બાળચેષ્ટા જેવું જ ગણાય એમ છે. )

વક્તું ગુણાનગુણસમુદ્ર ! શશાંકકાન્તાન્,
કસ્તે ક્ષમ સુરગુરુપ્રતિમોઽપિ બુદ્ધયા ।।
કલ્પાન્તકાલપવનોદ્ધતનક્રચક્રં,
કો વા તરીતુમલમમ્બુનિધિં ભુજાભ્યામ્ ॥ ૪ ॥

**ભાવાર્થ** –હે ગુણસમુદ્ર ! સંહારકાળના પવનવડે જેની અંદર મગર આદિ પ્રાણીઓ ઉછળી રહ્યાં છે એવા સમુદ્રને હાથવડે તરવાને કોણ સમર્થ થાય છે ? (અર્થાત્ કોઈ નહિ) તેમ ચંદ્રના જેવા મનોહર તમારા ગુણોને કહેવાને બૃહસ્પતિ જેવા બુદ્ધિમાન પણ ક્યાંથી સમર્થ થાય ! (ભાવાર્થ કે એવા પણ સમર્થ ન થાય તો પછી મારી શક્તિ તો તેમાં ક્યાંથી જ ચાલે ! ) ૪

સોઽહં તથાપિ તવ ભક્તિવશાન્મુનીશ, ।
કર્તું સ્તવં વિગતશક્તિરપિ પ્રવૃત્ત ।
પ્રીત્યાત્મવીર્યમવિચાર્ય મૃગો મૃગેંદ્રમ્,
નાભ્યેતિ કિં નિજશિશોઃ પરિપાલનાર્થમ્ ॥ ૫ ॥

**ભાવાર્થ** –હે મુનિશ્વર ! એ પ્રમાણે હું તમારી સ્તુતિ કરવામાં અશક્ત છુ, છતા પણ તમારી ભક્તિને આધિન થઈને જેમ મૃગપણ પોતાના બાળકની પ્રીતિની આધિન થઇને તેનું રક્ષણ કરવાને પોતાના બળનો વિચાર છોડી દઇને પણ ( પોતે તેના સામું થવાને અશક્ત છતાં પણ ) સિંહની સામે થાય છે; તેમ હું પણ ( મારી શક્તિનો વિચાર વર્જી દઇને ) તમારી સ્તુતિ કરવાને પ્રવૃત્ત થયો છુ ૫

અલ્પશ્રુતં શ્રુતવતાં પરિહાસધામ,
ત્વદ્ભક્તિરેવ મુખરીકુરુતે બલાન્મામ્ ।
યત્કોકિલઃ કિલ મધૌ મધુરં વિરૌતિ
તચ્ચારુચારુચામ્રકલિકાનિકરૈકહેતુ ॥ ૬ ॥

**ભાવાર્થ** : જેમ ચૈત્ર માસને વિષે આંબાના મોરના પ્રભાવથી કોયલ મધુર શબ્દો ઉચ્ચારે છે, તેમ મને પણ, હું થોડુ જાણનાર [મૂર્ખ] અને શાસ્ત્રજ્ઞોના ( વિદ્વાનોના ) હાસ્યનું પાત્ર છતાં તમારી ભક્તિ ( ના પ્રભાવથી ) જ બળાત્કારથી બોલાવે છે ૬ ( આ સ્તુતિ કરવામાં પ્રવૃત્ત કરે છે)

ત્વત્સંતવેન ભવસંતતિસન્નિબદ્ધં
પાપં ક્ષણાત્ક્ષયમુપૈતિ શરીરભાજામ્ ।
આક્રાંતલોકમલિનીલમશેષમાશુ
સૂર્યાંશુભિન્નમિવ શાર્વરમંધકારમ્ ॥ ૭ ॥

**ભાવાર્થ** :— જેમ સૂર્યના પ્રકાશથી, રાત્રિને વિષે વ્યાપેલું ભ્રમરના જેવું કાળું અંધારું તત્કાળ નાશ પામે છે, તેમ જ તમારી સ્તુતિ કરવાથી, દેહધારીઓનાં, જન્મપરંપરાનાં બાંધેલા તમામ પાપો ક્ષણમાત્રમાં નાશ પામે છે. ૭

મત્વેતિ નાથ તવ સંસ્તવનં મયેદ–
મારભ્યતે તનુધિયાપિ તવ પ્રભાવાત્ ।
ચેતો હરિષ્યતિ સતાં નલિનીદલેષુ
મુક્તાફલદ્યુતિમુપૈતિનનૂદબિંદુઃ ॥ ૮ ॥

**ભાવાર્થ** :— અને એ પ્રમાણે સમજીને, જો કે હું અલ્પ બુદ્ધિવાળો છું, તોપણ તમારી આ સ્તુતિ કરવાનો આરંભ કરું છું, તે જેમ કમળપત્રની અંદર પડેલું પાણીનું ટીપું, કમળપત્રના પ્રભાવથી મોતીના જેવી શોભા પામે છે, તેમ જ આ સ્તોત્ર પણ તમારા પ્રભાવથી સજ્જનોના મનનું હરણ કરશે ૮ (એવા શોભાયમાન–પ્રીતિ ઉપજાવનાર–થશે)

આસ્તાં તવ સ્તવનમસ્તસમસ્તદોષં,
ત્વત્સંકથાડપિ જગતાં દુરિતાનિહન્તિ ।
દૂરે સહસ્રકિરણઃ કુરુતે પ્રભૈવ,
પદ્માકરેષુ જલજાનિ વિકાશભાંજિ ॥ ૯ ॥

**ભાવાર્થ** :— જેમ સૂર્ય ઘણે છેટે રહ્યો છે, તોપણ તેનાં કિરણો વડે જ સરોવરને વિષે રહેલા કમળો પ્રફુલ્લિત થાય છે, તેમ જ સર્વ પાપોનો નાશ કરનારું તમારું સ્તવન ભલે દૂર હો, પણ તમારી કથા માત્ર લોકનાં પાપોનો નાશ કરે છે ! ૯

નાત્યદ્ભુતં ભુવનભૂષણભૂત ભૂતનાથ !
ભૂતૈર્ગુણૈર્ભુવિ ભવન્તમભિષ્ટુવન્તઃ ।

તુલ્યા ભવન્તિ ભવતો નનુ તેન કિં વા,
ભૂત્યાશ્રિત ય ઇહ નાત્મસમં કરોતિ ॥ ૧૦ ॥

**ભાવાર્થ** :- હે ભુવનભૂષણ ! હે ભૂતનાથ ! તમારા અનો સત્ય ગુણો વડે કરીને તમારી સ્તુતિ કરનાર, આ લોકમાં જ તમારા સરખો થાયે, એમા વિશેષ આશ્ચર્ય શુ છે ? કેમકે લોકમાં પણ જેનો આશ્રય કરીને રહે છે, તે તેને સંપત્તિવડે પોતાના સમાન નથી કરતો શું ? કરે છે જ ૧૦

દૃષ્ટ્વા ભવન્તમનિમેષવિલોકનીય
નાન્યત્ર તોષમુપયાતિ જનસ્ય ચક્ષુ ।
પીત્વા પય શશિકરદ્યુતિદુગ્ધસિન્ધોઃ ।
ક્ષાર જલ જલનિધેરશિતું ક ઇચ્છેત્ ? ॥ ૧૧ ॥

**ભાવાર્થ** :- હે ભગવાન ! એકી નજરે જોઈ રહેવા યોગ્ય આપનું રૂપ (એકવાર) જોયા પછી, માણસના નેત્ર બીજે ઠેકાણે સંતોષ પામતાં-ઠરતાં-નથી, કેમકે ચંદ્રના કિરણ જેવું ઉજ્જવળ ક્ષિરસાગરનું દૂધ પીધા પછી જળના સમુદ્રના ખારા પાણીને પીવાને કોણ ઇચ્છે છે? કોઇ નહિ. ૧૧

યૈ શાન્તરાગરુચિભિ પરમાણુભિસ્ત્વં
નિર્માપિતસ્ત્રિભુવનૈકલલામભૂત !
તાવન્ત એવ ખલુ તેઽપ્યણવ પૃથિવ્યા
યત્તે સમાનમપરં નહિ રૂપમસ્તિ ॥ ૧૨ ॥

**ભાવાર્થ** - હે ત્રનુ ભુવનને વિષે એક જ માત્ર આભૂષણરૂપ! જે શાંતરાગની છાયાના પર માણુઓવડે આપ નિર્માએલા છો, તે પરમાણુ આ પૃથ્વીને વિષે તેટલાં જ હોવાથી તમારા સમાન બીજાનું રૂપ જ નથી। ૧૨

વક્ત્ર ક્વ તે સુરનરોરગનેત્રહારિ,
નિઃશેષનિર્જિત જગત્ત્રિતયોપમાનમ્
બિમ્બ કલંકમલિન ક્વ નિશાકરસ્ય
યદ્વાસરે ભવતિ પાણ્ડુ પલાશકલ્પમ્ । ॥ ૨૩ ॥

**ભાવાર્થ** :— દેવતાઓ, મનુષ્યો અને નાગ પ્રમુખના નેત્રોનુ હરણ કરનાર એવું; અને ત્રણે જગતને વિષે રહેલા ચંદ્ર કમળ આદિક ઉપમાનને જીતનારુ એવું તમારુ મુખ ક્યાં? અને દિવસને વિષે ખાખરાના પાનના જેવું ફીકુ પડી જનારુ એવું; તેમ જ વળી કલંકવાળુ, એવુ ચંદ્રમાનુ બિંબ, તે ક્યાં? ૧૩

સમ્પૂર્ણમણ્ડલશશાઙ્કકલાકલાપ-
શુભ્રા ગુણાસ્ત્રિભુવનં તવ લઙ્ઘયન્તિ।
યે સંશ્રિતાસ્ત્રિજગદીશ્વર! નાથમેકં,
કસ્તાન્નિવારયતિ સંચરતો યથેષ્ટમ્ ॥ ૧૪ ॥

**ભાવાર્થ** —સંપૂર્ણ ચંદ્રની કાન્તિ જેવા તમારા ઉજ્જવળ ગુણો, ત્રણે જગતને ઉલ્લંઘન કરીને વ્યાપી રહ્યા છે, કેમકે ત્રણે જગતના આપ એકલા જ સ્વામી છો, તેથી તમારો આશ્રય કરીને રહેલા તે ગુણોને, ઇચ્છા પ્રમાણે વર્તતાં કોણ અટકાવી શકે એમ છે? ૧૪

ચિત્રં કિમત્ર યદિ તે ત્રિદશાઙ્ગનાભિ-
ર્નીતં મનાગપિ મનો ન વિકારમાર્ગમ્।
કલ્પાન્તકાલમરુતા ચલિતાચલેન,
કિં મન્દરાદ્રિશિખરં ચલિતં કદાચિત્? ॥ ૧૫ ॥

**ભાવાર્થ** :— હે પ્રભુ! દેવાંગનાઓ તમારા મનમાં કિંચિત્ માત્ર પણ વિકાર (કામવિકાર) લાવી શકી નહિ, તેમાં શું આશ્ચર્ય છે? કેમકે સંહારકાળના પવનથી તમામ પર્વતો ડોલે છે, તોપણ મેરૂ પર્વતનુ શિખર કદાપિ ડોલે છે શું? (નહીં જ) ૧૫

નિર્ધૂમવર્તિરપવર્જિતતૈલપૂરઃ
કૃત્સ્નં જગત્ત્રયમિદં પ્રકટીકરોષિ।
ગમ્યો ન જાતુ મરુતાં ચલિતાચલાનાં
દીપોઽપરસ્ત્વમસિ નાથ! જગત્પ્રકાશઃ ॥ ૧૬ ॥

**ભાવાર્થ** — હે નાથ! જેની અંદરથી ધુમાડો નીકળતો નથી, જેને દીવેટની જરૂર નથી, અને તેલની પણ જરૂર નથી, જે આ સમગ્ર ત્રણે જગતને પ્રકાશિત કરે છે અને પર્વતોને પણ ડોલાવી

નાખે એવો પવન પણ જેની પાસે જઈ શકતો નથી; એવા વિલક્ષણ દીપ રૂપે આ જગતને વિષે તું પ્રકાશે છે ૧૬

નાસ્ત કદાચિદુપયાસિ ન રાહુગમ્ય.
સ્પષ્ટીકરોષિ સહસા યુગપજ્જગન્તિ ।
નામ્ભોધરોદરનિરુદ્ધમહાપ્રભાવ
સૂર્યાડતિશાયિમહિમાડસિ મુનીન્દ્ર ! લોકે ॥ ૧૭ ॥

ભાવાર્થઃ-હે મુનીંદ્ર ! જગતને વિષે તમે સૂર્યના કરતાં પણ વધારે મહિમાવાન્ છો ! (સૂર્યની પેઠે) રાહુ તમને ઘેરી શકતો નથી, તમે કદી પણ અસ્ત પામતા નથી, મેઘ તમારા પ્રભાવનો અવરોધ કરી શકતો નથી, અને એક કાળે તમો ત્રણે જગતને પ્રકાશિત કરો છો, (તેથી સૂર્યના કરતાં પણ તમે અધિક મહિમાવાન્ છો, એ સ્પષ્ટ જ છે ૧૭

નિત્યોદય દલિતમોહમહાન્ધકાર
ગમ્ય ન રાહુવદનસ્ય ન વારિદાનામ્ ।
વિભ્રાજતે તવ મુખાબ્જમનલ્પકાન્તિ ।
વિદ્યોતયજ્જગદપૂર્વશશાકબિમ્બમ્ ॥ ૧૮ ॥

ભાવાર્થ-જેનો ઉદય હમેશાં છે, જેણે મોહરૂપી અંધકારનો નાશ કરેલો છે જેનો રાહુથી ગ્રાસ થઈ શકતો નથી, જેને મેઘ પણ ઘેરી શકતો નથી, તેમ જ જેની કાંતિ કદી પણ ઓછી થતી નથી, એવું તમારૂં મુખકમળ જગતને વિષે અપૂર્વ ચંદ્રબિંબની પેઠે શોભી રહ્યું છે ૧૮

કિં શર્વરીષુ શશિનાડન્હિ વિવસ્વતા વા ।
યુષ્મન્મુખે ન્દુદલિતેષુ તમસ્સુ નાથ ! ॥
નિષ્પન્નશાલિવનશાલિનિ જીવલોકે
કાર્યં કિયજ્જલધરૈર્જલભારનમ્રૈ. ! ॥ ૧૯ ॥

ભાવાર્થઃ-હે નાથ ! તમારા મુખરૂપી ચંદ્રમાથી જ્યારે અંધકારનો નાશ થાય છે ત્યાર પછી રાત્રિને વિષે ઊગતા ચંદ્રમાનું શું કામ છે ? તેમ જ દિવસે ઉદય પામતા સૂર્યનું પણ શું કામ છે ? કેમકે શોભાયમાન ડુંગરનું ધાન્ય પાકી ગયા પછી, આકાશમાં ચઢી આવેલા વરસાદનું શું

પ્રયોજન રહે છે? (ભાવાર્થ કે તે જેમ નિરર્થક છે તેમ જ સૂર્ય, ચંદ્ર પણ તમારા મુખના પ્રકાશ આગળ નિરર્થક જ છે! ) ૧૯

જ્ઞાનં યથા ત્વયિ વિભાતિ કૃતાવકાશં,
નૈવં તથા હરિહરાદિષુ નાયકેષુ ।
તેજ. સ્ફુરન્મણિષુ યાતિ યથા મહત્ત્વ,
નૈવ તુ કાચશકલે કિરણાકુલેઽપિ ॥ ૨૦ ॥

**ભાવાર્થ** – હે પ્રભુ! તમારા વિષે જ્ઞાન જેવી રીતે યથાવકાશથી શોભી રહે છે, તેવું હરિ, હર ઇત્યાદિક દેવોને વિષે શોભતું નથી જ. કેમકે પ્રકાશમાન રત્નોના સમૂહને વિષે જેવુ તેજનુ પ્રાબલ્ય ભાસે છે, તેવું કાચના ચળકતા કટકાને વિષે પણ જણાતું નથી જ. ૨૦

મન્યે વર હરિહરાદય એવ દૃષ્ટા,
દૃષ્ટેષુ યેષુ હૃદય ત્વયિ તોષમેતિ ।
કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્યઃ
કશ્ચિન્મનો હરતિ નાથ! ભવાન્તરેઽપિ ॥ ૨૧ ॥

**ભાવાર્થ** – હે સ્વામી! હરિ, હર ઇત્યાદિક દેવો (મારી) દૃષ્ટિએ પડ્યા તે સારુ જ થયુ છે કેમકે તેમને દીઠાથી મારુ હૃદય તમારે વિષે જ (તે સર્વેને દીઠાથી અને તે સર્વેથી તમે શ્રેષ્ઠ છો એમ જાણ્યાથી) સંતોષ પામે છે આ લોકમાં તમને જોવાથી શુ થયુ છે? (તો એટલું જ કહેવાનુ છે કે) ભવાન્તરને વિષે પણ અન્ય કોઇ દેવ મારું મન હરણ કરી શકનાર નથી. ૨૧

સ્ત્રીણાં શતાનિ શતશો જનયન્તિ પુત્રાન્
નાન્યા સુત ત્વદુપમ જનની પ્રસૂતે ।
સર્વા દિશો દધતિ ભાનિ સહસ્રરશ્મિં
પ્રાચ્યેવ દિગ્જનયતિ સ્ફુરદંશુજાલમ્ ॥ ૨૨ ॥

**ભાવાર્થ** – જેમ તારાઓના સમૂહોને સર્વે દિશાઓ ધારણ કરે છે, પણ તેજસ્વી સૂર્યને તો માત્ર પૂર્વદિશા જ જન્મ આપે છે, તેમ જ સેકડો સ્ત્રીઓ ઘણાએ પુત્રોને જન્મ આપે છે, છતાં તમારા સમાન પુત્રને તો બીજી કોઇ જનેતા (સ્ત્રી) ઉત્પન્ન કરતી જ નથી! ૨૨

ત્વામનન્તિ મુનય પરમ પુમાસ-
માદિત્યવર્ણમમલ તમસઃ પુરસ્તાત્ ।
ત્વામેવ સમ્યગુપલભ્ય જયન્તિ મૃત્યુ
નાન્ય. શિવ શિવપદસ્ય મુનીન્દ્ર ! પન્થા ॥ ૨૩ ॥

**ભાવાર્થઃ**- હે મુનીંદ્ર ! તમને મુનિઓ પરમ પુરુષ માને છે, અને તમે અંધકાર આગળ નિર્મળ સૂર્ય જેવા છો, વળી તમને રૂડે પ્રકારે પામવાથી (જાણવાથી) મૃત્યુને પણ જીતી શકાય છે અને (એ કારણથી) તમારા સિવાય બીજો (કોઇપણ) મોક્ષ (મુક્તિ) પામવાનો કલ્યાણકારક માર્ગ નથી જ ! ૨૩

ત્વામવ્યય વિભુમચિન્ત્યમસખ્યમાદ્ય
બ્રહ્માણમીશ્વરમનન્તમનઙ્ગકેતુમ્ ।
યોગીશ્વર વિદિતયોગમનેકમેક
જ્ઞાનસ્વરૂપમમલ પ્રવદન્તિ સન્ત ॥ ૨૪ ॥

**ભાવાર્થઃ**- હે પ્રભુ ! તમને અવ્યય. વિભુ, અચિંત્ય, અસંખ્ય, આદ્ય, બ્રહ્મા, ઇશ્વર, અનંત અનંગ-કેતુ યોગીશ્વર, યોગને જાણનાર, અનેક, અને એક, એવી રીતે સત્પુરુષો અનેક વિશેષણોથી જ્ઞાનના સાક્ષાત્ સ્વરૂપ રૂપે અને વળી નિર્મળ પણ કહે છે ! ૨૪

બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિતબુદ્ધિબોધાત
ત્વ શકરોઽસિ ભુવનત્રયશકરત્વાત્
ધાતાઽસિધીર ! શિવમાર્ગવિધેવિ ધાનાત્
વ્યક્ત ત્વમેવ ભગવન્ પુરુષોત્તમોઽસિ ॥ ૨૫ ॥

**ભાવાર્થ** - હે વિબુધાર્ચિત ! તમે બુદ્ધિનો બોધ કરો છો તેથી બુદ્ધ જ છો. તમે ત્રણે જગતનું કલ્યાણ કરનાર છો તેથી શંકર રૂપે જ છો અને કલ્યાણકારક માર્ગના વિધિને ધારણ કરનારા-જાણનારા છો તેથી તેમ જ ધાતા છો અને હે ભગવન્ તમે સ્પષ્ટ પુરુષોત્તમ એટલે નારાયણ રૂપ છો. ૨૫

તુભ્ય નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ,
તુભ્ય નમ. ક્ષિતતલામલભૂષણાય ।

તુભ્ય નમસ્ત્રિજગત: પરમેશ્વરાય,
તુભ્ય નમો જિન! ભવોદધિશોષણાય ॥ ૨૬ ॥

**ભાવાર્થ**:- હે નાથ! ત્રણે જગતની પીડાને હરણ કરનાર આપને મારા નમસ્કાર હો! પૃથ્વીના તળ ઉપર અમલ-નિર્મળ-ભૂષણ રૂપ આપને મારા નમસ્કાર હો! વળી ત્રૈલોકના પરમેશ્વર એવા આપને મારા નમસ્કાર હો! હે જિન! આ સંસાર રૂપ સાગરનુ શોષણ કરનાર-નહીં સરખો કરી દેનાર-આપને મારા નમસ્કાર હો! ૨૬

કો વિસ્મયોડત્ર યદિ નામ ગુણૈરશેષૈ-
સ્ત્વં સંશ્રિતો નિરવકાશતયા મુનીશ! ।
દોષૈરુપાત્તવિવિધાશ્રયજાતગર્વૈ,
સ્વપ્નાન્તરેડપિ ન કદાચિદપીક્ષિતોડસિ ॥ ૨૭ ॥

**ભાવાર્થ**:- હે મુનીંદ્ર તમામ ગુણો જ તમારામાં પરિપૂર્ણ રીતે આશ્રય કરીને રહેલા છે, તેમા શુ આશ્ચર્ય છે! કેમકે અનેક સ્થળે આશ્રય મળવાથી જેમને ગર્વ ઉત્પન્ન થએલો છે, એવા દોષોએ તો તમને સ્વપ્નાતરે-સ્વપ્નમા-પણ જોયેલા જ નથી! (ભાવાર્થ કે તમારામાં ગુણ સિવાય દોષ બિલકુલ છે જ નહી) ૨૭

ઉચ્ચૈરશોકતરુસંશ્રિતમુન્મયૂખ-
માભાતિ રૂપમમલ ભવતો નિતાન્તમ।
સ્પષ્ટોલ્લસત્કિરણમસ્તતમોવિતાન
બિમ્બં રવેરિવ પયોધરપાર્શ્વવર્તિ ॥ ૨૮ ॥

**ભાવાર્થ** - હે જિનેશ્વર! જેમ મેઘના સમીપમા રહીને, અંધકારનો નાશ કરીને, અને સ્પષ્ટ ઊંચા કિરણો પ્રસારીને, સૂર્ય શોભી રહે છે, તેમ જ અશોકવૃક્ષની નીચે રહેલુ આપનુ સ્વરૂપ (પાપરૂપી અંધકારનો નાશ કરીને અને) ઊંચા કિરણ પ્રસારીને, અત્યંત નિર્મળ શોભી રહે છે ૨૮

સિંહાસને મણિમયૂખશિખાવિચિત્રે
વિભ્રાજતે તવ વપુ કનકાવદાતમ્।

બિમ્બ વિયદ્વિલસદંશુલતાવિતાન
તુઙ્ગોદયાદ્રિશિરસીવ સહસ્રરશ્મેઃ ॥ ૨૯ ॥

**ભાવાર્થ** – જેવી રીતે ઊંચા ઉદયાચળ પર્વતના ઉપર, આકાશને વિષે પ્રકાશમાન કિરણો રૂપી લતાઓના સમૂહવડે, સૂર્યનું બિંબ શોભે છે, તેવી જ રીતે હે જિનેંદ્ર ! મણિઓના કિરણોની પંક્તિઓવડે કરીને વિચિત્ર દેખાતા સિંહાસનને વિષે, સુવર્ણ જેવું મનોહર આપનું શરીર અત્યંત શોભે છે ૨૯

કુન્દાવદાતચલચામરચારુશોભં,
વિભ્રાજતે તવ વપુ: કલધૌતકાન્તમ્ ।
ઉદ્યચ્છશાંકશુચિનિર્ઝરવારિધાર–
મુચ્ચૈસ્તટં સુરગિરેરિવ શાતકૌમ્ભમ્ ॥ ૩૦ ॥

**ભાવાર્થ** – જેમ ઉદય પામેલા ચંદ્રમાના જેવી નિર્મળ પાણીના ઝરણની ધારાઓ વડે મેરુપર્વતનું સુવર્ણમય ઊંચું શિખર શોભી રહે છે, તેમ મોગરાના પુષ્પ જેવા ધોળા વીંઝાતા (ઢરતા) ચામરો વડે, સોનાના જેવું મનોહર આપનું શરીર શોભી રહે છે ૩૦

છત્રત્રયં તવ વિભાતિ શશાંકકાન્ત–
મુચ્ચૈ સ્થિતં સ્થગિતભાનુકર પ્રતાપમ્ ।
મુક્તાફલપ્રકરજાલવિવૃદ્ધશોભમ્
પ્રખ્યાપયત્રિજગત: પરમેશ્વરત્વમ્ ॥ ૩૧ ॥

**ભાવાર્થ** – હે ભગવન્ ! (તારા સહિત) ચંદ્રના જેવા મનોહર, સૂર્યનાં કિરણના તાપનું નિવારણ કરનાર, અને મોતીઓના સમૂહની રચનાથી શોભાયમાન, એવા તમારા ઉપર રહેલાં તમારાં ત્રણ છત્રો શોભી રહ્યાં છે, તે જાણે તમારું ત્રણે જગતનું અધિપતિપણું જ જાહેર કરતાં હોય તેમ શોભે છે નહીં શું ? ૩૧

ગમ્ભીરતારરવપૂરિતદિગ્વિભાગ—
સ્ત્રૈલોક્યલોકશુભસંગમભૂતિદક્ષ: ।
સદ્ધર્મરાજજયઘોષણઘોષક: સન્।
ખે દુંદુભિર્ધ્વનતિ તે યશસ: પ્રવાદી ॥ ૩૨ ॥

**ભાવાર્થ**:– ઊંચા અને ગંભીર શબ્દવડે જેણે દિશાઓના વિભાગો પૂરી દીધા છે ત્રણે જગતના લોકોને શુભ સમાગમની સંપત્તિ આપવામાં જે કુશળ છે અને સત્યધર્મના રાજાના જયના શબ્દને જે જાહેર કરે છે, એવો તમારો જે દુંદુભિ તે આકાશને વિષે ગર્જના કરી રહ્યો છે ! ૩૨

મંદારસુંન્દરનમેરુસુપારિજાત–
સન્તાનકાદિકુસુમોત્કરવૃષ્ટિરુદ્ધા ।
ગન્ધોદબિન્દુશુભમન્દમરુત્પ્રપાતા
દિવ્યા દિવઃ પતતિ તે વચસાં તતિર્વા ॥ ૩૩ ॥

**ભાવાર્થ**:– મંદાર, સુંદર નમેરુ, પારિજાત, અને સંતાનક ઈત્યાદિ વૃક્ષોનાં ફૂલોની જે દિવ્ય વૃષ્ટિ, સુગંધીદાર પાણીનાં બિંદુઓ વડે શીતળ અને મંદવાયુએ પ્રેરાયેલી, સ્વર્ગમાંથી ઘણી જ પડે છે, તે જાણે તમારા ભાષણની દિવ્યમાળા જ પડતી હોય, નહી શુ ! ૩૩

શુમ્ભત્પ્રભાવલયભૂરિવિભા વિભોસ્તે,
લોકત્રયદ્યુતિમતાં દ્યુતિમાક્ષિપન્તી ।
પ્રોદ્યદ્દિવાકરનિરન્તરભૂરિસંખ્યા
દીપ્ત્યા જયત્યપિ નિશામપિ સોમસૌમ્યામ્ ॥ ૩૪ ॥

**ભાવાર્થ** :– હે વિભુ ! શોભાયમાન છે પ્રભામંડળ જેનું, એવી ઘણી જ તેજસ્વી તમારી કાન્તિ ! ત્રણે જગતના તેજસ્વી પદાર્થોનુ તેજ ઝાખુ પાડે છે–જીતે છે–આક્ષેપ કરે છે તે તમારી કાન્તિ, અસંખ્ય સૂર્યના સરખી તેજસ્વી હોવા છતા, ચંદ્રના જેવી શીતળ પ્રભાથી રાત્રીને પણ જીતે છે ! ૩૪

સ્વર્ગાપવર્ગગમમાર્ગવિમાર્ગણેષ્ટ
સદ્ધર્મતત્ત્વકથનૈકપટુસ્ત્રિલોક્યાં ।
દિવ્યધ્વનિર્ભવતિ તે વિશદાર્થ સર્વ–
ભાષાસ્વભાવપરિણામગુણૈપ્રયોજ્ય ॥ ૩૫ ॥

**ભાવાર્થ** :– સ્વર્ગ અને મોક્ષનો માર્ગ બતાવવામાં ઇષ્ટ, તેમ જ ત્રણે લોકને વિષે સત્યધર્મનુ તત્ત્વ કહેવામાં જે એક જ માત્ર

નિપુણ છે, એવો તમારો જે દિવ્યધ્વનિ તે નિર્મળ અર્થવાળો હોવાથી સર્વ ભાષાના સ્વભાવના ગુણને પામીને (સર્વત્ર) થાય છે ૩૫

ઉન્નિદ્રહેમનવપઙ્કજપુઞ્જકાન્તી–
પર્યુલ્લસન્નખમયૂખશિખાભિરામૌ ।
પાદૌ પદાનિ તવ યત્ર જિનેન્દ્ર ! ધત્ત
પદ્માનિ તત્ર વિબુધા પરિકલ્પયન્તિ ॥ ૩૬ ॥

**ભાવાર્થ** :– હે જિનેન્દ્ર ! સુવર્ણના નવાં ખીલેલા કમળોના સમૂહની કાંતિ જેવા પ્રસરી રહેલા નખોનાં કિરણોની પંક્તિ વડે જે સુંદર દેખાય છે, એવા તમારા પગો, પૃથ્વી ઉપર જ્યાં જ્યાં ડગલાં ભરે છે, (તમે જ્યાં જ્યાં વિચરો છો) તે ઠેકાણે દેવતાઓ કમળની કલ્પના–રચના–કરે છે ૩૬

ઇત્થં યથા તવ વિભૂતિરભૂજ્જિનેન્દ્ર !
ધર્મોપદેશનવિધૌ ન તથા પરસ્ય ।
યાદૃક્ પ્રભા દિનકૃત: પ્રહતાન્ધકારા
તાદૃક્કુતો ગ્રહગણસ્ય વિકાશિનોઽપિ ॥ ૩૭ ॥

**ભાવાર્થ** :– હે જિનેન્દ્ર ! એ પ્રકારની (પાછળ જણાવેલા અષ્ટ પ્રાતિહાર્યની) તમને જે જે સંપત્તિઓ ધર્મનો ઉપદેશ કરતી વખતે (સમવસરણમાં) થઈ, તે પ્રમાણે અન્યને (હરિહરાદિ પર ધર્મના દેવોને કદી પણ) થઈ, નથી. (તે યોગ્ય જ છે) કેમકે અંધકારનો સમૂળ નાશ કરનાર સૂર્યની જેવી પ્રભા છે તેવી પ્રકાશ પામેલા ગ્રહોની પણ ક્યાંથી જ હોય ? ૩૭

શ્ચ્યોતન્મદાવિલવિલોલકપોલમૂલ–
મત્તભ્રમદ્ભ્રમરનાદવિવૃદ્ધકોપમ્ ।
ઐરાવતાભમિભમુદ્ધતમાપતન્તં
દૃષ્ટ્વા ભયં ભવતિ નો ભવદાશ્રિતાનામ્ ॥ ૩૮ ॥

**ભાવાર્થ** :– જેનું ગંડસ્થળ ઝરતા મદવડે કરીને ખરડાએલ છે, વળી જે માથું ધુણાવ્યા કરે છે અને તેની આજુબાજુ ભમતા ઉન્મત્ત ભમરાઓના ગુંજારવ વડે, જેનો કોપ વૃદ્ધિને પામેલો છે,

વળી જે ઉદ્ધત ઐરાવત જેવો છે, એવો હાથી પણ જો ( કદાચ ) સામો આવે, તોપણુ તેને દેખીને તમારો જે આશ્રિત હોય છે તેને ભય ઊપજતો નથી. ૩૮

ભિન્નેભકુમ્ભગલદુજ્જવલશોણિતાક્ત–
મુકતાફલપ્રકરભૂષિતભૂમિભાગ· ।
બદ્ધક્રમઃ ક્રમગતં હરિણાધિપોઽપિ
નાક્રામતિ ક્રમયુગાચલસશ્રિત તે ॥ ૩૯ ॥

**ભાવાર્થ** :– જેણે હાથીઓના કુભસ્થળ છેદીને, તેમાંથી ગળતાં ઉજ્જવળ અને લોહીથી ખરડાએલા મોતી વડે પૃથ્વી શોભાવી છે, એવા બળવાન દોડતા સિંહની દોટમા જે માણુસ આવી પડ્યો હોય, તે પણુ જો તમારા ચરણુ રૂપી પર્વતનો આશ્રય લે, તો તેને તેવો સિહ પણુ ( મારી શકતો નથી ) આક્રમણુ કરી શકતો નથી–પંજામા લઇ શકતો નથી. ૩૯

કલ્પાન્તકાલપવનોદ્ધતવહ્નિકલ્પ
દાવાનલ જ્વલિતમુજ્જવલમુત્સ્ફુલિગમ્ ।
વિશ્વ જિઘત્સુમિવ સમ્મુખમાપતન્ત
ત્વન્નામકીર્ત્તનજલ શમયત્યશેષમ્ ॥ ૪૦ ॥

**ભાવાર્થ** :– જો પ્રલયકાળના પવનથી ઉદ્ધત થયેલા અગ્નિ જેવો, જેની અદરથી ઘણા ઓઢા ( તણુખા ) ઊડે છે એવો, અને ઘણુા જ પ્રકાશવાળો એવો દાવાનળ–વનનો અગ્નિ, જાણે જગતને બાળી નાખવાની જ ઇચ્છા કરતો હોય નહિ ! તેમ જોરમા સળગતો સળગતો સન્મુખ આવે, તો તેને પણુ તમારા નામનું કીર્તન રૂપી–તમારુ સ્તવન રૂપી–જળ અશેષ સમાવી દે છે, સમગ્ર બુઝાવી નાખે છે.

રક્તેક્ષણું સમદકોકિલકણ્ઠનીલ
ક્રોધોદ્ધત ફણિનમુત્ફણમાપતન્તમ્ ।
આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશઙ્ક–
સ્ત્વન્નામનાગદમની હૃદિ યસ્ય પુંસ ॥ ૪૧ ॥

**ભાવાર્થ** – લાલચોળ આંખોવાળો, મદોન્મત્ત કોયલના કંઠ (ગળું) જેવો કાળો, અને કોપે કરીને ઉદ્ધત, (છ છેડાયેલો) એવો સર્પ ફણી ફેણ કરીને સામો ધસી આવતો હોય તેને પણ જે માણસની પાસે તમારા નામરૂપી નાગદમની (સર્પનું દમન કરનાર ઔષધી) હોય છે, તે માણસ નિશ્‌ કપણે ઓળગી જાય છે। (ભાવાર્થ કે એવો સાપ પણ તમારા ભક્તને કરડી શકતો નથી.) ૪૧

વલ્ગત્તુરંગગજગર્જિતભીમનાદ–
માજૌ બલં બલવતામપિ ભૂપતીનામ્ ।
ઉદ્યદ્દિવાકરમયૂખશિખાપવિદ્ધં
ત્વત્કીર્તનાત્તમ ઇવાશુ ભિદામુપૈતિ ॥ ૪૨ ॥

**ભાવાર્થ** – જેની અંદર ઘોડાઓ કૂદી રહ્યા છે અને હાથીઓની ગર્જનાના ભયાનક શબ્દો થઇ રહ્યા છે, એવા રણને વિષે રહેલા બળવાન ભૂપતિના સૈન્યને પણ, જેમ ઉદય પામેલા સૂર્યનાં કિરણોની શિખાઓ વડે, અંધકારનો નાશ કરી શકાય છે, તેમ જ તમારા કીર્તનથી ભેદી શકાય છે। (ભાવાર્થ કે તમારી ભક્તિથી એવું સૈન્ય પણ જીતી શકાય છે) ૪૨

કુંતાગ્રભિન્નગજશોણિતવારિવાહ–
વેગાવતારતરણાતુરયોધભીમે ।
યુદ્ધે જયં વિજિતદુર્જયજેયપક્ષા–
સ્ત્વત્પાદપંકજવનાશ્રયિણો લભન્તે ॥ ૪૩ ॥

**ભાવાર્થ** – ભાલાઓની અણીઓ વડે છેદાઇ ગયેલા હાથીઓના રૂધિરનો પ્રવાહ જ્યાં આગળ વહે છે અને જ્યાં તે પ્રવાહની અંદર યોદ્ધાઓ તરવામાં આતુર થઇ ગયેલા છે એવા ભયાનક યુદ્ધને વિષે, જેને તમારા ચરણકમળરૂપી વનનો આશ્રય હોય છે, તેઓ અજીત શત્રુઓને પણ જીતી શકે છે ૪૩

અમ્ભોનિધૌ ક્ષુભિતભીષણનક્રચક્ર–
પાઠીન પીઠભયદોલ્બણવાડવાગ્નૌ ।

રંગત્તરંગશિખરસ્થિતયાનપાત્રા-
સ્રાસં વિહાય ભવતઃ સ્મરણાદ્વ્રજન્તિ ॥ ૪૪ ॥

**ભાવાર્થ** – ભયંકર મગરમચ્છ આદિ નક્રચક્ર જળચર જંતુઓ જેની અંદર ઊછળી રહ્યા છે અને ભયાનક વાડવાગ્નિ જેની અંદર અતિશય પ્રજ્વલિત થઈ રહ્યો છે, તથા મોટાં મોટાં મોજાઓ જેની અંદર ઊછળી રહ્યાં છે, એવા તોફાની સમુદ્રની અંદર જે વહાણો (વહાણની અંદરના મનુષ્યો) આવી પડેલા હોય છે, તે પણ તમારા સ્મરણથી નિર્ભયપણે જઇ શકે છે ! (સમુદ્રમા જોખમાયા સિવાય રહી શકે છે.) ૪૪

ઉદ્ભૂતભીષણજલોદરભારભુગ્નાઃ,
શોચ્યાં દશામુપગતાશ્ચ્યુતજીવિતાશાઃ ।
ત્વત્પાદપંકજરજોઽમૃતદિગ્ધદેહા
મર્ત્યા ભવન્તિ મકરધ્વજતુલ્યરૂપાઃ ॥ ૪૫ ॥

**ભાવાર્થ :**– ભયંકર જળોદર રોગના ભારથી નમી ગએલા અને તેથી કરીને જેમણે જીવતરની આશા છોડી દીધી છે, એવી મહા દુઃખદ અવસ્થાને જેઓ પામેલા હોય છે, તેઓ પણ તમારા ચરણકમળની રજરૂપી અમૃતનું જો પોતાના શરીરને લેપન કરે તો [ રોગથી રહિત થઇને ] કામદેવ જેવા સુંદર શરીરવાળા થાય છે ! ૪૫

આપાદકંઠમુરુશૃંખલવેષ્ટિતાંગાં,
ગાઢં બૃહન્નિગડકોટિનિઘૃષ્ટજંઘાઃ ।
ત્વન્નામમન્ત્રમનિશં મનુજાઃ સ્મરન્તઃ,
સદ્યઃ સ્વયં વિગતબન્ધભયા ભવન્તિ ॥ ૪૬ ॥

**ભાવાર્થ** – પગથી તે ગળાસુધી જડેલી બેડીઓવડે જેના અંગ વિંટાઇ ગયા છે, અને–તે મોટી બેડીઓના ગાઢ બંધનથી તેની કોટીઓની ઝીણી અણીઓતળે જેમની જાંઘો ઘસાયા કરે છે, તે માણસો પણ જો તમારા નામનું નિરંતર સ્મરણ કરે છે, તો ઉતાવળા પોતાની મેળે જ બંધનના ભયથી મુક્ત થઇ જાય છે ( કેદમાથી છૂટે છે ) ૪૬

મત્તદ્વિપેન્દ્રમૃગરાજદવાનલાહિ-
સંગ્રામવારિધિમહોદરબન્ધનોત્થમ્ ।
તસ્યાશુ નાશમુપયાતિ ભયં ભિયેવ
યસ્તાવકં સ્તવમિમં મતિમાનધીતે ॥ ૪૭ ॥

ભાવાર્થ :- જે બુદ્ધિમાન માણસ તમારું આ સ્તવન [આ ભક્તામર સ્તોત્ર ] ભણે છે :-પાઠ કરે છે,-તેના, મદોન્મત હાથીથી સિંહથી, દાવાનળ અગ્નિથી, યુદ્ધથી, સમુદ્રથી અને જળોદર તથા બંધનથી ( પાછલાં કાવ્યોમાં જણાવેલાં ) એ સર્વેથી ઉત્પન્ન થએલો ભય, ભયથી જ જેમ નાશ પામતો હોય તેમ ( આ સ્તોત્રના પાઠથી ) ઝટ નાશ પામે છે ! ૪૭

સ્તોત્રસ્રજં તવ જિનેન્દ્ર ! ગુણૈર્નિબદ્ધાં
ભક્ત્યા મયા રુચિરવર્ણવિચિત્રપુષ્પામ્ ।
ધત્તે જનો ય ઇહ કણ્ઠગતામજસ્રં
તં માનતુઙ્ગમવશા સમુપૈતિ લક્ષ્મીઃ ॥ ૪૮ ॥

ભાવાર્થ :- હે જિનેંદ્ર ! આ સ્તોત્રરૂપી માળા મેં તમારા ગુણરૂપી દોરાવડે, વિચિત્ર અક્ષરરૂપી રંગવાળાં પુષ્પોથકી ભક્તિવડે ગુંથેલી છે, તેને જે માણસ હમેશાં પોતાના કંઠને વિષે ધારણ કરશે, તે ( સન્માન થકી ઊંચા થયેલા એવા હોઇને ) સ્વતંત્ર લક્ષ્મીને પામશે. ૪૮

---

# શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર ( પદ્યાનુવાદ )

[ હરિગીત છંદ ]

કલ્યાણનુ મંદિર અને ઉદાર ઇચ્છિત આપવે,
દાતા અભય ભયભીતને સમર્થ દુરિત કાપવે;
સંસાર દરિયે ડૂબતાને નાવરૂપે જે વળી,
નિર્દોષ પ્રભુના પદકમળને પ્રથમ હું પ્રેમે નમી. ૧

સાગર સમા જેના મહિમાની સ્તુતિ કરવા વિષે,
વિશાળ બુદ્ધિ સુરગુરુ તે છેક શકિત હીણુ દીસે,
વળી કમઠ કેરા ગર્વને જે બાળવે અગ્નિ અરે,
તીર્થેશની સ્તુતિ કરીશ જ તેમની હું તો ખરે. ૨

સામાન્ય રીતે પણ તમારા રૂપને વિસ્તારવા,
જિનરાજ ! શકિતમાન દુર્લભ મૂઢ મુજ સમ છે થવા,
દિન અંધ ધીરજવાન બચ્ચુ ઘૂડનુ જે તેહથી,
નહિ સૂર્ય કેરા રૂપને વર્ણી શકશે સ્નેહથી. ૩

અનુભવ કરે તુજ ગુણતણો જન મોહના ટળવા થકી,
નહિ પાર પામે નાથ ! તે પણ આપ ગુણ ગણતાં કદી,
જયમ પ્રલયકાળવડે ખસેલા જળથકી જ સમુદ્રના,
ખુલ્લા થયેલા રત્ન ઢગલા કો'થી માપી શકાય ના ૪

દેદીપ્યમાન અસંખ્ય ગુણની ખાણ નાથ તમારી હું,
આરંભ તો કરવા સ્તુતિ પણ મંદ બુદ્ધિમાન છુ;
શું બાળ પણ કે'તું નથી ? લંબાવી બેઉ હાથને,
નિજ બુદ્ધિના અનુસારથી જ સમુદ્રના વિસ્તારને. ૫

હે ઈશ યોગી પણ તમારા ગુણ જે ન કહી શકે;
સામર્થ્ય મારુ કયાથી વર્ણન મુજથી તેનુ થઈ શકે.
વિચાર વિણનુ કાર્ય આ ગણાય મારું તેહથી,
પણ પક્ષી શુ પોતાતણી ભાષા કહો વદતાં નથી ! ૬

અચિંત્ય મહિમાવાન સ્તુતિ આપની હો જિનરે,
તુજ નામ પણ સંસારથી ત્રૈલોકનું રક્ષણ કરે;
જ્યમ ગ્રીષ્મકેરા સખત તાપવડે મુસાફર જે દુઃખી,
તે થાય કમળ તળાવ કેરા શીતળ વાયુથી સુખી. ૭

હે સ્વામી આપ હૃદય વિષે આવો તદા પ્રાણીતણાં,
ક્ષણમાત્રમાં દઢ કર્મબંધન જાય તૂટી જગતણાં;
વનમા મયૂરો મધ્યમાં જેવી રીતે આવ્યા થકી,
ચંદનતણાં તરુથી જ સર્પો સદ્ય છૂટે છે નકી. ૮

દર્શન અહો જિનેંદ્ર માત્ર મનુષ્યને જો થાય છે,
તો સેંકડો દુઃખ સમ ભરેલાં સહેજમાં ટળી જાય છે;
ગોવાળ કિંવા સૂર્ય તેજસ્વી તણા દીઠાં થકી,
પશુઓ મુકાયે સદ્ય જેવા નાસતા ચોરો થકી. ૯

તારક તમે જિનરાજ કેવી રીતથી સંસારીનાં?
તમને હૃદયમા ધારી ઉલટા તારતા સંસારીઓ;
આશ્ચર્ય છે પણ ચર્મકેરી મસકથી સાચુ ઠરે,
અંદર ભરેલા વાયુના આધારથી જળને તરે. ।। ૧૦

હરિ,હર અને બ્રહ્માદિના જ પ્રભાવને જેણે હણ્યો
ક્ષણમાત્રમા તે રતિપતિને સહેજમાં આપે હણ્યો;
જે પાણી અગ્નિ અન્યને બુઝાવતુ પળ વારમા,
તે પાણીને વડવાનળે પીધુ ન શુ ક્ષણવારમા? ૧૧

હે સ્વામી! અતિશય ભારવાળા આપને પામ્યા પછી,
કેવી રીતે પ્રાણી અહો! નિજ હૃદયમાં ધાર્યા થકી;
અતિ લઘુપણે ભવરૂપ દરિયો સહેજમાં તરી જાય છે,
અથવા મહાન જનોતણો મહિમા અચિંત્ય ગણાય છે? ૧૨

હે પ્રભુ! જ્યારે પ્રથમથી આપે હણ્યો'તો ક્રોધને,
આશ્ચર્ય ત્યારે કેમ બાળ્યા કર્મરૂપી ચોરને?
અથવા નહી આ અવનિમા શુ દેખવામા આવતુ?
શીતળ પડે જે હિમ તે લીલા વનોને બાળતુ !! ૧૧

હે જિન યોગી આપને પરમાત્મ રૂપેથી સદા,
નિજ હૃદય કમળે જ્ઞાનરૂપી ચક્ષુથી અવલોકતા;
પુનિત નિર્મળ કાંતિવાળા કમળનુ બી સંભવે,
શું કમળકેરી કર્ણિકાને મધ્ય વિણુ બીજે સ્થળે. ૧૪

ક્ષણુમાત્રમાં જિનરાજ ભવિજન આપકેરા ધ્યાનથી,
પામે દશા પરમાત્મની તજી દેહને પ્રભુ જ્ઞાનથી;
જ્યમ તિવ્ર અગ્નિ તાપથી મિશ્રિત ધાતુ હોય તે,
પથ્થરપણુાને ત્યાગીને તત્કાળ સોનુ થાય છે. ૧૫

હે જિન હમેશાં ભવ્ય જન જે દેહના અંતર વિષે,
ધરતાં તમારુ ધ્યાન તેનો નાશ કરતા કેમ તે;
અથવા સ્વભાવ મહાન્ જન મધ્યસ્થનો એવો સદા,
વિગ્રહતણો કરી નાશ ને શાંતિ પ્રસારે ઉભયથા. ૧૬

નહીં ભેદ હે પ્રભુ આપને આત્મા વિષે આ બુદ્ધિથી,
ચિંતન કરે પડિત અહીં તે આપ સમ થાયે નકી;
જે જળ વિષે શ્રદ્ધાથકી અમૃતતણુ ચિતન કરે,
તે જળ ખરેખર વિષના વિકારને શુ ના હરે ? ૧૭

તમને જ અજ્ઞાને રહિત પરધમી પણ નામાંતરે,
વિભુ હરિહરાદિક બુદ્ધિથી નિશ્ચય કરી પામે ખરે;
કમળાતણા રોગેથી જેનાં નેત્ર પ્રભુ પીળાં રહે,
તે સાફ ધોળા શખને શુ પીતવર્ણી નહી કહે ? ૧૮

ધર્મોપદેશતણા સમયમા આપના સહવાસથી,
તરૂ પણ અશોક જ થાય તો શુ મનુજનુ કે'વુ પછી ?
જ્યમ સૂર્યના ઉગ્યા થકી ના માત્ર માનવ જાગતાં,
પણ વૃક્ષ પલ્લવ પુષ્પ સાથે સહેજમા પ્રફુલ્લિત થતાં. ૧૯

ચારે દિશાએ દેવ જે પુષ્પોતણી વૃષ્ટિ કરે,
આશ્ચર્ય નીચા મુખવાળા ડીટથી તે કયમ પડે;
હે મુનીશ અથવા આપનુ સામીપ્ય જબ પમાય છે,
પડિત અને પુષ્પોતણા બધન અધોમુખ થાય છે. ૨૦

જે આપના ગભીર હૃદય સમુદ્રમાંથી ઊપજે,
તે વાણીમાં અમૃતપણું લોકો કહે તે સત્ય છે;
કાંકિ કરીને પાન પરમાનંદને ભજતાં થકા,
ભવિજન અહો એથી કરીને શીઘ્ર અજરામર થતા. ૨૧

દેવો વીંઝે જે પવિત્ર ચામર, સ્વામી આપ સમીપ તે,
હું ધારૂં છું નીચા નમી ઊંચા જતા એમ જ કહે;
મુનિશ્રેષ્ઠ એવા પાર્શ્વને જે નમન કરશે સ્નેહથી.
તે શુદ્ધ ભાવી ઊર્ધ્વ ગતિને પામશે નિશ્ચયથકી. ૨૨

સુવર્ણ રત્નોથી બનેલા ઊજળા સિંહાસને,
ગંભીર વાણીવાન રૂપે શ્યામ સ્વામી આપને;
ઉત્સુક થઇને ભવ્ય જનરૂપી મયૂરો નીરખે,
મેરૂશિરે અતિ ગાજતા નવ મેઘ સમ પ્રીતિવડે. ૨૩

ઊંચે જતી તુમ શ્યામ ભામંડળતણી કાંતિવડે,
લોપાય રંગ અશોક કેરા પાનનો સ્વામી ખરે;
પ્રાણી સચેતન તો પછી વીતરાગ આપ સમાગમે,
રે કોણ આ સંસારમાં પામે નહિ વૈરાગ્યને. ૨૪

રે રે પ્રમાદ તજો અને આવી ભજો આ નાથને,
જે મોક્ષપુરીમાં જતા વ્યાપારી પાર્શ્વનાથને;
સુર દુંદુભીનો શબ્દ જે આકાશમાં વ્યાપી રહે,
હું માનું છું કે દેવ તે ત્રૈલોકને એમ જ કહે. ૨૫

હે નાથ ત્રૈલોકમાં પ્રકાશ જબ આપે કર્યો;
તારા સહિત આ ચંદ્રમા તવ હીણા અધિકારી ઠર્યો;
મોતી સમૂહે શોભતાં ત્રણ છત્રના મીસે કરી,
તે આવ્યો પ્રભુની પાસ તે, નકી રૂપ ત્રણ જાણે ધરી. ૨૬

કીર્તિ પ્રતાપ જ કાંતિકેરા સમૂહથી ત્રૈલોક આ,
ગોળારૂપે ભગવાન જયમ આપે પૂરેલા હોય ના;
રૂપુ સુવર્ણ અને વળી માણેકયથી નિમિત ખરે,
ચોપાસથી શોભી રહ્યાં ત્યમ આપ ત્રણ કિલ્લાવડે ૨૭

પડતી પ્રભુ તુમ પાદમાં દેવેંદ્ર નમતા તેમની,
રત્ને રચિત મુગટો તજીને દિવ્યમાળા પુષ્પની;
હું માનું છું મનમાં ખરે એ યોગ્ય થાય સર્વથી;
વિભુ! આપનો સંગમ થતાં સુમનસો બીજે રમતાં નથી. ૨૮

હે નાથ! આ સંસારસાગરથી તમે વિમુખ છતે,
નિજ આશ્રિતોને તારતા વિશ્વેશ તે તો યોગ્ય છે;
લોકો તરે માટીતણા ઘટ કર્મ પાક સહિતથી,
આશ્ચર્ય વિભુ! પણ આપ છો રહિત કર્મ વિપાકથી.

વિશ્વેશ, જનપાલક! છતાં પણ આપ દુર્ગત દીસતા,
હે ઇશ અક્ષર છો, તથાપિ રહિત લિપિ સર્વથા,
વળી દેવ છે અજ્ઞાનીને પણ તારનાર સદૈવ જે,
વિચિત્ર તે ત્રૈલોક બોધકજ્ઞાન આપ વિષે સ્ફુરે. ૩૦

સર્વાકાશ આચ્છાદિત કરે એવી અતિશય ધૂળ જે,
શઠ કમઠ દૈત્યે ક્રોધથી ઉડાડી સ્વામી આપને,
છાયા પરંતુ નાથ તેથી આપની ઢંકાઇ નથી!
ઉલટો છવાયો દુષ્ટ પોતે કૃત્ય પોતાના થકી!! ૩૧

વિજળી સહિત ઘનઘોર મુશળધારથી વળી વર્ષતો,
વર્ષાદ દુસ્તર કમઠ દૈત્યે છોડિયો પ્રભુ! ગાજતો,
તેણે અહો જિનરાજ! ઉલટું રૂપ ત્યા સહેજે ધર્યું,
તીક્ષ્ણ છુરી તલવારકેરુ કામ તે સામુ કર્યું!! ૩૨

વિકરાળ ઊંચા કેશ લટકે માળ શબના શિરની,
ભયકારી અગ્નિ મુખ વિષેથી નીકળે જેના વળી;
એવો સમૂહ પિશાચનો જે આપ પ્રત્યે પ્રેરિયો,
હે દેવ! પ્રતિભવ દુઃખકારી તેહને તે તો થયો.! ૩૩

હે ત્રણ ભુવનના નાથ? જેઓ અન્ય કાર્યો છોડીને,
ત્રિકાળ વિધિવત પૂજતા તુજ ચરણને ચિત્ત જોડીને;
વળી ભકિતના ઉલ્લાસથી રોમાંચવાળો દેહ છે,
આ પૃથ્વીમા તે ભવ્યજનને હે પ્રભુજી! ધન્ય છે. ૩૪

હે મુનીશ ! આ સંસાર રૂપ અપાર સાગરને વિષે,
હું માનું છું તુમ નામ નહીં મુજ શ્રવણમાં આવ્યું હશે;
સુણ્યા છતાંય પવિત્ર મંત્રરૂપી તમારા નામને,
આપત્તિ રૂપી સર્પિણી શું સમીપમાં આવી શકે ! ૩૫

હે દેવ ! જન્માંતર વિષે પણ આપના બે ચરણ જે,
બળવાન ઇચ્છિત આપવે તે, મે નહીં પૂજ્યા હશે;
હે મુનીશ તેથી કરી હું, જરૂર આ ભવને વિષે,
સ્થળ હૃદય વેધક પરાભવનું તે થયો જાતે દીસે. ૩૬

નિશ્ચય અરે ! મોહાંધકારે વ્યાપ્ત એવાં નેત્રથી,
પૂર્વે કદી મે એક વેળા પણ પ્રભુ જોયા નથી;
કેવી રીતે થઇ હૃદયભેદક અન્યથા પીડે મને,
બળવાન બંધનની ગતિ વાળા અનર્થો શરીરને. ૩૭

કદી સાંભળ્યા પૂજ્યા ખરેખર આપને નિરખ્યા હશે,
પણ પ્રીતિથી ભક્તિવડે નહિ હૃદયમાં ધાર્યા હશે;
જનબંધુ ! તેથી દુ:ખપાત્ર થયેલ છું ભવને વિષે,
કાંકે ક્રિયા ભાવે રહિત નહીં આપતી ફળ કાંઇએ. ૩૮

સુખકારી શરણાગત પ્રભુ હિતકારી જન દુઃખિયાતણા,
હે યોગીઓમાં શ્રેષ્ઠ ! સ્થળ કરુણા અને પુણ્ય જ તણા;
ભક્તિથકી નમતો હું તે મહેશ મોરા ઉપરે,
તત્પર થયો દુ:ખ અંકુરોને ટાળવા કરુણાવડે. ૩૯

અસંખ્ય બળનું શરણ ! ને વળી શરણ કરવા યોગ્ય જે,
અરિનાશથી થઇ કીર્તિ એવા આપના પગ કમળને;
શરણે છતા પણ ભુવનપાવન ! ધ્યાનથી કદી હીણ તો,
છું પ્રથમથી જ હણાયલો હણવા જ માટે યોગ્ય હો. ૪૦

હે અખિલ વસ્તુ જાણનારા ! વંદ્ય હે દેવેંદ્રને,
સંસારના તારક ! અને ભુવનાધિનાથ ! પ્રભુ ! તમે;
ભયકારી દુઃખ દરિયાથકી આજે પવિત્ર કરો અને,
કરુણાતણા હે સિંધુ ! તારો દેવ ! દુઃખિયાને-મને. ૪૧

હે નાથ! આપ ચરણ કમળની નિત્ય સંચિત જે કરી,
તે ભક્તિ કરી સંતતિનું હોય ફળ કદી જો જરી;
તો શરણ કરવા યોગ્ય માત્ર જ આપને શરણે રહ્યો,
તે અહીં અને ભવ અન્યમાં પોતે જ મુજ સ્વામી થજો. ૪૨

એ રીતથી રૂડે પ્રકારે સ્થિર બુદ્ધિવાન ને,
અતિ હર્ષથી રોમાંચી જેના શરીર કેરા અંગ તે;
તુજ મુખકમળ નિર્મળ વિષે જિનેંદ્ર! બાંધી દૃષ્ટિને,
જે ભવ્યજન હે પ્રભુ! રચે છે આપ કેરી સ્તુતિને.

[ પુષ્પિતાગ્રા છંદ ]

જન નયન કુમુદચંદ્ર સ્વામી,
ચળકતી સંપદ સ્વર્ગની જ પામી,
નિર્મળમય મનના થવા થકી એ,
તુરત જશે જન મોક્ષને વિષે તે. ૪૪

---

# શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તોત્ર



( શાર્દૂલ છંદ )

*કિં કર્પૂરમયં સુધારસમયં કિં ચન્દ્રરોચિર્મયં ।
કિં લાવણ્યમયં મહામણિમયં કારુણ્યકેલિમયં ॥
વિશ્વાનંદમયં મહોદયમયં શોભામયં ચિન્મયમ્ ।
શુકલધ્યાનમયં વપુર્જિનપતેર્ભૂયાદ્ભવાલમ્બનમ્ ॥ ૧ ॥

---

*કિં શબ્દ આશ્ચર્ય સૂચવે છે. એનો અર્થ અહા! જેવો થાય છે, તો-દરેક વિશેષણની શરૂઆતમાં વાપરી લેવો

ભાવાર્થઃ– શ્રી જિનેન્દ્ર ભગવાનનું શરીર, અહા! કપૂર જેવું શ્વેત, અમૃત જેવું મિષ્ટ, ચન્દ્રની કાન્તિ જેવું શીતળ અને પ્રકાશિત, સુંદર, મોટા મણિ જેવું પ્રકાશિત, કરુણતાનું ભૂમિકારૂપ, સમગ્ર વિશ્વને આનંદમય, મહા ઉદયવાળું, શોભાવાળું સચિત્ત સ્વરૂપ, શુક્લ ધ્યાનમાં નિમગ્ન, એવા શ્રી જિનેન્દ્ર ભગવાન સંસારના આધાર રૂપે હો ॥ ૧ ॥

પાતાલં કલયન્ ધરાં ધવલયન્નાકાશ મા પૂરયન્ ।
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનરશ્રેણિં ચ વિસ્માપયન્ ॥
બ્રહ્માંડં સુખયન્ જલાનિ જલધેઃ ફેનચ્છલાલોલયન્ ।
શ્રી ચિંતામણિપાર્શ્વસંભવયશોહંસશ્ચિરં રાજતે ॥ ૨ ॥

ભાવાર્થ – પાતાળમાં પણ પ્રવેશ કરી રહેલો પૃથ્વીને ઉજ્જવલ કરતો, આકાશમાં સર્વ સ્થળે વ્યાપ્ત થતો, દિશાઓના ચક્રને પણ ઉલ્લંઘી જતો, દેવ દાનવોને વિસ્મય આપતો, ત્રણે જગતને સુખ પમાડતો, સમુદ્રમાં શ્વેત ફીણથી શોભાયમાન જળને ડહોળી નાંખતો, એવો શ્રી પાર્શ્વનાથ ચિંતામણિનો યશરૂપી હંસ ચિરકાળ શોભે છે ॥૨॥

પુણ્યાનાં વિપણિસ્તમોદિનમણિઃ કામેભકુંભે સૃણિ– ।
ર્મોક્ષે નિસ્સરણિઃ સુરેંદ્રકરિણી જ્યોતિઃ પ્રકાશારણિઃ ॥
દાને દેવમણિર્નતોત્તમજનશ્રેણિઃ કૃપાસારિણી ।
વિશ્વાનંદસુધાઘૃણિર્ભવભિદે શ્રી પાર્શ્વચિંતામણિઃ ॥ ૩ ॥

ભાવાર્થ – પુણ્યના હાટ (ભંડાર) રૂપ, પાપરૂપી અંધકારમાં સૂર્યરૂપ, વિષયરૂપી હાથી વશ કરવામાં અંકુશરૂપ, મોક્ષમાં ગમન કરવા માટે નિસરણીરૂપ, આત્મજ્ઞાનરૂપ, જ્યોતિને પ્રકાશ આપવામાં અરણીના વૃક્ષ સમાન, દાન દેવામાં ઈંદ્ર સમાન, એમની (શ્રી પાર્શ્વનાથની) આગળ નમન કરી રહેલી સજ્જન પુરુષોની પંક્તિને કૃપાની નદી સમાન, વિશ્વમાં આનંદરૂપી અમૃતના તરંગ સમાન શ્રી પાર્શ્વચિંતામણી (ભગવાન) સંસારસમુદ્રનું ઉચ્છેદન કરનાર આપ જ છો. ॥૩॥

શ્રીચિંતામણિપાર્શ્વવિશ્વજનતાસંજીવનસ્ત્વં મયા ।
દૃષ્ટસ્તાત ! તતઃ શ્રિયઃ સમભવન્નાશક્રમાચક્રિણમ્ ॥

મુક્તિ. ક્રીડતિ હસ્તયોર્બહુવિધ સિદ્ધ મનોવાંચ્છિત ।
દુર્દૈવં દુરિત ચ દુર્દિનભય કષ્ટ પ્રણષ્ટં મમ ॥ ૪ ॥

ભાવાર્થ – હે તાત ! ( હે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ! ) આખા વિશ્વના જીવનરૂપ, સચ્ચિદાનદ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ! જ્યારથી મને આપના દર્શન થયા છે, ત્યારથી જ ઈન્દ્ર દેવ તથા ચક્રવર્તી પર્યંતની સમૃદ્ધિ મને પ્રાપ્ત થઇ છે મારા હસ્તમાં જ મુક્તિ રૂપી દેવી ક્રીડા કરી રહી છે, મારી વિવિધ પ્રકારની મનની અભિલાષાઓ સિદ્ધ થઇ છે અને મારુ દુર્દૈવ, મારું પાપ અને મારું દુ:ખ તથા દરિદ્રતાનો મારો ભય સમૂળ નાશ પામ્યો છે ॥ ૪ ॥

યસ્ય પ્રૌઢતમપ્રતાપતપન· પ્રોદ્દામધામા જગ–
જ્જઘાલ· કલિકાલકેલિદલનો મોહાન્ધવિધ્વસક· ॥
નિત્યોદ્યોતપદ સમસ્તકમલાકેલિગૃહં રાજતે ।
સ શ્રીપાર્શ્વજિનો જને હિતકરશ્ચિતામણિ પાતુ મામ્ ॥૫॥

ભાવાર્થ :– હે અતિશય પ્રતાપવાન સૂર્યરૂપ, અતિ ઉત્કટ જગતરૂપી ધામને તથા કળીકાળના મહિમાને દહન કરનારા, મોહરૂપી અંધકારનો નાશ કરનારા અને જેનુ સમસ્ત પ્રકારની સમૃદ્ધિ ધારણ કરનાર પદ હમેશા શોભી રહ્યુ છે એવા શ્રી પાર્શ્વનાથ ભગવાન, જગતના જીવોનુ હિત કરનાર ચિંતામણિ મારું રક્ષણ કરો. ॥ ૫ ॥

વિશ્વવ્યાપિતમો હિનસ્તિ તરણિર્બાલોડપિ કલ્પાકુરો ।
દારિદ્રાણિ ગજાવલી હરિશિશુ કષ્ટાનિ વન્હે કણ ॥
પીયુષસ્ય લવોડપિ રોગનિવહ યદ્વત્તથા તે વિભો· ।
મૂર્તિ સ્ફુર્તિમતીસતી ત્રિજગતીકષ્ટાનિ હતું ક્ષમા ॥ ૬ ॥

ભાવાર્થ – સૂર્ય બાલ્યાવસ્થામા હોવા છતા પણ વિશ્વમાં વ્યાપી રહેલા અધકારનો નાશ કરે છે, કલ્પવૃક્ષનો એક જ અકુર ( ફણગો ) દરિદ્રતાનો નાશ કરવામા સમર્થ છે સિહનુ એક નાનું બાળક જ હાથીઓના સમૂહનો નાશ કરે છે, અગ્નિનો એક સૂક્ષ્મ કણ કાષ્ટના જથ્થાને ભસ્મવત્ કરી નાખે છે, અમૃતનુ એક જ બિંદુ રોગને નિર્વંશ કરે છે, તે

જ પ્રમાણે હે વિભો ! મનુષ્યની મતિમાં સ્ફુરણા કરનારું શરીર ત્રણે જગતનાં દુઃખો હણવાને માટે સમર્થ છે ॥ ૬ ॥

> શ્રી ચિંતામણિમંત્રમોંકૃતિયુત હ્રીંકારસારાશ્રિત ।
> શ્રી મર્હંન્નમિઊણપાશકલિત ત્રૈલોક્યવશ્યાવહમ્ ॥
> દ્વેધાભૂતવિષાપહં વિષહર શ્રેયઃપ્રભાવાશ્રયં ।
> સોલ્લાસ વસહાંકિત જિનફુલ્લિ ગાનંદનં દેહિનામ્ ॥ ૭ ॥

ભાવાર્થ – ૐ શબ્દની આકૃતિવાળો હ્રીંકારથી યુક્ત શ્રી મર્હં નમિઊણના મંત્રથી શુદ્ધ થયેલો ત્રણે લોકને વશ વર્તાવનાર, વિષરૂપી ઝેરનો નાશ કરનાર, કલ્યાણકારક, પ્રભાવવાળો, વઃ સ હ, ઇત્યાદિ અક્ષરોથી યુક્ત એવા મનુષ્ય માત્રને આનંદરૂપ શ્રી ચિંતામણી નામનો મંત્ર છે ॥ ૭ ॥

> હ્રીં શ્રીં કારવરં નમોક્ષરપરં ધ્યાયન્તિ યે યોગિનો ।
> હૃત્પદ્મે વિનિવેશ્ય પાર્શ્વઅધિપં ચિંતામણિસંજ્ઞકમ્ ॥
> ભાલે વામભુજે ચ નાભિકરભૂયો ભુજે દક્ષિણે ।
> પશ્ચાદષ્ટદલેષુ તે શિવપદં દ્વિત્રૈર્ભવૈર્યાંત્યહો ॥ ૮ ॥

ભાવાર્થ –હ્રીં શ્રી, ઇત્યાદિ આકારથી યુક્ત મંત્રનું જે યોગીઓ હૃદયકમળમાં અધિષ્ઠાતા ભગવાનના ચિંતામણિની સંજ્ઞાવાળો જેની પૂર્વમાં નમો' મૂકેલા છે એવો હ્રીં શ્રીંકારાદિ ઉત્તમ વર્ણયુક્ત મંત્રને હૃદયકમળમાં ધારણ કરીને કપાળને વિષે, ડાબા હાથને વિષે, નાભિમાં અને બન્ને બાજુ જમણા હાથમાં અને ત્યાર પછી આઠે દલોને વિષે ધ્યાન ધરે છે તે બે ત્રણ ભવ પછી મોક્ષ ધામમાં સિધાવે છે, એ શું આશ્ચર્યજનક નથી ! ॥ ૮ ॥

( સ્રગ્ધરા ૭૬ )

> નો રોગા નૈવ શોકા ન કલહકલના નારિમારિપ્રચારા ॥
> નૈવાધિર્નાસમાધિ નચ દરદુરિતે દુષ્ટદારિદ્રતા નો ॥
> નો શાકિન્યો ગ્રહા નો ન હરિકરિગણા વ્યાલવૈતાલજાલા ॥
> જાયન્તે પાર્શ્વચિંતામણિનતિવશત પ્રાણિનાં ભક્તિભાજામ્ ॥ ૯ ॥

**ભાવાર્થઃ**- જે ભક્તિવાન પ્રાણીઓ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથમાં પોતની વૃત્તિ જોડે છે, તેઓને રોગ, શોક, કલેશ, અશાન્તિ, ભય, પાપ, દુષ્ટ, દારિદ્રપણું, શત્રુદ્વારા ઉપજતી વ્યાધિ તથા શાકિની, ભૂત પિશાચ વગેરે હાથી તથા સિંહના સમૂહો દુ:ખરૂપ થઇ શકતા નથી ॥ ૯ ॥

( શાર્દૂલ છંદ )

ગીર્વાણદ્રુમધેનુકુંભમણયસ્તસ્યાંગણે રંગિણો ॥
દેવા દાનવમાનવા. સવિનય તસ્મૈ હિતધ્યાયિન· ॥
લક્ષ્મીસ્તસ્ય વશાડવશેવ ગુણિનાં બ્રહ્માંડસસ્થાયિનીઃ ।
શ્રી ચિંતામણિપાર્શ્વનાથમનિશ સ સ્તૌતિ યો ધ્યાયતિ ॥ ૧૦ ॥

**ભાવાર્થઃ**- જે પ્રાણી શ્રી ચિંતામણિ પાર્શ્વનાથની હમેશ સ્તુતિ કરે છે તથા ધ્યાન ધરે છે તેના આંગણાંમા રાગાદિ આનંદ થયા જ કરે છે. તેને કલ્પવૃક્ષ, કામદુગ્ધા ધેનું, પારસમણિ ઇત્યાદિ અલૌકિક પદાર્થ પાસ થાય છે, દેવ, દાનવ અને મનુષ્ય સુદ્ધાં વિનયથી તેના હિતનુ જ ચિંતવન કર્યા કરે છે, ગુણવાન પુરુષોને આ બ્રહ્માડમાં પ્રાપ્ત થતી સમસ્ત લક્ષ્મી તેને વશ વર્તે છે. ॥ ૧૦ ॥

ઇતિ જિનપતિપાર્શ્વ· પાર્શ્વપાર્શ્વાખ્યયક્ષ ।
પ્રદલિતે દુરિતૌઘ. પ્રીણિતપ્રાણિસાર્થઃ ॥
ત્રિભુવનજનવાઞ્છાદાનચિંતામણિક· ।
શિવપદતરુબીજ બોધિનીજ દદાતુ ॥ ૧૧ ॥

**ભાવાર્થઃ**- આ પ્રમાણે જિનપતિ પાર્શ્વનાથ ભગવાનની પાસે રહેનારો પાર્શ્વ નામનો યક્ષ, જેના પાપકર્મો નષ્ટ થઇ ગયા છે, અને તે ભગવાને જનસમુદાયને સંતુષ્ટ કર્યા છે, અને જે ત્રણે ભુવનની વાંચ્છા પૂરવામાં ચિંતામણિ સમાન છે, તે મોક્ષપદરૂપી વૃક્ષનુ બીજરૂપ સમકિત મને અર્પણ કરો ॥ ૧૧ ॥

---

## શ્રી ધર્મસિંહ મુનિ વિરચિત
## શીખામણુંના અઠ્ઠાવીસ બોલ

૧ પહેલે બોલે, જેની શુદ્ધ શ્રદ્ધા હોય તેનો ઉપદેશ સાંભળવો.

૨ બીજે બોલે, જે જે વ્રત-પચ્ચક્ખાણ કરીએ તેનો નિર્વાહ કરવો એટલે બરાબર શુદ્ધ રીતે પાળવાં, પણ દોષ લગાડવો નહિ.

૩ ત્રીજે બોલે, દુર્જન મિત્રથી કામ લેઈને પાડવું, નહિ તો પાછળથી અવશ્ય પસ્તાવું પડે.

૪ ચોથે બોલે, જે માણસ લટપટ કરતો આવે તેની સાથે એકદમ વગર વિચાર્યું ભળી જવું નહિ. અર્થાત્ તે માણસની પરીક્ષા કરીને જ મિત્રાઈ કરવી.

૫ પાંચમે બોલે, જે ઘરમાં એકલી સ્ત્રી અથવા એકલો પુરુષ હોય તે ઘરમાં એકદમ ધાઈને પેસવું નહીં. કદાપિ અજાણે પેઠા તો ઊભા રહેવું નહીં, અથત્ તરત પાછા વળવું, કારણ કે સામાને સંદેહ પડે માટે.

૬ છઠ્ઠે બોલે, કોઇ રૂઠા અથવા વાલેશરી મિત્ર એ શીખામણ દે, તો પ્રમાણ કરી માનવી.

૭ સાતમે બોલે, જેના બોલવામાં ઠગ-મઠો ન હોય તેની સાથે મળી જવું નહિ, અર્થાત્ જે પુરુષો બોલ્યુ પાળતા હોય તેમનો જ પરિચય કરવો.

૮ આઠમે બોલે એક સમકિત અને બીજુ શિયળ—તેને દૃઢ કરી રાખીએ. અર્થાત્ સમકિત અને શિયળમાં દોષ નહિ લગાડતા શુદ્ધ રીતે પાળવુ.

૯ નવમે બોલે, વિકલ માણસથી પ્રીતિ ન કરીએ અર્થાત કુશિલીઆની સગત કરીએ નહિ. તેમ છતાં કરે તો અવશ્ય ખામી લાગે, એટલું જ નહિ, પણ આબરૂ-ઇજ્જત પણ ઘટે.

૧૦ દશમે બોલે આપણા વાલેશરીને તથા રૂઠા મિત્રને ક્ષમા ન દઈએ પરતુ પ્રેમ વધારીએ.

૧૧ અગિયારમે બોલે, કુસંગીની સંગત ન કરીએ, જો કરીએ તો આપણી પ્રતીત ઘટે

૧૨ બારમે બોલે, પોતાના વડેરામાં ભૂલચૂક પડી હોય તો વારંવાર સંભારીએ નહિ, કારણ કે આપણાથી મોટા છે માટે

૧૩ તેરમે બોલે, અણુવિવેકી, અણસમજુને ધર્મની શીખામણ દેતા રહીએ, જો અક્કલ આવે અથવા ન આવે, પણ ઉપદેશ દેતા જ રહીએ.

૧૪ ચૌદમે બોલે, પોતાના વડેરાનો વિનય કરીએ, કદાપિ વડેરા ઘણુ કરી માને અર્થાત્ વડેરા ના કહે તોપણ વિનય ન મૂકીએ

૧૫ પંદરમે બોલે, દોલ (દુઃખ), સોલ (સુખ) ખમીએ તથા રૂડા કુળની અને ખરા ધર્મની મર્યાદા ન મૂકીએ

૧૬ સોળમે બોલે, પોતાના ગુણ પોતાના મોઢેથી પ્રકાશીએ નહિ, તેમ છતા પ્રકાશીએ તો અવશ્ય હલકાપણુ દેખાય

૧૭ સત્તરમે બોલે, કોઇને મોઢે દુભીએ નહિ અર્થાત્ કોઇને મોઢે ખોટુ મનાવીએ નહીં, પરન્તુ કામ તો જોઇને જ પાડીએ

૧૮ અઢારમે બોલે, કોઈપણ માણસની પૂંઠે અવર્ણવાદ ન બોલીએ કારણ કે તેમાથી અવગુણ નીપજે માટે.

૧૯ ઓગણીશમે બોલે, મૂર્ખ માણસને ઉદ્દેશીને શીખામણ દઇએ નહિ કારણ કે જો કદી અવળી પ્રગમે તો ઉલટી આપણી જ ખોડ કાઢે

૨૦ વીશમે બોલે, એક શિયળ અને બીજું સમકિત, એ બેને સારી રીતે યત્ન કરી રાખીએ, કારણ કે તેના ચળાવનાર ઘણા મળે, તોપણ ચળીએ નહીં, કોની પેઠે, તો કે રાજેમતી તથા દ્રૌપદી સતીની પેઠે

૨૧ એકવીશમે બોલે, ખલ (મૂર્ખ) માણસને છેડીએ નહિ, જો છેડીએ તો જરૂર પૂંઠે અવર્ણવાદ બોલે

૨૨ બાવીશમે બોલે, જ્યા બે જણ છાની વાત કરતા હોય

ત્યા ઊભા રહીએ નહિ, કારણ કે તે વાત જ્યારે બહાર પડે ત્યારે ખરી–ન ખરી કરવી પડે એટલે સાહેદી પૂરવી પડે.

૨૩ ત્રેવીશમે બોલે પોતાના મનની વાત કોઇ જેવા તેવા માણસને મોઢે કરીએ નહિ, જો કરીએ તો જરૂર પાછળ પશ્ચાતાપ થાય.

૨૪ ચોવીશમે બોલે ક્રોધ ચઢયો હોય તો જેમ તેમ બોલીએ નહિ અર્થાત્ દમ ખેચીને રહીએ, નહિ તો પછી પસ્તાવું પડે.

૨૫ પચીશમે બોલે, વ્યવહાર સાચવવો અને નિશ્ચય ઉપર આશ રાખવી. જે નિશ્ચય છે તે સોનાની મહોર છે અને જે વ્યવહાર છે તે છાપ છે.

૨૬ છવીશમે બોલે, પોતાના વડેરાથી સામી ન બાંધીએ જો કદાપિ તેઓ તાણી આવે તો આપણે ઢીલુ મૂકવું, પરન્તુ સામા થવું નહિ.

૨૭ સત્તાવીશમે બોલે, સંસારનાં કામ કોઇ દિવસ પૂર્ણ થયાં નથી, થવાનાં નથી અને થશે પણ નહિ માટે પોતાના ધર્મકૃત્યની બે ઘડી અવશ્ય કાઢી લેવી અર્થાત્ છેવટે દિવસની સાઠ ઘડીમાં બે ઘડી પણ ધર્મધ્યાન કરવું.

૨૮ અઠ્ઠાવીશમે બોલે, આગળ પાછળ પરીક્ષા કરીને જે કામ કરીએ તો તે કામ શીઘ્ર પાર પડે અને ચાર લોકમાં ચતુર કહેવાઇએ અને પંચમા પૂછાઇએ.

---

## વ્યાખ્યાન–પ્રારંભે બોલાતી મહાવીર પ્રભુની સ્તુતિ.

હવે ઇહાં કહે કોણ જે ભગવા, શ્રી શ્રી શ્રમણ ભગવંત, શ્રી શ્રી મહાવીર દેવ, દેવાધિદેવ, પરમતારૂ, પરમવારૂ, દયાનિધિ, કરુણાગરસાગર, ભાનુભાસ્કર, જીવદયાપ્રતિપાલ, કર્મશત્રુના કાળ, મહામાહણ, મહાગોવાલ પરમનિર્યામિક, પરમવૈદ્ય, પરમગારૂડી, પરમસનાતન, અનાથના નાથ, અશરણના શરણ, અબંધવના બંધવ, આત્માના સેતુ, સંતજીહારણ, શિવસુખકારણ, રાજરાજેશ્વરપુરુષ, હંસપુરુષ, સુપાત્રપુરુષ, નિર્મલપુરુષ

નિઃકલંકી પુરુષ, નિર્મોહીપુરુષ, નિર્વિકારીપુરુષ, ઇચ્છાનિરોધ, તપસ્વી, ચોત્રીશઅતિશયે કરી બિરાજમાન, પાંત્રીસ પ્રકારની સત્ય વચનવાણી–ગુણેકરી સહિત, એકહજાર અષ્ટ ઉત્તમ લક્ષણના ધરણહાર, શ્રી શ્રી સિદ્ધાર્થનંદન, ત્રિહુજગવંદન, શીતળચંદન, દીનદયાળ, પરમમાયાલ, પરમકૃપાળ, પરમપવિત્ર, પરમસજ્જન, પરમમિત્ર, પરમવાલેશ્વરી, પરમહિતવચ્છક, પરમઆધાર, સફરીજહાજસમાન, જગતત્રાતા, જગતમાતા, જગતભ્રાતા જગતજીવન, જગતમોહન, જગત-સોહન, જગતપાવન, જગતભાવન, જગતઈશ્વર, જગતવીર, જગતધીર, જગતગંભીર, જગતઇષ્ટ, જગતમિષ્ટ જગતશ્રેષ્ઠ, જગતમિત્ર, જગતવિભુ, જગતપ્રભુ, જગતમુગટ, જગતપ્રગટ, જગતનંદન, જગતવંદન, ચૌદ રાજલોકને વિષે ચુડામણી મુકુટસમાન, ભવ્યજીવના હૃદયના નવસરહાર, શિયલપુંજ, જગતશિરોમણિ, ત્રિભૂવનતિલક, સમવસરણના સાહેબ, સરસ્વતીના તુરંગ, ગણધરના ગુરુરાજ, છકાયના છત્ર, ગરીબના નિવાજણહાર, મોહના ઘરટ્ટ, વાણીના પદ્મસરોવર, સાધુના સેહરા, લોકના અગ્રેસર, અલોકના સાધણહાર, ત્રાસિતના શરણાગત, મોક્ષના દાનેશ્વરી, ભવ્યજીવનાં લોચન, સંતોષના મેરુ, સુજશના કમલ, સુખના સમુદ્ર, ગુણના હંસ, શબ્દના કેસરી, જમના જિતણહાર, કાલના ભક્ષણહાર, મનના અંકુશ, મનુજના કલ્પવૃક્ષ, સમદૃષ્ટિના માત–પિતા, ચતુર્વિધ સંઘના ગોવાલ, ધરતીના ઇંદ્રિધ્વજ, આકાશના સ્થંભ, મુક્તિના વરરાજા, કેવળના દેવણહાર, ચોસઠ ઇંદ્રના વંદનિક, પૂજનિક, અર્ચનિક, સ્મરણનિક, એવા દીનોદ્ધાર, દીનબંધુ, દીન આધાર, સબદેવકા-દેવ, સર્વ મુનિના નાથ, યોગીના ઠાકુરપુરુષ, તરણતારણ, દુઃખનિવારણ, અધમ ઉદ્ધારણ ભવદુખભંજન, સમતાના સિંધુ, દયાના સાગર, ગુણના આગર રત્નસમાન, પાર્શ્વમણિસમાન કામદુઘાધેનુસમાન, ચિત્રાવેલસમાન મોહનવેલસમાન, અમૃતરસકુંભસમાન, સુખના કરણહાર, દુઃખના હરણહાર, પાપડલતિમિરના ટાલણહાર, ચંદ્રમાની પેરે શીતળદશાના ધણી, સૂર્યની પેરે ઉદ્યોતના કરણહાર, સમુદ્રની પેરે ગંભીર, મેરુની પેરે અડોલ, વાયુની પેરે અપ્રતિબંધવિહારી, ગગનની પેરે

નિરાલમ્બી, માસ્વાડી વૃષભધોરીસમાન, પંચાનનકેશરીસિંહસમાન, એવા લોકોત્તર પુરુષ, અભયદાતા, ચક્ષુદાતા, માર્ગદાતા,

> એહવા ચરમ જિનેશ્વર, જગધણી,
> જિન શાસન શણગાર,
> ભાવ ધરીને સમરતાં,
> પામી જે ભવપાર.

એવા તત્ત્વાનંદી, તત્ત્વવિશ્રામી, અનંતાગુણના ધણી, અલક્ષ ગુણના ધણી, અનંતબળના ધણી, અનંતરૂપના ધણી, અનંત તેજના ધણી, અનંત અવ્યાબાધ આત્મિક સુખના ધરણહાર, સફલનામ ને સફલગોત્રના ધરણહાર, 'મ હણો મ હણો ' શબ્દના પ્રકાશણહાર, અહો ભવ્યજીવો જે કોઇ જીવને હણશો તો હણાવવાં પડશે, છેદશો, તો છેદાવવાં પડશે ભેદશો તો ભેદાવવા પડશે, કર્મ બાંધશો તો ભોગવવા પડશે, એહવા 'મ હણો મ હણો' શબ્દના પ્રકાશના કરણહાર, શ્રમણ ભગવંતમહાવીરે, ઉપન્નનાણદંસણધરે, અર્હજિણે કેવલી, અપરિશ્રવી કહેતાં—અનાશ્રવિ પુરુષ, તે પ્રભુજીના ગુણ કહ્યામાં નાવે, મવ્યામાં નાવે, વર્ણવ્યામાં નાવે, એવા અકલસ્વરૂપી, જિનેશ્વર દેવ, તે પ્રભુએ સાડાબાર વર્ષને પંદર દિવસ સુધી મહા મહેનત કરી કર્મને ટાળી, કર્મને ગાળી કર્મપ્રજાળી, કર્મને દૂર છંડી, કર્મનાં દેણાં દઇ કરી, કર્મથી નિ:કરજ થઇ કરી, કેવળશ્રી વરી, આત્મદશા પ્રકટ કરી, જિનેશ્વરદેવ, વીતરાગ દેવ, મોક્ષનગરે પધાર્યાં

પણ જગતવાસી જંતુજીવને ઉપકાર નિમિત્તે, શાતા નિમિત્તે કલ્યાણ કરવા નિમિત્તે, ભવ્યજીવના દુ:ખ મટાડવા વાસ્તે, ચારગતિ, ચોવીસ દંડક, ચોરાશીલક્ષ જીવાયોનિને વિષે, એક કોડ સાડી સત્તાણુલાખ કોડ કુલને વિષે, જીવ અટન-પરિભ્રમણ કરે છે, સંયોગી શારીરિક, માનસિક વેદનાઓ સહન કરે છે, તે મટાડવા માટે પરમેશ્વરદેવે સિદ્ધાંતરૂપ વાણી ભાવભેદવૃત્તાંત, વિસ્તારપણે વર્ણવ્યા.

---

## પાંચ જ્ઞાન

**૧ જ્ઞેય. ૨ જ્ઞાન, ૩ જ્ઞાની**, તેના અર્થ.

**૧ જ્ઞેય**, જાણવા યોગ્ય તે સામો પદાર્થ, **૨ જ્ઞાન** તે જીવનો ઉપયોગ જીવનું લક્ષણ, જાણપણું તે **૩ જ્ઞાની** તે જાણે તે-જાણવાવાળો જીવ-અસંખ્યાત પ્રદેશી આત્મા.

## જ્ઞાન શબ્દોનો વિશેષ અર્થ

૧ જેણે કરી વસ્તુને જાણીએ તે જ્ઞાન,
૨ જે થકી વસ્તુને જાણીએ તે જ્ઞાન.
૩ જેને વિષે વસ્તુને જાણીએ તે જ્ઞાન,
૪ જાણવું તે જ્ઞાન, એ ચાર અર્થ કહ્યા

## જ્ઞાનના ભેદ

જ્ઞાનના પાંચ ભેદ છે ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિ-જ્ઞાન, ૪ મન પર્યવજ્ઞાન, ૫ કેવળજ્ઞાન

## મતિજ્ઞાનના બે ભેદ

૧ સામાન્ય ૨ વિશેષ.
૨ સમાન્ય પ્રકારે તે મતિ કહીએ,
૩ વિશેષ પ્રકારે તે **મતિજ્ઞાન** તથા **મતિઅજ્ઞાન** કહીએ.
**સમ્યગ્દૃષ્ટિ** મતિ તે **મતિજ્ઞાન**
**મિથ્યાદૃષ્ટિની** મતિ તે **મતિઅજ્ઞાન.**

## શ્રુતજ્ઞાનના બે ભેદ

૧ સામાન્ય, ૨ વિશેષ
૧ સામાન્ય પ્રકારે **શ્રુત** કહીએ
૨ વિશેષ પ્રકારે તે **શ્રુત અજ્ઞાન** તથા **શ્રુત જ્ઞાન** કહીએ.
**સમ્યગ્દૃષ્ટિ** શ્રુત તે **શ્રુત જ્ઞાન.**
**મિથ્યાદૃષ્ટિનું** શ્રુત તે **શ્રુત અજ્ઞાન.**

૧ મતિ જ્ઞાન. ૨ શ્રુત જ્ઞાન એ બે જ્ઞાન અન્યોઅન્ય પરસ્પર માંહોમાંહે ક્ષીરનીરની પેરે મળી રહે છે, જીવ ને અભ્યંતર શરીરની પેરે છે જ્યારે બે જ્ઞાન સાથે હોય ત્યારે પણ પહેલા મતિ, શ્રુત હોય છે અહીં એ જ્ઞાનને વિષે આચાર્ય વિશેષે કરી સમજાવે છે

જીવ મતિએ કરી જાણે તે મતિજ્ઞાન, શ્રુતે કરી જાણે તે શ્રુતજ્ઞાન.

## મતિજ્ઞાનનુ વર્ણન,
## મતિજ્ઞાનના બે ભેદ

૧ શ્રુત નિશ્રિત—તે સાભળ્યા વચનને અનુસારે મતિ વિસ્તરે.

૨ અશ્રુત નિશ્રિત—તે નહિ સાભળ્યુ, નહિ જોયુ તોપણ તેમાં મતિ વિસ્તારે.

## અશ્રુત નિશ્રિતના ચાર ભેદ.

૧ ઔત્પાતિકા ૨ વૈનયિકા, ૩ કાર્મિક ૪ પારિણામિકા.

૧ ઔત્પાતિકા બુદ્ધિ—તે પૂર્વે નહિ જોયુ નહિ સાંભળ્યું તેમાં એકદમ વિશુદ્ધ અર્થઆદી બુદ્ધિ ઉપજે, ને તે બુદ્ધિ, ફળને ઉત્પન્ન કરે તેને ઔત્પાતિકા બુદ્ધિ કહીએ.

૨ વૈનયિકા બુદ્ધિ—તે ગુરુ—વડાનો વિનય ભક્તિ કરવાથી બુદ્ધિની ઉત્પત્તિ થાય, શાસ્ત્રના અર્થ—રહસ્ય સમજે તેને વૈનયિકા બુદ્ધિ કહીએ

૩ કાર્મિકા-(કામીયા) બુદ્ધિ—તે લેતાં, લખતાં, ચિતરતાં, ભણતા, સાંભળતા, દેખતા, વણતાં, વાવતાં, શીવતાં એ આદિ અનેક શિલ્પકળા વગેરેનો અભ્યાસ કરતા તેમાં કુશળ થાય તે કાર્મિકા (કામીયા) બુદ્ધિ કહીએ.

૪ પારિણામિકા બુદ્ધિ—તે જેમ જેમ વય પરિણમે તેમ તેમ બુદ્ધિ પરિણમે તથા બહુસૂત્રી સ્થવિર; પ્રત્યેકબુદ્ધાદિ પ્રમુખને આલોચન કરતાં બુદ્ધિમા વૃદ્ધિ થઈ; જાતિસ્મરણાદિ જ્ઞાન થાય તેને પારિણામિકા બુદ્ધિ કહીએ.

## શ્રુત નિશ્રિત જ્ઞાનના ચાર ભેદ.

૧ અવગ્રહ, ૨ ઇહા, ૩ અવાય ૪ ધારણા.

## અવગ્રહના બે ભેદ.

૧ અર્થાવગ્રહ, ૨ વ્યંજનાવગ્રહ

## વ્યંજનાવગ્રહના ચાર ભેદ.

૧ શ્રોત્રેંદ્રિય વ્યંજનાવગ્રહ, ૨ ઘ્રાણેંદ્રિય વ્યજનાવગ્રહ, ૩ રસેંદ્રિય વ્યંજનાવગ્રહ, ૪ સ્પર્શેંદ્રિય વ્યજનાવગ્રહ.

વ્યજનાવગ્રહ–તે જે પુદ્ગલોને ઈંદ્રિયોને વિષે સામાં આવી પડે (પુદ્ગલો ઈંદ્રિયોને સ્પર્શે) ને ઇંદ્રિયો તે પુદ્ગલોને ગ્રહે, સરાવલાને દ્રષ્ટાંતે, તેને વ્યંજનાવગ્રહ કહિયે

ચક્ષુઇંદ્રિય ને મન તે રૂપાદિ પુદ્ગલની પ્રત્યક્ષ થઇ સ્પર્શ કર્યા વગર તેમને ગ્રહે છે, માટે **ચક્ષુઈન્દ્રિય ને મન** એ બેને વ્યજનાવગ્રહ નથી ને શેષ ચાર ઇંદ્રિયોને વ્યજનાવગ્રહ છે

શ્રોત્રેંદ્રિય વ્યજનાવગ્રહ તે–કાને કરી શબ્દના પુદ્ગલને ગ્રહે
ઘ્રાણેંદ્રિય વ્યજનાવગ્રહ તે–નાસિકાથી ગંધના પુદ્ગલને ગ્રહે
રસેંદ્રિય વ્યજનાવગ્રહ તે જીહવાએ કરી રસના પુદ્ગલને ગ્રહે
સ્પર્શેન્દ્રિય વ્યજનાવગ્રહ તે–શરીરે કરી સ્પર્શના પુદ્ગલને ગ્રહે,

વ્યજનાવગ્રહને સમજવાને—

૧ **પડિબોહગ દિઠ્ઠંતેણ**, ૨ **મલ્લગ દિઠ્ઠંતેણ**, આ બે દ્રષ્ટાંત આપે છે.

**પડિબોહગ દિઠ્ઠંતેણ**–પ્રતિબોધક (જગાડવાનુ) દ્રષ્ટાંત; જેમ કોઇ પુરુષ સૂતો છે, તેને બીજા કોઇ પુરુષે બોલાવ્યો, 'હે દેવદત્ત' ત્યારે તેણે સાભળીને જાગીને 'હું' ઉત્તર આપ્યો ત્યારે શિષ્ય સમજવાને શંકાથી પૂછે છે, હે સ્વામિન્! તે પુરુષે હુંકારો આપ્યો તે શું તેણે એક સમયના, કે બે સમયના, કે ત્રણ સમયના, કે ચાર સમયનાં, કે યાવત્ સંખ્યાત સમયના, કે અસંખ્યાત સમયના પ્રવેશ્યા શબ્દપુદ્ગલને ગ્રહ્યા?

ગુરુ કહે છે—એક સમયનાં નહિ, બે—ત્રણ—ચાર યાવત્ સંખ્યાત સમયના નહિ પણ અસંખ્યાત સમયના પ્રવેશ્યા શબ્દપુદ્ગલને ગ્રહે.

એમ ગુરુના કહેવાથી પણ શિષ્યને સમજણ પડી નહિ ત્યારે બીજું મલ્લક ( સરાવલા ) નું દૃષ્ટાંત કહે છે —

જેમ, કુંભારના નીંભાડામાંથી તરતનું લાવેલું કોરું સરાવલું હોય ને તેમાં એક જળબિંદુ મૂકે, પણ જે જળબિંદુ જણાય નહિ એમ બે, ત્રણ, ચાર, ઘણા જળબિંદુ મૂકે પણ તે સરાવલું બરાબર ભીજાય નહિ, પણ ઘણાં જળબિંદુથી ભીજાયા પછી જળબિંદુ એક ઠરે ને એમ કરતાં વધતા વધતા પા સરાવલું થાય પછી અર્ધ ને વળી વખતે પૂર્ણ ભરાય પછી તે સરાવલું ઊભરાય, તેમ કાનનાં એક સમયનાં પ્રવેશ્યા (પેઠાં) પુદ્ગલને ગ્રહી શકે નહિ જેમ એક જળબિંદુ સરાવલામાં જણાય નહિ, એમ બે, ત્રણ, ચાર, સંખ્યાત સમયના પણ પુદ્ગલને ગ્રહી શકે નહિ પણ વ્યંજન અવગ્રહમાં અસંખ્યાત સમય જોઈએ ને તે અસંખ્યાત સમયનાં પ્રવેશ્યાં પુદ્ગલ જ્યારે કાનમાં ભરાય અને ઊભરાઈ જાય ત્યારે હું એમ કહી શકે પણ સમજે નહિ એ કોનો શબ્દ, એ વ્યંજનાવગ્રહ.

### અર્થાવગ્રહના છ ભેદ.

૧ શ્રોત્રેંદ્રિય અર્થાવગ્રહ ૨ ચક્ષુઈંદ્રિય અર્થાવગ્રહ, ઘ્રાણેંદ્રિય અર્થાવગ્રહ, ૪ રસેંદ્રિય અર્થાવગ્રહ ૫ સ્પર્શેંદ્રિય અર્થાવગ્રહ, ૬ નોઈંદ્રિય (મન) અર્થાવગ્રહ.

એ અવગ્રહનાં નામ માત્ર છે તેના અર્થ સમજાવે છે
શ્રોતેંદ્રિય અર્થાવગ્રહ—તે કર્ણે કરી શબ્દના અર્થને ગ્રહે.
ચક્ષુઈંદ્રિય અર્થાવગ્રહ—તે ચક્ષુએ કરી રૂપના અર્થને ગ્રહે.
ઘ્રાણેંદ્રિય અર્થાવગ્રહ—તે નાસિકાએ કરી ગંધના અર્થને ગ્રહે.
રસેંદ્રિય અર્થાવગ્રહ—તે જીભ્હાએ કરી રસના અર્થને ગ્રહે.
સ્પર્શેંદ્રિય અર્થાવગ્રહ—તે શરીરે કરી સ્પર્શના અર્થને ગ્રહે.
નોઈંદ્રિય અર્થાવગ્રહ—તે મનોદ્વાર કરીને ધ્યાયના અર્થને ગ્રહે.

વ્યંજનાવગ્રહના ચાર ભેદ અને અર્થાવગ્રહના છ ભેદ મળી અવગ્રહના એ દશ ભેદ છે **અવગ્રહે** કરી સામાન્ય પ્રકારે અર્થને ગ્રહે, પણ જાણે નહીં, જે એ કોના શબ્દ વા ગંધ પ્રમુખ છે ? પછી ત્યાંથી ઇહા મતિજ્ઞાનમાં પ્રવેશ કરે. ઈહા તે વિચારે, જે અમુકનો શબ્દ વા ગંધ પ્રમુખ છે, પણ નિશ્ચય થાય નહીં. પછી અવાય મતિજ્ઞાનમા પ્રવેશ કરે **અવાય** તે નિશ્ચય કરવો, જે એ અમુકનો જ શબ્દ વા ગંધ પ્રમુખ છે પછી ધારણા મતિજ્ઞાનમાં પ્રવેશ કરે. **ધારણા** તે ધારી રાખે, જે અમુક શબ્દ વા ગંધ પ્રમુખ આ પ્રકારે હતો.

એમ **ઇહાના** છભેદ શ્રોતેંદ્રિય ઇહા, યાવત્ નોઇંદ્રિય ઇહા. એમ **અવાયના** છ ભેદ શ્રોત્રેંદ્રિય અવાય, યાવત્ નોઈંદ્રિય અવાય. એમ **ધારણાના** છ ભેદ શ્રોત્રેંદ્રિય ધારણા, યાવત નોઇંદ્રિય ધારણા.

તેમનો **કાલ** કહે છે **અર્થાવગ્રહનો** કાલ, એક સમય અસંખ્યાત સમયથી પ્રવેશ્યા પુદ્ગલને છેલ્લા સમયે જાણે, જે મને કોઇક બોલાવે છે

**ઇહાનો** કાલ, અંતર્મુહૂર્ત, તે વિચાર ચાલ્યા કરે કે જે મને બોલાવે છે તે આ હશે કે એ ?

**અવાયનો** કાલ, અંતર્મુહૂર્ત–નિશ્ચય કરવાનો, જે મને અમુકે જ બોલાવ્યો છે શબ્દ નિશ્ચય કરે

**ધારણાનો** કાલ, સંખ્યાતા વર્ષ અથવા અસંખ્યાતા વર્ષ સુધી ધારી રાખે, જે અમુક વેળાએ અમુકનો શબ્દ સાભળ્યો હતો તે આ પ્રકારે હતો એ અવગ્રહના દશ ભેદ, ઇહાના છ ભેદ, અવાયના છ ભેદ, ધારણાના છ ભેદ, સર્વ મળી શ્રુતનિશ્રિત મતિ જ્ઞાનના ૨૮ ભેદ

**મતિજ્ઞાન સમુચ્ચય** ચાર પ્રકારે - ૧ દ્રવ્યથી ૨ ક્ષેત્રથી ૩ કાલથી ૪ ભાવથી, ૧ **દ્રવ્યથી** મતિજ્ઞાની સામાન્યથી આદેશે× કરી સર્વ દ્રવ્ય જાણે પણ દેખે નહિ, ૨ **ક્ષેત્રથી** મતિજ્ઞાની સામાન્યથી

×આદેશથી–આગમથી,–સિદ્ધાતથી

આદેશે કરી સર્વક્ષેત્રની વાત જાણે પણ દેખે નહિ. **કાલથી** મતિજ્ઞાની સામાન્યથી આદેશે કરી સર્વ કાલની વાત જાણે પણ ન દેખે, ૪ **ભાવથી** સામાન્યથી આદેશે કરી સર્વ ભાવની વાત જાણે પણ દેખે નાહ, નહીં દેખવાનું કારણ મતિજ્ઞાનને દર્શન નથી.

ભગવતી સૂત્રમા પાસઈ પાઠ છે તે પણ શ્રદ્ધા વિષે છે, પણ એવું તેમ નથી, ઈતિ મતિજ્ઞાન સપૂર્ણ

## સૂત્ર (શ્રુત) જ્ઞાનનું વર્ણન

શ્રુત જ્ઞાનના ૧૪ ભેદ ૧ અક્ષર શ્રુત ૨ અનક્ષર શ્રુત. ૩ સજ્ઞીશ્રુત. ૪ અસજ્ઞી શ્રુત. ૫ સમ્યક્ શ્રુત. ૬ મિથ્યા શ્રુત. ૭ સાદિ શ્રુત. ૮ અનાદિ શ્રુત. ૯ સપર્યવસિત શ્રુત. ૧૦ અપર્યવસિત શ્રુત ૧૧ ગમિક શ્રુત. ૧૨ આગમિક શ્રુત. ૧૩ અગપ્રવિષ્ટ શ્રુત ૧૪ અનંગપ્રવિષ્ટ શ્રુત (અગબાહિર)

૧ અક્ષરશ્રુત તેના ત્રણ ભેદ. ૧ સજ્ઞા અક્ષર. ૨ વ્યજનઅક્ષર ૩ લબ્ધિ અક્ષર

સજ્ઞા અક્ષર શ્રુત તે અક્ષરના આકારનું જ્ઞાન, જેમકે ક, ખ ા, પ્રમુખ સર્વ અક્ષરની સજ્ઞાનું જ્ઞાન. ક અક્ષરનો ઘાટ દેખી કહે જે એ ખ નહિ, ગ, નહિ. એમ સર્વ અક્ષરની ના કહીને કહે કે એ તે ક જ છે એમ સસ્કૃત, પ્રાકૃત, ગૌડી, ફારસી, દ્રાવિડી, હિંદી એ આદિ અનેક પ્રકારની લિપિમા અનેક પ્રકારના અક્ષરના ઘાટ છે તેનું જે જ્ઞાન તે સજ્ઞા અક્ષર શ્રુત જ્ઞાન.

૨ વ્યજન અક્ષર શ્રુત. તે હ્રસ્વ, દીર્ઘ, કાનો, માત્રા, અનુસ્વાર પ્રમુખની સયોજનાએ કરી બોલવું તે વ્યજનાક્ષર શ્રુત.

૩ લબ્ધિ અક્ષર શ્રુત તે ઇદ્રિયાર્થના જાણપણાની લબ્ધિથી અક્ષરનું જ્ઞાન થાય તે તેના છ ભેદ

૧ **શ્રોતેદ્રિય લબ્ધિ અક્ષરશ્રુત** તે કાને ભેરી પ્રમુખનો શબ્દ સાભળી કહે જે એ ભેરી પ્રમુખનો શબ્દ છે તો ભેરી પ્રમુખ અક્ષરનું જ્ઞાન શ્રોત્રેદ્રિય લબ્ધિથી થયુ તે માટે શ્રોત્રેદ્રિય લબ્ધિ અક્ષરશ્રુત કહીએ.

**૨ ચક્ષુ ઇંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત** તે આંખે આંબા પ્રમુખનુ રૂપ દેખીને કહે જે એ આંબા પ્રમુખનુ રૂપ છે, તો આંબા પ્રમુખ અક્ષરનુ જ્ઞાન ચક્ષુઇંદ્રિય લબ્ધિથી થયુ, તે માટે ચક્ષુઇંદ્રિય લબ્ધિ અક્ષરશ્રુત કહીએ.

**૩ ઘ્રાણેંદ્રિય લબ્ધિ અક્ષર** શ્રુત તે નાસિકાએ કેતકી પ્રમુખની ગંધ લઇને જાણે જે એ કેતકી પ્રમુખની ગંધ છે, તે ઘ્રાણેંદ્રિય લબ્ધિથી કેતકી પ્રમુખ અક્ષરનુ જ્ઞાન થયુ, માટે ઘ્રાણેંદ્રિય લબ્ધિ અક્ષરશ્રુત કહીએ.

**૪ રસેંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત** તે જીહવાયે કરી સાકર પ્રમુખને જાણીને એ સાકર પ્રમુખનો સ્વાદ છે એ અક્ષરનુ જ્ઞાન રસેંદ્રિયથી થયુ, માટે રસેંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત કહીએ

**૫ સ્પર્શેંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત** તે શીત, ઉષ્ણ, આદિ **સ્પર્શ** થવાથી જાણે જે એ શીત વા ઉષ્ણ છે, માટે તે અક્ષરનુ જ્ઞાન સ્પર્શેંદ્રિયથી થયુ, માટે સ્પર્શેંદ્રિય લબ્ધિ શ્રુત કહીએ.

**૭ નોઇંદ્રિય લબ્ધિ અક્ષર શ્રુત** તે મને કરી ચિંતવતા, વિચારતા સ્મરણ થયુ જે મે અમુક ચિંતવ્યુ વા વિચાર્યું તો તે સ્મરણના અક્ષરનુ જ્ઞાન મનથી–નોઇંદ્રિયથી થયુ, માટે નોઇંદ્રિય લબ્ધિ અક્ષરશ્રુત કહીએ, **એ લબ્ધિ અક્ષરશ્રુતના છ ભેદ સંપૂર્ણ. ઇતિ અક્ષરશ્રુતના ભેદ.**

**૨ અનક્ષર શ્રુત**–તે અનેક પ્રકારે છે તે અક્ષરના ઉચ્ચાર કર્યા વિના શબ્દ, છીંક ઉધરસ, ઉચ્છ્વાસ, નિશ્વાસ, બગાસા, નાક નિષીકવું તથા નગારા પ્રમુખનો શબ્દ, અનક્ષરી વાણી માટે, એને અનક્ષર શ્રુત કહીએ.

**૩ સંજ્ઞી શ્રુત**–તેના ત્રણ ભેદ, ૧ સંજ્ઞી કાલિકોપદેશ ૨ સંજ્ઞી હેતુપદેશ ૩ સંજ્ઞી દ્દષ્ટિવાદોપદેશ

**૧ સંજ્ઞી કાલિકોપદેશ**–તે શ્રુત સાભળીને વિચારે તે ૧ વિચારવુ ૨ નિશ્ચય કરવુ, ૩ સમુચ્ચય અર્થનુ ગવેષવુ, ૪ વિશેષ અર્થનુ ગવેષવુ, ૫ ચિંતવવુ, ૬ નિશ્ચય કરી વળી વિચારવુ એ છ બોલ સંજ્ઞી જીવને હોય તે સંજ્ઞી કાલિકોપદેશ શ્રુત

**૨ સન્ની હેતુપદેશ**–તે સન્ની ધારી રાખે.

**૩ સન્ની દષ્ટિવાદોપદેશ** તે ક્ષયોપશમ ભાવે સાંભળે એટલે કે સન્ની શ્રુત તે શાસ્ત્રને હેતુ સહિત; દ્રવ્ય અર્થ સહિત, કારણ યુક્તિ સહિત ઉપયોગ સહિત, પૂર્વાપર વિચાર સહિત; ભણે, ભણાવે; સાંભળે તે માટે સન્ની શ્રુત કહીએ.

૪ અસન્ની શ્રુતના ત્રણ ભેદ. ૧ અસન્ની કાલિકોપદેશ ૨ અસન્ની હેતુપદેશ. ૩ અસન્ની દષ્ટિવાદોપદેશ.

**૧ અસન્ની કાલિકોપદેશ શ્રુત**–તે સાંભળી પણ વિચારે નહિ. સન્નીને ૭ બોલ છે; તે અસન્નીને નથી

**૨ અસન્ની હેતુપદેશ શ્રુત**–તે સાંભળી ધારી રાખે નહિ.

**૩ અસન્ની દષ્ટિવાદોપદેશ શ્રુત** તે ક્ષયોપશમ ભાવે ન સાંભળે તે ત્રણ બોલ અસન્ની આશ્રી કહ્યા એટલે કે અસન્ની શ્રુત, તે ભાવાર્થ રહિત; વિચાર તથા ઉપયોગ શૂન્ય, પૂર્વાપર આલોચ રહિત; નિર્ણય રહિત બોધ ન જાણે ભણે તથા ભણાવે, વા સાંભળે તે માટે અસન્ની શ્રુત કહીએ.

**સમ્યક્ શ્રુત** તે અરિહંત, તીર્થંકર, કેવળજ્ઞાની, કેવળદર્શની, દ્વાદશ ગુણે કરી સહિત અઢાર દોષ રહિત, ચોત્રીસ અતિશય પ્રમુખ અનંત ગુણના ધારક, તેમના પ્રરૂપેલાં બાર અંગ અર્થરૂપ આગમ, તથા ગણધર પુરુષોએ–સુતરૂપ (મૂળરૂપ) બાર આગમ ગૂંથ્યા તે, તથા ચૌદ પૂર્વીએ તેર પૂર્વીએ, બાર પૂર્વીએ, અગિયાર પૂર્વીએ, તથા દશ પૂર્વીએ જે શ્રુત તથા અર્થરૂપ વાણી પ્રકાશી તે સમ્યક્ શ્રુત. દશ પૂર્વમાં ન્યૂન જેને જ્ઞાન હોય, તેમના પ્રકાશેલાં સમશ્રુત હોય વા મિથ્યાશ્રુત હોય.

૬ મિથ્યાશ્રુત–તે જે પૂર્વોક્ત ગુણરહિત, રાગદ્વેષસહિત પુરુષોએ પોતાની મતિ કલ્પનાએ કરી, મિથ્યાત્વ દષ્ટિએ કરી જે શાસ્ત્ર રચ્યા જેવા ભારત, રામાયણ વૈદિક જ્યોતિષ તથા ૨૯ જાતના પાપશાસ્ત્ર પ્રમુખ ગ્રંથ તે મિથ્યાશ્રુત તે મિથ્યાશ્રુત, તે મિથ્યાત્વ દષ્ટિને મિથ્યાશ્રુતપણે પરિણમે ( સાચા કરી ભણે માટે ) પણ જો સમ્યક્ તેની સાથે મેળવતા જુઠાં જાણી ત્યજે તો સમ્યક્

શ્રુતપણે પરિણમે. તે જ મિથ્યાશ્રૂત સમ્યક્ત્વવાન્ પુરુષને સમ્યક્ બુદ્ધિએ કરી વાંચતા સમ્યક્ત્વના રસે કરી પરિણમે, તે બુદ્ધિનો પ્રભાવ જાણવો. વળી આચારાગાદિક સમ્યક્ શાસ્ત્ર તે પણ સમ્યક્વાન પુરુષને સમ્યક્ થઇ પરિણમે ને મિથ્યાત્વ દૃષ્ટિવાન્ પુરુષને તેજ શાસ્ત્ર મિથ્યાત્વપણે પરિણમે એ રહસ્ય છે

**૭ સાદિ શ્રુત, ૮ અનાદિ શ્રૂત, સપર્યવસિત શ્રુત, ૧૦ અપર્યવસિત શ્રુત,** એ ચાર પ્રકારના શ્રુતનો ભાવાર્થ સાથે છે. બાર અગ વ્યવચ્છેદ થયાં આશ્રી આદિ અતસહિત અને વ્યવચ્છેદ ન થયા આશ્રી આદિ અત રહિત તે સમુચ્ચય ચાર પ્રકારે છે તે **દ્રવ્યથી** એક પુરુષે ભણવા માડયુ તેને **સાદિ સપર્યવસિત કહીએ,** ને ઘણા પુરુષ પરપરા આશ્રી **અનાદિ અપર્યવસિત કહીએ ક્ષેત્રથી** ૫ ભરત, ૫ ઇરવત, દશ ક્ષેત્ર આશ્રી **સાદિ સપર્યવસિત.** ૫ મહાવિદેહ આશ્રી **અનાદિ અપર્યવસિત, કાલથી** ઉત્સર્પિણી આશ્રી **સાદિ સપર્યવસિત** નોઉત્સર્પિણિ નોઅવસર્પિણિ આશ્રી **અનાદિ અપર્યવસિત. ભાવથી** તીર્થકરોએ ભાવ પ્રકાશ્યા તે આશ્રી **સાદિ સપર્યવસિત.** ક્ષયોપશમભાવ આશ્રી **અનાદિ અપર્યવસિત** અથવા **ભવ્યનું શ્રુત** તે આદિ અતસહિત અભવ્યનુ શ્રુત તે આદિ અતરહિત તે ઉપર દૃષ્ટાત છે, સર્વ આકાશના અનત પ્રદેશ છે તે એકેક આકાશ પ્રદેશમા અનત પર્યાય છે તે સર્વપર્યાયથી અનત ગુણ અધિક એક અગુરુલઘુ પર્યાય અક્ષર થાય અક્ષર તે ક્ષરે નહીં, અપ્રતિહત, પ્રધાન, જ્ઞાન, દર્શન જાણવુ તે અક્ષર કેવલ સપૂર્ણ જ્ઞાન જાણવુ તેમાથી સર્વ જીવને સર્વ પ્રદેશે અક્ષરના અનતમા ભાગે જાણપણુ સદાકાળ ઉઘાડુ રહે છે શિષ્ય પછે છે, હે સ્વામિન્ ! જો તેટલુ જાણપણુ ઢકાય તો શું થાય ? ત્યારે ગુરુ કહે છે–કે, જો તેટલુ જાણપણુ ઢકાય તો જીવપણુ મટીને અજીવ થાય, અને ચૈતન્ય મટીને જડપણુ થાય, માટે હે શિષ્ય ! જીવના સર્વ પ્રદેશે અક્ષરના અનતમા ભાગે જ્ઞાન સદા ઉઘાડુ છે જેમ વર્ષાકાળે કરી ચદ્ર તથા સૂર્ય ઢાકયા થયા પણ સર્વથા ચદ્ર તથા સૂર્યની પ્રભા ઢાકી જાતી નથી તેમ અનત જ્ઞાનાવરણીય

કર્મના આવરણનો ઉદય થયા છતાં પણ ચૈતન્યપણુ સર્વથા અવરાતું ( ઢંકાતું ) નથી નિગોદના જીવને પણ અક્ષરના અનંતમા ભાગે સદા જ્ઞાન ઉઘાડુ રહે છે.

૧૧ ગમિક શ્રુત તે બારમુ અગ દૃષ્ટિવાદ વગેરે સરખા પાઠ આવે તે માટે

૧૨ આગમિક શ્રુત તે કાલિક શ્રુત ૧૧ અંગ આચારાંગ પ્રમુખ

૧૩× અંગપ્રવિષ્ટ–બાર અંગ ( આચારાંગાદિથી દૃષ્ટિવાદ સુધી ) સૂત્રમા તેનો વિસ્તાર થયો છે, ત્યાથી લેવું

૧૪ અનંગપ્રવિષ્ટ–સમુચ્ચય બે પ્રકારે ૧ આવશ્યક ૨ આવશ્યક વ્યાતારક ૧ આવશ્યકના છ અધ્યયન, સામાયિક પ્રમુખ. ૨ આવશ્યક વ્યતિરિકતના બે ભેદ–૧ કાલિક શ્રુત, ૨ ઉત્કાલિક શ્રુત

૧ કાલિક શ્રુત*–તેના અનેક પ્રકાર છે તે ઉત્તરાધ્યયન, દશાશ્રુતસ્કંધ, બૃહતકલ્પ, વ્યવહાર પ્રમુખ એકત્રીશ સૂત્ર કાલિકનાં નામ નદીસૂત્ર મધ્યે આપ્યા પઈન્ના સિદ્ધાત જાણવાં જેમ ઋષભદેવના ૮૪૦૦૦ પઈન્ના તથા મધ્ય ૨૨ તીર્થંકરના સખ્યાતા હજાર પઈન્ના તથા મહાવીર સ્વામીના ૧૪ હજાર પઈન્ના તથા સર્વ ગણધરના કર્યા તથા પ્રત્યેક બુદ્ધના કર્યા પઈન્ના તે સર્વ કાલિક જાણવા, એ કાલિક શ્રુત

૨ ઉત્કાલિક શ્રુત+–તે અનેક પ્રકારના છે, તે દશવૈકાલિક પ્રમુખ ૨૯ પ્રકારના શાસ્ત્રના નામ નદિસૂત્રમા આપ્યાં છે તે આદિ

×અથવા સમુચ્ચય બે પ્રકારે શ્રુત કહ્યાં છે તે અંગપવિઠ઼ચ ( અંગ પ્રવિષ્ઠ તથા અંગબાહિર (અનંગ પ્રવિષ્ટ ) ગમિક તથા આગમિકના ભેદમાં સમાવેશ સૂત્રકારે કર્યો છે મૂળમા જૂદાં પણ નામ આપ્યા છે

*પહેલે પહોર તથા ચોથે પહોર સ્વાધ્યાય થાય તેને કાલિક શ્રુત કહીયે

+અસ્વાધ્યાયનો વખત વર્જી ચારે પહોર સ્વાધ્યાય થાય માટે ઉત્કાલિક કહીએ.

દઈને અનેક પ્રકારનાં શાસ્ત્ર છે પણ વર્તમાનમાં ઘણાં વ્યવચ્છેદ છે.

**દ્વાદશાંગ સિદ્ધાંત** આચાર્યની પેટી સમાન, અતીત કાલે અનંત જીવો આજ્ઞાએ આરાધીને સંસાર દુ:ખથી મુકત થયા, વર્તમાનમાં સંખ્યાતા જીવો દુ:ખથી મુકત થાય છે, અનાગત કાલે આજ્ઞાએ આરાધી અનંત જીવો દુ:ખથી મુકત થશે એમ સૂત્ર વિરોધીને ત્રણે કાળ આશ્રી સંસારમાં રખડવા વિષે જાણવું **શ્રુતજ્ઞાન** (દ્વાદશાંગરૂપ) સદાકાળ લોક આશ્રી છે

**શ્રુતજ્ઞાન**–સમુચ્ચય ચાર પ્રકારે છે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી.

**દ્રવ્યથી**–શ્રુતજ્ઞાની ઉપયોગે કરી સર્વ ૦ય જાણે દેખે, તે શ્રદ્ધાએ કરી તથા સ્વરૂપ આલેખવે કરી

**ક્ષેત્રથી**–શ્રુતજ્ઞાની ઉપયોગે કરી સર્વ ક્ષેત્રની વાત જાણે દેખે, પૂર્વવત્

**કાલથી**–શ્રુતજ્ઞાની ઉપયોગે કરી સર્વ કાલની વાત જાણે, દેખે

**ભાવથી**,–શ્રુતજ્ઞાની ઉપયોગે કરી સર્વ ભાવ જાણે, દેખે, **ઇતિ શ્રુતજ્ઞાનનું વર્ણન**

## અવધિ જ્ઞાનનું વર્ણન

૧ અવધિજ્ઞાનના મુખ્ય બે ભેદ **ભવપ્રત્યયિક, ક્ષાયોપશમિક.**

**૧ ભવપ્રત્યયિકના** બે ભેદ તે, ૧ નારકીને, ૨ દેવ (ચાર પ્રકારના) ને હોય, તે ભવ સંબંધી જ્યારથી ઉત્પન્ન થાય, તે ભવના અંત સુધી હોય

**૨ ક્ષયોપશમિકના** બે ભેદ તે ૧ સંજ્ઞી મનુષ્યને, ૨ સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિયને; ક્ષયોપશમ ભાવથી ઉત્પન્ન થાય તે, અથવા ક્ષમાદિક ગુણે સહિત અણગારને ઉત્પન્ન થાય

**અવધિજ્ઞાનના** ૭ પ્રકાર સંક્ષેપથી કહ્યા તે તેના નામ. ૧ અનુગામિક ૨ અનાનુગામિક ૩ વર્ધમાન, ૪ હાયમાન ૫ પ્રતિપાતિ, ૬ અપ્રતિપાતિ

અનુગામિક જ્યાં જાય ત્યાં તે સાથે આવે. તે બે પ્રકારનું છે ૧ અંતગત, ૨ મધ્યગત

૧ અંતગત અવધિજ્ઞાનના ત્રણ પ્રકાર.

૧ પુરત અંતગત–(પુરઓ અંતગત) તે શરીરના આગલા ભાગના ક્ષેત્રમાં જાણે દેખે.

૨ માર્ગત. અંતગત– (મગ્ગાઓ અંતગત) તે શરીરના પૃષ્ટ ભાગના ક્ષેત્રમાં જાણે દેખે.

૩ પાર્શ્વત અંતગત–(પાસાઓ અંતગત) તે શરીરના બે પાર્શ્વભાગના ક્ષેત્રમાં જાણે દેખે.

અંતગત અવધિ ઉપર દ્રષ્ટાંત છે, જેમ કોઇ પુરુષ દીવો દીપ પ્રમુખ અગ્નિનું ભાજન તથા મણિપ્રમુખ હાથમાં લઇને આગળ કરી ચાલતો જાય તો આગળ દેખે. જો પૂઠે રાખે તો પૂઠે દેખે, તેમ બે પડખે રાખી ચાલે તો બે પડખે દેખે, જે પાસે રાખે તે તરફ દેખે, બીજી બાજુ ન દેખે એ રહસ્ય છે વળી જે બાજુ તરફ જાણે, દેખે તે બાજુ તરફ સંખ્યાતા, અસંખ્યા યોજન લગી જાણે દેખે.

૨ મધ્યગત–તે સર્વ દિશી તથા વિદિશી તરફ (ચૌતરફ) સંખ્યાતા યોજન લગી જાણે દેખે, પૂર્વોક્ત દીપ પ્રમુખ ભાજન માથે મૂકીને ચાલે તો તે ચૌતરફ દેખે તેમ.

૨ અનાનુગામિક અવધિજ્ઞાન તે જે સ્થાનમાં અવધિજ્ઞાન ઉપજ્યું હોય તે સ્થાને રહીને જાણે, દેખે, અન્યત્ર તે પુરુષ જાય તો ન જાણે, દેખે. તે ચારે દિશાએ સંખ્યાતા અસંખ્યાતા યોજન સંલગ્ન તથા અસંલગ્નપણે જાણે દેખે. જેમ કોઇ પુરુષે દીવી પ્રમુખ અગ્નિનું ભાજન તથા મણિ પ્રમુખ કોઈ પણ સ્થાન પ્રતિ મૂક્યું હોય તે, તે સ્થાન પ્રતિ ચૌતરફ દેખે પણ અન્યત્ર ન દેખે તેમ અનાનુગામિક અવધિજ્ઞાન જાણવું

૩ વર્દ્ધમાન અવધિજ્ઞાન–તે પ્રશસ્ત લેશ્યાના અધ્યવસાયે કરી, તથા વિશુદ્ધ ચારિત્રનાં પરિણામે કરી, સર્વ પ્રકારે અવધિ જ્ઞાનની વૃદ્ધિ થાય તેને વર્ધમાન અવધિજ્ઞાન કહીએ. જે જઘન્યથી સૂક્ષ્મ નિગોદીઆ જીવે ત્રણ

સમય ઉત્પન્ન થયામાં શરીરની જે અવગાહના બાંધી હોય એટલુ ક્ષેત્ર જાણે, ઉત્કૃષ્ટથી સર્વ અગ્નિના જીવ, સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત, અપર્યાપ્ત એ ચાર જાતિના તે પણ જે **સમયે** ઉત્કૃષ્ટ હોય તે અગ્નિના જીવ, એકેક આકાશ પ્રદેશે અંતર રહિત મૂકતાં જેટલાં અલોકમાં લોક જેવડાં અસંખ્યાતા ખંડ ( ભાગ વિકલ્પ ) ભરાય તેટલુ ક્ષેત્ર સર્વ દિશી વિદિશીએ દેખે, અવધિજ્ઞાન રૂપી પદાર્થ દેખે એ રહસ્ય છે મધ્યમ અનેક ભેદે છે તે કહે છે, વૃદ્ધિ ચાર પ્રકારે થાય. ૧ દ્રવ્યથી ૨ ક્ષેત્રથી. ૩ કાલથી ૪ ભાવથી, તે આ પ્રમાણે.

૧ કાલથી જાણપણુ વધે ત્યારે શેષ ત્રણ બોલનું જાણપણુ વધે.

૨ ક્ષેત્રથી જાણપણું વધે ત્યારે, કાલની ભજના તથા દ્રવ્ય, ભાવના જાણપણાની વૃદ્ધિ થાય.

૩ દ્રવ્યથી જાણપણુ વધે ત્યારે, કાલની તથા ક્ષેત્રની ભજના ભાવના વૃદ્ધિ

૪ ભાવથી જાણપણુ વધે શેષ ત્રણ બોલની ભજના

તે વિસ્તારથી સમજાવે છે – સર્વ વસ્તુમાં કાલનુ જાણપણુ સૂક્ષ્મ છે. જે કોઇ ચોથા આરાનો જન્મ્યો, નીરોગી બલિષ્ટ શરીર, ને વજ્રઋષભનારાચ સંહનનવાળો ઓગણપચાસ પાનની બીડી લઇને તે ઉપર સારા લોહની સુઈ હોય તેણે કરીને વિંધે, એ વિંધતા એક પાનથી બીજા પાનમા સુઈ પહોંચતા અસંખ્યાતા સમય થઇ જાય છે, એવો કાલ સૂક્ષ્મી છે. ૧. તેથી ક્ષેત્ર અસંખ્યાત ગુણો સૂક્ષ્મ છે જેમ એક આગુલ પ્રમાણે ક્ષેત્રમાં અસંખ્યાતી શ્રેણી છે અકેકી શ્રેણીમા અસંખ્યાતા આકાશ પ્રદેશ છે. સમય સમય પ્રતિ અકેક આકાશ પ્રદેશ જો અપહરાય તો તેટલામા અસંખ્યાતા કાલચક્ર વહી જાય, તો એક શ્રેણી પૂરી થાય નહી એવું ક્ષેત્ર સૂક્ષ્મ છે. ૨ તેથી દ્રવ્ય અનંતગણું સૂક્ષ્મ છે. એક આગુલ પ્રમાણે ક્ષેત્રમા અસંખ્યાત શ્રેણી લઇએ. આંગુલ પ્રમાણે લાબી ને એક પ્રદેશ પ્રમાણે પહોળી તેમા અસંખ્યાત આકાશ પ્રદેશ છે અકેક આકાશ પ્રદેશ ઉપર અનંત પરમાણુઓ તથા દ્વિપ્રદેશી, ત્રિપ્રદેશી, અનંત

પ્રદેશી, યાવત્ સ્કંધ પ્રમુખ દ્રવ્યો છે દ્રવ્યમાંથી સમય સમય પ્રતિ એકેક દ્રવ્ય અપહરતા અનંત કાલચક્ર થાય, તોપણ ખૂટે નહીં, એવું દ્રવ્ય, ક્ષેત્રથી સૂક્ષ્મ છે ૩ દ્રવ્યથી ભાવ અનંતગણુ સૂક્ષ્મ છે. પૂર્વોક્ત શ્રેણીમા જે દ્રવ્યો કહ્યા છે તે દ્રવ્યોમા એકેક દ્રવ્યમા અનંત પર્યવ ( ભાવ ) છે તે જેમ એક પરમાણુમાં એક વર્ણ, એક ગંધ એક રસ, બે સ્પર્શ છે તેમા એક વર્ણમાં અનંત પર્યવ છે તે એકગુણ કાળો, દ્વિગુણ કાળો, ત્રિગુણ કાળો યાવત્ અનંતગુણ કાળો છે એમ પાંચે બોલમા અનંત પર્યવ છે, એમ પાંચે વર્ણમાં બે ગંધમા, પાંચ રસમા ને આઠ સ્પર્શમા અનંત પર્યવ છે દ્વિપ્રદેશી સ્કંધમા ૨ વર્ણ ૨ ગંધ, ૨ રસ ૪ સ્પર્શ છે એ દશ ભેદમાં પણ પૂર્વોક્ત રીતિએ અનંત પર્યવ છે એમ સર્વ દ્રવ્યમા પર્યવની ભાવના કરવી એમ સર્વ દ્રવ્યના પર્યવ એકઠા કરીએ. પછી સમય સમય પ્રતિ એકેકપર્યવને અપહરતા અનંત કાળચક્ર ( ઉત્સર્પિણી, અવસર્પિણી ) થાય ત્યારે પરમાણુ દ્રવ્યના પર્યવ પૂરા થાય. એમ દ્વિપ્રદેશી સ્કંધોના પર્યવ ત્રિપ્રદેશી સ્કંધોના પર્યવ, યાવત્ અનંત પ્રદેશી સ્કંધોના પર્યવ અપહરતા અનંત અનંત કાલચક્ર જાય, તોપણ પૂર્ણ થાય નહીં ( ખુટે નહીં ) એવો દ્રવ્યથી ભાવ સૂક્ષ્મ છે ૪, ૧ કાલને ચણાની ઉપમા, ૨ ક્ષેત્રને જારની ઉપમા ૩ દ્રવ્યને તલની ઉપમા ૪ ભાવને ખસખસની ઉપમા સમજવાને આપી છે

પૂર્વ ચાર પ્રકારની વૃદ્ધિની રીત કહી તેમા ક્ષેત્રથી અને કાલથી કેવી રીતે વર્ધમાન જ્ઞાન થાય તે કહે છે.

૧ ક્ષેત્રથી આંગુલનો અસખ્યાતમો ભાગ જાણે, દેખે, તે કાલથી અવલિકાના અસખ્યાતમા ભાગની વાત અતીત, અનાગત જાણે, દેખે.

૨ ક્ષેત્રથી આગુલનો સખ્યાતમો ભાગ જાણે દેખે, તે કાલથી અવલિકાના અસખ્યાતમા ભાગની વાત અતીત અનાગત જાણે, દેખે.

૩ ક્ષેત્રથી આગુલ માત્ર ક્ષેત્ર જાણે, દેખે, તે કાલથી આવલિકામા કંઇક ન્યુન જાણે, દેખે.

૪ ક્ષેત્રથી પૃથક્ (બેથી નવ સુધી) આગુલની વાત જાણે, દેખે તે કાલથી આવલિકા સપૂર્ણ કાલની વાત અતીત અનાગત જાણે, દેખે.

૫ ક્ષેત્રથી એક હાથ પ્રમાણે ક્ષેત્ર જાણે, દેખે, તે કાલથી અંતર્મુહૂર્ત ( મુહૂર્તમાં ન્યૂન ) કાલની વાત અતીત અનાગત જાણે, દેખે.

૬ ક્ષેત્રથી ધનુષ્ય પ્રમાણુ ક્ષેત્ર જાણે, દેખે, તે કાલથી પ્રત્યેક મુહૂર્તની જાણે દેખે

૭ ક્ષેત્રથી ગાઉ પ્રમાણુ ક્ષેત્ર જાણે, દેખે, તે કાલથી એક દિવસમાં કાંઇક ન્યૂન વાત જાણે, દેખે.

૮ ક્ષેત્રથી એક ચોજન પ્રમાણુ ક્ષેત્ર જાણે દેખે, તે કાલથી પ્રત્યેક દિવસની વાત જાણે, દેખે.

૯ ક્ષેત્રથી પચીશ ચોજન ક્ષેત્રના ભાવ જાણે, દેખે, તે કાલથી પક્ષમાં ન્યૂનની વાત જાણે, દેખે

૧૦ ક્ષેત્રથી ભરત ક્ષેત્ર પ્રમાણે ક્ષેત્રના ભાવ જાણે, દેખે, તે કાલથી પક્ષ (અર્ધ માસ) પૂર્ણની વાત જાણે, દેખે

૧૧ ક્ષેત્રથી જમ્બુદ્વીપ પ્રમાણુ ક્ષેત્રની વાત જાણે, દેખે તે કાલથી માસ એક ઝાઝેરાની વાત જાણે, દેખે

૧૨ ક્ષેત્રથી અઢી દ્વીપની વાત જાણે દેખે, તે કાલથી એક વર્ષની વાત જાણે, દેખે.

૧૩ ક્ષેત્રથી પદરમા રૂચક દ્વીપ સુધી જાણે, દેખે, ત કાલથી પૃથક્ વર્ષની વાત જાણે દેખે.

૧૪ ક્ષેત્રથી સખ્યાતા દ્વીપ સમુદ્રની વાત જાણે, દેખે તે કાલથી સખ્યાતા કાલની વાત જાણે દખે

૧૫ ક્ષેત્રથી સખ્યાતા તથા અસખ્યાતા દ્વીપ સમુદ્રની વાત જાણે, દેખે. તે કાલથી અસખ્યાતા કાલની વાત જાણે, દેખે. એ પ્રમાણે ઊર્ધ્વલોક, અધલોક, તિર્યક્લોક એ ત્રણે લોકમા વધતા વર્ધમાન પરિણામે અલોકમા અસખ્યાતા લોક પ્રમાણે ખડા જાણવાની શકિત પ્રકટ થાય **એ વર્ધમાન અવધિ જ્ઞાન.**

૪ હાયમાન અવધિજ્ઞાન. અપ્રશસ્ત લેશ્યાના પરિણામે કરી અશુભ ધ્યાને કરી અવિશુદ્ધ ચારિત્રના પરિણામથી (ચારિત્રના મલિન પણાથી) વર્ધમાન અવધિજ્ઞાનની હાનિ થાય, થોડે થોડે ઘટતુ જાયતેને હાયમાન અવધિ જ્ઞાન કહીએ **હાયમાન અવધિ જ્ઞાન**

૫ પ્રતિપાતી અવધિજ્ઞાન—જે અવધિજ્ઞાન પ્રાપ્ત થયુ તે એક વખતે જ નાશ પામે તે જઘન્ય, ૧ આગુલનો અસખ્યાતમો ભાગ. ૨ આગુલનો સખ્યાત ભાગ. ૩ વાલાગ્ર. ૪ પૃથક્ વાલાગ્ર ૫ લિંખ, ૬ પૃથક્ લિંખ, ૭ યુકા (જૂ), ૮ પૃથક્ જૂ, ૯ જવ ૧૦ પૃથક્ જવ, ૧૧ આગુલ ૧૨ પૃથક્ આંગુલ, ૧૩ પગ, ૧૪ પૃથક્ પગ, ૧૫ વહેંત, ૧૬ પૃથક્ વહેંત, ૧૭ હાથ, ૧૮ પૃથક્ હાથ, ૧૯ કુક્ષિ (બે હાથ) ૨૦ પૃથક્ કુક્ષિ, ૨૧ ધનુષ્ય, ૨૨ પૃથક્ ધનુષ્ય, ૨૩ ગાઉ, ૨૪ પૃથક્ ગાઉ, ૨૫ યોજન, ૨૬ પૃથક્ યોજન, ૨૭ સો યોજન, ૨૮ પૃથક્ સો યોજન, ૨૯ સહસ્ર યોજન, ૩૦ પૃથક્ સહસ્ર યોજન, ૩૧ લક્ષ યોજન, ૩૨ પૃથક્ લક્ષ યોજન, ૩૩ ક્રોડ યોજન, ૩૪ પૃથક્ ક્રોડ યોજન, ૩૫ ક્રોડાક્રોડ યોજન, ૩૬ પૃથક્ ક્રોડાક્રોડ યોજન એ પ્રમાણે ક્ષેત્ર, અવધિજ્ઞાનથી જુએ, પછી નાશ પામે. ઉત્કૃષ્ટ લોક પ્રમાણ ક્ષેત્ર જુએ, પછી નાશ પામે. દીવો જેમ પવનને યોગે કરી હોલવાઇ જાય તેમ. એ **પ્રતિપાતી અવધિજ્ઞાન**

૬ અપ્રતિપાતી (અપડિવાઇ) અવધિ જ્ઞાન—તે આવ્યુ જાય નહિ. તે સપૂર્ણ ચૌદ રાજલોક જાણે, દેખે, ને અલોકમાં એક આકાશ પ્રદેશ માત્ર ક્ષેત્રની વાત જાણે, દેખે, તોપણ પડે નહિ. એમ બે પ્રદેશ તથા ત્રણ પ્રદેશ, યાવત્ લોક પ્રમાણ અસખ્યાત ખડ જાણવાની શક્તિ થાય; તેને અપ્રતિપાતી અવધિ જ્ઞાન કહીએ. અલોકમા રૂપી પદાર્થ નથી. જો ત્યાં રૂપી પદાર્થ હોત તો દેખત; એટલે એટલી શક્તિ છે એ જ્ઞાન તીર્થંકર પ્રમુખને બાળપણેથી જ હોય, કેવળજ્ઞાન પામ્યા પછી એ ઉપયોગ ન હોય એ છ ભેદ અવધિ જ્ઞાનના કહ્યા.

સમુચ્ચય અવધિજ્ઞાનના ચાર પ્રકાર છે ૧ દ્રવ્યથી અવધિ જ્ઞાની જઘન્ય અનત રૂપી દ્રવ્ય જાણે, દેખે, ઉત્કૃષ્ટ સર્વ રૂપી દ્રવ્ય જાણે દેખે ૨ ક્ષેત્રથી અવધિજ્ઞાની જઘન્ય આગુલનો અસખ્યાતમો ભાગ ક્ષેત્ર

જાણે, દેખે ઉત્કૃષ્ટ લોક જેવડા અસખ્યાત ખડો અલોકમાં દેખે. ૩ કાળથી અવધિ જ્ઞાની જઘન્ય આવલિકાના અસખ્યાતમા ભાગની વાત જાણે, દેખે, ઉત્કૃષ્ટ અસંખ્યાત ઉત્સર્પિણી, અવસર્પિણી, અતીત, અનાગત કાળની વાત જાણે, દેખે, ૪ ભવથી જઘન્ય અનત ભાવને જાણે, ઉત્કૃષ્ટ સર્વ ભાવના અનતમા ભાગને જાણે, દેખે, (વર્ણાદિક પર્યાયને)

સંસ્થાન અવધિજ્ઞાનનો દેખવાનો આકાર, ૧ નારકીને અવધિ, ત્રાપાને આકારે છે ૨ ભવનપતિને પાલાને આકારે છે, ૩ તિર્યંચ તથા મનુષ્યને અનેક પ્રકારે છે ૪ વ્યતરને પટહ–વાજીંત્ર આકારે છે. ૫ જ્યોતિષીને ઝાલરને આકારે છે, ૬ બાર દેવલોકના દેવને ઉર્ધ્વ મૃદગને આકારે છે ૭ નવ ગ્રૈવેયકને ફુલની ચગેરીને આકારે છે ૮ પાંચ અનુત્તર વિમાનના દેવને અવધિ, કચુકીને આકારે છે

**નારકી, દેવને**–અવિધિજ્ઞાન–૧ અનુગામિક ૨ અપ્રતિપાતી, ૩ અવસ્થિત, એ ત્રણ પ્રકારનુ છે

**મનુષ્ય ને તિર્યચને** અવધિજ્ઞાન–૧ અનુગામિક, ૨ અનનુગામિક, ૩ વર્ધમાન, ૪ હાયમાન, ૫ પ્રતિપાતી, ૬ અપ્રતિપાતી, ૭ અવસ્થિત, ૮ અનવસ્થિત છે

એ વિષયદ્વાર પ્રમુખ પ્રજ્ઞાપના સૂત્રના ૩૩ મા પદથી લખ્યો છે. નદીસૂત્ર મધ્યે સક્ષેપમા છે

**ઈતિ અવધિ જ્ઞાનનું વર્ણન સપૂર્ણ**

---

## અવધિ જ્ઞાનનો વિષય ( દેખવાની શક્તિ )

| વિષય | ૧ રત્નપ્રભા | ૨ શર્કરપ્રભા | ૩ વાલુપ્રભા | ૪ પંકપ્રભા | ૫ ધુમ્ર પ્રભા | ૬ તમ પ્રભા | ૭ તમતમ.પ્રભા |
|---|---|---|---|---|---|---|---|
| જઘન્ય ક્ષેત્ર દેખે તે | ૩॥ ગાઉ | ૩ ગાઉ | ૨॥ ગાઉ | ૨ ગાઉ | ૧॥ ગાઉ | ૧ ગાઉ | ૦॥ ગાઉ |
| ઉત્કૃષ્ટ ક્ષેત્ર દેખે તે | ૪ ગાઉ | ૩॥ ગાઉ | ૩ ગાઉ | ૨॥ ગાઉ | ૨ ગાઉ | ૧॥ ગાઉ | ૧ ગાઉ |

| વિષય | અસુર કુમાર | ૯ નિકાય વ્યંતર | તિર્યંચ પંચેંદ્રિય સંજ્ઞી | સંજ્ઞી મનુષ્ય | જ્યોતિષી | દેવલોક ૧–૨ | દેવલોક ૩–૪ |
|---|---|---|---|---|---|---|---|
| જઘન્ય દેખે | ૨૫ યોજન | ૨૫ યોજન | આંગુલનો અસંખ્યાત ભાગ | આંગુલનો અસંખ્યાત ભાગ | સંખ્યાતા દ્વીપ સમુદ્ર | આંગુલનો અસંખ્યાત ભાગ | આંગુલનો અસંખ્યાત ભાગ |
| ઉત્કૃષ્ટ દેખે | અસંખ્યાતા દ્વીપ સમુદ્ર | સંખ્યાતા દ્વીપ સમુદ્ર | અસંખ્યાતા દ્વીપ સમુદ્ર | અલોકમાં અસંખ્યાતા ખંડ | | રત્નપ્રભાને હેઠલા ચરમાંત | શર્કરપ્રભાનો હેઠલો ચરમાંત |

| વિષય. | દેવલોક ૫–૬ | દેવલોક ૭–૮ | દેવલોક ૯–૧૦–૧૧–૧૨ | પહેલેથી છઠ્ઠી ગ્રૈવેયક | ૭–૮–૯ ગ્રૈવેયક | ૫ અનુત્તર વિમાન. |
|---|---|---|---|---|---|---|
| જઘન્ય દેખે | આગુલનો અસખ્યાત ભાગ | આંગુલનો અસખ્યાત ભાગ | આગુલનો અસંખ્યાત ભાગ. | આગુલનો અસખ્યાત ભાગ | આગુલનો અસંખ્યાત ભાગ | ચૌદ રાજલોકમાં કાંઇક ઓછુ દેખે |
| ઉત્કૃષ્ટ દેખે | ત્રીજી નરકનો હેઠલો ચરમાત | ચોથી નરકનો હેઠલો ચરમાંત | પાંચમી નરકનો હેઠલો ચરમાંત | છઠ્ઠી નરકનો હેઠલો ચરમાંત | સાતમી નરકનો હેઠલો ચરમાંત. | ” |

વૈમાનિક ઊંચો પોતપોતાના વિમાનની ધ્વજા સુધી દેખે. ત્રિછા લોકમાં અસખ્યાત દ્વીપ સમુદ્ર દેખે યત્રમાં અધોલોક આવી કહ્યું છે

## ઇતિ વિષયદ્વાર સંપૂર્ણ

| ૧ અવધિજ્ઞાન | આભ્યંતર. | બાહ્ય |
|---|---|---|
| નારકી–દેવતાને, | લાભે | ૦ |
| તિર્યંચમ | ૦ | લાભે. |
| મનુષ્યમાં | લાભે | લાભે |

| ૨ અવધિજ્ઞાન | દેશથી | સર્વથી. |
|---|---|---|
| નારકીદેવતા, તિર્યંચ | લાભે | ૦ |
| મનુષ્ય. | લાભે | લાભે. |

૧. અવધિજ્ઞાન આભ્યંતર બાહ્ય દ્વાર યંત્રથી જાણવો.

૨ અવધિજ્ઞાન દેશથી સર્વથી યંત્રથી જાણવો

## મન પર્યવ જ્ઞાનનો વિસ્તાર

આ મન.ના ચાર પ્રકાર જાણવા.

૧ લબ્ધિમન તે અનુત્તરવાસી દેવોને હોય

૨ સજ્ઞામન તે સજ્ઞી મનુષ્ય ને સજ્ઞી તિર્યંચને હોય.

૩ વર્ગણામનઃ તે નારકી ને અનુત્તર વિમાનવાસી વિના બીજા દેવોને હોય.

૪ પર્યાયમન તે મન.પર્યવ જ્ઞાનીને હોય.

## મનઃપર્યવ જ્ઞાન કોને ઉત્પન્ન થાય તે

૧ મનુષ્યને ઉત્પન્ન થાય, અમનુષ્યને ન થાય.

૨ સજ્ઞી મનુષ્યને ઉત્પન્ન થાય, અસજ્ઞી મનુષ્યને ન થાય.

૩ કર્મભૂમિ સજ્ઞી મનુષ્યને ઉત્પન્ન થાય, અકર્મભૂમિ સજ્ઞી મનુષ્યને ન થાય.

૪ કર્મભૂમિ સખ્યાતા વર્ષના આયુષ્યવાળાને ઉત્પન્ન થાય, પણ અસખ્યાતા વર્ષના આયુષ્યવાળાને ઉત્પન્ન ન થાય.

૫ સખ્યાતા વર્ષના આયુષ્યમાં પર્યાપ્તને ઉત્પન્ન થાય, અપર્યાપ્તને ન થાય.

૬ પર્યાપ્તામાં પણ સમદૃષ્ટિને ઉત્પન્ન થાય, મિથ્યાદૃષ્ટિ ને સમમિથ્યાદૃષ્ટિને ન થાય.

૭ સમદૃષ્ટિમાં પણ સયતિને ઉત્પન્ન થાય, પણ અવ્રતી સમદૃષ્ટિ ને દેશવ્રતીવાળાને ન ઉત્પન્ન થાય.

૮ સયતિમાં પણ અપ્રમત્ત સયતિને ઉત્પન્ન થાય. પ્રમત્ત સયતિને ન થાય.

૯ અપ્રમત્ત સયતિમાં પણ લબ્ધિવાનને ઉત્પન્ન થાય, અલબ્ધિ વાનને ન થાય.

મનઃપર્યવ જ્ઞાન બે પ્રકારે છે-૧ ઋજુમતિ મનઃપર્યવ

જ્ઞાન, ૨ વિપુલમતિ મન:પર્યવ જ્ઞાન, **ઋજુમતિ** તે સામાન્યપણે જાણે, **વિપુલમતિ** તે વિશેષપણે જાણે.

**મનઃપર્યવ જ્ઞાનના સમુચ્ચય ચાર પ્રકાર છેઃ**–૧ દ્રવ્યથી, ૨ ક્ષેત્રથી, ૩ કાળથી ૪ ભાવથી

૧ દ્રવ્યથી, **ઋજુમતિ** અનંત અનંત પ્રદેશી સ્કંધ જાણે, દેખે તે. સામાન્યથી **વિપુલમતિ** તેથી અધિક સ્પષ્ટપણે નિર્ણય સહિત જાણે, દેખે

૨ ક્ષેત્રથી, **ઋજુમતિ** જઘન્ય અંગુલનો અસંખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટ નીચે રત્નપ્રભાના પ્રથમ કાંડનો ઉપરનો નાનો પ્રતર તેના હેઠલા તલ સુધી, એટલે સમભૂતળ પૃથ્વીથી ૧૦૦૦ યોજન નીચે દેખે. ઊર્ધ્વ. જ્યોતિષીના ઉપરના તળ સુધી દેખે, એટલે સમભૂતળથી ૯૦૦ યોજનું ઊંચું દેખે. ત્રિછું દેખે તો મનુષ્ય ક્ષેત્રમા અઢી દ્વીપ તથા બે સમુદ્રને વિષે સંજ્ઞી પંચેદ્રિય પર્યાપ્તના મનોગત ભાવ જાણે, દેખે **વિપુલમતિ** તે (ઋજુમતિ) થી અઢી અંગુલ અધિક વિશેષ સ્પષ્ટ નિર્ણય સહિત જાણે, દેખે.

૩ કાલથી **ઋજુમતિ** જઘન્ય પલ્યોપમના અસંખ્યાતમા ભાગની વાત જાણે, દેખે; ઉત્કૃષ્ટ પલ્યોપમના અસંખ્યાતમા ભાગની અતીત, અનાગત કાળની વાત જાણે, દેખે **વિપુલમતિ** તે (ઋજુમતિ) થી વિશેષ સ્પષ્ટ નિર્ણય સહિત નિર્મળ જાણે, દેખે

૪ ભાવથી **ઋજુમતિ** તે જઘન્ય અનંત દ્રવ્યના ભાવ (વર્ણાદિ પર્યાય) ને જાણે દેખે, ઉત્કૃષ્ટ સર્વ ભાવોના અનંતમે ભાગે જાણે, દેખે. **વિપુલમતિ** તેથી સ્પષ્ટ નિર્ણય સહિત વિશેષ અધિક જાણે, દેખે

મનપર્યવ જ્ઞાની અઢી દ્વીપમા રહેલા સંજ્ઞી પંચેદ્રિયના મનોગત ભાવને જાણે છે. અનુમાનથી જેમ ધૂમાડો દેખી અગ્નિનો નિશ્ચય થાય તેમ મનોગત ભાવથી દેખે છે.

**ઇતિ મન.પર્યવ જ્ઞાન સંપૂર્ણ.**

## કેવળ જ્ઞાનનુ વર્ણન.

**કેવળ જ્ઞાનના બે ભેદ.** ૧ ભવસ્થ કેવળ જ્ઞાન, ૨ સિદ્ધ કેવળ

જ્ઞાન. ભવસ્થ કેવળ જ્ઞાનના બે ભેદ. ૧ સયોગી ભવસ્થ કેવળ જ્ઞાન ૨. અયોગી ભવસ્થ કેવળ જ્ઞાન વગેરે. તેનો વિસ્તાર સૂત્રથી જાણુવો. સિદ્ધ કેવળ જ્ઞાનના બે ભેદ ૧ અનંતર સિદ્ધ કેવળ જ્ઞાન ૨ પરંપર સિદ્ધ કેવળ જ્ઞાન, તેને વિસ્તાર સૂત્રથી જાણવો. તે કેવળ જ્ઞાન સમુચ્ચય ચાર પ્રકારે છે ૧ દ્ર વ્યથી ૨ ક્ષેત્રથી, ૩ કાળથી, ૪ ભાવથી.

૧ દ્રવ્યથી કેવળજ્ઞાની સર્વ રૂપી, અરૂપી દ્રવ્ય જાણે, દેખે.

૨ ક્ષેત્રથી કેવળજ્ઞાની સર્વ ક્ષેત્ર (લોકાલોક)ની વાત જાણે, દેખે.

૩ કાળથી કેવળજ્ઞાની સર્વ કાળની ભૂત, ભવિષ્ય, વર્તમાન, એ ત્રણુ કાળની વાત જાણે, દેખે.

ભાવથી કેવળજ્ઞાની સર્વ રૂપી, અરૂપી દ્રવ્યના ભાવને અનંત ભાવે સર્વ પ્રકારે જાણે, દેખે.

કેવળ જ્ઞાન આવરણુરહિત વિશુદ્ધ લોકાલોક પ્રકાશક એક જ પ્રકારે સર્વ કેવળીને હોય.

ઇતિ કેવળ જ્ઞાન સંપૂર્ણ

ઇતિ પાંચ જ્ઞાનનું વિવેચન સંપૂર્ણ

---

# વ્યવહાર સમકિતના ૬૭ બોલ

---

આ સડસઠ બોલોના પ્રથમ બાર દ્વાર કહે છે. (૧) સદ્દહણા ચાર. (૨) લિંગ ત્રણ. (૩) વિનયના દસ પ્રકાર, (૪) શુદ્ધતાના ૩ ભેદ. (૫) લક્ષણ પાંચ. (૬) ભૂષણ પાંચ (૭) દૂષણના પાંચ ભેદ. (૮) પ્રભાવના ૮ (૯) આગાર છ. (૧૦) જયણા છ (૧૧) સ્થાનક છ. (૧૨) ભાવના છ. હવે તે દ્વાર વિસ્તારથી કહે છે.

**(૧) સદ્દહણા ચાર પ્રકારની**–(૧) પરમત્થ સંથવો–નવ તત્ત્વ જાણીને જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય સ્વરૂપ આત્માનો અનુભવ કરવો (૨) પરમાર્થના જાણવાવાળા સંવિગ્ન ગીતાર્થની ઉપાસના કરવાથી શુદ્ધ શ્રદ્ધાને ધારણ કરે (૩) પોતાના મતના પાસત્થા ઉસન્ના અને કુલિંગી આદિકની સોબત ન કરે એ ત્રણેનો પરિચય કરવાથી શુદ્ધ તત્ત્વની પ્રાપ્તિ થઇ શકે નહિ. (૪) પરતીર્થિનો અધિક પરિચય ન કરે. અધર્મ પાખંડીઓની પ્રશંસા ન કરે.

**(૨) લિંગના ત્રણ ભેદ**–(૧) ધર્મરાગ –જેમ જુવાન પુરુષ રંગરાગ ઉપર રાચે તેમ ભવ્યાત્મા શ્રી જૈનશાસન પર રાચે. (૨) સુશ્રુષા– જેમ ક્ષુધાવાન પુરુષ ખીર–ખાંડના ભોજનને પ્રેમસહિત આદર કરે તેમ વીતરાગની વાણીનો આદર કરે જેમ વ્યવહારિક જ્ઞાન શીખવાની તીવ્ર ઇચ્છા હોય, ને શીખવાડનાર મળે ત્યારે શીખીને આ લોકમા સુખી થાય તેમ વીતરાગનાં કહેલાં સૂત્રોનું હમેશાં સૂક્ષ્માર્થ ન્યાયવાળુ જ્ઞાન શીખીને આ લોક ને પરલોકમાં મનોવાછિત સુખને પ્રાપ્ત કરે. (૩) દેવ ગુરુની વૈયાવચ્ચ– પંચપરમેષ્ઠીની યથા-યોગ્ય ભક્તિ સુપાત્રદાન.

**(૩) વિનયના દશ ભેદ**–(અરિહંતનો વિનય કરે .(૨) સિદ્ધનો વિનય કરે, (આચાર્યનો વિનય કરે. (૪) ઉપાધ્યાયનો વિનય કરે. (૫) સ્થવિરનો વિનય કરે (૬) ગણ (ઘણા આચાર્યોનો સમૂહ) નો વિનય કરે. (૭) કુલ (એક આચાર્યોના શિષ્યનો સમૂહ) નો વિનય

કરે. (૮) સ્વધર્મીનો વિનય કરે. (૯) સઘનો વિનય કરે. (૧૦) સંભોગીનો વિનય કરે એ દશનો માનપૂર્વક વિનય કરે જૈનશાસનમા વિનય મૂલ ધર્મ કહેવાય છે વિનય કરવાથી અનેક સદ્ગુણોની પ્રાપ્તિ થાય છે

(૪) શુદ્ધતાના ત્રણ ભેદ-(૧) મનશુદ્ધતા-મનથી અરિહંત દેવ કે જે ૩૪ અતિશય, ૩૫ વાણી, ૮ મહા પ્રાતિહાર્ય સહિત. ૧૮ દૂષણ રહિત, ૧૨ ગુણ સહિત, એવા જે દેવ તે જ અમર દેવ છે, તે જ સાચા દેવ છે એના સિવાય બીજા હજારો કષ્ટ પડે તોપણ સરાગી દેવોને મનથી પણ સ્મરણ ન કરે. (૨) વચન શુદ્ધતા-વચનથી ગુણકીર્તન એવા અરિહંતના કરે, એ સિવાય બીજા સરાગી દેવોનાં ન કરે. (૩) કાયા શુદ્ધતા-કાયાથી અરિહંત સિવાય બીજા સરાગી દેવોને નમસ્કાર ન કરે.

(૪) લક્ષણના પાંચ ભેદ-(૧) સમ-શત્રુ મિત્ર ઉપર સમ ભાવ રાખવો. (૨) સંવેગ-વૈરાગ્ય ભાવ અને મોક્ષનું પ્રેમ અને સંસાર અસાર છે; વિષય અને કષાયથી અનંતોકાલ ભવભ્રમણ કરે છે, તો આ ભવમાં સારી સામગ્રી મળી છે, તો ધર્મને આરાધવો, ઈત્યાદિ વિચાર કરવો. (૩) ⁺નિર્વેદ-શરીર અથવા સંસારના અનિત્યપણાનું ચિંતવન કરવું અને ત્યાંસુધી આ મોહમય જગતથી અલગ રહેવું અથવા જગતારક જિનરાજની દીક્ષા લઈ કર્મ શત્રુઓને જીતીને સિદ્ધ પદને પ્રાપ્ત કરવાની હમેશાં અભિલાષા (ભાવના) રાખવી. (૪) અનુકંપા પોતાની તથા પરના આત્માની અનુકંપા કરવી અથવા દુખી જીવોને સુખી કરવા. (૫) આસ્થા-ત્રિલોક પૂજનિક શ્રી વીતરાગ દેવના વચનો ઉપર દઢ શ્રદ્ધા રાખવી ને હિતાહિતનો વિચાર કરવો અથવા અસ્તિત્વ ભાવમા રમણતા કરવી એજ વ્યવહાર સમકિતનું લક્ષણ છે તો જે વાતની અધૂરાશ હોય તેને પૂરી કરવી, વ્યવહારથી ત્રણ તત્ત્વ-દેવ, ગુરુ અને ધર્મની શ્રદ્ધા, નિશ્ચયથી નિજસ્વરૂપ કેવળજ્ઞાન, દર્શન અને સુખમય છે એવી શ્રદ્ધા.

---

⁺ નિર્વેદ=ત્યાગભાવના

(૬) **ભૂષણના પાંચ ભેદ**–(૧) જૈનશાસનમાં કુશળપણું, ધૈર્યવંત હોય ને શાસનમાં દરેક કાર્યો ધૈર્યતાથી કરે. (૨) દેવગુરુની ભક્તિ (૩) શાસનમાં ક્રિયામાં સ્થિરતા. (૪) શાસનમાં ચતુર હોય. શાસનનાં દરેક કાર્ય એવી ચતુરાઇથી (બુદ્ધિબળથી) કરે કે જેથી નિર્વિઘ્નતાથી પાર પડી જાય. (૫) તીર્થસેવા, શાસનમાં ચતુર્વિધ સંઘની ભક્તિ તથા બહુમાન કરવાવાળો હોય આ પાંચ ભૂષણોથી શાસનની શોભા રહે છે.

(૭) **દૂષણના પાંચ ભેદ**–(૧) શંકા–જિનવચનમાં શંકા કરે(૨) કંખા–બીજા મતોના આડંબર દેખી તેની વાંચ્છા કરે (૩) વિતિગિચ્છા-ધર્મ કરણીના ફળમા સંદેહ કરે કે આનુ ફલ હશે કે નહિ ? અત્યારે વર્તમાન તો કાંઈ દેખાતુ નથી એવો સંદેહ કરે (૪) પરપાખંડીનો હમેશાં પરિચય કરે. (૫) પરપાખંડીઓની પ્રશંસા કરવી. એ પાંચ સમકિતનાં દૂષણ કહેવાય તે જરૂર ટાળવાં જોઇએ

(૮)-**પ્રભાવનાના આઠ પ્રકાર**–(૧) જે કાળમા જેટલાં સૂત્રાદિ હોય તેને ગુરુગમથી જાણે એ શાસનનો પ્રભાવક બને છે. (૨) ધર્મ કથા, વ્યાખ્યાન, કરીને શાસનના જ્ઞાનની પ્રભાવના કરે. (૨) મહાન વિકટ તપશ્ચર્યા કરીને શાસનથી પ્રભાવના કરે (૪) ત્રણ કાળ અથવા ત્રણ મતનો જાણનાર હોય. (૫) તર્ક, વિતર્ક, હેતુ, વાદ, યુક્તિ ન્યાય તથા વિદ્યાદિ બળથી વાદીઓના શાસ્ત્રાર્થથી પરાજય કરીને શાસનની પ્રભાવના કરે. (૬) પુરુષાર્થવાળો પુરુષ દીક્ષા લઇને શાસનની પ્રભાવના કરે (૭) કવિના કરવાની શકિત હોય તો કવિતા કરીને શાસન પ્રભાવના કરે (૮) બ્રહ્મચર્ય આદિ કોઇ મોટા વ્રત લે તો પ્રગટ રીતે ઘણા માણસોની વચમા લે કારણકે એથી લોકોને શાસન પર શ્રદ્ધા અથવા વ્રતાદિ લેવાની રુચિ વધે છે. અથવા દુર્બળ, સ્વધર્મી ભાઇઓને સહાયતા કરવી એ પણ પ્રભાવના છે, પરંતુ આજકાલ ચોમાસામાં અભક્ષ્ય વસ્તુની તથા લાડવા આદિની પ્રભાવના કરે છે, તો દીર્ઘદષ્ટિથી વિચાર કરવો જોઈએ કે એ પ્રભાવનાથી શાસનની કઇ પ્રભાવના થઇ કહેવાય ? અથવા એથી કેટલો લાભ ? એનો બુદ્ધિવાન પોતાથી વિચાર કરી શકે છે અને

પ્રભાવનાનો આપણો સાચો પ્રેમ હોય તો નાની નાની તત્ત્વજ્ઞાનમય ચોપડીઓની પ્રભાવના કરો કે જેથી આપણા ભાઈઓને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય.

આગારના છ ભેદ–સમકિતની અંદર છ પ્રકારના આગાર છે (૧) રાજાનો આગાર (૨) દેવતાનો (૩) ન્યાતનો (૪) માતાપિતાનો ને ગુરુનો (૫) બળાત્કારનો (૬) દુષ્કાળમાં સુખથી આજીવિકા ન ચાલે તો એ છ આગાર કારણથી લાચારીથી સમકિતમાં કોઈ દોષ લાગી જાય તો વિઘ્ન પસાર થયે દોષ માટે પશ્ચાત્તાપ કરી શુદ્ધ થવું

(૧૦) જયણાના છ પ્રકાર–(૧) આલાપ–સ્વધર્મી ભાઈઓની સાથે એકવાર બોલે. (૫) સંલાપ–સ્વધર્મી ભાઈઓની સાથે વારવાર બોલે. (૩) મુનિને દાન દેવું અથવા સ્વધર્મી ભાઈઓની વાત્સલ્યતા કરવી. (૪) એવું વારવાર પ્રતિદિન કરે. (૫) ગુણીજનોનાં ગુણ પ્રગટ કરે. (૬) તથા વંદન નમસ્કાર બહુમાન કરે તથા

(૧) મિથ્યાત્વી સાથે વગર બોલાવ્યે બોલવું નહિ.

(૨) ,, ,, વારવાર બોલવું નહિ.

(૩) ,, ને ધર્મ નિમિત્તે નહિ પણ અનુકંપા યોગ્ય હોય તો દાન દેવું

(૪) , ની પ્રશંસા કરવી નહિ.

(૫) ,, સ્તુતિ કરવી નહિ.

(૬) ,, ને વંદના, નમસ્કાર કરવાં નહિ.

(૧૧) સ્થાનના છ પ્રકાર– (૧) ધર્મરૂપી નગર તથા સમકિતરૂપી દરવાજા (૨) ધર્મરૂપી વૃક્ષ તથા સમ્યક્ત્વરૂપી થડ (૩) ધર્મરૂપી પ્રાસાદ તથા સમકિતરૂપી નીવ (પાયો) (૪) ધર્મરૂપી ભોજન તથા સમકિતરૂપી થાલ (૫) ધર્મરૂપી માલ તથા સમકિતરૂપી દુકાન (૬) ધર્મરૂપી રત્ન તથા સમકિતરૂપી તિજોરી, એ–છ ભેદ.

(૧૨) ભાવનાના છ પ્રકાર–જીવ ચૈતન્ય લક્ષણ યુક્ત, અસંખ્યાત પ્રદેશી નિષ્કલંક અમૂર્તિ છે (૨) અનાદિ કાલથી જીવ અને કર્મોનો સંયોગ છે જેમ દૂધમાં ઘૃત તથા તલમાં તેલ, ધૂળમાં

ધાતુ, ફૂલમાં સુગધ, ચદ્રની કાંતિમાં અમૃત એ પ્રમાણે અનાદિ સયોગ છે (૩) જીવ સુખદુ ખનો કર્તા છે અને ભોકતા છે નિશ્ચય નયથી કર્મનો કર્તા કર્મ છે અને વ્યવહારનયથી જીવ છે (૪) જીવ, નિત્ય દ્રવ્ય છે, ગુણુ પર્યાય, પ્રાણુ અને ગુણુસ્થાનક સહિત છે (૫) ભવ્ય જીવનો મોક્ષ થાય છે. (૬) જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ મોક્ષનો ઉપાય છે, એ છ ભેદ

આ થોકડાને કઠસ્થ મોઢે કરીને વિચાર કરો કે આ ૬૭ બોલ વ્યવહાર સમકિતના છે એમાંથી મારામાં કેટલા છે અને પછી અધૂરા હોય તેમા આગળ વધારવાની કોશીશ કરો અને પુરુષાર્થ દ્વારા એને પ્રાપ્ત કરો

**ઇતિ વ્યવહાર સમકિતના ૬૭ બોલ સપૂર્ણ.**

---

## ષટ્દ્રવ્ય પર ૩૧ દ્વાર.



**૧ નામદ્વાર, ૨ આદિ, ૩ સંઠાણુ, ૪ દ્રવ્ય, ૫ ક્ષેત્ર, ૬ કાળ. ૭ ભાવ. ૮ સામાન્ય વિશેષ, ૯ નિશ્ચય. ૧૦ નય, ૧૧ નિક્ષેપ, ૧૨ ગુણ, ૧૩ પર્યાય, ૧૪ સાધારણ, ૧૫ સાધર્મી, ૧૬ પરિણામિક, ૧૭ જીવ, ૧૮ મૂર્તિ, ૧૯ પ્રદેશ, ૨૦ એક, ૨૧ ક્ષેત્ર-ક્ષેત્રી, ૨૨ ક્રિયા, ૨૩ કર્તા ૨૪ નિત્ય, ૨૫ કારણ, ૨૬ ગતિ, ૨૭ પ્રવેશ, ૨૮ પૃચ્છા, ૨૯ સ્પર્શના, ૩૦ પ્રદેશસ્પર્શના અને ૩૧ અલ્પદ્વાર**

**નામદ્વાર** –૧ ધર્મ, ૨ અધર્મ, ૩ આકાશ, ૪ જીવ, ૫ પુદ્ગલાસ્તિકાય, ૬ કાળદ્રવ્ય

૨ આદિદ્વાર–દ્રવ્યાપેક્ષા બધા દ્રવ્ય અનાદિ છે ક્ષેત્રાપેક્ષા લોકવ્યાપક છે તેમાં જીવ તથા પુદ્ગલ તે સાદિ છે પણ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ અનાદિ છે કાળાપેક્ષા ષટ્ દ્રવ્ય અનાદિ છે ભાવાપેક્ષા ષટ્ દ્રવ્યમા ઉત્પાદ, વ્યય અપેક્ષાએ સાદિસાન્ત છે.

૩ સંઠાણદ્વાર–ધર્માસ્તિકાયનું સંઠાણ ગાડાના ઓધણ જેવું ∴ આ રીતે વધતા લોકાન્ત સુધી અસંખ્ય પ્રદેશી છે એવું જ ....... અધર્માસ્તિકાયનું સંઠાણ, આકાશાસ્તિકાયનું સંઠાણ લોકમાં ડોકના હાંગીના જેવું, અલોકમાં ઓધણાકાર; જીવ તથા પુદ્ગલનાં સં૦ અનેક પ્રકારનાં અને કાળને આકાર નહિ. પ્રદેશ નથી માટે

દ્રવ્યદ્વાર–ગુણપર્યાયના સમૂહ યુકત હોય તેને દ્રવ્ય કહે છે દરેક દ્રવ્યના મૂળ છ સ્વભાવ સામાન્ય છે અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ, સત્તત્વ, અગુરુલઘુત્વ ઉત્તર–સ્વભાવ અનંત છે યથા–નાસ્તિત્વ, નિત્ય, અનિત્ય, એક, અનેક, ભેદ, અભેદ, ભવ્ય, અભવ્ય, વકતવ્ય, પરમ ઈત્યાદિ, ધર્મ, અધર્મ આકાશ એક એક દ્રવ્ય છે જીવ, પુદ્ગલ, કાળ અનંત છે વિશેષ સ્વભાવ પોતપોતાના ગુણ છે કે જેમ છ દ્રવ્યો અરસપરસ ભિન્નતા ધરાવે છે

૫ ક્ષેત્રદ્વાર–ધર્મ, અધર્મ, જીવ અને પુદ્ગલ લોકવ્યાપક છે આકાશ લોકાલોક વ્યાપક છે અને કાળ ૨।। દ્વીપમા પ્રવર્તનરૂપ છે અને ઉત્પાદ, વ્યય રૂપે લોકાલોક વ્યાપક છે

૬ કાળદ્વાર–ધર્મ, અધર્મ, આકાશ. દ્રવ્યાપેક્ષા અનાદિ અનંત છે ઉત્પાદ, મય અપેક્ષાથી સાદિસાંત છે પુદ્ગલ, દ્રવ્યપેક્ષા અનાદિ અનંત સ્કંધમાં મળવું વિખરાવીને અપેક્ષાથી સાદિસાંત છે. કાળદ્રવ્ય દ્રવ્યાપેક્ષા અનાદિ અનંત, સમયાપેક્ષા સાદિસાંત છે

૭ ભાવ દ્વાર–પુદ્ગલ રૂપી છે શેષ ૫ દ્રવ્યો અરૂપી છે

૮ સામાન્ય વિશેષ દ્વાર સામાન્યથી વિશેષ બળવાન છે જેમ સામાન્યત દ્રવ્ય ૧ છે વિશેષત છ છે ધર્માસ્તિકાયનો ખાસ

ગુણ ચલન સહાય છે. અધર્મા૦ નો સ્થિર સહાય, આકાશાસ્તિ૦નો અવગાહનદાન, કાળનો વર્તના, જીવાસ્તિ૦નો ચૈતન્ય, પુદ્ગલાસ્તિ૦નો પૂરણ, ગલન, વિધ્વસન ગુણ અને બીજા ગુણો છયે દ્ર૦યોનાં અનત છે.

**૯ નિશ્ચય વ્યવહાર દ્વાર**–નિશ્ચયથી બધા દ્ર૦ય પોતપોતાના ગુણોમાં પ્રવર્તે છે, વ્યવહારમાં અન્ય દ્ર૦યોને પોતાના ગુણથી સહાયતા આપે છે. જેમ લોકાકાશમા બધા દ્રવ્યો રહે છે તો તેને આકાશ અવગાહનમાં સહાયક થાય છે, પણ અલોકમાં અન્ય દ્ર૦યો નથી તો અવગાવહનમા સહાયતા નથી દેતી. છતાં અવગાહન ગુણમા અગુરુલઘુગુણથી ષટ્ગુણ હાનિ વૃદ્ધિ સદા થયા કરે છે એવી જ રીતે દ્ર૦યો માટે જાણવુ

**૧૦ નય દ્વાર**–અશ જ્ઞાનને નય કહે છે નય ૭ છે તેનાં નામ–૧ નૈગમ ૨ સગ્રહ ૩ વ્યવહાર, ૪ ઋજુસૂત્ર, ૫ શબ્દ, ૬ સમભિરૂઢ અને ૭ એવભૂત નય. એ સાતે નયવાળાની માન્યતા કેવી છે ? એ જાણવા માટે જીવ દ્ર૦ય ઉપર ૭ નય ઉતારે છે

૧ નૈગમ નયવાળો–જીવ નામના બધાને દ્રવ્યપ્રાણ અને બાહ્યક્રિયાથી ગ્રહણ કરે

૧ સગ્રહ ,, જીવ કહેવાથી જીવના અસખ્ય પ્રદેશો ગ્રહણ કરે

૩ વ્યવહાર ,, ,, ,, ત્રણ સ્થાવર જીવોને ગુણસ્થાનવર્તી વ્યવહારિક ક્રિયા ગ્રહણ કરે

૪ ઋજુસૂત્ર ,, ,, ,, સુખદુ ખ ભોગવતા જીવના ઉપયોગને ગ્રહણ કરે છે

૫ શબ્દ ,, ,, ,, જીવના ભાવપ્રાણોને ગ્રહણ કરે છે.

૬ સમભિરૂઢ નયવાળો–જીવ કહેવાથી કેવળજ્ઞાની, ક્ષાયક, સમકિત વગેરે શુદ્ધ ગુણો બતાવે છે

૭ એવભૂત „ „ „ સિદ્ધ અવસ્થા (સંપૂર્ણ શુદ્ધ અવસ્થા) બતાવે છે

એ રીતે સાતેવ નય બધા દ્રવ્યો પર ઉતારી શકાય.

૧૧ નિક્ષેપ દ્વાર–નિક્ષેપ ૪ છે, ૧ નામ, ૨ સ્થાપના, ૩ દ્રવ્ય અને ૪ ભાવનિક્ષેપ.

૧ દ્રવ્યના નામ માત્રને નામનિક્ષેપ કહેવો.

૨ દ્રવ્યની સદ્દશ કે અસદ્દશ સ્થાપના (આકૃતિ) ને સ્થાપના નિક્ષેપ કહેવો

૩ દ્રવ્યની ભૂત કે ભવિષ્ય પર્યાયને વર્તમાનમા કહેવી તે દ્રવ્ય નિક્ષેપ.

૪ દ્રવ્યની મૂળ ગુણયુક્ત દશાને ભાવ નિક્ષેપ કહે છે

ષદ્ દ્રવ્ય પર એ ચારે નિક્ષેપ ઉતારીને પણ બોધ કરી શકાય.

૧૨ ગુણ દ્વાર–પ્રત્યેક દ્રવ્યમાં ચાર ચાર ગુણો છે

૧ ધર્માસ્તિકાયના ૪ ગુણ–અરૂપી, અચેતન, અક્રિય અને ચલન સહાય.

૨ અધર્મા૦ , ૪ „ , „ „ „ „ સ્થિર „

૩ આકાશાસ્તિ „ ૪ , , , „ અવગાહનદાન

૪ જીવાસ્તિ ૪ „ અરૂપી ચૈતન્ય, સક્રિય અને ઉપયોગ યા જ્ઞાન, દર્શન ચારિત્ર અને વીર્ય

૫ કાળ દ્રવ્યના , ૪ „ અરૂપી અચેતન, અક્રિય, અને વર્તનાગુણ

૬ પુદ્ગલાસ્તિ૦ , ૪ , રૂપી, અચેતન, સક્રિય, અને પૂરણ, ગલન.

૧૩ પર્યાય દ્વાર–પ્રત્યેક દ્રવ્યની ચાર ચાર પર્યાયો છે

૧ ધર્માસ્તિ૦ ની ૪ પર્યાય–સ્કંધ, દેશ પ્રદેશ અને અગુરુલઘુ

૨ અધર્માસ્તિ૦ , „ , , „

૩ આકાશાસ્તિ૦ „ , „ „

૪ જીવાસ્તિ૦ ૪ અવ્યાબાધ, અનાવગાહ, અમૂર્ત, ,,
૫ પુદ્ગલાસ્તિ૦ ,, વર્ણ ગન્ધ, રસ, સ્પર્શ.
૬ કાળદ્રવ્ય ,, ભૂત, ભવિષ્ય, વર્તમાન, અગુરુલઘુ.

**૧૪ સાધારણ દ્વાર**–સાધારણ ધર્મ જે અન્ય દ્રવ્યમાં પણ લાભે, જેમ ધર્માસ્તિ૦માં અગુરુલઘુ અસાધારણ ધર્મ જે અન્ય દ્રવ્યમા ન લાભે જેમ ધર્માસ્તિકાયમા ચલનસહાય ઇત્યાદિ.

**૧૫ સાધર્મી દ્વાર**–ષટ્ દ્રવ્યોમા પ્રતિસમય ઉત્પાદ–વ્યયપણુ છે, કેમકે અગુરુલઘુ પર્યાયમા ષટ્ ગુણ હાનિ વૃદ્ધિ થાય છે તે છયે દ્રવ્યોમા પ્રવર્તે છે

**૧૬ પરિણામી દ્વાર**–નિશ્ચય નયથી છયે દ્રવ્યો પોતપોતાના ગુણોમા પરિણમે છે, વ્યવહારથી જીવ અને પુદ્ગલ અન્યાન્ય સ્વભાવમાં પરિણમે છે જેમ જીવ મનુષ્યાદિરૂપે અને પુદ્ગલ બે પ્રદેશી યાવત્ અનત પ્રદેશી સ્કધ રૂપે પરિણમે છે.

**૧૭ જીવ દ્વાર**–જીવાસ્તિકાય જીવ છે, શેષ ૫ દ્રવ્ય અજીવ છે.

**૧૮ મૂર્તિ દ્વાર**–પુદ્ગલ રૂપી છે શેષ અરૂપી છે કર્મ સગે જીવ પણ રૂપી છે

**૧૯ પ્રદેશ દ્વાર**–૫ દ્રવ્ય સપ્રદેશી છે કાળ દ્રવ્ય અપ્રદેશી છે. ધર્મ–અધર્મ અસખ્ય પ્રદેશી છે આકાશ (લોકાલોક અપેક્ષા) અનત પ્રદેશી છે એકેક જીવ અસખ્ય પ્રદેશી છે અનત જીવોના અનત પ્રદેશ છે. પુદ્ગલ પરમાણુ અપ્રદેશી છે પરતુ પુદ્ગલ સ્કધ દ્વીયાવત અનંત પ્રદેશી છે સ્કધમા રહેલ એક પરમાણુ પુદ્ગલ પ્રદેશ ગણાય છે.

**૨૦ એક દ્વાર**–ધર્મ, અધર્મ, આકાશ એકેક દ્રવ્ય છે, શેષ ૩ અનત છે

**૨૧ ક્ષેત્રક્ષેત્રી દ્વાર**–આકાશ ક્ષેત્ર છે બાકીના ક્ષેત્રી છે એટલે કે પ્રત્યેક લોકાકાશ પ્રદેશ પર પાચેય દ્રવ્ય પોતપોતાની ક્રિયા કરવા છતા એક બીજામા મળી જતા નથી

**૨૨ ક્રિયા દ્વાર**–નિશ્ચયથી બધા દ્રવ્યો પોતપોતાની અગુરુલઘુગુણુથી સક્રિય ઉત્પાદ, વ્યયરૂપે ક્રિયા કરે છે. વ્યવહારથી જીવ અને પુદ્ગલ ક્રિયા કરે છે શેષ અક્રિય છે

૨૩ નિત્ય દ્વાર—દ્રવ્યાસ્તિક નયથી બધા દ્રવ્ય નિત્ય છે પર્યાય અપેક્ષાથી બધા અનિત્ય છે, વ્યવહાર નયથી ગતિ આદિ પર્યાય આશ્રી જીવ, પુદ્ગલ અનિત્ય છે શેષ ૪ દ્રવ્ય નિત્ય છે

૨૪ કારણ દ્વાર—પાંચેય દ્રવ્ય જીવને કારણ છે, પણ જીવ કોઇને કારણ નથી. જેમ જીવ કર્તા અને ધર્મા કારણ મળવાથી જીવને ચલન કાર્યની પ્રાપ્તિ થઇ એમ જ બીજા દ્રવ્યો સમજવાં

૨૫ કર્તા દ્વાર—નિશ્ચયથી બધા દ્રવ્ય પોતપોતાના સ્વભાવ કાર્યના કર્તા છે વ્યવહારથી જીવ અને પુદ્ગલ કર્તા છે શેષ અકર્તા છે

૨૬ વ્યાપકતા—આકાશની વ્યાપકતા લોકાલોકમા છે શેષની લોકમાં છે

૨૭ પ્રવેશ દ્વાર—એક એક આકાશ પ્રદેશ પર પાંચેય દ્રવ્યોના પ્રવેશ છે તેઓ પોતપોતાની ક્રિયા કર્યે જાય છે છતાં એક બીજા મળી જતાં નથી જેમ એક નગરમા ૫ માણસ પોત પોતાના કાર્ય કરતાં રહે પણ એકરૂપ ન થાય

૨૮ પૃચ્છા દ્વાર—શ્રી ગૌતમસ્વામી શ્રી વીરપ્રભુને સવિનયે નીચેના પ્રશ્ન કરે છે

૧ ધર્માંના ૧ પ્રદેશને ધર્માં૦ કહેવાય છે શુ ? ઉત્તર—નહિ (એવભૂત નયાપેક્ષા) ધર્મા૦ના ૧–૨–૩ યાવ સખ્યાત, અસખ્યાત પ્રદેશ. જેમા ધર્મા૦નો ૧ પણ પ્રદેશ બાકી હોય ત્યાસુધી ધર્મા૦ ન કહેવાય, સપૂર્ણ પ્રદેશ યુક્તને જ ધર્મા૦ કહે છે

૨ કેવી રીતે ? એવભૂત નયવાળો થોડા પણ ટુટેલા અપૂર્ણ પદાર્થને પદાર્થ ન માને, અખડિત દ્રવ્યને જ દ્રવ્ય કહે. તેમ બધા દ્રવ્યો માટે સમજવુ

૩ લોકનો મધ્ય પ્રદેશ ક્યાં છે?

ઉ૦ રત્નપ્રભા ૧૮૦૦૦૦ યોજનની છે તેની નીચે ૨૦૦૦૦ યોજન ઘનોદધિ છે તેની નીચે અસખ્ય યોજન ઘનવાયુ, અસ૦ યો૦ તન વાયુ અને અસ૦ યો૦ આકાશ છે તે આકાશના અસખ્યાતમા ભાગમા લોકનો મધ્ય ભાગ છે

૪ અધોલોકનો મધ્યપ્રદેશ કયાં છે? ઉ પકપ્રભા નીચેના આકાશ પ્રદેશની સાંધિકમાં.

૫ ઊર્ધ્વ ,, ,, ,,? ઉ૦ બ્ર દેવલોકના ત્રીજા રિષ્ટ પ્રતરમાં.

૬ તીર્છા ,, ,, ,,? ઉ મેરુપર્વતના ૮ રુચક પ્રદેશોમાં છે.

એજ રીતે ધર્મા૦, અધર્મા૦, આકાશા, કાળ (દ્રવ્ય)ના પ્રશ્નોત્તર સમજવા. જીવનો મધ્ય પ્રદેશ ૮ રૂચક પ્રદેશોમાં છે, કાળનો મધ્ય પ્ર૦ વર્તમાન સમય છે

**૨૯ સ્પર્શના દ્વાર**–ધર્માસ્તિકાય, અધર્મા૦ લોકાકાશ, જીવ અને પુદ્ગલ દ્રવ્યને સ્પર્શી રહી છે કાળને કયાય સ્પર્શે, કયાંય ન સ્પર્શે, એવી જ રીતે શેષ ૪ અસ્તિકાય સ્પર્શે, કાળ દ્રવ્ય રાા દ્વીપમાં બધાં દ્રવ્યો ને સ્પર્શે. અન્ય ક્ષેત્રમાં નહિ

## ૩૦ પ્રદેશ, સ્પર્શના દ્વાર

ધર્મા૦નો ૧ પ્રદેશ ધર્મા૦ના કેટલા પ્રદેશને સ્પર્શે ? જ. ૩ પ્ર૦ ઉ ૬ પ્ર.ને સ્પર્શે.

,, ,, અધર્મા૦ ,, , ,,? જ ૪,, ઉ. ૭ ,, ,,

,, ,, આકાશા૦ ,, ,, ,,? જ ૭, ઉ ૭ ,, ,,

,, ,, જીવ–પુદ્ગલ, ,, ,,? જ અનત પ્રદેશોને સ્પર્શે.

,, ,, કાળ દ્રવ્યના કેટલા સમયને,,? સ્યાત્ અનંત સ્પર્શે. સ્યાત્ નહિ

એવ અધર્માસ્તિકાયની પ્રદેશ સ્પર્શના જાણવી.

આકાશ૦નો ૧ પ્રદેશ ધર્મા૦ના જ૦ ૧–૨–૩ પ્રદેશ, ઉ૦ ૭ પ્રદેશને પણ સ્પર્શે શેષ પ્રદેશ સ્પર્શના ધર્માસ્તિકાયવત્ જાણવી

જીવ૦નો ૧ પ્રદેશ ધર્મા૦ જ ૪ ઉ૦૭ પ્રદેશને સ્પર્શે
પુદ્ગલ૦ ,, ,, જ ૪ ઉ ૭ ,, ,,
કાળ દ્રવ્યનો ૧ સમય,, પ્રદેશને સ્યાત્ સ્પર્શે. સ્યાત નહિ
} શેષ પ્ર સ્પર્શના ધર્માસ્તિકાયવત્

પુદ્ગલા૦ના ૨ પ્રદેશ, જ બમણાથી ૨ અધિક (૬) પ્રદેશને સ્પર્શે અને ઉ પાચગણાથી ૨ અધિક ૫×૨=૧૦+૨=૧૨ પ્રદેશ સ્પર્શે.

એવી જ રીતે ૩-૪-૫ જાવ અનત પ્રદેશ જ૦ બમણાથી ૨ અધિક ઉ૦ પાચગણાથી ૨ અધિક પ્રદેશને સ્પર્શે

**૩૧ અલ્પબહુત્વ દ્વાર-** દ્રવ્ય અપેક્ષા-ધર્મ અધર્મ આકાશ પરસ્પર તુલ્ય છે તેથી જીવ દ્રવ્ય અનતગણા, તેથી પુદ્ગલ અનતગણા તેથી કાળ અનતો.

પ્રદેશ અપેક્ષા-સવથી થોડા ધર્મ, અધર્મના પ્રદેશ તેથી જીવના પ્રદેશ અનતગણા તેથી પુદ્ગલના પ્ર૦ અન૦, તેથી કાળદ્રવ્યના પ્ર૦ અનત૦, તેથી આકાશ૦ પ્રદેશ અનતગણા

દ્રવ્ય અને પ્રદેશનો ભેળો અલ્પબહુત્વ -સૌથી થોડા ધર્મ, અધર્મ આકાશના દ્રવ્ય, તેથી ધર્મ અધર્મના, પ્રદેશ અસખ્ય૦ તેથી જીવ દ્રવ્ય અન૦ તેથી જીવના પ્રદેશ અસ૦ તેથી પુદ્ગલ દ્રવ્ય અન૦ તેથી પુ૦ પ્રદેશ અસ૦, તેથી કાળના દ્રવ્ય પ્રદેશ અન૦, તેથી આકાશ પ્રદેશ અનતગણા.

ઇતિ ષટ્દ્રવ્ય પર ૩૧ દ્વાર સંપૂર્ણ

## (૫૭) ચાર ધ્યાન

**ધ્યાન ૪ ભેદ-આર્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લધ્યાન**

**(૧) આર્તધ્યાનના ૪ પાયા**-૧ મનોજ્ઞ વસ્તુની અભિલાષા કરે, ૨ અમનોજ્ઞ વસ્તુનો વિયોગ ચિંતવે, ૩ રોગાદિ અનિષ્ટોનો વિયોગ ચિતવે અને ૪ પરભવના સુખ માટે નિયાણુ કરે.

**આર્તધ્યાનના ૪ લક્ષણ**-૧ ચિતા-શોક કરવો. ૨ અશ્રુપાત કરવો ૩ આક્રન્દ (વિલાપ) શબ્દ કરીને રોવુ અને ૪ છાતી, માથુ આદિ કૂટીને રોવું

**(૨) રૌદ્રધ્યાનના ૪ પાયા**-હિંસામા જુઠમા ચોરીમાં, કારાગૃહમા ફસાવવામાં આનદ માનવો (એ પાપ કરીને કે કરવામા ખુશી થવું)

**રૌદ્રધ્યાનના ૪ લક્ષણ-૧** થોડા અપરાધ પર ઘણો ગુસ્સો, દ્વેષ કરે, ૨ વધુ અપરાધ પર અત્યત ગુસ્સો દ્વેષ કરે ૩ અજ્ઞાનતાથી દ્વેષ રાખે અને જાવજીવ સુધી દ્વેષ રાખે

(૩) **ધર્મધ્યાનનાં ૪ પાયા** –વીતરાગની આજ્ઞાનું ચિંતવન કરે ૨ કર્મ આવવાનાં સ્થાન (કારણ)ને વિચારે, ૩ શુભાશુભ કર્મ વિપાકને વિચારે અને ૪ લોક સંસ્થાનને વિચાર કરે.

**ધર્મધ્યાનનાં ૪ લક્ષણ**–૧ વીતરાગ–આજ્ઞાની રૂચિ, ૨ નિસર્ગ (જ્ઞાનાદિ ઊપજવાથી થયેલી) રુચિ, ૩ ઉપદેશ રૂચિ અને સૂત્ર (સિદ્ધાંતઆગમ) રુચિ

**ધર્મધ્યનનાં ૪ અવલંબન**–વાંચના, પૃછના, પરાવર્તના અને ધર્મકથા.

**ધર્મધ્યાનની ૪ અનુપ્રેક્ષા**–૧ એગચ્ચાણુપેહા=જીવ એકલો આવ્યો, એકલો જશે, એવા જીવના એકલાપણાનો વિચાર, ૨ અણિચ્ચાણુપેહા=સંસારની અનિત્યતાનો વિચાર, ૩ અસરણાણુપેહા=સંસારમાં કોઇ કોઇનુ શરણુ નથી ઇ૦ વિચાર, અને ૪ સંસારાણુપેહા=સંસારની સ્થિતિ (દશા)નો વિચાર કરવો.

૪ **શુકલધ્યાનના ૪ પાયા**–૧ એક એક દ્રવ્યમાં ભિન્ન ભિન્ન અનેક પર્યાય–ઉપ્પન્ને વા, વિગમે વા, ધુવે વા–ભાવોનો વિચાર કરવો, ૨ અનેક દ્રવ્યોમા એક ભાવ ( અગુરુલઘુ આદિ )નો વિચાર કરવો. ૩ અચળાવસ્થામા ત્રણેય યોગોનુ નિરૂદ્ધપણું વિચારે, ૪ ચૌદમા ગુણસ્થાનની સૂક્ષ્ણ ક્રિયાથી પણ નિવર્તવાનુ ચિંતવે.

**શુકલધ્યાનનાં ૪ લક્ષણ**–૧ દેવાદિના ઉપસર્ગથી ચલિત ન થાય, ૨ સૂક્ષ્મભાવ (ધર્મની ઝીણવટ) સાભળીને ગ્લાનિ ન લાવે, ૩ શરીર–આત્માને ભિન્ન ચિંતવે અને ૪ શરીરને અનિત્ય સમજી પુદ્ગલને પરવસ્તુ જાણીને તેમનો ત્યાગ કરે

**શુકલધ્યાનનાં ૪ અવલંબન**–૧ ક્ષમા, ૨ નિર્લોભતા, ૩ નિષ્કપટતા, ૪ મદરહિતતા

**શુકલધ્યાનની ૪ અનુપ્રેક્ષા**–૧ આ જીવે અનંતવાર સંસાર ભ્રમણ કર્યું છે, એમ વિચારે, ૨ સંસારની બધી પૌદ્ગલિક વસ્તુ અનિત્ય છે, શુભ પુદ્ગલ અશુભ રૂપે અને અશુભ, શુભ રૂપે પરિણમે છે માટે શુભાશુભ પુદ્ગલોમા આસકત બનીને રાગદ્વેષ ન

કરવો. ૩ સંસાર પરિભ્રમણનું મૂળ કારણ શુભા શુભ કર્મ છે, કર્મ બંધના મૂળ કારણ ૪ હેતુ છે એમ વિચારે અને ૪ શુ–કર્મહેતુઓને છોડીને સ્વસત્તામા રમણતા કરવાનો વિચાર. આવા વિચારોમાં તન્મય (એક રૂપ) થઇ જવાય તે શુકલ ધ્યાન

ઇતિ ચાર ધ્યાન સંપૂર્ણ,

# રૂપી અરૂપીના બોલ



ગાથા –કમ્મટ્ઠ પાવઠાણા ય, મણુ વયજોગા ય કમ્મદેહે ;
સુહુમપ્પએસી ખંધે, એ સવ્વે ચઉ ફાસા ૧

અર્થઃ–કર્મ ૮ (જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ) પાપસ્થાનક (પ્રાણાતિપાતાદિ અઢાર પાપસ્થાનક) ૧૮ કુલ ૨૬ ૨૭ મનયોગ, ૨૮ વચનયોગ, ૨૯ કાર્મણ શરીર અને ૩૦ સુક્ષ્મપ્રદેશી સ્કંધ, એ સર્વે ત્રીશ બોલ રૂપી ચઉસ્પર્શી છે તેમા સોળ બોલ લાભે–૫ વર્ણ, ૨ ગંધ ૫ રસ અને ૪ સ્પર્શ (શીત, ઉષ્ણ, રૂક્ષ અને સ્નિગ્ધ)

ઘણ તણુવાય ઘણોદહિ, પુઢવિ સત્તે વ સત્તનિરીયાણ ;
અસંખેજ દીવ સમુદ્દા, કપ્પા ગેવિજ્જ અણુત્તરા સિદ્ધિ ૨

અર્થ –૧ ઘનવાત. ૨ તનવાત. ૩ ઘનોદધિ, પૃથ્વી સાત ૧૦ ૧૧ અસંખ્યાતા દ્વીપ ૧૨ અસંખ્યાતા સમુદ્ર બાર દેવલોક ૨૪, નવ ગ્રૈવેયક–૩૩ પાચ અનુત્તર વિમાન ૩૮, સિદ્ધશિલા ૩૯

ઉરાલિયા ચઉદેહા પુગ્ગલકાય છ દવ્વ લેસ્સા ય;
તહેવ કાયજોગેસુ, એ સવ્વેસુ અટ્ઠ ફાસા ૩

અર્થ :–૪૦ ઔદારિક શરીર, ૪૧ વૈક્રિય શરીર, ૪૨ આહારક શરીર ૪૩ તૈજસ શરીર ( એ ચાર દેહ ), ૪૪ પુદ્ગલા સ્તિકાયનો બાદર સ્કંધ, ૭ દ્રવ્ય લેસ્યા ( કૃષ્ણાદિક ) ૧૦ ૫૧ કાયયોગ

એ સર્વ મળી એકાવન બોલરૂપી આઠ સ્પર્શી, છે. તેમાં વીશ બોલ લાભે (૫ વર્ણ ૨ ગંધ, ૫ રસ અને ૮ સ્પર્શ).

**પાવઠાણા વિરઇ, ચઉ ચઉ બુદ્ધિ ઉગ્ગહે ;**
**સન્ના ધમ્મત્થિ ૫ ચ ઉટ્ઠાણ . ભાવલેસ્સા તિદિટ્ઠિ ય. ૪**

**અર્થ** :–અઢારે પાપસ્થાનકની નિવૃત્તિ ૧૮, ચાર બુદ્ધિ તે ૧૯ ઔત્પાતિકા, ૨૦ વૈનયિકા, ૨૧ કાર્મિકા અને ૨૨ પરિણામિકા, ચાર મતિ તે ૨૩ અવગ્રહ, ૨૪ ઇહા, ૨૫ અવાય અને ૨૬ ધારણા, ચાર સંજ્ઞા ને ૨૭આહાર, ૨૮ભય, ૨૯મૈથુન અને ૩૦પરિગ્રહ સંજ્ઞા, પાંચ અસ્તિકાય તે ૩૧ ધર્માસ્તિકાય, ૩૨અધર્માસ્તિકાય, ૩૩ આકાશાસ્તિકાય, ૩૪ કાળ, અને ૩૫ જીવાસ્તિકાય, પાંચ ઉઠાણ તે ૩૬–ઉત્થાન ૩૭ કર્મ ૩૮ વીર્ય, ૩૯ બળ અને ૪૦ પુરુષાકાર પરાક્રમ, છ ભાવ લેશ્યા ૪૬ અને ત્રણ દૃષ્ટિ તે–૪૭ સમકિત દૃષ્ટિ, ૪૮ મિથ્યાદૃષ્ટિ અને ૪૯ મિશ્રદૃષ્ટિ

**દંસણ નાણ સાગરા, અણાગરા ચઉવીસે દંડગા જીવ;**
**એ સવ્વે અવન્ના, અરૂવી અફાસગા ચેવ. ૫**

**અર્થ** :–દર્શન ચાર તે–૫૦ ચક્ષુદર્શન, ૫૧ અચક્ષુદર્શન, ૫૨ અવધિદર્શન, અને ૫૩ કેવળદર્શન, જ્ઞાન પાંચ તે ૫૪ મતિજ્ઞાન, ૫૫ શ્રુતજ્ઞાન, ૫૬ અવધિજ્ઞાન, ૫૭ મન પર્યવ જ્ઞાન અને ૫૮ કેવળ જ્ઞાન, ૫૯ સાકારોપયોગ તે જ્ઞાનનો ઉપયોગ. ૬૦ અનાકારોપયોગ તે દર્શનનો ઉપયોગ, ૬૧ ચોવીશે દંડકના જીવો

એ સઘળા ૬૧ બોલમા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ ન લાભે કારણ કે એ સર્વ બોલ અરૂપીના છે.

**ઇતિ રૂપી અરૂપીના બોલ સંપૂર્ણ.**

## પ્રમાણ નય

શ્રી અનુયોગદ્વાર સૂત્ર અને અન્ય ગ્રન્થોને આધારે ૨૪ દ્વાર કહેવાય છે (૧) સાત નય (૨) ચાર નિક્ષેપ, (૩) દ્રવ્ય, ગુણ, પર્યાય, (૪) દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવ, (૫) દ્રવ્ય–ભાવ, (૬) કાર્ય–કારણ.

(૭) નિશ્ચય–વ્યવહાર, (૮) ઉપાદાન–નિમિત્ત, (૯) ચાર પ્રમાણ, (૧૦) સામાન્ય–વિશેષ (૧૧) ગુણ–ગુણી, (૧૨) જ્ઞેય, જ્ઞાન, જ્ઞાની, (૧૩) ઉપ્પને વા, ધુવે વા, (૧૪) આધેય–આધાર, (૧૫) આવિર્ભાવ, તિરોભાવ, (૧૬) ગૌણતા–મુખ્યતા, (૧૭) ઉત્સર્ગ–અપવાદ, (૧૮) ત્રણ આત્મા, (૧૯) ચાર ધ્યાન, (૨૦) ચાર અનુયોગ, (૨૧) ત્રણ વ્યાવૃતિ, (૨૨) નવ વ્યાખ્યા, (૨૩) આઠ પક્ષ, (૨૪) સપ્તભંગી.

૧ નય–(પદાર્થના અંશને ગ્રહણ કરે તે) પ્રત્યેક પદાર્થના અનેક અનેક ધર્મ છે અને એ દરેકને ગ્રહણ કરનાર એકેક નય ગણાય. એ રીતે અનંત નય થઇ શકે, પણ અત્રે સંક્ષેપથી ૬ નય વર્ણવાશે.

નયના મુખ્ય ૨ ભેદ છે–દ્રવ્યાસ્તિક [દ્રવ્યને ગ્રહનારી] અને પર્યાયાસ્તિક [જે પર્યાયોને ગ્રહણ કરે તે] દ્રવ્યાસ્તિક નયના ૧૦ ભેદ, ૧ નિત્ય, ૨ એક, ૩ સત્, ૪ વક્તવ્ય, ૫ અશુદ્ધ, ૬ અન્વય, ૭ પરમ, ૮ શુદ્ધ, ૯ સત્તા, ૧૦ પરમ ભાવ–દ્રવ્યાસ્તિક નય. પર્યાયાસ્તિક નયના ૬ ભેદ–દ્રવ્ય, દ્રવ્ય વ્યંજન, ગુણ, ગુણવ્યંજન. સ્વભાવ અને વિભાવ–પર્યાયાસ્તિક નય. આ બન્ને નયોના ૭૦૦ ભાગા થઈ શકે છે

નય સાત–૧ નૈગમ, ૨ સંગ્રહ, ૩ વ્યવહાર, ૪ ઋજુસૂત્ર, ૫ શબ્દ ૬ સમભિરૂઢ, ૭ એવંભૂત નય, એમાંથી પહેલી ૪ નયોને દ્રવ્યાસ્તિક, અર્થ કે ક્રિયાનય કહે છે અને પાછલી ત્રણને પર્યાયાસ્તિક, શબ્દ કે જ્ઞાન–નય કહે છે હવે તેનો વિસ્તાર કહે છે

(૧) નૈગમ–નય જેનો એક (ગમ) સ્વભાવ નથી, અનેક માન, ઉન્માન, પ્રમાણથી વસ્તુ માને ત્રણે કાળ, ૪ નિક્ષેપા, સામાન્ય–વિશેષ આદિ માને તેના ૩ ભેદ–

[૧] અંશ–વસ્તુના અંશને ગ્રહીને વસ્તુ માને, જેમ નિગોદને સિદ્ધ સમાન માને.

[૨] આરોપ–ભૂત, ભવિષ્ય અને વર્તમાન, ત્રણે કાળનો વર્તમાનમાં આરોપ કરે

[૩] વિકલ્પ–અધ્યવસાય ઉત્પન્ન થાય તે, એવા ૭૦૦ વિકલ્પ થઇ શકે તે.

શુદ્ધ નૈગમ નય અને અશુદ્ધ નૈગમ નય એમ બે ભેદ પણુ છે.

[૧] **સંગ્રહ નય**–વસ્તુની મૂળ સત્તાને ગ્રહણુ કરે. જેમ સર્વ જીવોને સિદ્ધ સમ જાણે. જેમ **એગે આયા** આત્મા એક છે. (એક સરખા સ્વભાવ અપેક્ષા.) ૩ કાળ, ૪ નિક્ષેપા અને સામાન્ય માને, વિશેષ ન માને.

[૩] **વ્યવહાર નય**–અંતઃકરણુ [આતરિક દશા]ની દરકાર ન કરતાં બાહ્ય વ્યવહાર માને, જેમ જીવને મનુષ્ય તિર્યંચ, નારક, દેવ માનવા જન્મ્યો, મર્યો વગેરે. પ્રત્યેક રૂપી પદાર્થોમા વર્ણુ, ગંધ આદિ ૨૦ બોલ સત્તામાં છે પણુ બાહ્ય દેખાય તે જ માને, જેમ હંસનો ધોળો, ગુલાબને સુગંધી, સાકરને મીઠી માને, તેના પણુ શુદ્ધ, અશુદ્ધ ૨ ભેદ, સામાન્ય સાથે વિશેષ માને, ૪ નિક્ષેપા, ત્રણે કાળની વાતને માને.

[૪] **ઋજુસૂત્ર**–ભૂત, ભવિષ્યની પર્યાયોને છોડી માત્ર વર્તમાન· સરળ–પર્યાયને માને વર્તમાન કાળ, ભાવનિક્ષેપ અને વિશેષને જ માને, જેમ સાધુ છતાં ભોગમાં ચિત્ત ગયુ તેને ભોગી અને ગૃહસ્થ છતાં ત્યાગમાં ચિત્ત ગયુ તેને સાધુ માને

એ ચાર દ્રવ્યાસ્તિક નય છે. એ ચાર નય સમકિત, દેશવ્રત, સર્વવ્રત, ભવ્ય, અભવ્ય બન્નેમાં હોય પણુ શુદ્ધોપયોગ રહિત હોવાથી જીવનું કલ્યાણુ નથી થતું.

[૫] **શબ્દ નય**–સરખા શબ્દોનો એક જ અર્થ કરે, વિશેષ, વર્તમાનકાળ અને ભાવનિક્ષેપને જ માને લિંગભેદ ન માને. શુદ્ધ ઉપયોગને જ માને જેમકે–શક્રેન્દ્ર, દેવેન્દ્ર, પુરેન્દ્ર, સુચિપતિ એ બધાને એક માને.

[૬] **સમભિરૂઢ નય**–શબ્દના ભિન્ન ભિન્ન અર્થને માને, જેમ શક્રસિંહાસન પર બેઠેલાને જ શક્રેન્દ્ર માને. એક અંશ ન્યૂન હોય તેને પણુ વસ્તુ માની લે, વિશેષ ભાવનિક્ષેપ અને વર્તમાન કાળને જ માને.

(૭) નિશ્ચય–વ્યવહાર, (૮) ઉપાદાન–નિમિત્ત, (૯) ચાર પ્રમાણ, (૧૦) સામાન્ય–વિશેષ (૧૧) ગુણ–ગુણી, (૧૨) જ્ઞેય, જ્ઞાન, જ્ઞાની, (૧૩) ઉપ્પને વા, ધુવે વા, (૧૪) આધેય–આધાર, (૧૫) આવિર્ભાવ, તિરોભાવ, (૧૬) ગૌણતા–મુખ્યતા, (૧૭) ઉત્સર્ગ–અપવાદ, (૧૮) ત્રણ આત્મા, (૧૯) ચાર ધ્યાન, (૨૦) ચાર અનુયોગ, (૨૧) ત્રણ જાગૃતિ, (૨૨) નવ વ્યાખ્યા, (૨૩) આઠ પક્ષ, (૨૪) સપ્તભંગી.

૧ નય–(પદાર્થના અંશને ગ્રહણ કરે તે) પ્રત્યેક પદાર્થના અનેક અનેક ધર્મ છે અને એ દરેકને ગ્રહણ કરનાર એકેક નય ગણાય. એ રીતે અનંત નય થઇ શકે, પણ અત્રે સંક્ષેપથી ૬ નય વર્ણવાશે.

નયના મુખ્ય ૨ ભેદ છે–દ્રવ્યાસ્તિક [દ્રવ્યને ગ્રહનારી] અને પર્યાયાસ્તિક [જે પર્યાયોને ગ્રહણ કરે તે] દ્રવ્યાસ્તિક નયના ૧૦ ભેદ, ૧ નિત્ય, ૨ એક, ૩ સત્, ૪ વક્તવ્ય, ૫ અશુદ્ધ, ૬ અન્વય, ૭ પરમ, ૮ શુદ્ધ ૯ સત્તા, ૧૦ પરમ ભાવ–દ્રવ્યાસ્તિક નય પર્યાયાસ્તિક નયના ૬ ભેદ–દ્રવ્ય, દ્રવ્ય વ્યંજન ગુણ, ગુણવ્યંજન. સ્વભાવ અને વિભાવ–પર્યાયાસ્તિક નય. આ બન્ને નયોના ૭૦૦ ભાંગા થઈ શકે છે

નય સાત–૧ નૈગમ ૨ સંગ્રહ, ૩ વ્યવહાર, ૪ ઋજુસૂત્ર ૫ શબ્દ ૬ સમભિરૂઢ, ૭ એવંભૂત નય, એમાંથી પહેલી ૪ નયોને દ્રવ્યાસ્તિક, અર્થ કે ક્રિયાનય કહે છે અને પાછલી ત્રણને પર્યાયાસ્તિક, શબ્દ કે જ્ઞાન–નય કહે છે હવે તેનો વિસ્તાર કહે છે

(૧) નૈગમ–નય જેનો એક (ગમ) સ્વભાવ નથી, અનેક માન, ઉન્માન, પ્રમાણથી વસ્તુ માને, ત્રણે કાળ, ૪ નિક્ષેપા, સામાન્ય–વિશેષ આદિ માને, તેના ૩ ભેદ–

[૧] અંશ–વસ્તુના અંશને ગ્રહીને વસ્તુ માને, જેમ નિગોદને સિદ્ધ સમાન માને.

[૨] આરોપ–ભૂત, ભવિષ્ય અને વર્તમાન, ત્રણે કાળનો વર્તમાનમાં આરોપ કરે.

[૩] વિકલ્પ–અધ્યવસાય ઉત્પન્ન થાય તે, એવા ૭૦૦ વિકલ્પ થઇ શકે તે.

શુદ્ધ નૈગમ નય અને અશુદ્ધ નૈગમ નય એમ બે ભેદ પણ છે.

[૧] **સંગ્રહ નય**–વસ્તુની મૂળ સત્તાને ગ્રહણ કરે. જેમ સર્વ જીવોને સિદ્ધ સમ જાણે. જેમ **એગે આયા** આત્મા એક છે. (એક સરખા સ્વભાવ અપેક્ષા.) ૩ કાળ, ૪ નિક્ષેપા અને સામાન્ય માને, વિશેષ ન માને.

[૩] **વ્યવહાર નય**–અંતઃકરણ [આંતરિક દશા]ની દરકાર ન કરતાં બાહ્ય વ્યવહાર માને, જેમ જીવને મનુષ્ય તિર્યંચ, નારક, દેવ માનવા જન્મ્યો, મર્યો વગેરે. પ્રત્યેક રૂપી પદાર્થોમા વર્ણ, ગંધ આદિ ૨૦ બોલ સત્તામાં છે પણ બાહ્ય દેખાય તે જ માને, જેમ હંસનો ધોળો, ગુલાબને સુગંધી, સાકરને મીઠી માને, તેના પણ શુદ્ધ, અશુદ્ધ ૨ ભેદ, સામાન્ય સાથે વિશેષ માને, ૪ નિક્ષેપા, ત્રણે કાળની વાતને માને.

[૪] **ઋજુસૂત્ર**–ભૂત, ભવિષ્યની પર્યાયોને છોડી માત્ર વર્તમાન· સરળ–પર્યાયને માને. વર્તમાન કાળ, ભાવનિક્ષેપ અને વિશેષને જ માને, જેમ સાધુ છતાં ભોગમાં ચિત્ત ગયું તેને ભોગી અને ગૃહસ્થ છતાં ત્યાગમાં ચિત્ત ગયુ તેને સાધુ માને

એ ચાર દ્રવ્યાસ્તિક નય છે. એ ચાર નય સમકિત, દેશવ્રત, સર્વવ્રત, ભવ્ય, અભવ્ય બન્નેમાં હોય પણ શુદ્ધોપયોગ રહિત હોવાથી જીવનું કલ્યાણ નથી થતું.

[૫] **શબ્દ નય**–સરખા શબ્દોનો એક જ અર્થ કરે, વિશેષ, વર્તમાનકાળ અને ભાવનિક્ષેપને જ માને. લિંગભેદ ન માને. શુદ્ધ ઉપયોગને જ માને. જેમકે–શક્રેન્દ્ર, દેવેન્દ્ર, પુરેન્દ્ર, સુચિપતિ એ બધાને એક માને.

[૬] **સમભિરૂઢ નય**–શબ્દના ભિન્ન ભિન્ન અર્થને માને, જેમ શક્રસિંહાસન પર બેઠેલાને જ શક્રેન્દ્ર માને. એક અંશ ન્યૂન હોય તેને પણ વસ્તુ માની લે, વિશેષ ભાવનિક્ષેપ અને વર્તમાન કાળને જ માને.

(૭) એવંભુત નય–એક અંશ પણ કમ ન હોય એને વસ્તુ માને શેષને અવસ્તુ માને વિશેષ, વર્તમાનકાળ અને ભાવનિક્ષેપાને જ માને

જે નયથી જ એકાંત પક્ષ ગ્રહણ કરે તે નયાભાસ (મિથ્યાત્વી) કહેવાય છે જેમ સાત આંધળાએ ૧ હાથીના અનુક્રમે દંતુશળ, સૂંઢ, કાન, પેટ, પગ, પૂછડું અને કુંભસ્થળ પકડીને કહેવા લાગ્યા કે હાથી સાંબેલા જેવો, હડુમાન જેવો, સુપડા જેવો, કોઠી જેવો, થાભલા જેવો, ચામર જેવો કે ઘડા જેવો છે તો સમદૃષ્ટિ તો બધાને એકાંતવાદી સમજી મિથ્યા માનશે, પણ બધી નયો મેળવ વાથી સત્ય સ્વરૂપ થાય છે અને તે જ સમદૃષ્ટિ કહેવાય.

૨ નિક્ષેપ ચાર–એકેક વસ્તુના જેમ અનંત નય હોઈ શકે તેમ નિક્ષેપ પણ અનંત હાઇ શકે પણ અહી મુખ્ય ચાર નિક્ષેપા વર્ણવ્યા છે નિક્ષેપા=સામાન્ય રૂપ પ્રત્યક્ષ જ્ઞાન છે વસ્તુ તત્વગ્રહણમા અતિ આવશ્યક છે તેના ચાર ભેદ –

(૧) નામનિક્ષેપ–જીવ કે અજીવનુ અર્થ શૂન્ય, યથાર્થ કે અયથાર્થ નામ રાખવું તે

(૨) સ્થાપના નિક્ષેપ– જીવ કે અજીવની સદ્દશ (સદ્ભાવ) કે અસદ્દશ (અસદ્ભાવ સ્થાપના (આકૃતિ, કે ઓડું) કરવી તે સ્થાપના નિક્ષેપ.

(૩) દ્રવ્ય નિક્ષેપ–ભૂત અને ભવિષ્યકાળની દશાને વર્તમાનમાં ભાવ શૂન્ય છતાં કહેવી–માનવી, જેમ યુવરાજને કે પદભ્રષ્ટ રાજાને રાજા માનવો, કોઇના કલેવર (મડદા)ને એના નામે બાળવુ

(૪) ભાવ નિક્ષેપ–સંપૂર્ણ ગુણયુક્ત વસ્તુને જ વસ્તુરૂપે માનવી.

દૃષ્ટાંત–મહાવીર નામ તે નામ નિક્ષેપ, તે ગમે તેનુ નામ રાખ્યું હોય, મહાવીર લખ્યુ હોય, ચિત્ર કર્યું હોય, મૂર્તિ હોય કે કોઇ ચીજ મૂકીને એને મહાવીર તરીકે કહીએ, તે મહાવીરનો સ્થાપના નિક્ષેપ, કેવળજ્ઞાન થયા પહેલાના સંસારી જીવનને કે નિર્વાણ પામ્યાના બાદ

શરીરને મહાવીર માનવા તે મહાવીરનો **દ્રવ્ય નિક્ષેપ.** અને મહાવીર પોતે કેવળજ્ઞાન, દર્શન સહિત બિરાજતા હોય તેમને જ મહાવીર કહેવા તે **ભાવ નિક્ષેપ** માનવો. એ રીતે જીવ, અજીવ આદિ સર્વ પદાર્થોનુ ચાર નિક્ષેપા ઉતારી જ્ઞાન થઇ શકે.

૩ **દ્રવ્ય–ગુણ–પર્યાય દ્વાર**–ધર્માસ્તિકાય આદિ જેમ છ **દ્રવ્ય** છે, ચલન સહાય આદિ સ્વભાવ તે દરેકના જુદા **ગુણ** છે; અને દ્રવ્યોમાં ઉત્પાદ, વ્યય, આદિ પરિવર્તન થવુ તે **પર્યાયો** છે મૂળ ગુણ અને દ્રવ્ય ધ્રુવ છે.

દૃષ્ટાંત–જીવ તે **દ્રવ્ય,** જ્ઞાન–દર્શન આદિ **ગુણ**, મનુષ્ય, તિર્યંચ, દેવ, સાધુ આદિ દશા તે વ્યજન **પર્યાય** સમજવી અને ગુણોમા ઉપયોગ આશ્રી પરિવર્તન દશાને અર્થ પર્યાય.

૪ **દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, દ્વાર–દ્રવ્ય** તે જીવ, અજીવ આદિ; **ક્ષેત્ર** તે આકાશ પ્રદેશ, **કાળ** તે સમય, ઘડી, જાવ કાળચક્ર, **ભાવ** વર્ણ ગધ, રસ, સ્પર્શ આદિ જીવ, અજીવ બધા ઉપર દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવ ઉતારી શકાય

**૫ દ્રવ્ય–ભાવ–દ્વાર**–ભાવને પ્રકટ કરવામા તે સહાયક દ્રવ્ય છે જેમ દ્રવ્યથી જીવ અમર, શાશ્વત છે, ભાવથી અશાશ્વત છે દ્રવ્યથી લોક શાશ્વત છે, ભાવથી અશાશ્વતો છે એટલે કે દ્રવ્ય તે મૂળ વસ્તુ છે, સદૈવશાશ્વતી છે, ભાવ તે વસ્તુની પર્યાય છે, –અશાશ્વતી છે

જેમ ભમરો લાકડુ કોતરે છે તેમા 'ક' જેવો આકાર બની ગયો દ્રવ્ય 'ક' અને કોઈ પડિતે સમજીને 'ક' લખ્યો તે ભાવ 'ક' જાણવો

૬ **કારણ–કાર્ય દ્વાર**–કાર્ય (સાધ્ય)ને પ્રગટ કરનાર પહોંચાડનાર તે કારણ છે કારણ વિના કાર્ય ન થાય જેમ ઘડો બનાવવો તે કાર્ય છે, તો માટી, કુભાર, ચાકડો આદિ કારણ અવશ્ય જોઇએ. માટે કારણ મુખ્ય છે

૭ **નિશ્ચય વ્યવહાર–નિશ્ચયને** પ્રકટ કરનાર તે વ્યવહાર છે. વ્યવહાર બળવાન છે. વ્યવહારથી જ નિશ્ચયને પહોચી શકાય છે

જેમ નિશ્ચયમાં કર્મના કર્તા કર્મ છે, વ્યવહારથી જીવ કર્મોના કર્તા મનાય છે જેમ નિશ્ચયથી આપણે ચાલીએ છીએ અને વ્યવહારથી કહીએ કે ગામ આવ્યું પાણી ચુવે તેને કહીએ કે નાળ ચુવે છે ઇત્યાદિ.

૮ ઉપાદાન–નિમિત્ત–ઉપાદાન તે મૂળ કારણ જે સ્વયં કાર્યરૂપ પરિણમે જેમ ઘડાનુ ઉપાદાન કારણ માટી અને નિમિત્ત તે સહકારી કારણો જેમાં ઘડો બનાવવામાં કુંભાર, પાવડો ચાકડો, વગેરે, શુદ્ધ નિમિત્ત કારણ હોય તો ઉપાદાનને સાધક થાય અને અશુદ્ધ નિમિત્ત હોય તો ઉપાદાનને બાધક પણ થાય.

૯ ચાર પ્રમાણ–પ્રત્યક્ષ, આગમ, અનુમાન અને ઉપમા પ્રમાણ. પ્રત્યક્ષના ૨ ભેદ– ૧ ઇન્દ્રિય પ્રત્યક્ષ (પાંચ ઇંદ્રિયોથી થતું પ્રત્યક્ષ જ્ઞાન) અને ૨ નોઇન્દ્રિય પ્રત્યક્ષ (ઇંદ્રિયોની સહાય વિના માત્ર આત્મશુદ્ધતાથી પ્રત્યક્ષ જ્ઞાન થાય તે) તેના ૨ ભેદ–૧ દેશથી તે અવધિ મનપર્યવ જ્ઞાન અને ૨ સર્વથી તે કેવળજ્ઞાન.

આગમ પ્રમાણ–શાસ્ત્રવચન, આગમોની હકીકતોને પ્રમાણ માનવી

અનુમાન પ્રમાણ–જે વસ્તુ અનુમાનથી જણાય તે. તેના ૫ ભેદ.

૧ કારણથી-જેમ ઘડાનું કારણ, માટીનું કારણ ઘડો નથી.

૨ ગુણથી–જેમ પુષ્પમાં સુગંધ, સુવર્ણમા કોમળતા, જીવમાં જ્ઞાન.

૩ આસરણ જેમ ધુમાડાથી અગ્નિ, વિજળીથી વાદળાં આદિ જાણવું તે.

૪ આવયવેણ–જેમ દંતુશળથી હાથી, ચુડીઓથી બૈરી, શાસન રૂચિથી સમકિતી જણાય.

૫ દિઠ્ઠિસામન્ન–સામાન્યથી વિશેષને જાણે જેમ ૧ રૂપીઆને જોઈ ઘણાને જાણે ૧ માણસને જોવાથી આખા દેશના માણસોને જાણે.

ભલા બૂરા ચિન્હ જોઇને ત્રણેય કાળના જ્ઞાનની કલ્પના અનુમાનથી થઈ શકે છે

ઉપમ પ્રમાણ–ઉપમા આવી, સરખામણીથી જ્ઞાન કરવું તેના ૪ ભેદ. [૧] યથાર્થ વસ્તુને યથાર્થ ઉપમા [૨] યથાર્થ વસ્તુને

અયથાર્થ ઉપમા, [૩] અયથાર્થ વસ્તુને યથાર્થ ઉપમા અને [૪] અયથાર્થ વસ્તુને અયથાર્થ ઉપમા.

૧૦ **સામાન્ય-વિશેષ**-સામાન્યથી વિશેષ બળવાન છે સમુદાય રૂપ જાણવું તે **સામાન્ય.** વિવિધ ભેદાનુભેદથી જાણવું તે **વિશેષ**

જેમ દ્રવ્ય સામાન્ય, જીવ અજીવ વિશેષ.

જીવ દ્રવ્ય સામાન્ય, સંસારી, સિદ્ધ વિશેષ ઇત્યાદિ.

૧૧ **ગુણ-ગુણી**-પદાર્થમાં ખાસ વસ્તુ (સ્વભાવ) છે તે ગુણ છે. અને એ ગુણ જેમાં છે તે વસ્તુ [ગુણધારક] ને **ગુણી** કહે છે. જેમ જ્ઞાન તે ગુણ અને જીવ ગુણી સુગંધ ગુણ, પુષ્પ ગુણી; ગુણ અને ગુણી અભેદ [અભિન્ન] રૂપે રહે છે.

૧૨. **જ્ઞેય-જ્ઞાન-જ્ઞાની** જાણવા યોગ્ય [જ્ઞાનના વિષયભૂત] સર્વ દ્રવ્યો **જ્ઞેય** છે, દ્રવ્યોનું જાણવાપણુ તે **જ્ઞાન** છે, અને પદાર્થોને જાણનાર તે **જ્ઞાની** છે જેમ ધ્યેય, ધ્યાન, ધ્યાની વગેરે.

૧૩ **ઉપ્પન્ને વા, વિહન્ને વા, ધુવે વા**-ઊપજવું, નાશ થવું અને નિશ્ચળ રૂપે રહેવું, જેમ જન્મવું, મરવું અને જીવપણે કાયમ [અમર] રહેવુ

૧૪. **આધેય-આધાર**-ધારી રાખે તે **આધાર**, તેને આધારે રહે તે **આધેય**, જેમ-પૃથ્વી આધાર, ઘટાદિ પદાર્થો આધેય જીવ આધાર, જ્ઞાનાદિ આધેય.

૧૫. **આવિર્ભાવ-તિરોભાવ**-તિરોભાવ જે પદાર્થ દૂર છે, અને જે પદાર્થ-ગુણ નજીકમા છે તે આવિર્ભાવ જેમ દૂધમાં ઘીનો તિરોભાવ છે અને માખણમાં ઘીનો આવિર્ભાવ છે

૧૬ **ગૌણતા-મુખ્યતા**-અન્ય વિષયો છોડીને આવશ્યક વસ્તુનુ વ્યાખ્યાન કરાય તે **મુખ્યતા**, અને જે વસ્તુ ગુપ્તપણે-અપ્રધાન પણે રહી હોય તે **ગૌણતા** છે જેમ-જ્ઞાનથી મોક્ષ થાય છે, એમ કહેવામાં જ્ઞાનની **મુખ્યતા** રહી અને દર્શન, ચારિત્ર તપાદિની **ગૌણતા** રહી

૧૭ ઉત્સર્ગ-અપવાદ-ઉત્સર્ગ તે ઉત્કૃષ્ટ માર્ગ છે, અને અપવાદ તેનો રક્ષક છે, ઉત્સર્ગ માર્ગથી પતિત અપવાદનું અવલંબન લઈને ફરીથી ઉત્સર્ગ (ઉત્કૃષ્ટ) માર્ગે પહોંચી શકે છે જેમ સદા ૩, ગુપ્તિથી રહેવું તે ઉત્સર્ગ માર્ગ; અને ૫ સમિતિ તે ગુપ્તિના રક્ષ-સહાયક-અપવાદ માર્ગ છે ઇત્યાદિ ષટ્દ્રવ્યમાં પણ જાણવા.

૧૮ ત્રણ આત્મા-બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા.

બહિરાત્મા-શરીર, મન, ધાન્યાદિ સમૃદ્ધિ, કુટુંબપરિવાર આદિમાં તલ્લીન થવું તે મિથ્યાત્વી.

અંતરાત્મા-આવા વસ્તુને પર સમજી તેને ત્યાગવા ચાહે-ત્યાગે તે ૪ થી ૧૨ ગુણસ્થાનવાળા

પરમાત્મા-સર્વ કાર્ય સિદ્ધ થયા, કર્મમુક્ત થઇ સ્વ-સ્વરૂપમાં લીન છે તે સિદ્ધ પરમાત્મા તથા અરિહંત.

૧૯ ચાર ધ્યાન-૧ પદસ્થ-પંચ પરમેષ્ટિના ગુણોનું શબ્દોથી મનમાં બોલીને ધ્યાન કરવું તે.

૨ પિંડસ્થ-શરીરમાં રહેલ અનંત ગુણયુક્ત ચૈતન્યનું અધ્યાત્મ-ધ્યાન કરવું

૩ રૂપસ્થ-અરૂપી છતાં કર્મયોગે આત્મા સંસારમાં અને રૂપ ધારણ કરે છે એ વિચિત્ર સંસાર અવસ્થાનો વિચાર અને સંસારથી છૂટવાના ઉપાય ચિંતવવા તથા અરિહંતના સ્વરૂપનો વિચાર.

૪ રૂપાતીત-સચ્ચિદાનંદ, અગમ્ય નિરાકાર નિરંજન, સિદ્ધ પ્રભુનું ધ્યાન કરવું શુદ્ધ આત્મગુણોનો અનુભવ કરવો.

૨૦ ચાર અનુયોગ-૧ દ્રવ્યાનુયોગ-જીવ-અજીવ, ચૈતન્ય જડ (કર્મ) આદિ દ્રવ્યોનાં સ્વરૂપનું જેમાં વર્ણન હોય. ૨ ગણિતાનુયોગ-જેમાં ક્ષેત્ર પહાડ, નદી દેવલોક નારકી, જ્યોતિષી આદિના

ગણિત–માપનુ વર્ણન હોય. ૩ **ચરણકરણાનુયોગ** જેમાં સાધુ–શ્રાવકનો આચાર, ક્રિયાનુ વર્ણન હોય ૪ **ધર્મકથાનુયોગ** જેમાં શ્રાવક, રાજા, રક આદિના વૈરાગ્યમય બોધદાયક જીવન–પ્રસંગોનું વર્ણન હોય.

**૨૧ જાગરણા ત્રણ**–(૨) બુદ્ધ જાગરિકા–તીર્થંકર અને કેવળીઓની દશા. (૨) અબુદ્ધ જાગરિકા–છદ્મસ્થ મુનિઓની, અને (૩) સુદખુ જાગરિકા–શ્રાવકોની

**૨૨ વ્યાખ્યા નવ**–એકેક વસ્તુની ઉપચાર નયથી ૯–૯ રીતે વ્યાખ્યા કરાય.

(૧) દ્રવ્યમાં દ્રવ્યનો ઉપચાર–જેમ કાષ્ટમા વશલોચન.

(૨) દ્રવ્યમા ગુણનો ,, – ,, જીવ જ્ઞાનવત છે

(૩) ,, પર્યાયનો ,, – ,, આ જીવ સ્વરૂપવાન છે

(૪) ગુણમા દ્રવ્યનો ,, – ,, અજ્ઞાની જીવ છે

(૫) ,, ગુણનો ,, – ,, જ્ઞાની છતા બહુ ક્ષમાવત છે

(૬) ,, પર્યાયનો ,, – ,, આ તપસ્વી ઘણા રૂપાળા છે

(૭) પર્યાયમાં દ્રવ્યનો ,, – ,, આ પ્રાણી દેવતાનો જીવ છે

(૮) ,, ગુણનો ,, – ,, આ મનુષ્ય બહુ જ્ઞાની છે

(૯) ,, પર્યાયનો ,, – ,, આ મનુષ્ય શ્યામ વર્ણનો છે. ઇ૦

**૨૩ પક્ષ આઠ**–એક વસ્તુનો અપેક્ષાએ અનેક વ્યાખ્યા થઇ શકે છે એમા મુખ્યતયાય આઠ પક્ષ લઈ શકાય – નિત્ય, અનિત્ય, એક અનેક, સત, અસત્ વકતવ્ય, અવ્યકતવ્ય. આ આઠ પક્ષ નિશ્ચય વ્યવહારથી જીવ પર ઉતારે છે.

| પક્ષ | વ્યવહાર નય અપેક્ષા | નિશ્ચય નય અપેક્ષા |
|---|---|---|
| નિત્ય. | એક ગતિમાં ફરતા નિત્ય છે | જ્ઞાન, દર્શન અપેક્ષા નિત્ય |
| અનિત્ય. | સમય સમય આયુષ્ય ક્ષય થતાં અનિત્ય છે | છે અગુરુલઘુ આદિ પર્યાયથી અનિત્ય છે |
| એક | ૧ગતિમાં વર્તતાએ દશાએ | ચૈતન્યઅપેક્ષા જીવ એક છે |
| અનેક | એક છે પુત્ર ભાઇ, આદિ સગપણે અનેક છે | અસંખ્ય પ્રદેશાપેક્ષા અનેક છે |
| સત્ | સ્વગતિ સ્વક્ષેત્રાપેક્ષા સત્ છે | જ્ઞાનાદિ ગુણપેક્ષા સત્ છે |
| અસત્ | પરગતિ,પરક્ષેત્રાપેક્ષા અસતછે | પરગુણ અપેક્ષા અસત્ છે. |
| વક્તવ્ય | ગુણસ્થાન આદિની વ્યાખ્યા થઇ શકે તે | સિદ્ધના ગુણોને જે વ્યાખ્યા થઇ શકે |
| અવક્તવ્ય | જે વ્યાખ્યા કેવળી પણ ન કરી શકે તે અનુક્રમ વગર વ્યાખ્યા થઇ શકે | સિદ્ધના સર્વ ગુણોની વ્યાખ્યા ન થઇ શકે તે. તેમજ કોઇપણ એક ગુણ જેમકે કેવળ જ્ઞાન તેની સંપૂર્ણ વ્યાખ્યા કરી શકાય નહિ |

૨૫ સપ્તભંગી-૧ સ્યાતઅસ્તિ, ૩ સ્યાત્નાસ્તિ ૩ સ્યાદ્ અસ્તિનાસ્તિ, ૪ સ્યાત્ અવક્તવ્ય, ૫ સ્યાત્ અસ્તિ અવક્તવ્ય, ૬ સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય, ૭ સ્યાદ્ અસ્તિ-નાસ્તિ અવક્તવ્ય.

આ સપ્તભંગી હરેક પદાર્થ (દ્રવ્ય) પર ઉતારી શકાય છે. તેમાં જ સ્યાદ્વાદનું રહસ્ય રહેલુ છે એકેક પદાર્થને અનેક અપેક્ષાએ જોનાર સદા સમભાવી હોય

દષ્ટાંત માટે સિદ્ધ પર ાત્મા પર સપ્તભંગી ઉતારે છેઃ-

૧ સ્યાત્ અસ્તિ-સિદ્ધો સ્વગુણ અપેક્ષા એ સિદ્ધ છે સિદ્ધમાં સિદ્ધના ગુણો છે.

૨ સ્યાદ્ નાસ્તિ-સિદ્ધો પર ગુણ અપેક્ષા નથી (પરગુણોનો અભાવ છે)

૩ સ્યાદસ્તિ નાસ્તિ-સિદ્ધોમાં સ્વગુણોની અસ્તિ અને પરગુણોની નાસ્તિ છે.

૪. સ્યાદવકતવ્ય–અસ્તિ–નાસ્તિ યુગપત્ છે છતા એક સમયમાં કહી શકાતી નથી.

૫. સ્યાદસ્તિ અવકતવ્ય–સ્વગુણો અસ્તિ છે છતા ૧ સમયમાં કહી નથી શકાતા.

૬ સ્યાન્નાસ્ત્યવકતવ્ય–પરગુણોની નાસ્તિ છે અને એક સમયમાં કહી નથી શકાતા.

૭. સ્યાદસ્તિનાસ્ત્યવકતવ્ય–અસ્તિ–નાસ્તિ બન્ને છે પણ એક સમયમાં કહી નથી શકાતા.

એ સ્યાદ્વાદ સ્વરૂપ સમજીને સદા સમભાવી બનીને રહેવું, જેથી આત્મકલ્યાણ થાય.

## ઇતિ નય પ્રમાણ વિસ્તાર સમ્પૂર્ણ.

*

## (૧) મંગલમય મહાવીર

મંગલમય મહાવીર, અમારા મગલમય મહાવીર.
શાસનનાયક, વીર જિનેશ્વર, ઉતારો ભવ તીર ...અમારા૦ ૧
ચદનબાળા સતી શીલવતી, લાવ્યા બાકળા પ્રતિવીર....અમારા૦ ૨
ચરણે ડસ્યો ચડ નાગ કોશીઓ, દૂધનુ વહ્યુ રૂધિર ...અમારા૦ ૧

## (૨) શ્રી ચોવીશ જિનની આરતી

જય મુકિતદાતા, પ્રભુ જય મુકિતદાતા
તુજને વદન કરીએ (૨), ગુણ તારા ગાતાં, જયદેવ, જયદેવ. એ ટેક.
આદિનાથ અજીત, સભવ સુખકારી, પ્રભુ સભવ સુખકારી,
કષ્ટ અમારાં કાપો (૨) હે ભવ ભયહારી. જય૦ ૧

અભિનદન સુમતિ, પદ્મ તું મુજ પ્યારો, પ્રભુ પદ્મ તું મુજ પ્યારો,
સુપાર્શ્વ ચદ્ર સુવિધિ (૨), શીતળ ભવતારો જય૦ ૨

શ્રેયાંસ વાસુ વિમળ, અનત ગુણ ભરીઆ, પ્રભુ અનત ગુણ ભરીઆ;
કષ્ઠ ભવોનાં કાપી (૨), શીવ રમણી વરીઆ જય૦ ૩

ધર્મ ધુરધર નાથ, આપ વર્યા મુક્તિ, પ્રભુ આપ વર્યા મુક્તિ;
શાન્તિનાથ સુખો પ્રવર્ષે (૨) દાસતણી યુક્તિ. જય૦ ૪

કુંથુનાથ કેરે, કાલ્ય ભુવનસામી, પ્રભુ કાલ્ય ભુવનસામી;
અર મલ્લિને પ્રણમુ (૨), તારો કર સામી. જય૦ ૫

મુનિસુવ્રત મહારાજ, અગણિત ગુણ ખામી. પ્રભુ અગણિત ગુણ ખામી;
વદુ શીર હું નામી (૨), તારે અંતરજામી. જય૦ ૬

નમિ નાથ ભગવાન, ભાવ ધરી ભાળો, પ્રભુ ભાવ ધરી ભાળો
નિર્મળ નેમ નગીના (૨), દુઃખ સર્વે ટાળો જય૦ ૭

પાર્શ્વ પરમ કૃપાળ, જન પાવનકારો પ્રભુ જન પાવનકારો;
વર્દ્ધમાન જિન વંદુ (૨), ભવજળથી તારો. જય૦ ૮

ચોવીસ જિન ભક્તિ, ભાવ ધરી કરશે પ્રભુ ભાવ ધરી કરશે,
જન્મ મરણ દુઃખ ટાળી (૨), મુક્તિને વરશે. જય૦ ૯

નમી તુજને કહે નેમ, નાથ તું છે મારો પ્રભુ નાથ તુ છે મારો;
જૈન પ્રવર્તક મંડળ (૨) શાસન સહુ તારો જય૦ ૧૦

## (૩) પાર્શ્વનાથ ભગવાનના ગુણ

તારો, તારો પાર્શ્વનાથ તારો, તમારા ગુણ નહિ ભૂલુ;
તમે બળતો ઉગાર્યો કાળો નાગ રે, તમારી વાત શુ બોલુ । ટેક

સાખીઃ- કમઠ પાંચ અગ્નિ તપે, બાળ તપસ્વી રાજ;
નાગ બળે છે કાષ્ટમાં, જુવે અવધિજ્ઞાને જિનરાજ રે, તમારી. ૧

કાષ્ટ ચિરાવી કાઢીઓ, સંભળાવ્યો નવકાર;
ધરણ ઇન્દ્રપદ પામીઓ એવો મોટો પ્રભુનો ઉપકાર રે, તમારી. ૨

લોક લોકની વાતડી સમજાવે શુભ પેર;
પણ શિખામણથી વસ્યુ કમઠબાવાની આંખમાં ઝેર રે, તમારી. ૩

કમઠ મેઘવાળી થયો, પ્રભુ કાઉસ્સગમાં ધીર;
જળ વરસાવે જોરમાં, આવી નાકે અડયાં છે નીર રે, તમારી ૪

ધરણુ ઇંદ્ર આસન ચળ્યુ, આવ્યો પ્રભુની પાસ;
નાગ રૂપ કરીને ઉચકીયા, શિરછત્ર ફણા આકાશ રે, તમારી. ૫
થાક્યો કમઠાસુર હવે, નમ્યો પ્રભુને પાય;
ચદ્ર કહે ગુણ પાર્શ્વના, જૈન શાળાની બહેનો ગાય રે, તમારી. ૬

## (૪) શ્રી મહાવીરને વદન.

સ્નેહ સ્નેહે સભારુ શ્રી ભગવાન, વીરને વદન કરીએ,
વહાલું વહાલુ મહાવીર તારુ નામ, વીરને વદન કરીએ ૧
ચૈત્ર શુદિ તેરશનો દહાડો, ત્રિશલાની કૂખે તુ જાયો,
ત્રણે ભુવનમાં વર્ત્યો જય જય કાર, વીરને વદન કરીએ ૨
દેવ દેવી સૌએ હુલરાવ્યા, મેરુ ઉપર પ્રેમે નવરાવ્યા;
જેની ભક્તિનુ થાય નહિ ધ્યાન, વીરને વદન કરીએ. ૩
માત-પિતાની ભકિત કરવા, ભ્રાતૃપ્રેમને નહિ વિસરવા,
ત્રીશે વરસે હકાર્યું દીક્ષા વહાણુ, વીરને વદન કરીએ. ૪
તપ જપ સયમને બહુ પાળી, કષ્ટ ઘણાને નહિ ગણુકારી,
ઝગમગ જ્યોતિસમ પામ્યા કેવળજ્ઞાન, વીરને વદન કરીએ ૫
અધમઉદ્ધારણુ ભવિજનતારક, ગુણુ અનતાના જે ધારક,
એવા વીરને છે વદન વારવાર, વીરને વદન કરીએ. ૬
વદન કરીએ ભાવે સ્મરીએ, ત્રિકાળ તારુ ધ્યાન જ ધરીએ,
તારા નામે સદાય સુખ થાય, વીરને વદન કરીએ. ૭



## (૫) ચેત ! ચેત ! નર ! ચેત !

પરલોકે સુખ પામવા, કર સારો સકેત,
હજી બાજી છે હાથમા ચેત ચેત નર ચેત ૧
જોર કરીને જીતવુ, ખરેખરૂ રણુ ખેત,
દુશ્મન છે તુજ દેહમા, ચેત ચેત નર ચેત.

આશીશ રહીશ અમાર તું, ફોગટ થઇશ ફજેત;
હવે જરૂર હોશિયાર થઇ, ચેત ચેત નર ચેત. ૩

તન ધન તે તારાં નથી નથી પ્રિયા પરષેત;
પાછળ સૌ રહેશે પડયા; ચેત ચેત નર ચેત. ૪

પ્રાણ જશે જ્યાં પિંડથી, પિંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ૫

રહ્યા ન રાણા રાજીઆ, સુર નર મુનિ સમેત;
તું તો તરણ તુલ્ય છે, ચેત ચેત નર ચેત. ૬

રજકણ તારાં રખડશે, જેમ રખડતી રેત;
પછી નર–તન પામીશ કયાં ચેત ચેત નર ચેત. ૭

કાળા કેશ મટી ગયા, સઘળા બન્યા શ્વેત;
જોબન જોર જતુ રહ્યું, ચેત ચેત નર ચેત. ૮

માટે મનમા સમજીને, વિચારીને કર વેંત;
ક્યાંથી આવ્યો ક્યાં જવુ ચેત ચેત નર ચેત ૯

શુભ શિખામણ સમજ તો, પ્રભુ સાથે કર હેત;
અતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત. ૧૦



## (૬) મોક્ષાર્થીને વંદના.

જુઓરે જુઓરે જૈનો, ! કેવા વ્રતધારી ?
કેવા વ્રતધારી આજે, થયા નરનારી–જુઓરે ૦ એ–ટેક

જુઓ જુઓ જબૂસ્વામી, બાળ વયે બોધ પામી
તજી રાજ્યરિદ્ધિ જેણે, તજી આઠ નારી;
તજી આઠ નારી, તેને વંદના અમારી. જુઓરે. ૧

ગુજસુકુમારમુનિ, ધખે શિરપર ધૂનિ,
અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ન લગારી;
ડગ્યા ન લગારી, તેને વંદના અમારી. જુઓરે. ૨

કોશ્યાના મંદિર મધ્યે, રહ્યા મુનિ સ્થૂલીભદ્ર,
વેશ્યાં સંગ વાસો તોયે, થાય ન વિકારી;
થયા ન વિકારી, તેને વંદના અમારી. જુઓરે. ૩

સતી તો રાજુલ જેવી, જગમાં ન જોડી એવી,
પતિવ્રત માટે કન્યા, રહી એ કુંવારી;
રહી એ કુંવારી, તેને વંદના અમારી. જુઓરે. ૪

જનકસુતા જે સીતા, વરસ તો બાર વીત્યાં,
ઘણું દુઃખ વેઠયુ તોયે, ડગ્યાં ન લગારી;
ડગ્યાં ન લગારી, તેને વંદના અમારી. જુઓરે. ૫

સતી કળાવંતી નામે, થયા શંખપુર ગામે,
કર નિજ કાપ્યા તોયે, રહ્યા ટેકધારી,
રહ્યા ટેકધારી, તેને વંદના અમારી. જુઓરે. ૬

દુઃખડાં તો દીધાં દેવે, સહ્યાં એ તો કામદેવે,
ઘણું દુઃખ વેઠયુ તોયે, ડગ્યા ન લગારી,
ડગ્યા ન લગારી, તેને વંદના અમારી જુઓરે. ૭

ધન્ય ધન્ય નરનારી, એવી દઢ ટેકધારી,
જીવિત સુધાર્યું જેણે, પામ્યા ભવ પારી;
પામ્યા ભવ પારી, તેને વંદના અમારી. જુઓરે. ૮

## (૭) આત્મોપદેશ (હરિગીત)

રે આત્મ ! ત્હારો વખત સારો વેગે વીતી જાય છે,
તે ધ્યાનમાં ઉતાર તુ પરતન્ત્રતા તેમ થાય છે;
નથી ભાર રહેવો એ ઘડી એવી દશા તુજને થશે
તેવા સમે પ્રભુ ભક્તિમાં સદ્બુદ્ધિ શું તુજ આવશે ! ૧

કેવાં કરુ કાર્યો અને કેવો બનુ આ વિશ્વમાં,
કઇ રીતિથી વખણાઉં ને કેમ થઇ પામુ સર્વમાં
આવી અહોનિશ ધારણા, તુજ અંતરે લાગી રહી,
હા ! હા ! જવું પણ શીઘ્રથી, એ કેમ સમજ્યો તુ નહિ ! ૨

વિલાસિનીના વિલાસતા વિલાસમા બહુ હર્ષથી,
લાતા અને માતા વળી ભોજન કરે અતિ હર્ષથી
સમુદ્ર પર્યંત આણને વર્તાવી જેઓ રાજતા,
એને સૂતા ત્રણ હાથથી ભૂમિ વિષે હા ! હા ! થતાં. ૩

જાવું અને લેવુ અને દેવુ અરે આ માહરૂં,
માતા અને પિતા વળી પુત્રો વધૂ ને સાસરૂં
આવી સ્થિતિ સહુ લોકમાં ચારે દિશે વ્યાપી રહી,
પણ કોઇએ પ્રભુ પાદમા, આ જિગરને સોંપ્યુ નહિ. ૪

શિશુપણુ રમત કરી અજ્ઞાનમા વિતાવિયું,
તારુણ્ય તો તરુણીતણા પ્રવાહમા હા ગાળીયું
બુઢાપણુ આવી રહ્યુ ચિંતાતણા શ્મશાનમાં,
હા ! હા ! ગયું પુરુષ માસ ત્હારું–મનુષ્યપણું ભાનમાં. ૫

પાંડુ થયા સહુ કેશ સુંદર, ભ્રષ્ટ થઇ દંતાવળી,
ચક્ષુ તણી ક્ષીણતા બની, અન્યેન્દ્રિયો પણ ગઇ ગળી;
ચહુ કાઠ કંપે અંગના રે લાકડી લેવાઇ ગઇ,
તોયે અરે પ્રમદા તણા આનન વિષે દૃષ્ટિ રહી. ૬

તુ કે ત્યજી છળ કપટ સઘળા મોહ માયાથી ભર્યા,
સહુ તાપ ટળશે વાહરા જે પાપથી જીવો ભર્યા;
આનંદ થશે બહુ અંતરે, ને સુખ લહેરો ઉછળે,
સંપૂર્ણ ત્હારી સત્ત્વ સીમા હર્ષથી આવી જશે. ૭

o

## (૧) શ્રી ઋષભનાથજીનું સ્તવન.

ઋષભ જિનેશ્વર પ્રીતમ (૧) માહરો રે, ઓર (૨) ન ચાહું રે કંથ, (૩)
રીઝયો સાહિબ સંગ ન પરિહરે રે, ભાંગે (૪) સાદિ અનંત. ઋ૦ ૧

પ્રીત સગાઇ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઇ ન કોય,
પ્રીત સગાઈ રે નિરૂપાધિક (૫) કહી રે, સોપાધિક (૬) ધન ખોય ઋ૦ ૨

કોઇ કંથ કારણ કાષ્ટ ભક્ષણ (૭) કરે રે, મળશું કંથને ધાય; (૮)
એ મેળો નવિ કઈએ સંભવે રે, મેળો ઠામ ન ઠાય. ઋ૦ ૩

કોઇ પતિરંજન(૯)અતિઘણો(૧૦)તપ કરે રે, પતિરંજનત નતાપ(૧૧)
એ પતિરંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુમેળાપ (૧૨) ઋ૦ ૪

કોઇ કહે લીલા રે અલખ અલખ(૧૩)તણી રે, લખ(૧૪)પૂરે મન આશ,
દોષ રહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ (૧૫) ઋ૦ ૫

ચિત્તપ્રસન્ને રે પૂજન ફળ કહ્યુ રે, પૂજા અખંડિત (૧૬) એહ,
કપટ રહિત થઇ આતમ અરપણા રે, **આનંદઘન** પદ રેહ (૧૭) ઋ૦ ૬

*

## (૨) શ્રી અજિતનાથજીનું સ્તવન

પંથડો(૧) નિહાળુ (૨) બીજા જિનતણો રે, અજિત(૩) અજિત ગુણધામ,
જે તેં જીત્યા રે તેણે હું જીતીયો રે, પુરુષ કિસ્યુ મુજ નામ પં૦ ૧

ચરમ(૪)નયણ કરી મારગ જોવતા રે, ભૂલ્યો સયલ (૫) સંસાર,
જેણે નયને કરી મારગ જોઇએ રે, નયણ તે દિવ્ય (૬) વિચાર પં૦ ૨

પુરુષ પરંપર (૭) અનુભવ જોવતા રે, અંધોઅંધ પુલાય,
વસ્તુ વિચારે જો આગમે કરી રે, ચરણધરણ (૮) નહિ ઠાય પં૦ ૩

---

(૧) ગુણોથી વહાલો (૨) બીજો, અન્ય (૩) ભવસમુદ્રમાથી દોરનાર (૪) સાદિ અનંત ભાગો–એ જૈન સિદ્ધાંતનુ વચન છે કે જેની આદિ છે પણ અંત નથી એવા ભાગે કરીને (૫) ઉપાધિ વગરની.

તર્ક વિચારે રે વાદ પરંપરા રે, પાર ન પહોંચે કોય,
અભિમત(૯) વસ્તુ રે વસ્તુગતે કહે રે, તે વિરલા(૧૦) જગ કોય ૫૦ ૪

વસ્તુ વિચારે રે દિવ્ય નયણનો તણો રે, વિરહ (૧૧) પડયો નિરધાર(૧૨)
તરતમ જોગે રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર. ૫૦ ૫

કાળલબ્ધિ(૧૩) લહી પંથ નિહાળશું રે, એ આશા અવલંબ (૧૪),
એ જન જીવે રે જિનજી જાણજો રે, આનંદઘન મત અંબ (૧૫) ૫૦ ૬

---

(૬) ઉપાધિવાળી. (૭) સતી થાય છે અર્થાત બળી મરે છે (૮) હોમીને
(૯) પતિને રાજી કરવાં. (૧૦) અકુજ (૧૧) શરીરને તપાવવું (૧૨)
પ્રકૃતિના મળવાથી, (૧૩) ન લખી શકાય તેવી (૧૪) લાખો. (૧૫)
રોષની લહેર. (૧૬) શુદ્ધ પૂજા, સાચી પૂજા. (૧૭) રેખ.

(૧) માર્ગ (૨) જોઉં (૩) કોઈથી ન જીતાય એવા ગુણોના
ઘર. (૪) જ્ઞાનથી અંતર દષ્ટિ વગરનું જોવું તે ચરમ—ચામડાની કે
બાહ્ય ચક્ષુ વડે જોવું કહેવાય (૫) સકળ, બધી (૬) જ્ઞાનદષ્ટિ,
મહાન વિચારવાળી નજર (૭) પરંપરા—ચાલતી આવેલી રૂઢિ (૮)
પગ મૂકવાની જગ્યા નથી (૯) મળવા લાયક (૧૦) કોઈક જ (૧૧)
વિયોગ—અંતર (૧૨) આધાર વગરનો (૧૩) ભવસ્થિતિ પાકશે
ત્યારે (૧૪) આધાર (૧૫) આંબો.



## સપ્ટેમ્બર

| તારીખ | સુર્યોદય ક. મી. | સુર્યાસ્ત ક. મી. | નોકારસી ક. મી. | પોરસી ક. મી. | ૨ પોરસી ક. મી. | ૩ પોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૩૧ | ૭ ૩ | ૭ ૧૯ | ૯ ૩૯ | ૧૨ ૪૭ | ૧૫ ૫૫ |
| ૫ | ૬ ૩૨ | ૬ ૫૮ | ૭ ૨૦ | ૯ ૩૯ | ૧૨ ૪૫ | ૧૫ ૫૧ |
| ૧૦ | ૬ ૩૨ | ૬ ૫૬ | ૭ ૨૦ | ૯ ૩૮ | ૧૨ ૪૪ | ૧૫ ૫૦ |
| ૧૫ | ૬ ૩૫ | ૬ ૪૯ | ૭ ૨૩ | ૯ ૩૮ | ૧૨ ૪૨ | ૧૫ ૪૬ |
| ૨૦ | ૬ ૩૬ | ૬ ૪૫ | ૭ ૨૪ | ૯ ૩૮ | ૧૨ ૪૧ | ૧૫ ૪૪ |
| ૨૫ | ૬ ૩૭ | ૬ ૪૦ | ૭ ૨૫ | ૯ ૩૮ | ૧૨ ૩૯ | ૧૫ ૪૦ |
| ૩૦ | ૬ ૩૮ | ૬ ૩૬ | ૭ ૨૬ | ૯ ૩૮ | ૧૨ ૩૭ | ૧૫ ૩૬ |

## નવેમ્બર

| તારીખ | સુર્યોદય ક. મી. | સુર્યાસ્ત ક. મી. | નોકારસી ક. મી. | પોરસી ક. મી. | ૨ પોરસી ક. મી. | ૩ પોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૫૧ | ૬ ૧૦ | ૭ ૩૯ | ૯ ૪૧ | ૧૨ ૩૧ | ૧૫ ૨૧ |
| ૫ | ૬ ૫૪ | ૬ ૭ | ૭ ૪૨ | ૯ ૪૨ | ૧૨ ૩૧ | ૧૫ ૨૦ |
| ૧૦ | ૬ ૫૭ | ૬ ૫ | ૭ ૪૫ | ૯ ૪૪ | ૧૨ ૩૧ | ૧૫ ૧૮ |
| ૧૫ | ૭ ૦ | ૬ ૩ | ૭ ૪૮ | ૯ ૪૬ | ૧૨ ૩૨ | ૧૫ ૧૮ |
| ૨૦ | ૭ ૩ | ૬ ૨ | ૭ ૫૧ | ૯ ૪૮ | ૧૨ ૩૩ | ૧૫ ૧૮ |
| ૨૫ | ૭ ૬ | ૬ ૨ | ૭ ૫૪ | ૯ ૫૦ | ૧૨ ૩૪ | ૧૫ ૧૮ |
| ૩ | ૭ ૧૦ | ૬ ૧ | ૭ ૫૮ | ૯ ૫૩ | ૧૨ ૩૬ | ૧૫ ૧૯ |

## ઓકટોબર

| તારીખ | સુર્યોદય ક. મી. | સુર્યાસ્ત ક. મી. | નોકારસી ક. મી. | પોરસી ક. મી. | ૨ પોરસી ક. મી. | ૩ પોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૪૦ | ૬ ૩૪ | ૭ ૨૮ | ૯ ૩૮ | ૧૨ ૩૭ | ૧૫ ૩૬ |
| ૫ | ૬ ૪૦ | ૬ ૩૧ | ૭ ૨૮ | ૯ ૩૮ | ૧૨ ૩૬ | ૧૫ ૩૪ |
| ૧૦ | ૬ ૪૨ | ૬ ૨૫ | ૭ ૩ | ૯ ૩૮ | ૧૨ ૩૪ | ૧૫ ૩૦ |
| ૧૫ | ૬ ૪૩ | ૬ ૨૨ | ૭ ૩૧ | ૯ ૩૮ | ૧૨ ૩૩ | ૧૫ ૨૮ |
| ૨૦ | ૬ ૪૫ | ૬ ૧૯ | ૭ ૩૩ | ૯ ૩૯ | ૧૨ ૩૨ | ૧૫ ૨૫ |
| ૨૫ | ૬ ૪૮ | ૬ ૧૪ | ૭ ૩૬ | ૯ ૪૦ | ૧૨ ૩૧ | ૧૫ ૨૨ |
| ૩૦ | ૬ ૫૧ | ૬ ૧૧ | ૭ ૩૯ | ૯ ૪૧ | ૧૨ ૩૧ | ૧૫ ૨૧ |

## ડીસેમ્બર

| તારીખ | સુર્યોદય ક. મી. | સુર્યાસ્ત ક. મી. | નોકારસી ક. મી. | પોરસી ક. મી. | ૨ પોરસી ક. મી. | ૩ પોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૧૦ | ૬ ૧ | ૭ ૫૮ | ૯ ૫૩ | ૧૨ ૩૬ | ૧૫ ૧૯ |
| ૫ | ૭ ૧૩ | ૬ ૨ | ૮ ૧ | ૯ ૫૫ | ૧૨ ૩૮ | ૧૫ ૨૩ |
| ૧૦ | ૭ ૧૬ | ૬ ૩ | ૮ ૭ | ૯ ૫૮ | ૧૨ ૪૦ | ૧૫ ૨૩ |
| ૧૫ | ૭ ૧૯ | ૬ ૫ | ૮ ૪ | ૧૦ ૧ | ૧૨ ૪૨ | ૧૫ ૨૩ |
| ૨૦ | ૭ ૨૨ | ૬ ૭ | ૮ ૧૦ | ૧૦ ૩ | ૧૨ ૪૫ | ૧૫ ૨૭ |
| ૨૫ | ૭ ૨૪ | ૬ ૧૦ | ૮ ૧૨ | ૧૦ ૬ | ૧૨ ૪૭ | ૧૫ ૨૮ |
| ૩૦ | ૭ ૨૬ | ૬ ૧૨ | ૮ ૧૪ | ૧૦ ૮ | ૧૨ ૪૯ | ૧૫ ૩૦ |

સુર્ય ઉદય, અસ્ત, નોકારસી, પોરસી, બેપોરસી ત્રણપોરસીમાં નીચે લખેલા ગામ માટે નીચે મુજબ મીનીટ ઉમેરવી તથા ઘટાડવી.

| ગામ | મીનીટ ઉમેરવી | ગામ | મીનીટ ઘટાડવી |
|---|---|---|---|
| પોરબંદર | ૪ | વાંકાનેર | ૧ |
| ગોંડલ | ૦ | વઢવાણ | ૩ |
| જુનાગઢ | ૧ | ધ્રાંગધ્રા | ૩ |
| જામનગર | ૨ | લીંબડી | ૪ |
| મોરબી | ૦ | ચુડા | ૩ |
| જેતપુર | ૦ | પાલીતાણા | ૪ |
| દ્વારકા | ૯ | બોટાદ, ભાવનગર, માંગરોળ | ૫ |
| | | વેરાવળ, પ્રભાસપાટણ | ૫ |

દાખલા તરીકે :– તારીખ ૧ લી ફેબ્રુઆરીના રોજ નીચે પ્રમાણે છે

| | સુર્ય ઉદય | અસ્ત | નોકારસી | પોરસી | બેપોરસી | ત્રણપોરસી |
|---|---|---|---|---|---|---|
| | ક મી | ક. મી | ક મી. | ક. મી. | ક. મી | ક. મી |
| રાજકોટ | ૭–૨૭ | ૬ ૩૫ | ૮–૧૫ | ૧૦–૧૪ | ૧–૧ | ૧૫–૪૭ |
| જામનગર (૨ મીનીટ વધતાં) | ૭–૨૯ | ૬–૩૭ | ૮–૧૭ | ૧૦–૧૬ | ૧–૩ | ૧૫–૪૯ |
| લીંબડી (ચાર મીનીટ ઘટાડતા) | ૭–૨૩ | ૬–૩૧ | ૮–૧૧ | ૧૦–૧૦ | ૧૨–૫૭ | ૧૫–૪૩ |

એ મુજબ દરેક ગામ માટે ગણી લેવુ,

જ્ઞાન ભણવાના નક્ષત્રો=મૃગશીર્ષ, આર્દ્રા, ત્રણ પૂર્વા, મૂળ હસ્ત, અશ્લેખા ચિત્રા, પુષ્ય,

દિક્ષાના નક્ષત્રો=ત્રણઉતરા, રોહીણી, હસ્ત, અનુરાધા સતભીષા, પૂર્વાભાદ્રપદ, પુષ્ય, પુનર્વસુ, રેવતી, અશ્વીની, મૂળ શ્રવણ, સ્વાતી એ શુભ છે,

દીકડુ—એકમને શનીવાર બીજને શુક્રવાર, ત્રીજને ગુરુવાર, ચોથને બુધવાર, પાંચમને મંગળવાર છઠ્ઠને સોમવાર સાતમને રવીવાર આ યોગ વિહાર તથા પ્રવેશમાં ત્યાગનો છે.

સ્થીર નક્ષત્રો—રોહીણી, ત્રણ ઉતરા.

રવીયોગ સુર્ય—નક્ષત્રથી ગણતાં દિન નક્ષત્ર સુધી.

૪, ૬, ૯ ૧૦ ૧૩, ૨૦, સુ નક્ષત્ર રવીયોગ ગણવુ, તે દરેક શુભ કામ તથા પ્રમાણુ વીશેષમાં ઉત્તમ.

લોચના નક્ષત્રો—પૂનવસુ, પુષ્ય, શ્રવણ ધનીષ્ઠા એ શુભ છે કૃતિકા વિશાખા મઘા, ભરણી એ વર્જ્ય છે બાકીના નક્ષત્રો મધ્યમ છે. શનીવાર મંગળવાર વર્જ્ય છે. રીકતા (૪–૯–૧૪) છઠ, ૮, ૦)) તિથિ વર્જ્ય છે.

નગર પ્રવેશ—હસ્ત, અશ્વીની ચિત્રા, અનુરાધા, ઉતરા ત્રણ રોહીણી, પુષ્ય, મુળ મૃગશીર્ષ, રેવતી નક્ષત્ર સોમ, બુધ ગુરુ, શુક્ર, રવીવાર શુભ છે.

સ્થાનકવાસી જૈન સંપ્રદાય દરેક તિથિ સાંજના સમયે જે પ્રભાતિમાન હોય તે જ ધર્મ કાર્યમાં દાખલ કરે છે

—સમાપ્ત—



संतत्ता केसलोएणं, बंभचेर पराइया ।
तत्थ मंदा विसीयंति, मच्छा विद्धा व केयणे ॥ १३ ॥

શબ્દાર્થ (૧) કેશના લોચથી (૨) પીડિત (૩) બ્રહ્મચર્યથી (૪) પરાજિત (૫) મૂર્ખજીવ (૬) ત્યાં (૭) ક્લેશને અનુભવે છે (૮) જાળમાં (૯) ફસાયેલ (૧૦) માછલીની જેમ.

ભાવાર્થ – કેશના લોચથી પીડિત અને બ્રહ્મચર્યપાલનમાં અસમર્થ પુરુષ પ્રવ્રજ્યા ગ્રહણ કરી ઉપરોક્ત પરીષહથી પરાજિત બની જાળમાં ફસાયેલી માછલીની માફક ક્લેશને પામે છે આવા અલ્પ પરાક્રમી સાધકો પરીષહો પ્રાપ્ત થતા સંયમ અનુષ્ઠાનોમાં શિથિલ બની સંયમથી ભ્રષ્ટ થઈ જાય છે એમ જાણી સાધક આત્માએ આવા શિથિલાચારીના સંગથી દૂર રહેવું અને જાગૃત બની સંયમ પાલન કરવું

आयदण्डसमायारे मिच्छासंठिय भावणा ।
हरिस-प्पओस-मावन्ना, केई लूसंतिऽनारिया ॥ १४ ॥

શબ્દાર્થ (૧) આત્મકલ્યાણ નષ્ટ થાય એવા આચાર (૨) કરનારા તથા જેની (૩) વિપરીત છે (૪) ચિત્તવૃત્તિ (૫) રાગદ્વેષથી (૬) યુક્ત (૭) (૮) અનાર્ય પુરુષ (૯) સાધુઓને દુઃખ આપે છે

ભાવાર્થ – જે આચાર વ્યવહારથી આત્મા દંડનો ભાગી બને. આત્મા દંડ—અશુભકર્મનો બંધ થાય, વળી જેની ચિત્તવૃત્તિ શુદ્ધ વ્યવહારથી વિપરીત છે રાગદ્વેષથી યુક્ત છે એવા કોઈ કોઈ અનાર્ય લોકો સાધુને પીડા આપે છે પોતાના અસત્ આગ્રહથી, મિથ્યાત્વીઓ ચિત્તના વિનોદ માટે અથવા ક્રૂર કર્મ કરવાવાળા લાઠી આદિથી પ્રહાર કરીને અથવા ગાળો આપી સાધુને દુઃખ આપે છે

**अप्पेगे[1] पलियंतेसिं,[2] चारो[3] चोरोत्ति[4] सुव्वयं[5] ।**
**वंधंति[6] भिक्खुयं[7] बाला,[8] कसाय[9]वयणेहि[10] य ॥ १५ ॥**

**શબ્દાર્થ** . (૧) કોઇ (૨) આસપાસ વિચરતા (૩) જાસુસ અથવા (૪) ચોર છે એમ કહીને રમી આદિથી (૫) સુવ્રત સાધુઓને (૬) બાંધે છે (૭) સાધુને (૮) અજ્ઞાની પુરુષો અનાર્ય દેશ (૯) કઠોર (૧૦) વચનો કહી પીઠિત કરે છે

**ભાવાર્થ** – કોઇ અજ્ઞાની પુરુષો, અનાર્ય દેશની આસપાસ વિચરતા સુવ્રત સાધુને અનાર્ય લોકો ચોર અથવા જાસુસ કહી રસી આદિથી બાધીને કઠોર વચનો કહી પીડા આપે છે

**तत्थ[1] दण्डेण[2] संवीते,[3] मुट्ठिणा[4] अदु फलेण[5] वा ।**
**नातीणं[6] सरती[7] बाले,[8] इत्थी[9] वा कुद्धगामिणी[10] ॥ १६ ॥**

**શબ્દાર્થ** (૧) અનાર્ય દેશમા વિચરતા સાધુને (૨) લાઠી (૩) તાડિત કરી મારી અજ્ઞાની પુરુષો ક્રોધિત બની પીડા આપે છે (૪) મુષ્ઠિ (૫) ફલવડે (૬) જ્ઞાતિનુ (૭) સ્મરણ કરે તેની માફક (૮) અજ્ઞાની સાધક પોતાના સ્વજનોને સભારે છે (૯) સ્ત્રી (૧૦) ક્રોધ પામેલ ઘરમાથી નાશી જતી

**ભાવાર્થ** – અનાર્ય દેશની આસપાસ વિચરતા સાધુને જ્યારે અનાર્ય પુરુષો ક્રોધિત બની લાઠી, મુષ્ટિ તથા ફળાદિથી માર મારે છે ત્યારે મૂર્ખ અને કાયર સાધક સ્વજનોનું સ્મરણ કરે છે જેમ ક્રોધિત બની ઘરમાથી ભાગી જતી સ્ત્રી બહાર નીકળ્યા પછી પસ્તાવો કરી જ્ઞાતિજનોનુ સ્મરણ કરે છે તેની માફક પશ્ચાતાપ કરતો દુઃખને અનુભવે છે એમ જાણી સાધકે હિમતવાન બની સયમ પાલનમાં શુરવીર બની રહેવુ

एते भो कसिणे फासा, फरुसा दुरहियासया।
हत्थी वा सरसंवित्ता, कीवा वस गया गिहं त्ति बेमि ॥ १७ ॥

શબ્દાર્થ (૧) હે શિષ્યો! (૨) પૂર્વોક્ત (૩) સમસ્ત (૪) સ્પર્શ (૫) કઠોર–કઠણ (૬) દુઃસહ આવેલાથી (૭) પીડિત (૮) હાથીની માફક (૯) નપુંસક (૧૦) ગભરાઈ (૧૧) ઘરે (૧૨) ભાગી જાય છે

ભાવાર્થઃ– હે શિષ્યો! પૂર્વોક્ત પરીષહો–ઉપસર્ગો સર્વ અસહ્ય અને દુઃખદાયી છે તેનાથી પીડિત થઈ કાયર તથા અજ્ઞાન સાધક પરીષહોથી ગભરાઈને સંયમને છોડી ફરી કરી જીવ ગૃહસ્થ વાસને ધારણ કરે છે જેમ સંગ્રામમાં આવેલી ઘાયલ થયેલ હાથી સંગ્રામને છોડી ભાગી જાય છે એમ બલ્કી આત્માર્થી સાધકોએ ઉપયોગવંત રહી દૃઢતા ધારણ કરી પરીષહથી નહિ ગભરાતાં સમ ભાવે સહન કરી સંયમ પાલન કરવું એ જ સાધક આચાર છે

પહેલો ઉદ્દેશો સમાપ્ત

अहिमे सुहुमा संगा भिक्खूणं जे दुरुत्तरा।
जत्थ एगे विसीयन्ति, ण चयन्ति जवित्तए ॥ १ ॥

શબ્દાર્થ (૧) પૂર્વોક્ત પશ્ચાત્ (૨) સૂક્ષ્મ ઉપસર્ગ (૩) બાંધવ આદિત્વનો (૪) સાધુને (૫) દુસ્તર (૬) સંબંધરૂપ ઉપસર્ગથી (૭) કેટલાએક (૮) શિથિલ બને છ (૯) સંયમ નિર્વાહ કરવા સમર્થ થતા (૧૧) નથી

ભાવાર્થઃ– સ્વજન આદિ જ્ઞાતિજનોનો સ્નેહ સંબંધ ઘણો સૂક્ષ્મ પરીષહ છે તેને છોડવો ઘણો દુષ્કર છે આવા સબંધોથી

કેટલાએક સાધકો શિથિલ બની જાય છે અને સયમ નિર્વાહ કરવા સમર્થ થતા નથી. આ સબંધરૂપ ઉપસર્ગને સહન કરવો કઠિન છે, આ અનુકુળ ઉપસર્ગ રહેલ છે, પ્રથમનાં ઉદ્દેશામાં પ્રતિકૂળ ઉપસર્ગ બાદ આ અનુકૂળ સબધી વિધિ બતાવે છે આ સૂક્ષ્મ ઉપસર્ગ બાહ્ય શરીરને નહિ પરંતુ ચિત્તને વિકૃત કરવાવાળા છે. બાહ્ય ઉપ· સર્ગ શરીરને વિકૃત કરનારા છે બાહ્ય ઉપસર્ગો સહન કરવા મહાન પુરૂષો મધ્યસ્થવૃત્તિ ધારણ કરી સહન કરી શકે છે પરંતુ આવા માતાપિતા આદિ સ્વજનોનો સ્નેહરૂપ ઉપસર્ગમાં મધ્યસ્થવૃત્તિ ધારણ કરવી કઠિન છે એમ જાણી સાધકે જાગૃત રહી સંયમપાલન કરવું.

**अप्पेगे नायओ दिस्स, रोयंति परिवारिया ।**
**पोस णे ताय ! पुट्ठोऽसि, कस्स ताय ! जहासि णे ॥ २॥**

**શબ્દાર્થ** : (૧) કોઇ (૨) જ્ઞાતિજનો (૩) સાધુને દેખી સાધુની નજીક આવી (૪) ઘેરીને (૫) રૂદન કરે છે (૬) કહે છે કે તાત! (૭) તુ અમારું (૮) પોષણ કર (૯) પાલન પોષણ કરેલ છે (૧૦) અમોએ તમારું (૧૧) કયા કારણે (૧૨) હે તાત? (૧૩) છોડે છે (૧૪) અમોને

**ભાવાર્થ** – સાધુના પરિવારવાળા માતાપિતા આદિ સ્વજનો સાધુને દેખી સાધુ નજીક આવી વિટળાઇને રોવા લાગે છે અને કહે છે કે હે તાત? તુ કયા કારણે અમારો ત્યાગ કરે છે? અમોએ તમારું પાલન પોષણ કરેલ છે માટે હવે તુ અમારૂ પાલન પોષણ કર, આ રીતે દીનતાથી સાધુને પોતાના ઘેર લઈ જવા માટે કાકલુદી કરે છે કે અમારુ રક્ષણ કરનાર અન્ય કોઈ નથી

**पिया ते थेरओ ताय ! ससा ते खुड्डिया इमा ।**
**भायरो ते सगा ताय ! सोयरा किं जहासि णे ? ॥ ३ ॥**

શબ્દાર્થ (૧) હે પુત્ર ! (૨) તમારા (૩) પિતા (૪) વૃદ્ધ છે (૫) બહેન (૬) તમારી (૭) નાની છે (૮) તમારા (૯) સગા (૧૦) સહોદર (૧૧) ભાઈ છે (૧૨) હે પુત્ર ! (૧૩) અમોને (૧૪) કેમ (૧૫) ત્યાગે છે

ભાવાર્થઃ– નવ દીક્ષિત સાધુના પરિવારવાળા સાધુને કહે છે કે હે પુત્ર ! તમારા પિતા વૃદ્ધ છે તમારી બહેન નાના ઉંમરની છે તમારા સહોદર ભાઈઓ છે તો અમો સર્વનો તું શા માટે ત્યાગ કરે છે ! આ રીતે મોહપાસને લઈ સ્વજન વર્ગ સાધુને ગૃહસ્થ વાસમાં લઈ જવા માટે દીન બની કાકલુદી કરે છે

मायरं पियरं पोसं, एव लोगो भविस्सति ।
एवं खु लोइयं ताय ! जे पालंति य मायरं ॥ ४ ॥

શબ્દાર્થ (૧) માતા (૨) પિતાનું (૩) પોષણ કરો (૪) માતાપિતાનું પોષણ કરવાથી (૫) સુગતિ (૬) હોય (૭) એ જ (૮) નિશ્ચયથી (૯) લોકાચાર છે કે (૧૦) હે પુત્ર ! (૧૧) માતા પિતાનું પાલન કરવું

ભાવાર્થ– હે પુત્ર ! તમારા માતા પિતાનું પાલન પોષણ કરો માતા પિતાના પાલન પોષણ કરવાથી પરલોકમાં સુગતિ પ્રાપ્ત થાય તેમ જ માતા પિતા આદિ સ્વજનોનું પાલન પોષણ કરવું જોઈએ એવો જગતમાં આચાર છે

उत्तरा महुरुल्लावा, पुत्ता ते ताय ! खुड्डया ।
भारिया ते णवा तात ! मा सा अन्नं जणं गमे ॥ ५ ॥

શબ્દાર્થ (૧) ઉત્તરોત્તર જ મેમ (૨) મધુર બાલી (૩) નાની ઉંમર છે (૪) હે પુત્ર (૫) તમારા (૬) પત્ની (૭) તમારી (૮) હે પુત્ર ! (૯) નવયુવાન છે (૧૦) હે પુત્ર ! (૧૧) અન્ય (૧૨) પુરુષ પામે (૧૩) ચાલી જાય (૧૪) કદાચિત.

**ભાવાર્થ** – હે પુત્ર ! એક પછી એક એમ ઉત્તરોત્તર જન્મેલા તમારા પુત્રો મધુરભાષણ કરવાવાળા હજુ નાની ઉમરના છે અને તમારી સ્ત્રી હજુ નવયૌવના છે તે તમારા ત્યાગથી કદાચિત્ અન્ય પુરુષ પાસે ચાલી જાય અગર ઉન્માર્ગ ગામિણી બની જાય તો લોકમાં મહાન અપવાદ થાય

२ १ ३ ४ ५ ७ ८ ६
**एहि ताय ! घरं जामो, माय कम्मे सहा वयं ।**
१० ९ ११ १२ १५ १३ १४
**बितियं पि ताय ! पासामो, जामु ताव सयं गिहं ॥ ६ ॥**

**શબ્દાર્થ**. (૧) હે પુત્ર ? (૨) આવો (૩) આપણા ઘેર (૪) ચાલો તમે કોઈ (૫) કામ ન કરશો (૬) અમે (૭ સર્વ કાર્ય (૮) કરીશું (૯) હે પુત્ર ? (૧૦) બીજી વખત (૧૧) તમો દેખો કે (૧૨) ચાલો (૧૩) આપણા (૧૪) ઘરે (૧૫) હમણા જ

**ભાવાર્થઃ**– હે પુત્ર ! તમો ઘરના કાર્યથી ગભરાઇ અમોને છોડી તમે ચાલ્યા ગયા પરતુ હવે અમે સૌ તમારા કાર્યમાં સહાયક થશુ–અગર તમો કોઇ કાર્ય ન કરશો અગર અમો સર્વ કાર્ય કરી દેશુ માટે હવે હમણા જ આપણા ઘેર આવો અમો તમારી સાથે સ્નેહ રાખી તમોને અનુરુપ રહેશું.

२ १ ३ ४ ७ ५ ६
**गतुं ताय ! पुणो गच्छे, ण तेणासमणो सिया ।**
८ ९ १० ११ १२ १३
**अकामगं परिक्कमं, को ते वारेउ–मरिहति ? ॥ ७ ॥**

**શબ્દાર્થ** (૧) હે પુત્ર ! (૨) એકવાર ઘરે આવો (૩) પશ્ચાત્ (૪) આવજો (૫) અશ્રમણ (૬) નહિ થઇજા (૭) તેમા (૮) ઘરના કામકાજમા ઇચ્છા રહિત (૯) તમારી રુચિ અનુસાર કાર્ય કરવામા (૧૦) કોણ (૧૧) તમોને (૧૨) નિષેધ (૧૩) કરી શકે છે

ભાવાર્થ – હે પુત્ર ! એકવાર ઘરે આવો ફરી અહીં આવજો એમ કરવામાં તું શ્રમણ નહિ થઈ જા ઘરનાં કાર્યમાં ઇચ્છારહિત બની તમારી રુચિ અનુસાર કામ કરતા તમોને કોણ નિષેધ કરી શકે તેમ છે ? તમો સ્વજનોને મળીને ફરી આવજો અથવા વૃદ્ધાવસ્થા આવેથી તમારી ભોગેચ્છા નિવૃત્ત થવાથી સંયમ અનુષ્ઠાન કરવામાં તમોને કોણ રોકી શકે તેમ છે ?

जं किंचि अणगं तात ! तं पि सव्वं समीकतं ।
हिरण्णं ववहाराइ, तंपि दाहामु ते वयं ॥ ८ ॥

શબ્દાર્થ (૧) જે કાંઇ (૨) તમારૂં દેવું હતું (૩) હે પુત્ર ! (૪) તે (૫) સર્વ (૬) ભરી આપેલ છે (૭) તમારા વ્યવહાર માટે (૮) દ્રવ્ય (૯) તમોને (૧૦) અમો (૧૧) આપીશું

ભાવાર્થઃ– હે પુત્ર ! તમારા ઉપર જે કાંઈ ઋણ દેવું હતું તે સર્વ અમોએ બરાબર પતાવી દીધેલ છે અને તમારા વ્યવહારમાં જે કાંઇ દ્રવ્યની જરૂર હશે તે સર્વ અમો તમોને દઈશું માટે તમે આપણે ઘેર આવો.

इच्चेव णं सुसेहंति, कालुणीय समुट्ठिया ।
विबद्धो नाइसंगेहिं, ततोऽगारं पहावइ ॥ ९ ॥

શબ્દાર્થ (૧) આ પ્રકારે (૨) કરુણાયુક્ત (૩) બંધવ આદિ (૪) સાધુને શિખામણ દે છે (૫) જ્ઞાતિસંગથી બંધાયેલ (૬) કાયર સાધક (૭) તે સમય (૮) ઘરતરફ (૯) જાય છે

ભાવાર્થઃ– કરુણાથી યુક્ત સ્વજનો બંધવ આદિ સાધુને ઉપરોક્ત મુજબ શિખામણ દેતા પશ્ચાત્ જ્ઞાતિના સંગમાં બંધાયેલ

રાગવાળા અલ્પ પરાક્રમી ગુરુકર્મી સાધક પ્રવ્રજ્યાને છોડીને માતા-પિતા આદિમાં મોહિત બની ગૃહસ્થવાસમાં ઘરે ચાલ્યો જાય છે અને માનવભવને નિરર્થક બનાવે છે

**१ ४ २ ३ ५ ६**
**जहा रुक्खं वणे जायं, मालुया पडिबंधई ।**
**७ १० ८ ९**
**एवं णं पडिबंधंति, णातओ असमाहिणा ॥ १० ॥**

**શબ્દાર્થ** : (૧) જેમ (૨) વનમા (૩) ઉત્પન્ન (૪) વૃક્ષને (૫) લતા (૬) બાંધી લે છે (૭) એવા પ્રકારે (૮) જ્ઞાતિજનો (૯) અસમાધિદ્વારા (૧૦) બાંધી લે છે

**ભાવાર્થ**:- જેમ જગલમાં-વનમાં ઉત્પન્ન વૃક્ષને લતા ચોતરફ વીંટાઇ બાધી લે છે એવી રીતથી સાધુને જ્ઞાતિજનો અસમાધિદ્વારા મોહપાસથી બાંધી લે છે આવા પ્રકારે સંસારી જીવો સાધુને સયમથી પતિત કરવામાં સહાયક બને છે પરિવાર વર્ગ મિત્ર નહી પરતુ શત્રુનુ કાર્ય કરે છે અને પોતાને તથા સાધુને બંન્નેને દુર્ગતિ પ્રાપ્ત કરવામાં સહાયક થાય છે

**१ २ ३ ४ ५**
**विबद्धो नातिसंगेहिं, हत्थी वा वी नवग्गहे ।**
**८ ९ ६ ७**
**पिट्ठतो परिसप्पन्ति, सुय गो व्व अदूरए ॥ ११ ॥**

**શબ્દાર્થ** (૧) બંધાયેલ સાધુની (૨) માતાપિતા આદિ સ્વજન (૩) અનુકૂળ સબધ દ્વારા (૪) હાથીની સમાન અનુકૂળ (૫) નવીન ગ્રહણ કરેલ (૬) નવી વિયાણેલ ગાય (૭) જેમ વાછરૂની પાસે જ રહે છે (૮) પાછળ પાછળ સ્વજન વર્ગ (૯) આચરણ કરે છે

**ભાવાર્થ**:- જે સાધુ માતાપિતા આદિ સ્વજનવર્ગના મોહમા પડી પ્રવ્રજ્યાને છોડી ઘરે ચાલ્યો જાય છે તેનો પરિવાર વર્ગ નવીન

ગ્રહણ કરેલ હાથીની સમાન એ સાધુને અનુકૂળ વર્તન રાખે છે અને સાધુની પાછળ પાછળ ફરે છે જેમ નવી વિયાયેલ ગાય પોતાના વાછરૂની પાસે જ રહે છે એની માફક પરિવાર વર્ગ સાધુની પાસે જ રહે છે

पते सगा मणूसाणं पाताला व अतारिमा ।
कीवा जत्थ य किस्संति, नाइ संगेहिं मुच्छिया ॥ १२ ॥

શબ્દાર્થ (૧) માતાપિતા આદિનો સંગ (૨) મનુષ્યોને માટે (૩) સમુદ્ર સમાન (૪) દુસ્તર છે (૫) જેમાં (૬) જ્ઞાતિસંગમાં (૭) મૂર્છિત (૮) અસમર્થ પુરુષ (૯) ક્લેશને પામે છે

ભાવાર્થ – માતાપિતા આદિ સ્વજન વર્ગનો સંબંધ સમુદ્રની સમાન દુસ્તર કહેલ છે જ્ઞાતિ સંગનાં સ્નેહમાં પડેલ શક્તિહીન જીવો ક્લેશ ભોગવે છે જીવ મોહરૂપ પાસમાં બંધાય તેને સંગ કહેવાય સંગ–સ્નેહ છે તે કર્મબંધનના હેતુ છે જેમ સમુદ્રને હાથથી તરવો મનુષ્યોને દુર્લભ છે એની માફક અલ્પ પરાક્રમી જીવોને સ્વજનોના સંગથી છૂટવું મુશ્કેલ છે અને તેઓ આત્મ સંબંધમાં કોઈ પણ વિચાર કરી શકતા નહિ હોવાથી સંસાર પરિભ્રમણ કર્યા કરે છે

तं च भिक्खू परिन्नाय, सव्वे संगा महासवा ।
जीवियं नावकंखिज्जा सोच्चा धम्म-मणुत्तरं ॥ १३ ॥

શબ્દાર્થ : (૧) જ્ઞાતિ સંબંધના સ્વરૂપને (૨) સાધુ (૩) જાણી (૪) સવ સંસારીઓના (૫) સંબંધ મહાન કર્મના (૬) આશ્રવ દ્વારા છે (૭) સાંભળી સાધુ (૮) સર્વોત્તમ (૯) ધર્મને (૧૦) અસંયમી જીવનની (૧૧) ઇચ્છા (૧૨) ન કરે.

**ભાવાર્થ**:- સાધુ પુરુષ જ્ઞાતિજનના સંસર્ગને સંસાર વૃદ્ધિનું પ્રધાન કારણ જાણી તેનો ત્યાગ કરે, કારણ કે સ્નેહ છે તે કર્મ-બંધનનું મહાન્ આશ્રવદ્વાર છે જ્ઞાતિ સંબંધ છે તે અનુકૂળ પરીષહ છે. જેથી સાધુ સર્વોત્તમ આર્હત ધર્મને સાંભળી અસયમી જીવનની ઇચ્છા કરે નહિ.

**अहिमे संति आवट्टा, कासवेणं पवेइया ।**
**बुद्धा जत्थावसप्पंति, सीयंति अबुहा बुजहिं ॥ १४ ॥**

**શબ્દાર્થ** : (૧) પશ્ચાત્ કાસ્યપ (૨) આવર્ત (૩) પ્રાપ્ત થતાં (૪) ગોત્રી ભગવાન્ મહાવીર સ્વામી (૫) દ્વારા બતાવેલ (૬) જ્ઞાની સાધકો તેનાથી (૭) દૂર રહે છે (૮) અજ્ઞાની પુરુષ (૯) આસક્ત બને છે (૧૦) જેમાં

**ભાવાર્થ** - ઉપરોક્ત અધિકર પશ્ચાત ભગવાન્ મહાવીર સ્વામી દ્વારા બતાવેલ આવર્ત-સસાર પરિભ્રમણ, તે ભાવ આવર્ત મહા મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન વિષયભોગની ઇચ્છાને સિદ્ધ કરવાવાળી સપત્તિ વિશેષની પ્રાર્થના તે ભાવ આવર્ત, તેને સંસારનો હેતુ ભગવત મહાવીરે કહેલ છે જ્ઞાની પુરુષ, એ આવર્તોના ફળ વિપાકને જાણતા હોવાથી પ્રમાદને વશ નહિ થતા તેનાથી દૂર રહે છે પરતુ જે અજ્ઞાની છે તે આવર્તમા ફસાઇ પડે છે અને મહાન દુઃખો ભોગવે છે

**रायाणो रायऽमच्चा य, माहणा अदुव खत्तिया ।**
**निमंतयति भोगेहिं, भिक्खुयं साहुजीविणं ॥ १५ ॥**

**શબ્દાર્થ** (૧) રાજા મહારાજા (૨) રાજમત્રી (૩) બ્રાહ્મણ અથવા ક્ષત્રિય (૪) ઉત્તમ આચારથી (૫) સાધુને (૬) જીવન નિર્વાહ કરવાવાળા (૭) શબ્દાદિ વિષયભોગો ભોગવવા માટે (૮) ભિક્ષુને (૯) આમત્રણ કરે છે

ભાવાર્થ – રાજા તથા ચક્રવર્તી મહારાજા તથા રાજમંત્રી-પ્રધાન તથા બ્રાહ્મણ તથા પુરોહિત અથવા ક્ષત્રિય એ સર્વે ઉત્તમ આચારથી જીવનનિર્વાહ કરવાવાળા યૌવન સંપન્ન સાધુને-ભિક્ષુને શબ્દાદિ વિષયભોગોને ભોગવવાનું આમંત્રણ કરે છે (આમંત્રણનો હેતુ ત્યાગનો મહિમા છે ત્યાગની પૂજા છે) સંસારીઓને લોકો પ્રિય હોઈ ભોગોનું આમંત્રણ આપે છે

हत्थऽस्सरह जाणेहिं, विहार-गमणेहि य ।
भुंज भोगे इमे सग्घे, महरिसी ! पूजयामु तं ॥ १६ ॥

શબ્દાર્થ (૧) હે મહર્ષિ ! (૨) તમારી પૂજા કરવાને ઇચ્છીએ છીએ (૩) ઉત્તમ (૪) ભોગોને (૫) ભોગવો (૬) હાથી (૭) ઘોડા (૮) રથ (૯) પાલખીનો ઉપભોગ કરો (૧) બાગ બગીચામાં વિચરો

ભાવાર્થ:– પૂર્વોક્ત ચક્રવર્તી આદિ મુનિની પાસે ઉપસ્થિત થઇ કહે છે કે હે મહર્ષિ ! તમે હાથી, ઘોડા રથ પાલખી આદિ વાહનોનો ઉપભોગ કરો અને ચિત્ત વિનોદ રૂપ ક્રીડાને માટે બાગ બગીચા આદિ સ્થાનોમાં વિચરતા થકા ઉત્તમ ભોગોને ભોગવો અમે તમારી પૂજા સત્કાર કરીએ છીએ વિષયભોગોની સામગ્રી આપી સત્કારીએ છીએ.

वत्थ गंध-मलंकारं, इत्थीओ सयणाणि य ।
भुंजाहिमाई, भोगाइ आउसो ! पूजयामु तं ॥ १७ ॥

શબ્દાર્થ (૧) વસ્ત્ર (૨) ગંધ (૩) અલંકાર-ભૂષણ, (૪) સ્ત્રીઓ તથા (૫) શય્યા (૬) ભોગોને (૭) આપ ભોગવો (૮) આવા પ્રકારના (૯) આપની પૂજા (૧) હે આયુષ્મન ! (૧૧) કરીએ છીએ.

**ભાવાર્થ**.– હે આયુષ્મન્ ! વસ્ત્ર, ગંધ, અલંકાર-ભૂષણ, સ્ત્રીઓ, શય્યા આદિ ભોગોને આપ ભોગવો અમે આપની પૂજા કરવા આમંત્રણ આપીએ છીએ મનને પ્રસન્ન કરે તેવા ભોગોને ભોગવતા થકા વિચરો ! અમો ભોગોપભોગની સામગ્રી દઈને આપનો સત્કાર કરીએ છીએ.

**जो तुमे नियमो चिण्णो, भिक्खुभावम्मि सुव्वया ।**
**अगार-मावसंतस्स, सव्वो संविज्जए तहा ॥ १८ ॥**

**શબ્દાર્થ** : (૧) હે સુંદરવ્રતવાળા મુનિવર (૨) ભિક્ષુભાવમાં (૩) તમે (૪) જે (૫) વ્રત નિયમના (૬) અનુષ્ઠાન કર્યા છે (૭) તે ગૃહવાસમાં (૮) નિવાસ કરતા (૯) સર્વે (૧૦) પુર્વમાફક (૧૧) બની રહેશે

**ભાવાર્થ**:– હે સુંદરવ્રત ધારણ કરનાર મુનિ ? પ્રવ્રજ્યા સમયે ઇન્દ્રિય તથા મનને શાંત કરીને ભિક્ષુભાવથી તમોએ જે મહાવ્રત આદિ નિયમોનાં સદઅનુષ્ઠાન કર્યા છે, તે સર્વ ગૃહસ્થવાસમા રહેતા અને ભોગોને ભોગવતા થકા પણ પાલન કરી શકાશે કારણ કે મનુષ્ય દ્વારા કરેલા પુણ્ય અગર પાપના ફળ ભોગવ્યા વિના તેનો નાશ થતો નથી આવા પ્રકારે અજ્ઞાની અસંયમી જીવો સાધુ મહા· પુરુષોને સંયમથી પતિત કરવા પોતાના અજ્ઞાનના વશે વિષયભોગો ભોગવવાને આમંત્રણ આપે છે તેથી સાધકે જાગૃત રહી સંયમ પાલન કરવુ

**चिरं दूइज्जमाणस्स, दोसो दाणिं कुतो तव ? ।**
**इच्चेव णं निमन्तेन्ति, नीवारेण व सूयरं ॥ १९ ॥**

**શબ્દાર્થ** : (૧) હે મુનિ ? દીર્ઘકાળથી (૨) સયમના અનુષ્ઠાન પૂર્વક વિહાર કરતા (૩) આપને (૪) ભોગો ભોગવતા સમય (૫) કેમ (૬) દોષ

ભાવાર્થ - રાજા તથા ચક્રવર્તી મહારાજા તથા રાજમંત્રી-પ્રધાન તથા બ્રાહ્મણ તથા પુરોહિત અથવા ક્ષત્રિય એ સર્વે ઉત્તમ આચારથી જીવનનિર્વાહ કરવાવાળા યૌવન સંપન્ન સાધુને-ભિક્ષુને, શબ્દાદિ વિષયભોગોને ભોગવવાનું આમંત્રણ કરે છે (આમંત્રણનો હેતુ ત્યાગનો મહિમા છે ત્યાગની પૂજા છે) સંસારીઓને ભોગો પ્રિય હોઈ ભોગોનું આમંત્રણ આપે છે

हत्थऽस्सरह जाणेहिं, विहार-गमणेहि य ।
भुंज भोगे इमे सग्घे, महरिसी ! पूजयामु तं ॥ १६ ॥

શબ્દાર્થ (૧) હે મહર્ષિ ! (૨) તમારી પૂજા કરવાને ઇચ્છીએ છીએ (૩) ઉત્તમ (૪) ભોગોને (૫) ભોગવો (૬) હાથી, (૭) ઘોડા (૮) રથ (૯) પાલખીનો ઉપભોગ કરો (૧૦) બાગ બગીચામાં વિચરો

ભાવાર્થ:- પૂર્વોક્ત ચક્રવર્તી આદિ મુનિની પાસે ઉપસ્થિત થઈ કહે છે કે હે મહર્ષિ ! તમે હાથી ઘોડા રથ પાલખી આદિ વાહનોનો ઉપભોગ કરો અને ચિત્ત વિનોદ રૂપ ક્રીડાને માટે બાગ બગીચા આદિ સ્થાનોમા વિચરતા થકા ઉત્તમ ભોગોને ભોગવો. અમે તમારી પૂજા સત્કાર કરીએ છીએ, વિષયભોગોની સામગ્રી આપી સત્કારીએ છીએ.

वत्थ गंध-मलंकार, इत्थीओ सयणाणि य ।
भुंजाहिमाइं, भोगाइ आउसो ! पूजयामु तं ॥ १७ ॥

શબ્દાર્થ (૧) વસ્ત્ર (૨) ગંધ (૩) અલંકાર-ભૂષણ (૪) સ્ત્રીઓ તથા (૫) શય્યા (૬) ભોગોને (૭) આપ ભોગવો (૮) આવા પ્રકારના (૯) આપની પૂજા (૧૦) હે આયુષ્મન્ ! (૧૧) કરીએ છીએ.

**ભાવાર્થ**.- હે આયુષ્મન્ ! વસ્ત્ર, ગંધ, અલંકાર-ભૂષણ, સ્ત્રીઓ, શય્યા આદિ ભોગોને આપ ભોગવો. અમે આપની પૂજા કરવા આમંત્રણ આપીએ છીએ મનને પ્રસન્ન કરે તેવા ભોગોને ભોગવતા થકા વિચરો ! અમો ભોગોપભોગની સામગ્રી દઈને આપનો સત્કાર કરીએ છીએ.

**जो तुमे नियमो चिण्णो, भिक्खुभावम्मि सुव्वया ।**
**अगार-मावसंतस्स, सव्वो संविज्जए तहा ॥ १८ ॥**

**શબ્દાર્થ** · (૧) હે સુંદરવ્રતવાળા મુનિવર (૨) ભિક્ષુભાવમાં (૩) તમે (૪) જે (૫) વ્રત નિયમના (૬) અનુષ્ઠાન કર્યા છે (૭) તે ગૃહવાસમાં (૮) નિવાસ કરતા (૯) સર્વે (૧૦) પુર્વમાફક (૧૧) બની રહેશે

**ભાવાર્થ**:- હે સુંદરવ્રત ધારણ કરનાર મુનિ ? પ્રવ્રજ્યા સમયે ઇન્દ્રિય તથા મનને શાંત કરીને ભિક્ષુભાવથી તમોએ જે મહાવ્રત આદિ નિયમોના સદઅનુષ્ઠાન કર્યા છે, તે સર્વ ગૃહસ્થવાસમા રહેતા અને ભોગોને ભોગવતા થકા પણ પાલન કરી શકાશે કારણ કે મનુષ્ય દ્વારા કરેલા પુણ્ય અગર પાપના ફળ ભોગવ્યા વિના તેનો નાશ થતો નથી આવા પ્રકારે અજ્ઞાની અસંયમી જીવો સાધુ મહા· પુરુષોને સંયમથી પતિત કરવા પોતાના અજ્ઞાનના વશે વિષયભોગો ભોગવવાને આમંત્રણ આપે છે તેથી સાધકે જાગૃત રહી સંયમ પાલન કરવું

**चिरं दूइज्जमाणस्स, दोसो दाणिं कुतो तव ? ।**
**इच्चेव णं निमन्तेन्ति, नीवारेण व सूयरं ॥ १९ ॥**

**શબ્દાર્થ** . (૧) હે મુનિ ? દીર્ઘકાળથી (૨) સંયમના અનુષ્ઠાન પૂર્વક વિહાર કરતા (૩) આપને (૪) ભોગો ભોગવતા સમય (૫) કેમ (૬) દોષ

લાગે ! (૭) આવા પ્રકારે (૮) આમંત્રણ કરી ફસાવે છે (૯) જેમ ભોગો ભૂંડને ફસાવે છે એ પ્રકારે મુનિને ભોગો ભોગવવા (૧ ) ચાવલના કણનું પ્રલોભન આપી.

**ભાવાર્થ** – હે મુનિવર ! આપે ઘણા દીર્ઘકાળ સુધી સંયમના અનુષ્ઠાનો કર્યા છે તો હવે ભોગો ભોગવતા આપને કયાંથી દોષ લાગે ? એટલે દોષ લાગે નહિ આવા પ્રકારે ચક્રવર્તી આદિ તરફથી સાધુને આમંત્રણ આપીને જેમ લોકો સુઅરને ચાવલના દાણાનું પ્રલોભન આપી ફસાવી મારે છે એજ પ્રકારે સાધુઓને ભોગોનું આમંત્રણ આપી સાધુઓને ફસાવી સંયમ ભાવથી ભ્રષ્ટ કરાવે છે એમ જાણી સંસારી જીવોના સંસર્ગથી–સંબંધથી સાધુઓએ (ભોગોના કડવા વિપાકોને જાણી) દૂર રહેવું તે હિતકર છે

**चोइया भिक्खुचरियाए, अचयंता जवित्तए ।**
**तत्थ मंदा विसीयंति, उज्जाणंसि व दुब्बला ॥ २० ॥**

**શબ્દાર્થ** (૧) ભિક્ષુચર્યા આદિ સમાચારી પાલન માટે આચાર્ય આદિદ્વારા ( ) પ્રેરિત કર્યા થકા (૩) સમાચારી પૂર્વક નિર્વાહ કરવામાં (૪) અસમર્થ (૫) મૂર્ખજીવ (૬) શિથિલ બને છે (૭) સંયમ પાલનમાં–ઉંચા માર્ગમાં (૮) જેમ (૯) દુર્બળ બળદ થાકી જાય છે

**ભાવાર્થ** :– સાધુ સમાચારી પાલન કરવા માટે આચાર્ય આદિ તરફથી પ્રેરિત કરવા છતા મૂર્ખ સાધકો સાધુ સમાચારીનું પાલન કરવામાં શિથિલ બની સંયમને છોડી દે છે જેમ ઉંચા માર્ગે જતા દુર્બળ બળદ થાકી જાય છે પડી જાય છે એમ શિથિલાચારીઓ દશપ્રકારની સાધુ સમાચારીપૂર્વક સંયમપાલન કરવામાં અશક્ત બની મોક્ષ પ્રાપ્તિનું પ્રધાન સાધન, જે અનેક ભવોની પશ્ચાત પ્રાપ્ત થયેલ મહાપુરુષો દ્વારા આચરિત ચિંતામણિ રત્ન સમાન, અચિંતનીય, પ્રભાવવાળા એવા સંયમથી પતિત થાય છે પાંચ

મહાવ્રત રૂપ ભારને વહન કરવામા અસમર્થ જીવ સસાર પરિભ્રમણ-રૂપ આવર્તમા ફસાઇ જાય છે

२ १ ३ ४
**अचयंता व लूहेणं, उवहाणेण तज्जिया ।**
८ ५ ९ ७ ६
**तत्थ मंदा विसीयंति, उज्जाणंसि जरग्गवा ॥ २१ ॥**

**શબ્દાર્થ** (૧) રૂક્ષ સયમપાલન (૨) નહિ કરી શકવાથી અને (૩) તપકર્મથી (૪) પીડિત થઇ (૫) મૂર્ખજીવ–સાધક (૬) બૂઢો બળદ (૭) ઊંચા માર્ગમાં કલેશ પામે છે (૮) સયમમા (૯) કલેશને પામે છે

**ભાવાર્થ**.– સયમના પાલન કરવામા અસમર્થ તથા તપસ્યાથી ભય પામતો કલેશ પામતો મૂર્ખ સાધક સયમ માર્ગમા કલશને પામે છે જેમ ઉચા માર્ગમા બૂઢા બળદ કલેશને પામે છે.

१ २ ३ ४ ५ ६
**एवं निमंतणं लद्धुं, मुच्छिया गिद्ध इत्थीसु ।**
७ ८ ९ ११ १०
**अज्झोववन्ना कामेहिं, चोइज्जंता गया गिहं ॥२२॥त्ति बेमि ॥**

**શબ્દાર્થ** (૧) પૂર્વોક્ત પ્રકારથી ભોગો ભોગવવા માટે (૨) નિમંત્રણ (૩) પ્રાપ્ત થતાં (૪) કામભોગોમા આસકત (૫) મોહિત અને (૬) સ્ત્રીઓમાં (૭) દત્તચિત્ત પુરુષ સયમપાલન માટે (૮) કામભોગોમાં (૯) પ્રેરિત કરવા છતા (૧૦) ગૃહસ્થવાસમા (૧૧) જાય છે

**ભાવાર્થ**·– વિષયભોગોના સાધન ભૂત હાથી, ઘોડા, રથ, પાલખી આદિમા તથા સ્રીઓમા મોહિત કામભોગોમા દત્તચિત્ત પુરુષને પૂર્વોક્ત પ્રકારથી ભોગો ભોગવવાનુ આમત્રણ પ્રાપ્ત થતા સયમપાલન માટે આચાર્યો આદિ તરફથી પ્રેરણા મળવા છતા ભોગોમા આસક્ત મૂર્ખ સાધક સયમને છોડી ગૃહસ્થપણાને ધારણ કરી ગૃહસ્થ બની જાય છે અને આત્માને સસાર, પરિભ્રમણરૂપ આવર્તામા ધકેલી દે છે એમ જાણી આત્માર્થી જીવોએ કામભોગોથી દૂર રહેવાને સંયમપાલનમા જાગૃત રહેવુ એ જ શ્રેયસ્કર છે

**અધ્યયન ૩ જુ સમાપ્ત**

जहा संगामकालम्मि, पिट्ठतो भीरु वेहइ ।
वलयं गहणं णूमं, को जाणइ पराजयं ? ॥ १ ॥

શબ્દાર્થ (૧) જેમ (૨) યુદ્ધના સમયે (૩) કાયર પુરુષ (૪) પીઠની પાછળ (૫) ખાઇ જેવા (૬) ગહનસ્થાન (૭) ગુપ્તસ્થાન (૮) જોઇ રાખે છે તેમ જ વિચાર કરે છે કે કોનો (૯) કોણ જાણે છે ! (૧૦) પરાજય થશે.

ભાવાર્થ – જેમ કાયર પુરુષ યુદ્ધના સમય પહેલાં પોતાના રક્ષણ માટે ખાઇ અથવા કોઇ ગહન ગુપ્ત સ્થાનો ગુપ્ત રહી શકાય તેવાં સ્થાનો જોઇ રાખે છે અને વિચાર કરે છે કે આ યુદ્ધમાં કોનો પરાજય થશે એ કોણ જાણી શકે ! જેથી સંકટ પ્રાપ્ત થતાં પોતાનું રક્ષણ થઈ શકે તેવાં સ્થાનો તપાસી રાખવા જરૂરી છે એમ માનતો શત્રુઓથી બચવા માટે પર્વતની ગુફાઓ આદિ સ્થાનોનું નિરીક્ષણ કરી રાખે છે

मुहुत्ताणं मुहुत्तस्स, मुहुत्तो होइ तारिसो ।
पराजियाऽवसप्पामो, इति भीरु उवेहई ॥ २ ॥

શબ્દાર્થ (૧) ઘણા મુહૂર્તોની (૨) એક મુહૂર્તમાં (૩) અવસર (૪) આવે (જેમાં જય અથવા પરાજયનો સંભવ) (૫) કોઇ એવો (૬) શત્રુથી હારી જવાય (૭) ગુપ્ત રહી શકાય (૮) એવા સ્થાનોની (૯) કાયર પુરુષ (૧૦) અવેક્ષા કરી રાખે છે

ભાવાર્થ :– ઘણા લાંબા સમયે અથવા એક જ મુહૂર્તમાં કોઈ એવો સમય–અવસર વિશેષ આવી જાય કે જેમાં જય અથવા પરાજયની સંભાવના રહે શિથિલો વિચારે કે કદાચિત પરાજય પામું તો

ગુપ્ત રહી શકાય તેવા સ્થાનનુ ગવેષણ અગાઉથી કાયર પુરુષો શોધી રાખવા પ્રયત્ન કરે છે. અથવા તો શોધી રાખે છે

१ २ ३ ५ ६ ४
**एवं तु समणा एगे, अबलं नच्चाणं अप्पगं ।**
७ ८ ९ ११ १०
**अणागयं भयं दिस्स, अविकप्पंतिमं सुय ॥ ३ ॥**

**શબ્દાર્થ :** (૧) ઉપરોક્ત પ્રકારથી (૨) શ્રમણ (૩) કોઇ (૪) પોતાને સંયમપાલનમાં (૫) અસમર્થ (૬) જાણી (૭) ભવિષ્યકાળના (૮) ભય (૯) દેખી (૧૦) જ્યોતિષ અથવા વ્યાકરણ ભણી પોતાના નિર્વાહિતુ (૧૧) સાધન બનાવી રાખે છે

**ભાવાર્થ:-** આવા પ્રકારથી કોઇ શ્રમણ જીવનભર સંયમ પાલન કરવામા પોતાને અસમર્થ માની ભવિષ્યકાળના નિર્વાહની ચિંતાથી બચવા માટે વ્યાકરણ અથવા જ્યોતિષ આદિ શાસ્ત્રોનો અભ્યાસ કરી રાખે છે જેમ કાયર પુરુષ લડાઇમાં—યુદ્ધમાં જતાં પહેલાં પરાજિત થવાના ભયથી ગુપ્ત સ્થાનો શોધી રાખે છે તે રીતે કાયર સાધક આવી વિદ્યાઓને શીખી નિર્વાહનુ સાધન માનીને તેને પોતાનું રક્ષણ માને છે.

१ २ ५ ३ ४
**को जाणइ विऊवातं, इत्थीओ उदगाउ वा ।**
९ १० ८ ६ ८ ७
**चोइज्जंता पवक्खामो, ण णो अत्थिपकप्पियं ॥ ४ ॥**

**શબ્દાર્થ .** (૧) કોઈ (૨) જાણી શકે કે (૩) સ્ત્રીઓથી અથવા (૪) કાચા જલના સ્થાનથી મારો (૫) સયમ ભ્રષ્ટ થઈ જાય (૬) મારી પાસે પૂર્વ ઉપાર્જિત (૭) દ્રવ્ય પણ નથી (૮) તેથી હસ્તશિક્ષા, ધનુર્વેદ આદિ વિદ્યા કોઇએ (૯) પૂછવાથી (૧૦) બતાવી શકાય

**ભાવાર્થ:-** સયમ પાલન કરવામા અસ્થિર ચિત્ત પુરુષ એમ ચિતા કરે છે કે સ્ત્રી સેવનથી અથવા કાચાજલના સ્નાનથી કોઈ

પ્રકારથી ક્વચિત્ હું સંયમથી પતિત થાઉં તો કેમ બચી શકાય? તેમ જ મારી પાસે પૂર્વોપાર્જિત દ્રવ્ય પણ નથી. તેથી હસ્ત શિલ્પ તથા ધનુર્વેદ આદિ વિદ્યાઓનું શિક્ષણ પ્રાપ્ત કરેલ હોય તો તે વિદ્યાથી સંકટ સમયે મારો નિર્વાહ થઈ શકે. આવા સંકલ્પો કરી અલ્પ પરાક્રમી સાધકો સંયમરૂપ ધનને સાચવી શકતા નથી (ગુમાવી દે છે) અને સંસાર પરિભ્રમણની વૃદ્ધિ કરી જન્મ, જરા મરણાદિના ચક્કરમાં ભ્રમણ કર્યા કરે છે અને દુઃખોને ભોગવતા ક્લેશ પામે છે

**इच्चेव पडिलेहंति, वलया पडिलेहिणो ।**

**वितिगिच्छसमावन्ना, पंथाणं च अकोविया ॥ ૬ ॥**

શબ્દાર્થ (૧) એ પ્રકારે (૨) સંયમનું પાલન થશે કે નહિ એવા સંશય (૩) કરવાવાળા (૪) માર્ગને (૫) નહિ જાણનાર છૂપાઈ રહેવાની (૬) સ્થાનનું (૭) ગવેષણ કરનારા પુરુષની સમાન (૮) વિચાર કરનાર

ભાવાર્થ – કોઈ અલ્પ પરાક્રમી સાધક સંયમ ગ્રહણ કર્યા પશ્ચાત્ સંયમ પાલનનો અનુભવ થતાં પ્રવ્રજિત સાધકને સૂકા તથા ઠંડા આહાર પ્રાપ્ત થાય, ક્વચિત્ પ્રાપ્ત ન થાય, ભોજનના સમય પશ્ચાત્ આહાર પ્રાપ્ત થાય, ભૂમિ ઉપર શયન કરવું પડે, લોચ કરવો પડે સ્નાન થાય નહિ, બ્રહ્મચર્ય પાલન આદિ કઠિન આચારો જીવન પર્યંત પાલન કરવાના હોય છે તથી આ પ્રકારે સંયમનું પાલન થઈ શકશે કે નહિ થઈ શકે ? આવા પ્રકારની શંકા કરવાવાળા કાયર સાધકો આ વીતરાગ માર્ગના અજાણ જેમ યુદ્ધમાં જનાર કાયર પુરુષ યુદ્ધમાં જતા પેલા શંકિત થઈ કદાચ પરાજય થાય તો તેમાથી બચાવ કરવા માટે છૂપાવાનાં સ્થાનો શોધી રાખે છે એ પ્રકારે કાયર સાધકો સંયમ પાલનની શંકાથી નિમિત્ત શાસ્ત્ર આદિ વિદ્યાઓથી પોતાનો જીવન નિર્વાહ ચલાવી શકાય એમ માની વ્યાવહારિક જ્ઞાનનો આશ્રય લે છે

२ १ ५ ३ ४
**जे उ संगामकालम्मि, नाया सूरपुरङ्गमा ।**
७ ६ ११ १० ८ ९
**णो ते पिट्ठमुवेहिंति, किं परं मरणं सिया ॥ ६ ॥**

**શબ્દાર્થ** . (૧) પરંતુ (૨) જે પુરુષ (૩) જગત્ પ્રસિદ્ધ (૪) વીર પુરુષોમાં અગ્રેસર (૫) યુદ્ધ સમય પ્રાપ્ત થયે (૬) પાછા હઠવાની વાતપર (૭) ધ્યાન દેતો નથી (૮) મરણથી (૯) હોઇ શકે (૧૦) વધારે (૧૧) શું

**ભાવાર્થ**:– જે પુરુષ સંસારમા પ્રસિદ્ધ તથા વીરપુરુષોમાં અગ્રેસર હોય એવા પુરુષો યુદ્ધ ઉપસ્થિત થતા, યુદ્ધમા જતાં, પરાજય થવાની, કે છૂપાવાનાં સ્થાન ગવેષણના વિચારો કરતાં જ નથી. પરતુ એમ માને છે કે બહુ બહુ તો મોત થશે એથી વિશેષ બીજું શું થવાનૂ છે ? એમ માની યશની ઇચ્છાવાળા મરણનો ભય રાખતા જ નથી સાધક પુરુષોએ પણ સયમપાલનમાં ધૈર્ય રાખી પ્રાપ્ત થતા પરીષહોને સમભાવે સહન કરવા જાગૃત રહેવું તે આત્માને માટે શ્રેયનું કારણ છે

१० ९ ८ ३ १ २
**एवं समुट्ठिए भिक्खू, वोसिज्जाऽगार-बंधणं ।**
४ ५ ६ ९
**आरंभ तिरियं कट्टु, अत्तत्ताए परिव्वए ॥ ७ ॥**

**શબ્દાર્થ** · (૧) ગૃહ (૨) બધનનો (૩) ત્યાગ કરી (૪) આરભને (૫) છોડી (૬) મોક્ષ પ્રાપ્તિ માટે (૭) સયમમા સાવધાન (૮) સાધુ (૯) સંયમઅનુષ્ઠાન કરે (૧૦) એ રીતે

**ભાવાર્થ**:– ઉપરોકત વીરપુરુષોની માફક સંયમમા સાવધાન બનેલ સાધક ગૃહ બંધનનો ત્યાગ કરી, આરભનો ત્યાગ કરી, સયમપાલનમા તત્પર થયેલ સાધુ મોક્ષની પ્રાપ્તિ માટે સંયમ અનુષ્ઠાન કરતો થકો વિચરે કષાયો તથા ઇન્દ્રિયો ઉપર વિજય

મેળવવો મનુષ્યો માટે દુષ્કર રહેલ છે પરંતુ મોહ આત્માને વશ કરવાં કષાયો તથા ઇન્દ્રિયો ઉપર વિજય પ્રાપ્ત કરવો દુષ્કર નથી

तमेगे परिभासंति, भिक्खुय साहु-जीविणं ।
जे एवं परिभासंति, अंतए ते समाहिए ॥ ८ ॥

શબ્દાર્થ (૧) ઉત્તમ આચારથી જીવન નિર્વાહ કરનાર (૨) ભિક્ષુના વિષયમાં (૩) કોઇ અન્ય દર્શની (૪) આક્ષેપ વચન કહે છે એ આક્ષેપ (૫) વચન કહેનારા (૬) અન્ય દર્શનીઓ (૭) સમાધિથી (૮) દૂર છે

ભાવાર્થ:- ઉત્તમ અને નિરવદ્ય આચારથી પોતાનો જીવન નિર્વાહ કરવાવાળા સાધુના વિષયમાં કોઈ આગળ કહેવાશે તેવા આક્ષેપ વચનો કહેનારા અન્ય તીર્થીઓ સુસાધુઓની નિંદા કરનાર સમાધિરૂપ મોક્ષથી દૂર રહેલા છે કારણ કે તેઓ સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રરૂપ અનુષ્ઠાનોથી દૂર છે તેમ જ મોક્ષમાર્ગના અજાણ છે.

संबद्धसमकप्पा उ, अन्न मन्नेसु मुच्छिया ।
पिंडवायं गिलाणस्स, जं सारेह दलाह य ॥ ९ ॥

શબ્દાર્થ (૧) ગૃહસ્થની (૨) માફક (૩) વ્યવહાર કરો એ પરસ્પર (૪) એક બીજામાં (૫) આસક્ત રહો છો (૬) રોગી સાધુ માટે (૭) આહાર (૮) લાવો છો (૯) આપો છો

ભાવાર્થ:- અન્યતીર્થી સમ્યગ્દૃષ્ટિ સાધુઓના વિષયમાં એવો આક્ષેપ કરે છે કે તમારા સાધુઓનો વ્યવહાર ગૃહસ્થોની સમાન છે, જેમ ગૃહસ્થ પોતાના સ્વજનોમાં આસક્ત રહે છે, એવી રીતે તમો સાધુઓ પણ પરસ્પર આસક્ત રહો છો તથા રોગી સાધુને માટે તમો આહાર લાવીને આપો છો

१ २ ३ ४ ५
**एवं तुब्भे सरागत्था अन्नमन्नमणुव्वसा ।**
८ ९ ६ ७ १०
**नट्ठसप्पहसब्भावा, संसारस्स अपारगा ॥ १० ॥**

**શબ્દાર્થ** (૧) એ પ્રકારે (૨) તમે લોકો (૩) રાગ સહિત છે। (૪) પરસ્પર એકબીજાને (૫) વશ રહો છે। (૬) સત્પથ તથા (૭) સદ્ભાવથી (૮) હીન છે। (૯) સસારના પારને (૧૦) પામનારા નથી

**ભાવાર્થ** – અન્ય તીર્થી, સમ્યગ્ દૃષ્ટિ સાધુઓ પર આક્ષેપ કરતા કહે છે કે તમે લોકો પૂર્વોક્ત પ્રકારથી રાગ સહિત એક બીજાના વશમાં રહો છે। તેથી તમો સત્ય માર્ગ તથા સદ ભાવથી રહિત હોઇ સસારના પારને પામી શકશો નહિ

१ ४ ५ ३ २
**अह ते परिभासेज्जा, भिक्खु मोक्खविसारए ।**
६ ७ ८ ९ १०
**एवं तुब्भे पभासंता, दुपक्खं चेव सेवह ॥ ११ ॥**

**શબ્દાર્થ** (૧ પશ્ચાત્ (૨) મોક્ષવિશારદ (૩) સાધુ (૪) અન્યતીર્થીને (૫) કહે છે (૬) એ પ્રકારે (૭) તમે (૮) કહો છે। તે (૯) બે પક્ષનું (૧૦) સેવન કરો છે।

**ભાવાર્થ**:– અન્ય તીર્થીઓએ પૂર્વોક્ત પ્રકારે આક્ષેપ કરવાથી મોક્ષની પ્રરૂપણા કરવામા વિદ્વાન મુનિ અન્યતીર્થીઓને કહે છે કે જો તમો પૂર્વોકત આક્ષેપયુકત વચન કહો છે। તો તમે અસત્ય પક્ષનુ સેવન કરો છે। રાગ અને દ્વેષરૂપ બે પક્ષોનુ સેવન કરો છે। આપનો પક્ષ દોષ સહિત છે, આપના પક્ષમા રાગને કારણે અમારા સિદ્ધાત દોષ રહિત હોવા છતા આપ દૂષિત બતાવો છે। જેથી અમારા પક્ષ પર આપનો દ્વેષ છે વળી તમે લોકો બીજ તથા સચેત પાણી તથા ઉદ્દિષ્ટ આહારનુ સેવન કરો છે। તેથી આપ ગૃહસ્થસમાન છે। ને

વેષ રાખતા હોવાથી સાધુ કહેવડાવો છો, તેથી આપ બે પક્ષને સેવો છો અસત અનુષ્ઠાન કરો છો અને સત અનુષ્ઠાન કરવાવાળાની નિંદા કરો છો. તેથી તમો જ સંસારના પારને પામનારા નથી.

तुम्मे सुजह पाएसु, गिलाणो अभिहडमि या ।
तं च बीओदगं भोचा, तमुद्दिसादि जं कडं ॥ १२ ॥

શબ્દાર્થ (૧) તમે ધાતુના (૨) પાત્રોમાં (૩) ભોજન કરો છો અને (૪) રોગીને માટે (૫) ગૃહસ્થ દ્વારા ભોજન મગાવો છો (૬) સચિત બીજ વાળા આહાર તથા (૭) કાચા પાણીને (૮) ભોગવો છો (૯) ઉદ્દેશિકાદિ (૧૦) બનાવેલા

ભાવાર્થ – તમે લોકો કાંસાં આદિના ગૃહસ્થના પાત્રોમાં ભોજન કરો છો. તથા રોગી સાધુઓને માટે ગૃહસ્થો દ્વારા આહાર મગાવો છો આ પ્રમાણે તમે લોકો બીજ અને કાચા પાણીનો ઉપભોગ કરો છો. તેમ જ ઉદ્દેશિક આદિ આહાર પાણીનો ઉપભોગ કરો છો.

लित्ता तिव्वाभितावेणं उज्झिआ असमाहिया ।
नातिकण्डूइयं सेयं, अरुयस्सावरज्झती ॥ १३ ॥

શબ્દાર્થ (૧) ઉપલિપ્ત (૨) તીવ્ર (૩) અભિતાપ સહિત કર્મ બંધનથી (૪) વિવેકથી રહિત શુભ (૫) અધ્યવસાયથી રહિત છો (૬) ખણવાથી (૭) શ્રેય (૮) નહિ (૯) ઘવ-ઘાવને (૧૦) કષ્ટ પીડા (૧૧) ઉત્પન્ન થાય છે

ભાવાર્થ – મોક્ષ વિશારદ સુસાધુ અન્યતીર્થીઓને કહે છે કે તમે લોકો કર્મ બંધનથી ઉપલિપ્ત તીવ્ર અભિતાપ સહિત તથા સદ્‌વિવેકથી

રહિત છો તથા શુભ અધ્યવસાયોથી રહિત છો. વ્રણને ખણવાથી શ્રેય નહિ પરંતુ બમણી પીડા ઉત્પન્ન થાય છે. તમારા જ માટે તમોને ઉદ્દેસીને ગૃહસ્થ લોકો છકાય જીવની ઘાત કરી આહાર બનાવે છે તે આહારને તમો ભોગવો છો કાચું પાણી તથા બીજ આદિ વનસ્પતિનો ઉપભોગ કરો છો તેથી તમો કર્મબંધનથી લિપ્ત બનો છો છતાં શુદ્ધ આચાર પાળવાવાળા સાધુઓનો દ્વેષ કરી નિંદા કરો છો. જેથી કર્મબંધનથી બમણા લેપાઓ છો

**तत्तेण अणुसिट्ठा ते, अपडिन्नेण जाणया ।**
**ण एस णियए मग्गे, असमिक्खा वती किती ॥ १४ ॥**

**શબ્દાર્થ** . (૧) મિથ્યા અર્થ બતાવવાની પ્રતિજ્ઞા નથી ગ્રહણ યોગ્ય (૨) ત્યાગ યોગ્ય પદાર્થોના જાણનાર સાધુ (૩) અન્યદર્શનીને (૪) સત્યઅર્થની (૫) શિક્ષાદે છે (૬) આપ લોકોએ સ્વીકાર કરેલ (૭) માર્ગ (૮) યુક્તિ સંગત નથી (૯) આપે સમ્યગ્ દૃષ્ટિ સાધુ માટે (૧૦) આક્ષેપ વચન કહ્યા તે (૧૧) વગર વિચાર્યે કહ્યા છે (૧૨) આપના કાર્યો પણ વિવેક શૂન્ય છે

**ભાવાર્થ**:- સત્ય અર્થ બતાવવાળા તથા હેય જ્ઞેય ઉપાદેય સ્વરૂપને જાણવાવાળા સમ્યગ્દૃષ્ટિ મુનિ ઉપરોક્ત અન્યતીર્થીઓને યથાર્થ વાતની શિક્ષા દેતાં કહે છે કે આપ લોકોએ જે માર્ગનો સ્વીકાર કરેલ છે તે ન્યાય યુક્ત નથી તથા આપ સમ્યગ્દૃષ્ટિ સાધુઓ ઉપર જે આક્ષેપ કરો છો તે વિના વિચારે કરો છો તેમ જ આપના આચાર વિચાર વ્યવહાર કાર્યો બધા વિવેકથી રહિત છે.

**एरिसा जा वई एसा, अग्गवेणु व्व करिसिता ।**
**गिहिणो अभिहड सेयं, भुंजिउं ण उ भिक्खुणं ॥ १५ ॥**

શબ્દાર્થ (૧) એ પ્રકારે (૨) જે (૩) કથન (૪) હરીત (૫) વાંસના અગ્રભાગની (૬) સમાન (૭) દુર્બળ છે (૮) ગૃહસ્થ દ્વારા (૯) લાવેલ આહાર (૧૦) કલ્યાણકારી સાધુને (૧૧) ખાવો (૧૨) પરંતુ સાધુ દ્વારા લાવેલ આહાર (૧૩) નહિ

ભાવાર્થઃ– તમારું કથન જે ગૃહસ્થ દ્વારા લાવેલ આહાર સાધુને ખાવો કલ્યાણકારી છે અને સાધુ દ્વારા લાવેલ આહાર સાધુને ખાવો અકલ્યાણકારી, એવું જે તમારું (અન્યતીર્થીઓનું) કથન છે તે વાંસના અગ્રભાગ સમાન દુર્બળ છે એ કથન સત્ય નથી, માન્ય થાય તેમ નથી, કારણ કે ગૃહસ્થ દ્વારા લાવેલ આહાર છકાયજીવની ઘાત સહિતનો હોય છે તેમ જ ઉદ્દગમનાદિ દોષ સહિત છે

धम्मपन्नवणा आ सा, सारंभा ण विसोहिआ ।
ण उ एयाहिं दिट्ठीहिं, पुव्वमासिं पग्गप्पिअ ॥ १९ ॥

શબ્દાર્થ (૧) ધર્મની દેશના છે (૨) એવી જે (૩) તે (૪) ગૃહસ્થોને (૫) શુદ્ધ કરવાવાળી છે સાધુઓને નહિ (૬) આવી (૭) દૃષ્ટિથી (૮) પૂર્વે (૯) દેશના (૧૦) આપેલ (૧૧) નથી.

ભાવાર્થ – તમો (અન્યતીર્થી) કહો છો કે સાધુઓએ દાન આપી ઉપકાર કરવો જોઈએ. અને સાધુની રોગાદિ અવસ્થામાં ગૃહસ્થોએ દાન આપી ઉપકાર કરવો જોઈએ પરંતુ સાધુઓએ રોગી સાધુને આહારાદિ લાવી આપવા ન જોઈએ તેમ કરવાથી રાગ બંધન થાય છે આ તમારું કથન અયુક્ત છે કારણ સાધુઓ તો પોતાના અણુારંભી અપરિગ્રહી (બાહ્ય અને અભ્યંતર ગ્રંથી રહિત બની) શુદ્ધ અનુષ્ઠાનોથી જ શુદ્ધ બને છે જેથી સાધુઓએ આહારાદિ દાન અસંયમીને દેવું તે સાધુનો આચાર નથી. તેમ જ ગૃહસ્થ દ્વારા લાવેલ આહારાદિ સાધુને કલ્પનીય નથી પરંતુ રોગાદિ

સાધુની વૈયાવચ્ચ કરવી, આહારાદિ લાવી આપવાનો સાધુ આચાર છે. તે જ સાધુને કલ્પનીય છે તમારી ધારણા પ્રમાણે પૂર્વે સર્વજ્ઞોએ ઉપદેશ આપેલ નથી આહારાદિ વગેરેનો દાન આપવાનો ધર્મ ગૃહસ્થનો છે. અને તે દાન ગૃહસ્થને પવિત્ર કરનાર છે સર્વજ્ઞોએ એવી તુચ્છ દેશના આપેલ નથી કે એષણા આદિમાં ઉપયોગ નહિ રાખનાર અસંયત પુરુષ રોગી સાધુની વૈયાવચ્ચ કરે અને એષણા આદિમા ઉપયોગ રાખનાર સાધુ, રોગી સાધુની વૈયાવચ્ચ કરે નહિ તેવો ઉપદેશ સર્વજ્ઞનો નથી અન્યતીર્થીના આક્ષેપ જૈન શાસ્ત્રથી વિરૂદ્ધ છે. સત્ય નથી

**सव्वाहिं अणुजुत्तीहिं, अचयंता जवित्तए ।**
**ततो वायं निराकिच्चा, ते भुज्जोवि पगब्भिया ॥१७॥**

**શબ્દાર્થ** (૧) સર્વ (૨) યુક્તિદ્વારા (૩) પોતાના પક્ષની સિદ્ધિ (૪) નહિ થવાથી (૫) અન્યતીર્થી (૬) વાદને (૭) પુન છોડી (૮) પોતાના પક્ષનું સ્થાપન કરવા (૯) ધૃષ્ટતા કરે છે.

**ભાવાર્થ**– અન્યતીર્થીઓ સમ્પૂર્ણ યુક્તિદ્વારા પોતાના પક્ષનુ સ્થાપન કરવામા અસમર્થ બને છે પશ્ચાત્ વાદને છોડી, પોતાના પક્ષની સિદ્ધિ કરવા ધૃષ્ટતા કરે છે અને ખાલી વિવાદ કરે છે અને ખાલી વચનથી પોતાના ધર્મને શ્રેષ્ઠ બતાવે છે

**रागदोसाभिभूयप्पा, मिच्छत्तेण अभिद्दुता ।**
**आउस्से सरणं जंति, टंकणा इव पव्वयं ॥ १८ ॥**

**શબ્દાર્થ** . (૧) રાગ અને દ્વેષથી પરાભવ પામેલ (૨) જેનો આત્મા છે (૩) મિથ્યાત્વથી (૪) ભરપુર અન્યતીર્થી શાસ્ત્રાર્થથી વાદ કરવામા હારી

જતા (૫) ગાળો આદિનો (૬) આશ્રય (૭) લે છે પહાડ પર્વતોમાં રહેનાર (૮) મ્લેચ્છજાતિ યુદ્ધમાં હાર પામતા (૯) જેમ (૧) પહાડનો આશ્રય લે છે

ભાવાર્થ – રાગ અને દ્વેષથી જેનું હૃદય ઘેરાયેલ છે-દબાયેલ છે તથા મિથ્યાત્વથી ભરપૂર અન્યતીર્થી જ્યારે શાસ્ત્રાર્થ કરવામાં હારી જાય છે-થાકી જાય છે ત્યારે ક્રોધિત બની ગાળી તથા મારકુટ કરવાનો આશ્રય લે છે જેમ પહાડમાં રહેનાર મ્લેચ્છ નામની જાતિ, યુદ્ધમાં હાર પામતાં પહાડનું શરણ લે છે

बहुगुणप्पगप्पाइं, कुज्जा अत्तसमाहिए ।
जेणऽन्ने णो विरुज्झेज्जा, तेण तं तं समायरे ॥ १९ ॥

શબ્દાર્થ (૧) જેની ચિત્તવૃત્તિ પ્રસન્ન રહેલ છે એવા મુનિ પરતીર્થીની સાથે વાદને સમય જેમ (૨) બહુગુણ ઉત્પન્ન થાય એવા અનુષ્ઠાનો સાથે (૩) વાદ કરે જેથી (૪) પ્રતિપક્ષી પોતાના (૫) વિરોધી (૬) ન બને (૭) તેવા (૮) અનુષ્ઠાનો (૯) કરે.

ભાવાર્થઃ– પરતીર્થી સાથે વાદ કરતા મુનિ, પોતાની ચિત્તવૃત્તિને પ્રસન્ન રાખી સ્વપક્ષની સિદ્ધિ અને પરપક્ષની અસિદ્ધિ થાય એવા પ્રકારે પ્રતિજ્ઞા, હેતુ તથા ઉદાહરણ આદિ પ્રતિપાદન કરે અને વાદ કરતા ભાષણ કરતા અન્ય પુરુષ પ્રતિપક્ષી પોતાના વિરોધી ન બને એવી રીતે ભાષણ કરે-વાદ કરે-એવાં દ્રષ્ટાંતો આપે મધ્યસ્થ વચનોથી પ્રતિપક્ષીને દુઃખ ઉત્પન્ન ન થાય એવા ઉપયોગથી વાદ કરે

इमं च धम्ममादाय, कासवेण पवेइयं ।
कुज्जा भिक्खू गिलाणस्स, अगिलाए समाहिए ॥२०॥

**શબ્દાર્થ** (૧) કાશ્યપગોત્રી ભગવાન્ મહાવીર સ્વામી દ્વારા (૨) પ્રતિપાદન કરેલ (૩) ધર્મનો (૪) સ્વીકાર કરી (૫) સાધુ (૬) રોગી સાધુની (૭) ગ્લાનિ રહિત બની (૮) પ્રસન્ન ચિત્ત (૯) વૈયાવચ્ચ કરે (૧૦) એ પ્રમાણે

**ભાવાર્થ**:- કાશ્યપગોત્રી ભગવાન્ મહાવીર સ્વામી દ્વારા પ્રતિપાદન કરેલ ધર્મનો સ્વીકાર કરી પ્રસન્નચિત્તથી મુનિ, રોગી સાધુની ગ્લાનિ રહિત બની વૈયાવચ્ચ કરે

**संखाय पेसलं धम्मं, दिट्ठिमं परिनिव्वुडे ।**
**उवसग्गे नियामित्ता, आमोक्खाए परिव्वएज्जाऽसि ॥२१॥**
**त्ति बेमि ॥**

**શબ્દાર્થ** (૧) જાણી (૨) રાગદ્વેષ રહિત શાન્તમુનિ (૩) ઉત્તમ (૪) ધર્મને (૫) પદાર્થના યથાર્થ સ્વરૂપને જાણનાર (૬) ઉપસર્ગોને (૭) વશ કરી (૮) મોક્ષ પ્રાપ્તિ પર્યંત (૯) સંયમ અનુષ્ઠાન કરે

**ભાવાર્થ**:- પદાર્થોના યથાર્થ સ્વરૂપને જાણનારા શાન્ત મુનિ આ ઉત્તમ ધર્મને જાણી અનુકૂળ-પ્રતિકૂળ ઉપસર્ગોને સમભાવથી સહન કરતાં થકાં મોક્ષની પ્રાપ્તિ થતા સુધી સંયમ અનુષ્ઠાન કરે.

## ત્રીજો ઉદ્દેશો સમાપ્ત

**आहंसु महापुरिसा, पुव्विं तत्ततवोधणा ।**
**उदएण सिद्धिमावन्ना, तत्थ मंदो विसीयति ॥ १ ॥**

**શબ્દાર્થ** (૧) કોઇ અજ્ઞાનીઓ એમ કહે છે કે (૨) મહાપુરુષો (૩) પૂર્વ સમયમાં (૪) તપરૂપી ધન સચય કરવાવાળા (૫) કાચા જલનુ સેવન કરીને (૬) મુક્તિને (૭) પ્રાપ્ત કરેલ છે (૮) મૂર્ખ પુરુષ (૯) આ વાત સાંભળી શીતળ જલનુ (૧૦) સેવન કરવામા પ્રવૃત્ત બને છે સયમમાં વિષાદ પામે છે

ભાવાર્થ – કોઈ અજ્ઞાની પુરુષો કહે છે કે, પૂર્વકાળે તપરૂપી ધન સંચય કરવાવાળા મહાપુરુષોએ, શીતલ જલનો ઉપયોગ કરી સિદ્ધિને પ્રાપ્ત કરેલ છે, આ પ્રકારે વચનો સાંભળી, મૂર્ખ સાધક શીતલ જલનો ઉપયોગ કરવામાં પ્રવૃત્ત બની સંયમ ભ્રષ્ટ થાય છે. પરમાર્થને નહિ જાણવાવાળાનું આ કથન છે

अभुंजिया नमी विदेही, रामगुत्ते य भुंजिया ।
बाहुए उदगं भोच्चा, तहा नारायणे रिसी ॥ २ ॥

શબ્દાર્થ (૧) વિદેહ દેશના રાજા (૨) નમિરાજે (૩) આહારનો ત્યાગ કરી (૪) રામગુપ્તએ (૫) આહાર ખાઈને (૬) બાહુકએ (૭) શીતલ જલનો (૮) ઉપયોગ કરી (૯) તારાગણઋષિએ એ પ્રકારે જલનો ઉપયોગ કરી સિદ્ધિ પ્રાપ્ત કરી છે

ભાવાર્થ – કોઈ અજ્ઞાની પુરુષો સાધુઓને ભ્રષ્ટ કરવા માટે કહે છે કે વિદેહ દેશના રાજા નમિરાજે આહારનો ઉપયોગ નહિ કરીને તથા રામગુપ્તે આહારનો ઉપયોગ કરીને અને બાહુકે શીતલ કાચુ જલ પીને, તથા તારાગણઋષિએ પણ સચિત્ત જલ પીને, મુક્તિને-સિદ્ધિને પ્રાપ્ત કરેલ છે આ રીતે અન્ય તીર્થીઓ ધર્મના સ્વરૂપને નહિ જાણનારા આવું અસત્ય કથન કરે છે

आसिले देविले चेव, दीवायण महारिसी ।
पारासरे दग भोच्चा, बीयाणि हरियाणि य ॥ ३ ॥

શબ્દાર્થ (૧) આસિલ ઋષિ તથા (૨) દેવલ ઋષિ તથા મહર્ષિ દ્વૈપાયન તથા (૪) પરાશર ઋષિએ મળે એ (૫) શીતળ જલ (૬) બીજ તથા (૭) હરી વનસ્પતિનો (૮) આહાર કરી મુક્તિને સિદ્ધને પામ્યા હતા

**ભાવાર્થ**:- અસિલ, દેવલ, મહર્ષિ દ્વૈપાયન તથા પારાસર ઋષિએ શીતલજલ તથા બીજ તથા હરિત વનસ્પતિનો આહાર કરી મુક્તિ સિદ્ધિને પ્રાપ્ત કરેલ છે. એમ સાંભળ્યુ છે આવા પ્રકારે અન્ય તીર્થીઓ કામભોગમાં આસક્ત હોવાથી ઉપરોકત અસત્ય પ્રચાર કરે છે.

१ २ ३ ४ ५
**एते पुव्वं महापुरिसा, आहिता इह संमता ।**
६ ७ ८ ९ १०
**भोच्चा बीओदगं सिद्धा, इति मेयमणुस्सुअं ॥ ४ ॥**

**શબ્દાર્થ** : (૧) પૂર્વકાળમાં (૨) એ મહાપુરુષો (૩) સર્વ જગતપ્રસિદ્ધ થયા હતા (૪) એમ જૈન આગમમાં પણ (૫) માનેલ છે (૬) એ લોકોએ બીજ તથા (૭) શીતલ જલનો (૮) ઉપભોગ કરી (૯) સિદ્ધિગતિના લાભને પ્રાપ્ત કરેલ છે (૧૦) એ પ્રમાણે (૧૧) મે મહાભારત આદિ પુરાણોમાં (૧૨) સાંભળ્યુ છે

**ભાવાર્થ**:- કોઇ અન્યતીર્થી, સાધુઓને ભ્રષ્ટ કરવાની ભાવનાથી, એમ કહે છે કે, પૂર્વકાળમા જે મહા-પુરુષો પ્રસિદ્ધ થઇ ગયા છે તેમાથી કેટલાએકને જૈન આગમમા માનેલ છે કે એ લોકોએ શીતલજલ તથા બીજના ઉપભોગ કરીને સિદ્ધગતિના લાભને પ્રાપ્ત કર્યો છે, આવુ મે મહાભારત આદિ પુરાણોમા સાભળ્યું છે, આવા પ્રકારના અસત્ય ઉપદેશ કરી પોતે સસાર સાગરમા ડૂબે છે અન્યને ડૂબાડે છે, જૈન આગમોમા તો પાણીને સચેત્ત માનેલ છે. અને જૈન સાધુઓ કાચા જલનો તો સ્પર્શ પણ કરતા નથી તો પીવાની વાત તો કયા રહી

१ २ ३ ४ ५
**तत्थ मंदा विसीअति, वाहच्छिन्ना व गद्दभा ।**
८ ९ ७ ६
**पिट्ठतो परिसप्पति, पिट्ठसप्पो य सम्भमे ॥ ५ ॥**

**શબ્દાર્થ** (૧) ઉપરોક્ત ખરાબ શિક્ષાનો ઉપદેશ પ્રાપ્ત થયે (૨) મૂર્ખ પુરુષ (૩) સંયમ પાલનમા દુઃખ અનુભવે છે (૪) ભાર-વજનથી પીડિત (૫) ગર્દભની માફક (૬) જેમ અગ્નિ આદિનો ઉપદ્રવ થતાં ભયભીત થઈ (૭) લાકડીના ટુકડાની સહાયથી ચાલવાવાળો પગે લુલો પુરુષ તેની પાછળ (૮) પાછળ રહે છે (૯) ભાગ્યા જતાં લોકોની પાછળ પાછળ ચાલતા થાય મૂર્ખ પુરુષ સંયમ પાલનમાં સૌથી પાછળ રહી જાય છે

**ભાવાર્થ**:- મિથ્યાત્વ દષ્ટિઓની પૂર્વોકત વાતોને સાંભળી, કોઇ મૂર્ખ સાધક સંયમપાલન કરવામાં શિથિલ બનીને એ પ્રકારે દુઃખનો અનુભવ કરે છે કે જેમ ભારથી-વજનથી પીડિત ગર્દભ ભારને લઇ ચાલવામાં દુઃખ અનુભવે છે। અથવા લાકડીના ટુકડાને હાથમાં લઇ ચાલવાવાળો લંગડો પુરુષ અગ્નિ આદિના ભયથી ભાગતા મનુષ્યોની પાછળ પાછળ જાય છે પરંતુ આગળ જવા અસમર્થ બની નાશને પામે છે એ પ્રકારે સંયમપાલન કરવામાં દુઃખ અનુભવ કરવાવાળા શિથિલ સાધકો મોક્ષ સુધી નહિ પહોંચતા જન્મ મરણ રૂપ દુઃખોને ભોગવતા થકા સંસારમાં જ પરિભ્રમણ કરતા રહે છે

इहमेगे उ भासंति, सातं सातेण विज्जती ।
जे तत्थ आरियं मग्गं, परमं च समाहियं (ए) ॥ ६ ॥

**શબ્દાર્થ** (૧) મોક્ષપ્રાપ્તિના વિષયમાં (૨) કોઇ કહે છે કે (૩) સુખથી (૪) સુખપ્રાપ્ત થાય છે (૫) પરંતુ તે મૂર્ખ છે કારણ કે (૬) મોક્ષવિષયમાં તીર્થંકર પ્રતિપાદિત જે જ્ઞાન દર્શન તથા (૭) ચારિત્રરૂપ (૮) જે મોક્ષમાર્ગ છે તેને તો તેઓ છોડી દે છે (૯) પરમશાંતિને (૧૦) આપનાર

**ભાવાર્થ** - કોઇ મિથ્યાત્વ દષ્ટિ મોક્ષમાર્ગ ના વિષયમાં એમ કહે છે કે આ સંસારમાં અહીં સુખ ભોગવીએ તો પરભવમાં સુખ પામીએ પરંતુ તે મૂર્ખ જીવો સમજતા નથી કે પરમ શાન્તિને આપનાર તીર્થંકર પરૂપિત જે જ્ઞાન દર્શન ચારિત્ર તથા

તપરૂપ સંયમ આરાધન એ ૪ મોક્ષમાર્ગ છે તેને તો તેઓ છોડી દે છે અને આરંભ પરિગ્રહવાળા અસત્ય દર્શનને ગ્રહણ કરી સંસાર પરિભ્રમણ કરે છે.

मा एयं अवमन्नंता, अप्पेणं लुंपहा बहुं ।
एतस्स(उ)अमोक्खाए, अओहारिव्व जूरह ॥ ७ ॥

**શબ્દાર્થ**. (૧) આ જૈનમાર્ગનો તિરસ્કાર કરનારા (૨) તમો લોકો (૩) અલ્પ અને તુચ્છ વિષય સુખના લોભે અતિ મૂલ્યવાન (૪) મોક્ષના સુખનો (૫) નાશ કરનાર એવા તમો (૬) સુખથી સુખની પ્રાપ્તિ હોવાના અસત્ય પક્ષને નહિ છોડનારા (૭) લોહ વણિકની જેમ પશ્ચાતાપ કરશો

**ભાવાર્થ**.– અન્ય તીર્થીઓને જ્ઞાનીજનો કહે છે કે તમો સુખ ભોગવવાથી સુખની પ્રાપ્તિ થાય છે એવા તમારા અસત્ પક્ષનો આગ્રહ રાખી જૈન શાસનનો તિરસ્કાર કરો છો અને તુચ્છ અને અલ્પ વિષય સુખને માટે વિષયસુખના લોભથી અતિ દુર્લભ અને સમાધિમય એવા શાશ્વતા મોક્ષના સુખને બગાડો નહિ. જો તમારા અસત્ પક્ષને નહિ છોડો તો (સોનાને છોડી લોઢાને પકડી રાખનાર) લોહ વણિકની જેમ તમારે પશ્ચત્તાપ કરવો પડશે અને સંસાર પરિભ્રમણ ઉભુ રહેશે

पाणाइवाते वट्टंता, मुसावादे असंजता ।
अदिन्नादाणे वट्टंता, मेहुणे य परिग्गहे ॥ ८ ॥

**શબ્દાર્થ** (૧) જીવહિંસા (૨) મિથ્યાભાષણ (૩) અદત્તવસ્તુ લેવામાં (૪) મૈથુન સેવનમાં તથા (૫) પરિગ્રહ સંચયમાં તમે લોકો (૬) રક્ત છો જેથી તમે (૭) સંયમી નથી

ભાવાર્થ – સુખથી સુખની પ્રાપ્તિ થવાના મિથ્યા સિદ્ધાંતને માનવાવાળા શાક્યાદિ સાધુને જ્ઞાનીજનો કહે છે કે તમે લોકો જીવહિંસા કરો છો, અસત્ય બોલો છો, વિના દીધેલ વસ્તુને ગ્રહણ કરો છો, મૈથુન અને પરિગ્રહમાં વર્તમાન રહેલ છો, એ કારણથી તમે લોકો સંયમી નથી—પચનપાચન આદિ ક્રિયાઓમાં વર્તમાને રહેલ હોઈ જીવહિંસા કરો છો તથા ગાય ભેંશ ઉંટ આદિ પ્રાણીઓ રાખી મૈથુનને અનુમોદન આપો છો, તમે લોકો પોતાને પ્રવ્રજિત હોવાનું કહો છો અને ગૃહસ્થને યોગ્ય સાવદ્ય અનુષ્ઠાન કરો છો, જેથી તમે લોકો ગૃહસ્થ સમાન જ છો, તેથી મોક્ષના સુખો પ્રાપ્ત કરવા તમે સમર્થ નથી, જગતના જીવોને ઉન્માર્ગે તથા લઈ જઈ સંસારવૃદ્ધિ કરો છો. ને અન્યને કરાવો છો તે તમોને જ અહિતનું કારણ છે એમ જાણો.

एवमेगे उ पासत्था, पन्नवंति अणारिया ।
इत्थीवसं गया बाला, जिणसासणपरम्मुहा ॥ ९ ॥

શબ્દાર્થ (૧) સ્ત્રીઓના વશમાં રહેવાવાળા (૨) અજ્ઞાની (૩) જૈન શાસનથી પરાઙમુખ છે (૪) કોઈ (૫) પાર્શ્વસ્થ નીચે મુજબ (૬) કહે છે (૭) અનાર્ય

સ્ત્રીઓના વશમાં રહેવાવાળા અજ્ઞાનીઓ જૈનશાસનથી વિમુખ રહેલા કોઈ કોઈ પાશ્વસ્થ–પતિત અન્યતીર્થી ધર્મના સ્વરૂપને નહિ જાણનારા હવે પછી કહેવાશે તે પ્રમાણે બોલે છે

जहा गंडं पिलागं वा, परीपीलेज्ज मुहुत्तगं ।
एवं विन्नवणित्थीसु, दोसो तत्थ कओ सिआ ? ॥ १० ॥

**શબ્દાર્થ** (૧) જેમ કોઇને (૨) ગુમડુ ફોડકો (૩) થયેલ હોય તેને (૪) દબાવાથી પરુ લોહી-બગાડ નીકળી જાય છે (૫) મુહૂર્ત સમય (૬) એ રીતે (૭) સમાગમની પ્રાર્થના કરનારી (૮) સ્ત્રી સાથે સમાગમ કરવામા (૯) દોષ (૧૦) કયો (૧૧) હોઈ શકે

**ભાવાર્થ**.- કોઇ કોઇ અન્યતીર્થીઓ કહે છે કે, જેમ કોઇ ફોડલો અથવા ગુમડુ થયેલ હોય, તેને દબાવીને બગાડ કાઢી નાખવાથી થોડા સમય બાદ પીડા દૂર થઇ શાંતિ થાય છે, એ રીતે સમાગમની પ્રાર્થના કરવાવાળી સ્ત્રીથી સમાગમ કરતાં થોડા સમય બાદ ખેદની શાંતિ થાય છે, તો તે કાર્યમા દોષ કયાથી હોઇ શકે ? આવા અજ્ઞાનીઓના કથન સંસારવૃદ્ધિરૂપ જન્મ, જરા, મરણના વધારનાર છે. એમ જાણી તેઓના સંગથી દૂર રહેવું એ જ શ્રેય છે

**जहा मंधादए नाम, थिमिअं भुंजती दगं ।**
**एवं विन्नवणित्थीसु, दोसो तत्थ कओ सिआ ? ॥ ११ ॥**

**શબ્દાર્થ** . (૧) જેમ (૨) ભેડ (૩) નામનુ પશુ-બકરી (૪) વિના-હલાવ્યા (૫) જલને (૬) પીવે છે (૭) એ પ્રકારે સમાગમ કરવાની (૮) પ્રાર્થના કરવાવાળી (૯) સ્ત્રીની સાથ (૧૦) સમાગમ કરવામાં (૧૧) દોષ (૧૨) ક્યાંથી (૧૩) હોઇ શકે

**ભાવાર્થ** - જેમ ભેડ-બકરા તથા ગાડર પાણીને હલાવ્યા વિના પાણી પીએ છે એ રીતે પાણી પીવાથી પાણીના જીવોને પીડા થતી નથી તેથી તેને દોષ લાગતો નથી, એ પ્રકારે સમાગમ કરવા માટે પ્રાર્થના કરનાર સ્ત્રીની સાથ સમાગમ કરવાથી બન્ને વ્યક્તિ પૈકી કોઇને પીડા થતી નથી જેથી કોઇ દોષ લાગતો નથી આવું કથન વિષયોમા આસક્ત જીવોનુ સંસાર વૃદ્ધિરૂપ જાણવુ.

जहा विहंगमा पिंगा, थिमिअं भुंजती दगं ।
एवं विन्नवणित्थीसु, दोसो तत्थ कओ सिआ ॥ १२ ॥

શબ્દાર્થ (૧) જેમ (૨) પિંગ નામની (૩) પક્ષિણી (૪) વિના હલાવ્યે (૫) જલને (૬) પીએ છે (૭) એ પ્રકારે સમાગમ કરવા માટે (૮) પ્રાર્થના કરવાવાળી (૯) સ્ત્રીની સાથ (૧૦) ક્યાંથી (૧૧) દોષ (૧૨) હોઈ શકે ? (૧૩) સમાગમ કરવાથી તેમાં

ભાવાર્થ – કામ ભોગોમાં આસક્ત અન્યતીર્થીઓ કહે કે પિંગ નામની પક્ષિણી જેમ વિના હલાવ્યે જલને બાધા પીડા ઉત્પન્ન કર્યા સિવાય જલને પીએ છે એ પ્રકારે સમાગમ કરવા માટે પ્રાર્થના કરનારી સ્ત્રીની સાથે સમાગમ કરવાથી તેમાં ક્યાંથી દોષ હોઈ શકે ? આવા પ્રકારે અન્યતીર્થીઓ કામ ભોગોમાં આસક્ત હોઈ અસત્ય પ્રરૂપણા કરી જગતના જીવોને જન્મ મરણરૂપ ચક્રના દુઃખોની વૃદ્ધિ કરાવવામાં સહાયક થાય છે પોતે સંસાર સમુદ્રમાં ડૂબે છે અન્યને ડૂબાડે છે જાણી આવા અજ્ઞાનીઓના સંગથી દૂર રહેવું તે સાધકને શ્રેયસ્કર છે

एवमेगे उ पासत्था, मिच्छदिट्ठी अणारिया ।
अज्झोववन्ना कामेहिं, पूयणा इव तरुणए ॥ १३ ॥

શબ્દાર્થ (૧) કોઈ (૨) પૂર્વોક્ત રૂપથી મૈથુનને નિરવદ્ય માનવાવાળા (૩) પાર્શ્વસ્થ (૪) મિથ્યાદૃષ્ટિ (૫) અનાર્ય (૬) મૂર્છિત છે (૭) કામભોગોમાં (૮) પૂતના નામક ડાકિની (૯) જેમ (૧૦) બાળકો પર આસક્ત રહેતી હોય છે

ભાવાર્થ:- પૂર્વોક્ત પ્રકારથી મૈથુનને નિરવદ્ય બતાવવાવાળા અન્યતીર્થી પાર્શ્વસ્થ-પતિત છે મિથ્યાદૃષ્ટિ છે તથા અનાર્ય અને

કામભોગોમા અતિ આસક્ત છે. જેમ પૂતના ડાકિની સ્તનપાન કરનારા બાલકો પર આસક્ત રહે છે

१ २ ३ ४
अणागयमपस्सता, पच्चुप्पन्नगवेसगा ।
५ ६ ७ ८ ९ १०
ते पच्छा परितप्पंति, खीणे आउंमि जोव्वणे ॥१४॥

**શબ્દાર્થ** (૧) ભવિષ્યકાળમા ઉત્પન્ન દુખને (૨) નહિ જાણનારા (૩) વર્તમાન કાળના સુખો પ્રાપ્ત કરવાના (૪) પ્રયત્નમા રહે છે (૫) તેઓ (૬) પશ્ચાત (૭) પશ્ચાત્તાપ કરે છે (૮) નષ્ટ થયે (૯) આયુ તથા (૧૦) યૌવન.

**ભાવાર્થ** – અસત કર્મ અનુષ્ઠાનો સાવદ્યકાર્યોથી ભવિષ્યકાળમાં ઉત્પન્ન થવાનાં દુખો નહિ જોતા જાણતા કામભોગોમા આસક્ત લોકો વર્તમાન સુખની ગવેષણામા રક્ત રહે છે પરતુ યુવાવસ્થા તથા આયુષ્ય ક્ષીણ થતા, તેને પશ્ચત્તાપ કરવો પડે છે અને કહે છે કે મનુષ્ય જન્મ પામી મે શુભ અનુષ્ઠાનો કર્યા નહિ મૃત્યુ સમયે એ રીતે પશ્ચાત્તાપ કરે છે

१ २ ३ ६ ४ ५
जेहिं काले परिक्कत, न पच्छा परितप्पए ।
७ ८ ९ १०
ते धीरा बंधणुम्मुक्का, नावकंखंति जीविअं ॥ १५ ॥

**શબ્દાર્થ** (૧) જે પુરુષોએ (૨) ધર્મોપાર્જન કાળમા (૩) ધર્મોપાર્જન કરેલ છે (૪) તેને પાછળથી (૫) વૃદ્ધાવસ્થામા (૬) પશ્ચાતાપ કરવો પડતો નથી (૭) ધીર પુરુષ (૮) બધનથી છૂટેલ (૯) જીવનની ઇચ્છા કરતા નથી (૧૦) અસયમ

**ભાવાર્થ**.– ધર્મઉપાર્જન સમયમા જે પુરુષોએ ધર્મઉપાર્જન કરેલ છે, તેને પાછળથી વૃદ્ધાવસ્થામા પશ્ચાત્તાપ કરવો પડતો નથી, તેમ જ કર્મબધનથી છૂટેલા ધીર પુરુષો, અસયમી જીવનની ઇચ્છા કરતા નથી પરતુ જીવન અને મરણમા નિસ્પૃહ રહીને સયમ અનુષ્ઠાનોમા જ ઉપયોગ રાખી સયમપાલન કરે છે

जहा नई वेयरणी, दुत्तरा इह संमता ।
एवं लोगंसि नारीओ, दुरुत्तरा अमईमया ॥ १६ ॥

શબ્દાર્થ (૧) જેમ (૨) આ લોકમાં (૩) વૈતરણી (૪) નદી (૫) દુસ્તર (૬) મનાય છે (૭) એવી રીતે (૮) આ લોકમાં (૯) સ્ત્રીઓથી પણ (૧૦) અજ્ઞાની મનુષ્યો માટે (૧૧) દુસ્તર મનાય છે

ભાવાર્થ:– જેમ અતિ વેગવાળી વૈતરણી નદી તરવી દુસ્તર છે, એવી જ રીતે વિવેકહીન, પરાક્રમહીન, અજ્ઞાની–પુરુષોને સ્ત્રીઓનો સંગ છૂટવો દુષ્કર કહેલ છે

जेहिं नारीण संजोगा, पूयणा पिट्ठओ कता ।
सव्वमेयं निराकिच्चा, ते ठिया सुसमाहिए ॥ १७ ॥

શબ્દાર્થ (૧) જે પુરુષોએ (૨) સ્ત્રીઓના (૩) સંબંધને તથા (૪) કામભોગોને (૫) ત્યાગી દીધા છે (૬) તે પુરુષો (૭) સમસ્ત ઉપસર્ગોને સમભાવે (૮) સહન કરતા થકા (૯) પ્રસન્નચિત્તથી (૧૦) રહે છે

ભાવાર્થ – જે પુરુષોએ સ્ત્રીઓનો સંસર્ગ તથા પાંચ ઇન્દ્રિયના વિષયરૂપી કામભોગોના કડવા વિપાકોને જાણીને તેનો ત્યાગ કર્યો છે તે સર્વ પરીષહ–ઉપસર્ગોને જીતીને ઉત્તમ સમાધિ સાથે નિવાસ કરે છે

एते ओघं तरिस्संति, समुद्दं ववहारिणो ।
जत्थ पाणा विसन्नासि, किच्चंती सयकम्मुणा ॥ १८ ॥

શબ્દાર્થ (૧) ઉપસર્ગોને જીતવાવાળા પૂર્વોક્ત પુરુષો (૨) સંસારને (૩) તરી શકે છે (૪) વ્યાપારી જેમ વહાણ વડે (૫) સમુદ્રને તરી જાય છે (૫) સંસારમાં (૬) જીવો (૭) પડેલા (૮) સ્વકર્મથી (૯) પીડિત થાય છે

**ભાવાર્થ** – અનુકૂળ તથા પ્રતિકૂલ પરીષહો તથા ઉપસર્ગોને સમભાવથી સહન કરી–જીતીને મહાપુરુષો દ્વારા સેવિત માર્ગમાં ચાલવાવાળા ધીર પુરુષ, સંસારના પારને પામે છે અને સંસારમાં પડેલા સ્વયંકૃત કર્મોના ઉદયથી પીડા પામી રહેલા જીવોને સંસાર સમુદ્રથી પાર થવામા સહાયક બને છે જેમ વ્યાપારી વહાણુથી સમુદ્રને તરી જાય છે એ રીતે શ્રુત અને ચારિત્રરૂપ સંયમ પ્રાલનથી સાધુ સંસાર સમુદ્રને તરી જાય છે અને મોક્ષનાં શાશ્વતાં અનાદિ અનંત સુખોને પ્રાપ્ત કરે છે

**तं च भिक्खू परिण्णाय, सुव्वते समिते चरे ।**
**मुसावायं च वज्जिज्जा, अदिन्नादाणं च वोसिरे ॥ १९ ॥**

**શબ્દાર્થ** (૧) સાધુ (૨) પૂર્વોક્ત વાતોને (૩) જાણી (૪) ઉત્તમ-વ્રતોયુક્ત (૫) સમિતિસહિત રહી (૬) સયમમાં વિચરે (૭) મૃષાવાદ તથા (૮) ત્યાગ કરે (૯) અદત્તાદાનનો

**ભાવાર્થ**:– પૂર્વોક્ત હકીકતને જાણીને, સાધુ પુરુષ ઉત્તમવ્રત તથા સમિતિયુક્ત રહી, મૃષાવાદ તથા અદત્તાદાન આદિ સાવદ્ય ક્રિયાનો ત્યાગ કરી સયમ અનુષ્ઠાનમા ઉપયોગવત રહી વિચરે એવો સાધકનો આચાર છે

**उड्ढमहे तिरियं वा, जे केई तसथावरा ।**
**सव्वत्थ विरतिं कुज्जा, संति निव्वाणमाहियं ॥ २० ॥**

**શબ્દાર્થ** (૧) ઉર્ધ્વ (૨) નીચે (૩) તિરછા (૪) જે કોઇ (૫) ત્રસ તથા (૬) સ્થાવર પ્રાણી છે તેના આરભથી (૭) સર્વથા સર્વકાલ (૮) નિવૃત્તિ (૯) કરવી એમ કરવાથી (૧૦) નિર્વાણપદની પ્રાપ્તિ (૧૧) કહેલ છે ( શાંતિરૂપી )

ભાવાર્થ:- ઉર્ધ્વદિશામાં તથા અધોદિશામાં તથા તિરછી દિશામાં જે કોઇ ત્રસ અને સ્થાવર જીવો રહેલ છે તેની હિંસાથી આરંભથી સર્વથા સર્વકાળે નિવૃત્ત થવાથી સમાધિરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે આવું કથન ભગવાન શ્રી મહાવીર સ્વામીનું છે એમ અહીં હિંસાથી નિવૃત્ત થવું તે આત્માને સુખનું કારણ છે

इमं च धम्ममादाय, कासवेण पवेदितं ।
कुज्जा भिक्खू गिलाणस्स, अगिलाए समाहिए ॥ २१ ॥

શબ્દાર્થ (૧) ધર્મનો (૨) સ્વીકાર કરી સમાધિયુક્ત (૩) ભગવાન મહાવીર સ્વામી દ્વારા (૪) કથિત (૫) સાધુ (૬) ગ્લાન સાધુની (૭) અગ્લાન ભાવથી (૮) સેવા કરે.

ભાવાર્થ - કાશ્યપગોત્રી ભગવાન મહાવીર સ્વામી દ્વારા કથિત શ્રુતચારિત્રરૂપ આ જૈન ધર્મનો સ્વીકાર કરી સમાધિયુક્ત સાધુ અગ્લાનભાવથી રોગી સાધુની સેવા વૈયાવચ્ચ કરે. એ સાધુનો ધર્મ છે

संखाय पेसलं धम्मं, दिट्ठिमं परिनिव्वुडे ।
उवसग्गे नियामित्ता, आमोक्खाए परिव्वएज्जासि
त्तिबेमि ॥ २२ ॥

શબ્દાર્થ : (૧) બરાબર જાણીને (૨) સુંદર (૩) ધર્મને (૪) સમ્યગ્દૃષ્ટિ (૫) શાન્ત પુરુષ મુક્તિ પ્રાપ્ત કરાવનાર (૬) ઉપસર્ગોને (૭) સહન કરીને (૮) મોક્ષની પ્રાપ્તિ થતાં સુધી સંયમ (૯) અનુષ્ઠાન કરે

ભાવાર્થ:- સમ્યગ્દૃષ્ટિ સાધક-શાન્ત મુનિ મોક્ષની પ્રાપ્તિ કરાવવામાં કુશળ ધર્મને બરાબર જાણીને પ્રતિકૂળ અનુકૂળ પરીષહ ઉપસર્ગોને સમભાવે સહન કરતા થકા મોક્ષ પ્રાપ્તિ થતાં સુધી ઉપયોગ સહિત સંયમ અનુષ્ઠાન કરે એમ હું કહું છું

અધ્યયન ૩ જુ સમાપ્ત

## અધ્યયન ૪ થુ
## પ્રથમ ઉદ્દેશો
## સ્ત્રી પરિજ્ઞાધ્યયનમ:

**जे [1]मायरं च [2]पियरं च, [4]विप्पजहाय पुव्व[3]संजोगं ।**
**[6]एगे [5]सहिते [7]चरिस्सामि, [8]आरत[9]मेहुणो विविक्तेसु ॥ १ ॥**

**શબ્દાર્થ** (૧) જે કોઇ સાધક માતા (૨) પિતા (૩) પૂર્વસંયોગ છોડી (૪) સયમ ગ્રહણ કરી (૫) જ્ઞાનાદિયુક્ત (૬) એકાકી (૭) વિચરીશ (૮) મૈથુનથી નિવૃત્ત (૯) સ્ત્રી પશુ પંડક રહિત સ્થલ

**ભાવાર્થ**:- જે કોઇ સાધક માતા, પિતા, આદિ પૂર્વ સંયોગોનો ત્યાગ કરી મૈથુનથી નિવૃત્ત થઇ સયમ ગ્રહણ કરી સ્ત્રી, પશુ, નપુંશકથી રહિત આસન શયનની ગવેષણા કરી, જ્ઞાન સહિત એકાકી વિચરીશ આ રીતે નિર્ણય કરી, સયમ પાલન કરનાર સાધકને સ્ત્રી પરીષહથી પોતાના આત્માનુ રક્ષણ કરવા, શ્રી ભગવંતે હવે પછી કહેવાશે તેવો ઉપદેશ આપેલ છે તે ધારણ કરી જાગૃત રહેવા સાધકે સતત ઉપયોગવંત રહેવું જેથી પરીષહથી બચી શકાય છે

**[1]सुहुमेणं [2]त [3]परिक्कम्म, [4]छन्नपएण [5]इत्थिओ [6]मंदा ।**
**[7]उव्वायंपि [8]ताउ [9]जाणंसु [10]जहा [11]लिस्सति [12]भिक्खुणो [13]एगे ॥२॥**

**શબ્દાર્થ** (૧) છૂપી રીતે (૨) સાધુની પાસે (૩) જઇને (૪) કપટથી (૫) સ્ત્રી (૬) મૂર્ખ (૭) ઉપાય (૮) એ (૯) જાણે (૧૦) જેમ (૧૧) ભ્રષ્ટ બને (૧૨) સાધુ (૧૩) કોઇ એક

**ભાવાર્થ** - ઉપરોક્ત સાધુની પાસે મૂર્ખ સ્ત્રીઓ હરકોઇ કાર્યના બહાના તળે કપટથી સાધુ પાસે આવી ધીરે ધીરે ગુપ્ત

કથાવાર્તાઓ કરી સાધુઓને સંયમથી ભ્રષ્ટ કરે છે અને સંયમથી ભ્રષ્ટ કરવાના ઉપાયને જાણતી હોય છે એમ જાણી સાધકે સ્ત્રીનો વિશ્વાસ નહિ કરવો અને તેનાથી દૂર રહેવું

पासे भिसं णिसीयंति अभिक्खणं पोसवत्थं परिहिंति ।
कायं अहेवि दंसंति, बाहू उद्धट्टु कक्खमणुव्वजे ॥३॥

શબ્દાર્થ (૧) વિશેષ નજીકમાં આવીને (૨) સાધુની (૩) બેસે છે (૪) વારવાર (૫) સુંદર વસ્ત્ર (૬) પહેરીને (૭) કાયાના (૮) નીચેના ભાગ (૯) બતાવે (૧૦) ભુજાને (૧૧) ઊંચી કરીને (૧૨) કુક્ષીને (૧૩) બતાવે છે

ભાવાર્થ – સાધુને મૂર્ખ સ્ત્રીઓ કેમ ભ્રષ્ટ કરે છે તે બતાવે છે સાધુની અત્યન્ત નજીકમાં આવીને બેસે છે, સુંદર વસ્ત્રો પહેરી વારવાર આવજાવ કરે અને કાયાના અધોભાગરૂપ જઘાદિકને બતાવતી અંગોને મરડતી ભુજાઓ ઉંચી કરી કુક્ષીના ભાગને બતાવતી સાધુની સંમુખ બેસી કામવિકાર ઉત્પન્ન થાય તેવાં આચરણ કરે છે

सयणासणेहिं जोगेहिं इत्थिओ एगता णिमंतंति ।
एयाणि चेव से जाणे, पासाणि विरूवरूवाणि ॥ ४ ॥

શબ્દાર્થ (૧) શયન (૨) આસન (૩) યોગ્ય વસ્તુઓદ્વારા (૪) સ્ત્રી (૫) કોઇ સમય (૬) નિમંત્રણ કરે છે (૭) એ બધા વચનને (૮) જાણે (૯) પાશ (૧૦) વિવિધ પ્રકારના (૧૧) સાધુ

ભાવાર્થઃ– કોઈ સ્ત્રીઓ સાધુને એકલા દેખીને પાટ પાટલા આદિ સાધુઓને યોગ્ય વસ્તુઓ લેવા આવવાનું સ્નેહ વચનોથી

નિમંત્રણ કરે, પરંતુ સાધુ તે નિમંત્રણ આદિને પાસરૂપ તથા સંયમ બાધક જાણે અને સંયમ રક્ષણમાં ઉપયોગવંત રહે.

**नो तासु चक्खु संधेज्जा, नोवि य साहसं समभिजाणे ।**
**णो सहियंपि विहरेज्जा, एवमप्पा सुरक्खिओ होइ ॥ ५ ॥**

**શબ્દાર્થ** (૧) નહિ (૨) સ્ત્રીના (૩) ચક્ષુ સામે પોતાના ચક્ષુને (૪) મિલાવે (૫) તેના નિમંત્રણરૂપ સાહસને (૬) જાણી (૭) ન રૂડું (૮) તે સ્ત્રીઓનો સહવાસ (૯) કરે (૧૦) નહિ (૧૧) આ પ્રમાણે રહેવાથી સાધુ પોતાના સંયમનું (૧૨) રક્ષણ કરી (૧૩) શકે

**ભાવાર્થ**:- પાટપાટલાનું આમંત્રણ આપનાર સ્ત્રીનાં ચક્ષુ સાથે સાધુ પોતાનાં ચક્ષુ મિલાવે નહિ, તેમ જ મૈથુન સેવનરૂપ અકાર્ય કરે નહિ, તથા તેના સ્નેહરૂપ આમંત્રણનાં વચનોને શ્રેય ન જાણે, તેની સાથે ગ્રામાદિક વિચરે નહિ, આ રીતે ઉપયોગથી વર્તન રાખનાર સાધુ પોતાના આત્માનું, સંયમનું, રક્ષણ કરી શકે છે

**आमंतिय उस्सविया भिक्खुं आयसा निमंतंति ।**
**एताणि चेव से जाणे, सद्दाणि विरूवरूवाणि ॥ ६ ॥**

**શબ્દાર્થ**. (૧) આમંત્રણ કરી (૨) વિશ્વાસ ઉપજાવી (૩) સાધુને (૪) ભોગનું (૫) આમંત્રણ દે (૬) જ્ઞાનથી જાણી પ્રત્યાખ્યાનથી તેનો ત્યાગ કરે તેનાથી દૂર રહે (૭) સાધુ (૮) તે સ્ત્રીના આમંત્રણના (૯) શબ્દોને (૧૦) વિવિધ પ્રકારના

**ભાવાર્થ**:- કેટલીક સ્ત્રીઓ સાધુને સંકેત કરી, વિશ્વાસ ઉપજાવી, ભોગ ભોગવવાનું આમંત્રણ કરે, પરંતુ સાધુ પુરુષ તે

કથાવાર્તાઓ કરી સાધુઓને સંયમથી ભ્રષ્ટ કરે છે અને સંયમથી ભ્રષ્ટ કરવાના ઉપાયને જાણતી હોય છે એમ જાણી સાધકે સ્ત્રીનો વિશ્વાસ નહિ કરવો અને તેનાથી દૂર રહેવું

पासे मिस णिसीयंति अभिक्खण पोसवत्थं परिहिंति ।
काय अहेवि दंसति, बाहु उद्धट्टु कक्खमणुव्वजे ॥३॥

શબ્દાર્થ (૧) વિશેષ નજીકમાં આવીને (૨) સાધુની (૩) બેસે છે (૪) વારવાર (૫) સુંદર વસ્ત્ર (૬) પહેરીને (૭) કાયાના (૮) નીચેના ભાગ (૯) બતાવે (૧૦) ભુજાને (૧૧) ઊંચી કરીને (૧૨) કુક્ષીને (૧૩) બતાવે છે

ભાવાર્થ – સાધુને મૂર્ખ સ્ત્રીઓ કેમ ભ્રષ્ટ કરે છે તે બતાવે છે સાધુની અત્યન્ત નજીકમાં આવીને બેસે છે સુંદર વસ્ત્રો પહેરી વારવાર આવજાવ કરે અને કાયાના અધોભાગરૂપ જઘાદિકને બતાવતી અંગોને મરડતી ભુજાઓ ઉંચી કરી કુક્ષીના ભાગને બતાવતી સાધુની સંમુખ બેસી કામવિકાર ઉત્પન્ન થાય તેવાં આચરણ કરે છે

सयणासणेहिं जोगेहिं इत्थिओ एगता णिमंतंति ।
एयाणि चेव से जाणे, पासाणि विरूवरूवाणि ॥ ४ ॥

શબ્દાર્થ (૧) શયન (૨) આસન (૩) યોગ્ય વસ્તુઓ (૪) સ્ત્રી (૫) કોઈ સમય (૬) નિમંત્રણ કરે છે (૭) એ બધા વતનને (૮) જાણે (૯) પાશ (૧૦) વિવિધ પ્રકારના (૧૧) સાધુ

ભાવાર્થઃ– કોઈ સ્ત્રીઓ સાધુને એકલા દેખીને પાટ પાટલા આદિ સાધુઓને યોગ્ય વસ્તુઓ લેવા આવવાનું સ્નેહ વચનોથી

१ २ ३ ४ ५ ६ ७
अह तत्थ पुणो णमयंति, रहकारो व णेमि आणुपुव्वीए ।
८ ९ १० ११ १३ १२ १४
बद्धे मिए व पासेणं, फंदंते वि ण मुच्चए ताहे ॥९॥

શબ્દાર્થ . (૧) વળી (૨) તહાં (૩) ફરી (૪) નમાવે (૫) રથકાર (૬) ચક્રને (૭) અનુક્રમથી (૮) બંધાયેલ (૯) મૃગ (૧૦) પાસમા (૧૧) ચલાયમાન (૧૨) મુક્ત થતા (૧૩) નથી (૧૪) પાસથી

ભાવાર્થ.– જેમ રથના હાંકનાર સારથી પેડાના ભાગને નમાવે છે એવા પ્રકારે સ્ત્રીઓ સાધુઓને પ્રથમ નમ્રતાથી કોમલ વચનોથી પ્રલોભન આપી પોતાના વશમા કરી પશ્ચાત્ તે સ્ત્રીને વશ થયેલ આસક્ત સાધુ મૃગ પાશમાં બધાયેલ મૃગની જેમ છૂટી શકતો નથી તેની માફક સ્ત્રીના પાસમાં બંધાયેલ સાધુ પાસથી છૂટી શકતો નથી અને પશ્ચાત્ તે સાધુને અનેક વિટંબનાઓ ભોગવતાં પશ્ચાતાપ કરવો પડે છે.

४ ६ ५ ३ २ १
अह सेऽणुतप्पई पच्छा, भोच्चा पायसं व विसमिस्सं ।
७ ८ ९ १० ११ १२
एवं विवेगमादाय, संवासो नवि कप्पए दविए ॥१०॥

શબ્દાર્થ (૧) વિષમિશ્રિત (૨) દૂધને (૩) ભોગવીને (૪) પશ્ચાત્ જેમ (૫) પશ્ચાત્ (૬) પશ્ચાત્તાપ કરે છે (૭) એ રીતે સ્ત્રીઓના પાસમા બધાયેલ સાધુ પશ્ચાત્તાપ કરે છે એમ જાણી (૮) વિવેક ગ્રહણ કરી (૯) સ્ત્રી સવાસ (૧૦) નહિ (૧૧) કરે (૧૨) મોક્ષાર્થી સાધુ

ભાવાર્થ:– જેમ કોઈ મનુષ્ય વિષમિશ્રિત દૂધનો ઉપભોગ કરી પશ્ચાત્ પશ્ચાત્તાપ કરે છે એવી રીતે સ્ત્રીઓના પાસથી બધાએલ સાધુને પાછળ પશ્ચાત્તાપ કરવો પડે છે, એમ જાણી વિવેક ગ્રહણ કરી મોક્ષાર્થી સાધુએ સ્ત્રી સસર્ગ કરવો નહિ.

સ્ત્રીના વિવિધ પ્રકારના આમંત્રણનાં વચનોના રહસ્યને પારખી જાણી, સંયમને બાધક અને આત્માને પતિત કરાવનાર, તે સ્ત્રીના આમંત્રણનો સ્વીકાર ન કરે.

**मणबंधणेहिं णेगेहिं, कलुणविणीयमुवगसित्ताण ।**
**अदु मंजुलाइं भासंति, आणवयंति भिन्नकहाहिं ॥ ७ ॥**

શબ્દાર્થ (૧) મનને બંધન કરે (૨) અનેક પ્રકારના પ્રપંચો કરનાર સ્ત્રીઓ (૩) કરુણા જનક (૪) વિનયપૂર્વક (૫) સાધુની પાસે જઈ (૬) મધુર વચન (૭) બોલતી (૮) આજ્ઞામાં પ્રવર્તાવે (૯) ભિન્ન ભિન્ન વાતોથી.

ભાવાર્થ – મનને બંધન કરાવે તેવા અનેક પ્રકારના પ્રપંચ કરવાવાળી સ્ત્રીઓ વિનયપૂર્વક સાધુની પાસે જઈને કરુણાજનક તથા મનોહર વચનોથી બોલતી મૈથુન સંબંધી રહસ્ય વાર્તાલાપ કરી સાધુને પોતાની આજ્ઞામા પ્રવર્તાવે છે

**सीहं जहा व कुणिमेणं, निब्भयमेगचरंति पासेण ।**
**एवित्थियाउ बंधंति, संवुडं एगतियमणगारं ॥ ८ ॥**

શબ્દાર્થ (૧) સિંહ (૨) જેમ (૩) માંસ માટે (૪) નિર્ભય (૫) એકલા (૬) વિચરતા (૭) પાશથી બંધાય છે (૮) એ રીતે (૯) સ્ત્રીઓ (૧૦) બાંધે (૧૧) સંવૃત (૧૨) એકલા વિચરતા (૧૩) સાધુને

ભાવાર્થ – જેમ પારધી લોકો નિર્ભયપણે એકલા વિચરનાર સિંહને માંસના ટુકડા નાખીને પ્રલોભન પાશમાં બાંધી પશ્ચાત અનેક પ્રકારથી દુઃખી કરે છે એવા પ્રકારે એકલા વિચરતા સંવૃત અણગારને સ્ત્રીઓ ભોગો ભોગવવાનું પ્રલોભન આપી પોતાના વશમાં કરી લે છે–બાંધી લે છે એટલે પોતાના મોહમાં ફસાવી લે છે

१ २ ३ ४
अवि धूयराहि सुण्हाहिं, धातीहिं अदुव दासीहिं ।
५ ६ ७ ८ ९
महतीहि वा कुमारीहिं, संथवं से न कुज्जा अणगारे ॥१३॥

**શબ્દાર્થ** . (૧) વળી પુત્રી (૨) પુત્રવધૂ (૩) ધાવમાતા (૪) દાસી અથવા (૫) વડી (૬) કુમારીકા સાથ (૭) પરિચય કરવો (૮) નહિ (૯) ભિક્ષુએ

**ભાવાર્થ**:– સાધુએ પોતાની પુત્રી, પુત્રવધૂ, ધાવમાતા, દાસી, અથવા મોટી કુમારિકા સાથે પરિચય કરવો નહિ તેનો સહવાસ કે વાર્તાલાપ આદિ સંસર્ગ રાખવો નહિ

१ २ ५ ४ ३ ६
अदु णाइणं च सुहीणं वा, अप्पियं दट्ठु एगता होति ।
८ ७ ९ १० ११ १२ १३
गिद्धा सत्ता कामेहिं, रक्खणपोसणे मणुस्सोऽसि ॥१४॥

**શબ્દાર્થ** : (૧) અથવા જ્ઞાતિજન (૨) અથવા સ્ત્રીનો પતિ (૩) એકદા સહવાસમા (૪) બેઠા દેખે (૫) અપ્રીતિ (૬) હોય (૭) આસક્ત (૮) ગૃદ્ધ (૯) કામભોગોમાં (૧૦) રક્ષણ (૧૧) પોષણ (૧૨) મનુષ્ય (૧૩) છુ

**ભાવાર્થ**:– કદાચ કોઇ સમય ગૃહસ્થના ઘેર સ્ત્રી સાથે સાધુને વાર્તાલાપ કરતા તે સ્ત્રીના પતિ અથવા કુટુમ્બીજનો અગર જ્ઞાતિજનો કોઇ દેખે તો તેઓને સાધુ ઉપર દ્વેષ ઉત્પન્ન થાય અને એમ માને કે આ સાધુ કામભોગોમાં આસક્ત જણાય છે, એમ માની સાધુને આક્રોશ વચન કહે, અપમાન કરે અને એમ કહે કે તુ એનુ રક્ષણ પોષણ કરે છે કે, અહી ગૃહસ્થને ઘેર બહુ સમય બેસે છે, એમ અપમાનજનક વચનો કહે, એમ જાણી સાધકે ગૃહસ્થના ઘેર એકલી સ્ત્રી સાથે વાર્તાલાપ નહિ કરવો તેમ જ ગૃહસ્થના ઘેર બેસવુ નહિ

**तम्हा उ वज्जए इत्थी, विसलित्तं व कण्टगं नच्चा ।**
**ओए कुलाणि वसवत्ती, आघाते ण सेवि णिग्गंथे ॥११॥**

**શબ્દાર્થ** (૧) તેથી કરી (૨) તેના સહવાસને છોડે (૩) સ્ત્રીઓને (૪) વિષલિપ્ત (૫) કંટકસમાન (૬) જાણી (૭) સ્ત્રીઓને ગૃહસ્થના ઘેર અગર સ્ત્રી સાથે (૮) વશ થઈ (૯) એકલા (૧૦) વાર્તાલાપ કરે (૧૧) તો તે નિર્ગ્રંથ (૧૨) ન કહેવાય.

**ભાવાર્થ:–** ઉપરોક્ત હકીકતને જાણી સ્ત્રીઓને વિષલિપ્ત કાંટા સમાન જાણી સાધુ સ્ત્રી સંસર્ગને છોડે, તેમ જ એકલા વિચરતા સાધુએ સ્ત્રી સંસર્ગ તથા તેની સાથેનો વાર્તાલાપ સંયમ પાલનમાં વિઘ્નરૂપ જાણી છોડી દેવો. તેમ જ સ્ત્રીઓને વશ થઈ જે ગૃહસ્થને ઘેર બેસી વાર્તાલાપ અથવા ધર્મ કથા કરે તો તે સાધુને નિર્ગ્રંથ ન કહેવાય.

**जे एयं उंछं अणुगिद्धा, अन्नयरा हुंति कुसीलाणं ।**
**सुतवस्सिएवि से भिक्खू, नो विहरे सह णमित्थीसु ॥१२॥**

**શબ્દાર્થ** (૧) જે સાધુએ (૨) સ્ત્રી સહવાસ અથવા નિન્દનીયરૂપ (૩) કથામાં (૪) આસક્ત રહે તો તે સાધુથી (૫) અન્ય (૬) કુશીલ (૭) જે (૮) તપસ્વી (૯) સ્ત્રી (૧૦) સાથ (૧૧) વિચરવું (૧૨) નહિ (૧૩) સાધુએ પણ

**ભાવાર્થ –** જે સાધુ સ્ત્રીની નિન્દનીયરૂપ કથામાં અથવા સ્ત્રી સહવાસમાં આસક્ત રહે તો તે સાધુ નથી પરંતુ તેથી વિપરીત કુશીલ છે એમ જાણી સુતપસ્વી સાધુએ પણ સ્ત્રી સહવાસમાં નહિ રહેવું તેની સાથે વિચરવું નહિ, સ્ત્રીની સાથ કથા વાર્તા પણ ન કરવા

હોય ત્યાં તેની નજીક બેસે નહિ, સ્ત્રીનો સંસર્ગ અનર્થનું કારણ જાણી ત્યાગ કરે

**बहवे गिहाइं अवहट्टु, मिस्सीभावं पत्थु । य एगे ।**
**धुवमग्गमेव पवयंति, वाया वीरियं कुसीलाणं ॥१७॥**

**શબ્દાર્થ** (૧) ઘણા (૨) ઘર (૩) છોડી (૪) મિશ્ર ભાવમા (૫) રહેલા (૬) કેટલાક (૭) કહે છે કે (૮) મિશ્ર માર્ગ જ (૯) મોક્ષ માર્ગ છે એ તેમનું કથન માત્ર છે કાર્યરૂપ નથી (૮) વચન (૯) બળ (૧૦) કુશીલરૂપ છે

**ભાવાર્થ** – કોઇ એક ઘરવાસ ત્યાગી મિશ્રભાવમાં રહેલા (કાંઇક સાધુ આચાર કાઇક ગૃહસ્થ આચાર) મિશ્ર માર્ગને મોક્ષ-માર્ગ બતાવે છે અથવા અનેક પ્રકારથી પોતાની વિદ્વતા દેખાડી કુશીલતાનું પ્રતિપાદન કરે છે, અથવા પોતાનો શિથિલાચાર છુપાવવા ખાલી વાણીમાં જ પોતાનું વીર્ય બતાવે છે એ કથન માત્ર છે પરંતુ કાર્યરૂપ નથી આવા વેષધારી સાધુ સંસાર પરિભ્રમણની વૃદ્ધિ કરી જન્મ મરણરૂપ ચક્રમાં ભ્રમણ કરનારા જાણવા

**सुद्धं रवंति परिसाए, अह रहस्संमि दुक्कडं करेंति ।**
**जाणंति, य णं तहाविहा, माइल्ले महासढेऽयंति ॥१८॥**

**શબ્દાર્થ** (૧) શુદ્ધ (૨) બોલે છે (૩) પરિષદમા (૪) એકાંતમા (૫) દુષ્કૃત્ય (૬) કરે છે (૭) જાણે છે (૮) કુશલ પુરુષ (૯) માયાવી (૧૦) મહાશઠ છે

**ભાવાર્થઃ**– કુશીલ સેવન કરવાવાળા પુરુષો પરિષદોમા પોતાનો આત્મા ! શુદ્ધ (દોષ રહિત) હોવાનો પ્રલાપ કરે છે પરંતુ એકાંતમા દુષ્કર્મ કરે છે, પોતાના દુષ્ટ આચારને છુપાવવા પ્રયત્ન

**समणंपि दट्ठुदासीणं, तत्थवि ताव एगे कुप्पंति ।**
**अदुवा भोयणेहिं, णत्थेहिं, इत्थीदोस संकिणो होंति ॥१५॥**

શબ્દાર્થ (૧) ઉદાસીન (૨) સાધુને (૩) દેખી (૪) ત્યાં (૫) તે સમય (૬) કોઇ (૭) કોપિત અને (૮) અથવા ભોજન (૯) સાધુને દેતા દેખી (૧૦) સ્ત્રીમાં (૧૧) દોષ (૧૨) શંકા (૧૩) ઉત્પન્ન થાય.

ભાવાર્થઃ- કોઇ ઉદાસીન–રાગદ્વેષ રહિત સાધુને ગોચરીએ જતા ગૃહસ્થના ઘરે સ્ત્રી સાથ એકાંતમાં વાર્તાલાપ કરતા દેખી અગર સાધુને ભોજન દેતા થકા જોઇને ગૃહસ્થ કોપિત બને અને સ્ત્રીમા દોષ હોવાની શંકા લાવે અને એમ માને જે આ સાધુ માટે જ આહાર બનાવે છે ને આહારમાં ગૃદ્ધ સાધુ સદૈવ આવતા હશે, એમ માની આ સ્ત્રી કુશીલ હોવાનું ગૃહસ્થ માને એમ જાણી ગૃહસ્થના ઘેર સાધુએ એકલી સ્ત્રી સાથે ઉભુ રહેવું નહિ, વાર્તાલાપ કરવો નહિ.

**कुव्वंति संथवं ताहिं, पब्भट्ठा समाहिजोगेहिं ।**
**तम्हा समणा ण समेंति, आयहियाए सण्णिसेज्जाओ ॥१६॥**

શબ્દાર્થ (૧) કરે છે (૨) પરિચય (૩) સ્ત્રીથી (૪) ભ્રષ્ટ (૫) સમાધિ (૬) યોગથી (૭) તેથી (૮) સાધુ (૯) ન (૧૦) જાય (૧૧) આત્મ હિતાર્થી સ્ત્રીના (૧૨) સમીપ (૧૩) સ્થાને.

ભાવાર્થઃ- જે સાધુ મન, વચન કાયાના શુભયોગરૂપ-વ્યાપારરૂપ સંયમથી ભ્રષ્ટ થયેલ હોય તે સ્ત્રી સાથ પરિચય કરે, સંસર્ગ રાખે પરંતુ સુસાધુ હોય તે પોતાના આત્માના હિતના અર્થે સ્ત્રીની સાથ સહવાસ કરે નહિ, વાર્તાલાપ કરે નહિ, સ્ત્રી રહેતી

હોય ત્યાં તેની નજીક બેસે નહિ, સ્ત્રીનો સંસર્ગ અનર્થનું કારણ જાણી ત્યાગ કરે

**बहवे गिहाइं अवहट्टु, मिस्सीभावं पत्थु । य एगे ।**
**धुवमग्गमेव पवयंति, वाया वीरियं कुसीलाणं ॥१७॥**

**શબ્દાર્થ** · (૧) ઘણા (૨) ઘર (૩) છોડી (૪) મિશ્ર ભાવમા (૫) રહેલા (૬) કેટલાક (૭) કહે છે કે (૮) મિશ્ર માર્ગ જ (૯) મોક્ષ માર્ગ છે એ તેમનું કથન માત્ર છે કાર્યરૂપ નથી (૮) વચન (૯) બળ (૧૦) કુશીલરૂપ છે

**ભાવાર્થ** – કોઇ એક ઘરવાસ ત્યાગી મિશ્રભાવમાં રહેલા (કાંઇક સાધુ આચાર કાઇક ગૃહસ્થ આચાર) મિશ્ર માર્ગને મોક્ષ-માર્ગ બતાવે છે અથવા અનેક પ્રકારથી પોતાની વિદ્વતા દેખાડી કુશીલતાનું પ્રતિપાદન કરે છે, અથવા પોતાનો શિથિલાચાર છુપાવવા ખાલી વાણીમા જ પોતાનુ વીર્ય બતાવે છે એ કથન માત્ર છે પરતુ કાર્યરૂપ નથી આવા વેષધારી સાધુ સસાર પરિભ્રમણની વૃદ્ધિ કરી જન્મ મરણરૂપ ચક્રમા ભ્રમણ કરનારા જાણવા

**सुद्धं रवंति परिसाए, अह रहस्संमि दुक्कडं करेंति ।**
**जाणंति, य णं तहाविहा, माइल्ले महासढेऽयंति ॥१८॥**

શબ્દાર્થ (૧) શુદ્ધ (૨) બોલે છે (૩) પરિષદમા (૪) એકાતમા (૫) દુષ્કૃત્ય (૬) કરે છે (૭) જાણે છે (૮) કુશલ પુરુષ (૯) માયાવી (૧૦) મહાશઠ છે

**ભાવાર્થ**:– કુશીલ સેવન કરવાવાળા પુરુષો પરિષદોમા પોતાનો આત્મા શુદ્ધ (દોષ રહિત) હોવાનો પ્રલાપ કરે છે પરતુ એકાતમાં દુષ્કર્મ કરે છે, પોતાના દુષ્ટ આચારને છુપાવવા પ્રયત્ન

કરવા છતાં જ્ઞાની પુરુષો તે કુશીલની અંગ ચેષ્ટાથી તેના દુષ્કર્મને જાણી લે છે, આવા સાધકો માયાવી મહાશઠની પંક્તિમાં મનાય છે અને માયા કપટના ભાવો સેવી અધમગતિના કર્મ ઉપાર્જન કરી સંસાર પરિભ્રમણ વધારે છે

**सयं दुक्कडं च न वदति, आइट्ठोवि पकत्थति बाले।**
**वेयाणुवीइ मा कासी, चोइज्जंतो गिलाइ से भुज्जो ॥१९॥**

**શબ્દાર્થ** (૧) ઉપરોક્ત દ્રવ્યલીંગી સાધુઓ સ્વયં (૨) દુષ્કૃત (૩) કહેતો નથી (૪) પૂછ્યા થકા પોતાની (૫) પ્રશંસા કરે છે (૬) અજ્ઞાની (૭) વેદોદયકાર્ય (૮) નહિ (૯) કરો (૧૦) આચાર્યે પ્રેર્યા થકા (૧૧) ગ્લાનિ અનુભવે છે (૧૨) વારંવાર.

**ભાવાર્થઃ**- દ્રવ્યલીંગી કુશીલ સાધુને આચાર્યાદિએ પૂછવાથી પોતાના દુષ્કર્મને ગુરુ સમક્ષ જાહેર કરતો નથી અને ઉપરાંત પોતાની પ્રશંસા કરવા લાગે છે આચાર્યાદિ તે કુશીલ સાધુને મૈથુન સેવનરૂપ દુષ્કર્મ નહિ કરવાનું કહેતા શિખામણ આપતા તે સાધુ વારંવાર ગ્લાનિને અનુભવે છે, ખિન્ન થાય છે અને આચાર્યની શિક્ષાને સાંભળી ન સાંભળી કરે છે આવા કુશીલો સત્ય શિખામણને ગ્રહણ કરી શકતા નથી, જેથી સંસાર અટવીમાં લાંબાકાળ સુધી પરિભ્રમણ કરે છે

**ओसियावि इत्थिपोसेसु, पुरिसा इत्थिवेयखेदन्ना।**
**पण्णासमन्निता वेगे, नारीण वसं उवकसंति ॥ २० ॥**

શબ્દાર્થ (૧) ભુક્તભોગી (૨) સ્ત્રી (૩) પોષણ (૪) સત્પુરુષ (૫) સ્ત્રી વેદ (૬) જાણનાર (૭) પ્રજ્ઞાવંત (૮) ચરિત્રવંત (૯) કેટલાએક (૧૦) સ્ત્રીના (૧૧) વશ (૧૨) દાસત્વ સ્વીકારે છે

**ભાવાર્થ**.– સ્ત્રી પોષક વ્યાપારોના અનુષ્ઠાનોનો અનુભવ કરેલ સ્ત્રી વેદોદય રૂપ મૈથુનના સ્વરૂપના જાણનારા સ્ત્રી વેદ માયા પ્રધાન હોવાનુ તથા સ્ત્રી રક્ષણુ કરવામા પણુ દોષોની ઉત્પત્તિનુ કારણુ જાણુવા છતા સ્ત્રીના ભોગોનો અનુભવ કરનાર સ્ત્રી સંસર્ગથી સંસારની વૃદ્ધિ હોવાનુ જાણુનાર ઔત્પાતિકી બુદ્ધિ આદિથી યુક્ત (કોઇ કોઇ પુરુષો ભુક્ત ભોગીઓ) ત્યાગી સાધક પુરુષો મહામોહથી અંધ બનીને સંસારમા ઉતરવાના માર્ગ સ્વરૂપ સ્ત્રીઓના પાસલામા ફસાઈ સ્ત્રીઓના વશ થઇને પોતાના સ્થાનથી પતિત થઇ જાય છે

**अवि[1] हत्थपा[2]दछेदाए[3], अदुवा वद्धमंसउक्कंते[4] ।**
**अवि तेयसाभितावणाणि[5], तच्छि[6]यखार[7]सिंचणाइं[8] च ॥ २१ ॥**

**શબ્દાર્થ** : (૧) વળી સ્ત્રી–ગમનથી (૨) હાથપગ (૩) છેદાવાના તથા શરીરની ચામડી તથા (૪) માસ કાપી લેવાના અથવા (૫) અગ્નિથી જલાવાના (૬) અ ગોના છેદન શરીર ઉપર (૭) ખાર (૮) છાંટવાનાં તીવ્ર દ ડોને પાત્ર થાય છે

**ભાવાર્થ**.– જે કોઇ પરસ્ત્રી સેવન કરે છે તેને હાથ તથા પગના છેદનના તથા ચામડી ઉતરડી લેવાના તથા માસ કાપી લેવાના તથા અગ્નિમા જલાવાના તથા અ ગોને છેદીને ઉપર ખાર છાંટવાના આવા તીવ્ર દ ડ ભોગવવા પડે છે અને આવા અતિ ઉત્કૃષ્ટ દુ ખો ભોગવવાં પડે છે આવા તીવ્ર દ ડના દુ ખોથી મૃત્યુ થવાનો સમય કદાચિત પ્રાપ્ત થાય છે

**अदु[1] कण्णणा[6]सच्छेदं[5], कंठच्छेदणं[6] तितिक्खंती[7] ।**
**इति[8] इत्थ[3] पाव[2]संतत्ता, नय[13] बिंति[12] पुणो[9] न[10] काहिंति[11] ॥ २२ ॥**

શબ્દાર્થ (૧) અથવા સ્ત્રી-સંગ કરનાર (૨) પાપી પુરુષને (૩) આ લોકમા (૪) કાનનો છેદ (૫) નાક છેદ (૬) કંઠ છેદ (૭) સહન કરવા પોતે (૮) છતાં (૯) ફરીથી હું હવે આવું પાપ (૧૦) નહિ (૧૧) કરું (૧૨) તેમ કહેતો (૧૩) નથી

ભાવાર્થ – આવા પાપી પુરુષો પરસ્ત્રી ગમન કરનારા કાનના/નાકના, તથા કંઠના છેદને સહન કરતા થકા પણ એમ નથી બોલતા કે હવે હું ફરી આવાં પાપો પરસ્ત્રી ગમનરૂપ કરીશ નહિ અને આ લોકના તથા પરલોકના દુઃખનો સ્વીકાર કરે છે પરંતુ પાપકર્મથી નિવૃત્ત થતા નથી

**सुतमेतमेवमेगेसिं इत्थीवेदेति हु सुयक्खाय ।**
**एवंपि ता वदित्ताण, अदुवा कम्मुणा अवकरेंति ॥ २३ ॥**

શબ્દાર્થ (૧) સાંભળ્યું છે કે સ્ત્રીસંપર્ક ખરાબ છે (૨) એમ (૩) એ રીતે (૪) કેટલાક (૫) કામશાસ્ત્ર પણ કહે છે કે (૬) સ્ત્રીઓ કહે છે કે હવે હું અકાર્ય કરીશ નહિ (૭) એમ (૮) સ્ત્રીઓ (૯) બોલીને (૧૦) ફરી એવા અકાર્ય (૧૧) કરે છે

ભાવાર્થ અમોએ એમ સાંભળ્યું છે કે સ્ત્રી સંપર્ક ઘણો ખરાબ છે, વળી કોઈ એમ કહે છે કે, વૈશિક કામશાસ્ત્રમા પણ કહેલ છે કે સ્ત્રીઓ અકાર્ય કરી એમ કહે છે કે, હવે આવું અકૃત્ય હું કરીશ નહિ, એમ બોલીને ફરી એવા અકાર્ય કરતી થકી અપકાર કરે છે, એટલે સ્ત્રીઓના વચન ઉપર આત્માર્થીએ વિશ્વાસ રાખવો નહિ સ્ત્રીઓનું ચિત્ત જાણવું દુષ્કર છે વળી ચપળ સ્વભાવવાળી હોય છે તુચ્છ સ્વભાવવાળી તથા અહંભાવવાળી અને માયા કપટ વાળી હોય તેનુ હૃદય શુદ્ધ જાણી શકાય નહી જેથી સાધકે સ્ત્રીમાં વિશ્વાસ કરવો નહિ

१ २ ३ ४ ५ ६
**अन्नं मणेण चिंतेति, वाया अन्नं च कम्मुणा अन्नं ।**
११ १२ १० ७ ९ ८
**तम्हा ण सद्दह भिक्खू, बहुमायाओ इत्थिओ णच्चा ॥२४॥**

**શબ્દાર્થ** · (૧) સ્ત્રીઓ મનથી અન્યનુ (૨) ચિંન્તવન કરતી હોય તેથી (૩) વચનથી બોલતી હોય છે અને (૪) વિપરીત (૫) કાયાથી (૬) અન્ય કરતી હોય છે (૭) બહુ માયાવાળી (૮) જાણી (૯) સ્ત્રીઓને (૧૦) સાધુ સ્ત્રીઓમાં (૧૧) ન રાખે (૧૨) વિશ્વાસ

**ભાવાર્થ** – સ્ત્રીઓ મનમાં અન્ય વિચારતી હોય છે, વાણીમાં અન્ય કહેતી હોય છે, અને કાર્ય અન્ય કરતી હોય છે, તેથી સાધુ પુરુષ બહુ માયા કપટ કરનારી સ્ત્રીઓને જાણી, તેના ઉપર વિશ્વાસ ન રાખે, સ્ત્રીઓ પાતાલના ઉદર સમાન, અતિ ગભીર, મનમાં કાંઇ વિચારતી હોય અને વચનમા મધુર–પ્રતીતવાળી દેખાય અને વિપાકમાં દારૂણ હોય છે જાણી, સાધક આત્માએ સ્ત્રી સહવાસથી દૂર રહેવું

१ ६ ७ २ ३ ४ ५
**जुवती समणं बूया विचित्तलंकारवत्थगाणि परिहित्ता ।**
८ १० ९ १३ १४ १२ ११
**विरता चरिस्सहं रुक्खं, धम्ममाइक्ख णे भयंतारो ॥२५॥**

**શબ્દાર્થ** . (૧) કોઇ યુવતી સ્ત્રી (૨) સુંદર (૩) અલકાર (૪) વસ્ત્ર (૫) પહેરી (૬) સાધુને (૭) કહે (૮) સસારથી વિરક્ત (૯) સયમ (૧૦) ગ્રહણ કરીશ (૧૧) ભયથી રક્ષા કરનાર હે સાધો ! (૧૨) મને (૧૩) ધર્મ (૧૪) સભળાવો

**ભાવાર્થ** – કોઇ યુવતી સ્ત્રી વિચિત્ર વસ્ત્ર અલકાર પહેરીને સાધુ પાસે આવી એમ કહે કે ભયથી બચાવનાર હે સાધો ! હુ ગૃહ બંધનથી વિરક્ત બની છુ, તેથી સયમ ગ્રહણ કરીશ આપ મને ધર્મ સભળાવો, મારો પતિ મને અનુકૂળ નથી અથવા મને

પસંદ નથી. અથવા તો મને છોડી દેવા ઇચ્છે છે, આવી કપટ વાત મુનિને બોલાવવા કરે છે તે હવે પછીની ગાથામાં જણાવે છે

अदु साविया पवाएणं, अहमंसि साहम्मिणी य समणाणं।
जउकुंभे जहा उवज्जोई संवासे विदू विसीएज्जा ॥२६॥

શબ્દાર્થ (૧) અથવા (૨) શ્રાવિકા હોવાના (૩) બહાને સાધુની પાસે આવે (૪) હું (૫) શ્રમણોની (૬) સાધર્મિણી છું કહી નિકટ આવે (૭) અગ્નિ (૮) લાખનો ગોળો ઓગળી જાય એવી રીતે સ્ત્રી પાસે રહેવાથી (૯) જેમ (૧૦) પાસે (૧૧) સાધુ સંયમ (૧૨) પતિત થાય

ભાવાર્થ :- સ્ત્રીઓ શ્રાવિકા હોવાના બહાનાથી સાધુ પાસે આવીને હું શ્રમણોની સાધર્મિણી છું એમ કહીને સાધુની નજીક આવી (કુલવાલુકની જેમ) સાધુને ધર્મથી ભ્રષ્ટ કરે છે જેમ લાખનો ઘડો અગ્નિની પાસે ગળી જાય એમ સ્ત્રી સહવાસમાં રહેવાથી વિદ્વાન સાધુ પણ શિથિલ વિહારી બની જાય છે સ્ત્રીનો સહવાસ બ્રહ્મચારીને માટે અનર્થનું કારણ જાણવું તેથી સ્ત્રી સહવાસ સાધુએ કરવો નહિ.

जउकुंभे जोइउवगूढे, आसुऽभितत्ते णासमुवयाइ।
एवित्थियाहिं अणगारा, संवासेण णासमुवयंति ॥ २७ ॥

શબ્દાર્થ : (૧) જેમ (૨) લાખનો ઘડો (૩) અગ્નિના (૪) સ્પર્શથી (૫) શીઘ્ર (૬) તપ્ત થઈ (૭) નાશને (૮) પામે છે (૯) એવી રીતે (૧૦) સ્ત્રીઓના (૧૧) સહવાસથી (૧૨) સાધુ પુરુષ સંયમના નાશને (૧૩) પામે છે— સંયમથી ભ્રષ્ટ થાય છે

**ભાવાર્થ** – જેમ અગ્નિના સ્પર્શથી લાખનો ઘડો તપ્ત થઇ શીઘ્રપણે નાશને પામે છે એવી જ રીતે સયમી સાધુ સ્ત્રીઓના પરિચયથી શીઘ્રતાથી સંયમભાવથી પતિત થાય છે, કઠિન વ્રતોનો ત્યાગ કરી દે છે એમ જાણી સાધકે સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવો

**कुव्वंति पावगं कम्मं पुट्ठा वेगेवमाहिंसु ।**
**नोऽहं करेमि पावंति, अंकेसाइणा ममेसत्ति ॥ २८ ॥**

**શબ્દાર્થ** : (૧) પાપ (૨) કર્મ (૩) કરનારને (૪) પૂછ્યા થકા એમ કહે છે (૫) હુ (૬) પાપકર્મ (૭) કરતો નથી (૮) એ સ્ત્રી બાલ્યાવસ્થામાં (૯) ખોળામા (૧૦) મારા (૧૧) બેસતી હતી

**ભાવાર્થ**:– કોઈ સાધક પુરુષ ભ્રષ્ટાચારી પાપકર્મ કરતો થકો આચાર્ય આદિના પૂછયા થકા ઉત્તરમાં કહે કે હુ પાપકર્મ કરતો નથી પરતુ એ સ્ત્રી બાલ્યાવસ્થામાં મારા ખોળામા બેસતી હતી, સૂતી હતી આ રીતે આ લોક તથા પરલોકના ભય રહિત બની કેટલાએક સાધકો અસત્ય આચરણ કરી સ્ત્રીઓથી ભ્રષ્ટ થઇ સયમરૂપ ધનનો નાશ કરી સસાર પરિભ્રમણની વૃદ્ધિ કરે છે જાણી સ્ત્રી સહવાસથી દૂર રહેવુ

**बालस्स मंदयं बीय, जं च कडं अवजाणई भुज्जो ।**
**दुगुणं करेइ से पावं, पूयणकामो विसन्नेसी ॥ २९ ॥**

**શબ્દાર્થ** (૧) અજ્ઞાની પુરુષ (૨) બીજી (૩) મૂર્ખતા (૪) કરેલા પાપનો પૂછા થકા (૫) ઇનકાર કરે છે (૬) ડબલ (૭) પાપ (૮) બાધે છે (૯) એ પુરુષ (૧૦) પોતાની પૂજાને ઇચ્છે છે (૧૧) અસયમની ઇચ્છા કરે છે

ભાવાર્થઃ- મૂર્ખ પુરુષની બીજી મૂર્ખતા એ છે કે પાપકર્મ કરીને તેનો ઇન્કાર કરે છે તેથી પાપકર્મનો બમણો બંધ કરે છે, વળી પાપકર્મ કરતા છતાં માયાવી સંસારમાં પોતાની પૂજાને ચાહે છે તેમ જ અસંયમ જીવનની ઇચ્છા કરે છે આવી રીતે અજ્ઞાનીઓ પોતાની નિંદા થશે એ ભયથી કરેલ પાપોને છુપાવી અસંયમભાવને પોષે છે, સંયમભાવથી પતિત થાય છે આવા માયાવી સાધકોની અતિ અધમ હોય છે આથી આત્માર્થી સાધકે આવા માયાવી સાધકોના સંબંધથી દૂર રહેવું

१ २ ३ ४ ५

सुलोकणिअमणगारं, आयगय निर्मंतणेणाइंसु ।

७ ६ ८ ९ १० ११

वत्थं च ताइ ! पायं वा, अन्नं पाणगं पडिग्गाहे ॥ ३० ॥

શબ્દાર્થ (૧) દેખવામાં સુંદર (૨) આત્મજ્ઞાની (૩) સાધુને સ્ત્રીઓ (૪) નિમંત્રણ આપી (૫) કહે કે હે ભવસાગરથી રક્ષા કરનાર (૬) હે સાધો ! (૭) વસ્ત્ર (૮) પાત્ર (૯) અન્ન તથા (૧૦) પાનને આપ (૧૧) સ્વીકારો.

ભાવાર્થ – દેખવામાં સુંદર ઉત્તમ આકૃતિવાળા આત્મજ્ઞાની સાધુને કોઇ વ્યભિચારિણી સ્ત્રીઓ આમંત્રણ આપતી થકી એમ કહે કે ભવસાગરથી રક્ષણ કરનાર હે સાધો ! વસ્ત્ર, પાત્ર, અન્ન, પાણી આદિ આપને જે પ્રયોજન હોય તે સર્વ હું આપને આપીશ, આપ મારા ઘરે પધારી ગ્રહણ કરો, આવી રીતે પ્રપંચો કરી કુસાધુઓને સ્ત્રીઓ ફસાવી સંયમથી પતિત કરાવે છે આથી સાધુ વર્ગે સ્ત્રીનો વિશ્વાસ નહિ કરવો અને તેના સહવાસથી દૂર રહેવું

१ २ ३ ४

णीवारमेवं बुज्झेज्जा णो इच्छे अगारमागंतुं ।

७ ८ ६ ५ ११ १२

बद्धे विसयपासेहिं, मोहमावज्जइ पुणो मंदे त्ति बेमि ॥ ३१ ॥

**શબ્દાર્થ** · (૧) પ્રલોભનને સાધુ સૂઅરને ફસાવા (૨) ચાવલના દાણા સમાન (૩) જાણે (૪) ન કરે (૫) ઇચ્છા (૬) ઘરે જવાની (૭) બંધાએલ (૮) વિષય (૯) પાસમા (૧૦) મોહને (૧૧) પ્રાપ્ત કરે છે (૧૨) મૂર્ખ પુરુષ

**ભાવાર્થ**:- પૂર્વોક્ત પ્રકારના પ્રલોભનોને સાધુ, સુઅરને લોભાવનાર ચાવલના દાણા સમાન સમજે વિષયરૂપી પાસમા બધાયેલ મૂર્ખ પુરુષ પુન મોહને પ્રાપ્ત કરે છે એમ જાણી સાધુ પુરુષ સ્ત્રીના આમંત્રણથી ફસાઈ ન જવાય તે ઉપયોગ રાખી રહે, સંયમ-રૂપ સાધન પુન. પુન· પ્રાપ્ત થવુ દુર્લભ જાણી, સંયમપાલનમા ઉપયોગવંત રહે એ જ સાધક આચાર જાણવો

## પહેલો ઉદ્દેશો સમાપ્ત

## શ્રી સૂત્ર કૃતાંગ સૂત્ર અ ૪ ઉ ૨

**ओए सया ण रज्जेज्जा, भोगकामी पुणो विरज्जेज्जा ।**
**भोगे समणाणं सुणेह, जह भुंजंति भिक्खुणो एगे ॥१॥**

**શબ્દાર્થ** (૧) વિરક્ત (૨) સદા (૩) નહિ (૪) આસકત બને (૫) કામભોગી (૬) પુન (૭) વિરમે (૮) ભોગો ભોગવવા (૯) સાધુને માટે આશ્ચર્ય ઉત્પન્ન કરાવે છે (૧૦) તે સાંભળો (૧૧) કોઇ (૧૨) સાધુ (૧૩) ભોગો ભોગવે છે

**ભાવાર્થ**·- સાધુ રાગદ્વેષ રહિત બની ભોગોમા કયારે પણ ચિત્તને ન જવા દે, કદાચિત ભોગોમા ચિત્ત જાય તો જ્ઞાનદ્વારા કામભોગોના કડવા વિપાકો જાણી મનને પાછુ હટાવી લે, ભોગ ભોગવવા એ સાધુને આશ્ચર્ય ઉત્પન્ન કરાવનાર છે, છતા પણ કોઇ કોઇ શિથિલ સાધુ ભોગો ભોગવે છે, તે સાંભળો ગૃહસ્થોને પણ ભોગો વિટંબના રૂપ છે, તો સાધુને માટે તો શુ કહેવુ

अह तं तु भेदमावन्न, मुच्छितं भिक्खुं काममतिवट्टं ।
पलिभिंदियाण तो पच्छा, पादुद्धट्टु मुद्धि पहणंति ॥२॥

શબ્દાર્થ (૧) વળી (૨) ચારિત્રથી ભ્રષ્ટ (૩) સ્ત્રીમાં આસક્ત (૪) વિષય ભોગોમાં દત્તચિત્ત (૫) સાધુને (૬) એ સ્ત્રી પોતાને વશીભૂત જાણી (૭) પશ્ચાત્ (૮) પોતાના પગથી (૯) સાધુના શિર પર (૧૦) પ્રહાર કરે છે.

ભાવાર્થઃ– ચારિત્રથી ભ્રષ્ટ અને સ્ત્રીમાં આસક્ત, વિષય ભોગોમાં દત્તચિત્ત સાધુને પોતાને વશીભૂત જાણી તે સ્ત્રી સાધુના શિર પર પોતાના પગ વડે પ્રહાર કરે છે છતાં આસક્ત સાધક તેને સહન કરે છે, આસક્ત સાધુની આવી દુર્ગતિ કરે છે કોડી સિવાઈ બનાવી દે છે

जइ केसिआ णं मए भिक्खू, णो विहरे सह णमित्थीए ।
केसाणवि इहं लुंचिस्सं, नन्नत्थ मए चरिज्जासि ॥३॥

શબ્દાર્થ (૧) વળી (૨) કેશવાળી હોઉં (૩) મારા (૪) સાથે હે સાધો ! (૫) વિહાર (૬) ન કરી શકતા હોતો (૭) અહીં જ (૮) કેશનો (૯) લોચ કરીશ (૧૦) મારા વિના (૧૧) અન્ય સ્થાનપર (૧૨) વિહાર (૧૩) ન કરો

ભાવાર્થ – સ્ત્રી આસક્ત અને પોતાને વશીભૂત થયેલ સાધુને સ્ત્રીઓ કહે છે કે હે સાધો ! કેશવાળી સ્ત્રી સાથે વિહાર ન કરી શકો અગર શરમ લાગતી હોય તો હું અત્રે આજ જગ્યાએ મારા કેશોને ઉખાડીને ફેંકી દઈશ પરંતુ મારા વિના તમે અન્ય કોઈ સ્થળે વિહાર નહિ કરશો અને વિદેશગમનમાં જે કષ્ટ આવશે તે સહી લઈશ આપ જે આજ્ઞા કરશો તે પ્રમાણે કરીશ પરંતુ મારાથી દૂર નહિ જવા પ્રાર્થના કરું છું

१ २ ३ ४
अह णं से होई उवलद्धो, तो पेसंति तहाभूएहिं ।
५ ६ ७ ८ ९
अलाउच्छेदं पेहेहि, वग्गुफलाइं आहराहित्ति ॥४॥

શબ્દાર્થ : (૧) પશ્ચાત્ તે સ્ત્રી સાધુને પોતાને (૨) વશ થયેલ જાણી લે છે (૩) પશ્ચાત સાધુને દાસની માફક (૪) કાર્યમાં પ્રેરિત કરે છે, (૫) તુંબી-દુધી (૬) સુધારવા છરી લાવો (૭) મારા માટે (૮) શ્રીફલ (૯) લાવો

ભાવાર્થ:- સાધુની ચેષ્ટા તથા આકાર આદિ દ્વારા જ્યારે સ્ત્રી જાણી લે છે કે આ સાધુ મને વશ થઈ ગયેલ છે, પશ્ચાત પોતાના દાસની માફક કાર્ય કરવાને પ્રેરિત કરે છે, અને કહે છે કે તુંબી કાપવા માટે છુરી લાવો તથા મારા માટે ઉત્તમોત્તમ શ્રીફલ આદિ ફળ લાવો, ઉપયોગી વસ્તુ લાવવા માટે કાર્યમા જોડે છે

३ १ २ ४ ५ ६
दारूणि सागपागाए, पज्जोओ वा भविस्सती राओ ।
६ ७ ८ ९
पत्ताणि य मे रयावेहि, एहि ता मे पिट्ठओमद्दे ॥ ५ ॥

શબ્દાર્થ . (૧) શાક આદિ (૨) પકાવવા (૩) કાષ્ટ લાવો (૪) પ્રકાશ માટે (૫) તેલ લાવો (૬) રાત્રિમાં (૬) મારા પાત્રો તથા પગને (૭) રંગી દો (૮) અહીં આવો (૯) મારી પીઠને કચરો

ભાવાર્થ:- શાક આદિ પકાવવા કાષ્ટ લાવો, રાત્રિએ પ્રકાશ કરવા તેલ લાવો, મારા પાત્રોને તથા મારા પગને રંગી આપો, અહીં આવી મારી પીઠને દાબો, મારા અંગોનુ મર્દન કરો, વગેરે દાસની માફક કાર્યો કરાવે છે, સ્ત્રીમા આસકત પુરુષની આવી દુર્દશા થાય છે

वत्थाणि य मे पडिलेहेहि, अन्नं पाणं च आहराहित्ति।
गंधं च रओहरणं च, कासवगं च मे समणुजाणाहि ॥६॥

શબ્દાર્થ (૧) હે સાધો! મારા માટે વસ્ત્ર (૨) લાવો (૩) અન્ન (૪) પાણી (૫) લાવો (૬) સુગંધી પદાર્થ (૭) સાવરણી લાવો (૮) નાપિતને (૯) લાવો

ભાવાર્થ:– હે સાધો! મારાં કપડાં જુનાં થઈ ગયાં છે તેથી નવાં કપડાં લાવો, તથા અન્ન પાણી લાવો તથા કપુર આદિ સુગંધી પદાર્થો લાવો તથા મકાન સાફસુફ કરવા રજોહરણ સાવરણી લાવો તેમ જ લોચની પીડા સહન થતી નથી, જેથી નાપિત–વાણંદને મારા બાલ કાટવાં માટે લાવો

अदु अंजणिं अलंकारं, कुक्कुययं मे पयच्छाहि।
लोद्धं च लोद्धकुसुमं च, वेणुपलासियं च गुलियं च ॥ ७ ॥

શબ્દાર્થ (૧) મારે માટે અંજનની ડબી તથા (૨) ભૂષણ તથા (૩) ઘુઘરુવાળી (૪) વીણા લાવો (૫) લોધ્રના ફળ, (૬) લોધ્રના ફુલ (૭) વાંસની લાકડી તથા પૌષ્ટિક (૮) ઔષધની ગોળી લાવો

ભાવાર્થ:– સ્ત્રીમાં આસક્ત વશ કરેલ સાધુને સ્ત્રી કહે છે કે હે સાધો! મારા માટે અંજનનું પાત્ર તથા ભૂષણ તથા ઘુઘરાવાળી વીણા લાવો, તથા લોધ્રના ફળ તથા ફૂલ લાવો તથા વાંસની લાકડી તથા પૌષ્ટિક ઔષધની ગોળી લાવો કે જેથી સદા યુવાન યુવતી બની રહું

कुट्ठं तगरं च अगरुं, संपिट्ठं सम्मं उसिरेण।
तेल्लं मुहभिलिंजाए, वेणुफलाइं सन्निधानाए ॥ ८ ॥

**શબ્દાર્થ** : (૧) કોષ્ટ (૨) તગર (૩) અગર (૪) ચંદન પીસીને (૫) તૈયાર કરી (૬) ઉશીરનીસાથ પીસીને (૭) તથા મુખને લગાવવાનુ (૮) તેલ (૯) તથા વાંસની પેટી લાવો (૧૦) કપડા રાખવાની

**ભાવાર્થ**:- સ્ત્રી કહે છે કે હે પ્રિય? ઉશીરના જલ સાથે પીસેલા કોષ્ટ, તગર, અગર, ચંદન, તૈયાર કરી લાવો તથા મુખને લગાડવાનુ તેલ તથા વસ્ત્રો રાખવા માટે એક વાંસની પેટી લાવો (ઉશીર જલનો અર્થ સ્પષ્ટ થી)

**नंदीचूण्णगाइं पाहराहि, छत्तोवाणहं च जाणाहि ।**
**सत्थं च सूवच्छेज्जाए, आणीलं च वत्थयं रयावेहि ॥९॥**

**શબ્દાર્થ** (૧) હોઠ રંગવા માટે ચૂર્ણ (૨) લાવો (૩) છત્ર તથા પગના રક્ષણ માટે (૪) જૂતા (૫) લાવો (૬) શાક કાટવા માટે (૭) છરી લાવો (૭) મારા માટે નીલરંગનુ (૮) વસ્ત્ર (૯) રંગાવી લાવો

**ભાવાર્થ**:- સ્ત્રી કહે છે કે હે પ્રિય? મારા હોઠ રંગવા ચૂર્ણ લાવો છત્ર તથા જૂતા લાવો તથા શાક કાટવા છરી આદિ શસ્ત્ર લાવો તથા નીલું વસ્ત્ર રંગાવી લાવો

**सुफणिं च सागपागाए, आमलगाइं दगाहरणं च ।**
**तिलगकराणिमंजणसलागं, धिंसु मे विहूणयं विजाणेहि ॥१०॥**

**શબ્દાર્થ** : (૧) હે પ્રિયતમ! શાક પકાવવા (૨) તપેલી લાવો (૩) આંબળા તથા જલ રાખવા (૪) વાસણ લાવો (૫) તિલક કરવા તથા (૬) અંજન માટે (૭) સળી લાવો (૮) ગરમીના સમયમા (૯) હવા માટે (૧૦) પંખા લાવો

**ભાવાર્થ**– શીલભ્રષ્ટ પુરુષને સ્ત્રી કહે છે કે શાક પકાવવ માટે તપેલી તથા આંબળા તથા પાણી રાખવા વાસણ તિલક કરવા તથા અંજન માટે સળી લાવો, તથા ગરમીમાં હવા નાખવા પંખા લાવો.

**संडासगं च फणिहं च, सीहलिपासगं च आणाहि ।**
**आदंसगं च पयच्छाहि, दंतपक्खालणं पवेसाहि ॥११॥**

**શબ્દાર્થ** (૧) કાંખના કેશ ઉખેડવા ચિપીઓ કેશ સમારવા (૨) કાંકસી અગર દાંતિયો કેશ બાંધવા માટે ઊનની (૩) દોરી (૪) લાવો (૫) મુખ સાફ કરવા (૬) દતમંજન લાવો (૭) દર્પણ (૮) લાવો

**ભાવાર્થ** – કાંખલીના તથા નાકના કેશો દૂર કરવા ચિપીયો લાવો કેશ સમારવા કાંગસી લાવો, કેશ બાંધવા માટે ઊનની દોરી લાવો મુખ જોવા માટે દર્પણ લાવો દાંત સાફ કરવા દંત-મંજન લાવો, આ રીતે ભ્રષ્ટ થયેલ સ્ત્રીમાં આસક્ત પુરુષને સ્ત્રીના કાર્યો કરવા પડે છે દાસના જેવી સ્થિતિ બને છે

**पूयफलं तंबोलयं, सूईसुत्तगं च जाणाहि ।**
**कोसं च मोयमेहाए, सुप्पुक्खलगं च खारगालणं च ॥१२॥**

**શબ્દાર્થ** (૧) સોપારી (૨) પાન (૩) સોય (૪) દોરા (૫) લાવો (૬) ભાજન (૭) લઘુનીતિ માટે (૮) સૂપડું તથા પાન ખાંડવા (૯) ઉખલ તથા ખાર ગાળવા માટે (૧૦) પાત્ર લાવો

**ભાવાર્થ**:– સ્ત્રી કહે છે કે પ્રિયતમ! પાન, સોપારી, સોય, દોરા, પેશાબ કરવા માટે વાસણ પાન સાફ કરવા સૂપડું તથા પાન ખાંડવા માટે ઉખલ તથા ખાર ખાર ગાળવા માટે વાસણ લાવો.

१ २ ३ ४ ५
**चंदालगं च करगं च, वच्चघरं च आउसो! खणाहि।**
६ ७ ८
**सरपाययं च जायाए, गोरहगं च सामणेराए ॥१३॥**

શબ્દાર્થ : (૧) દેવનુ પૂજન કરવા માટે તાંબાનુ ભાજન (૨) જલ અથવા મધુ રાખવાનુ ભાજન લાવો (૩) તથા પાયખાનાની સગવડ કરાવો (૪) હે આયુષ્યમન (૫) એ સર્વ મારા માટે લાવો-બનાવો પુત્રને રમવા માટે (૬) ધનુષ્ય (૭) લાવો (૮) પુત્રને બેસવા ગાડી તેના વહન માટે (૯) બળદ લાવો

**ભાવાર્થ**:- સ્ત્રી કહે છે કે દેવ પૂજન માટે તાંબાનું પાત્ર, જલ તથા મધુ રાખવાનુ પાત્ર લાવો તથા પાયખાનુ તૈયાર કરાવો, પુત્રને રમવા માટે એક ધનુષ્ય લાવો પુત્રને બેસવાની ગાડી વહન કરવા માટે એક બળદ લાવો

१ २ ३ ४
**घडिगं च सडिंडिमयं च, चेलगोल कुमारभूयाए।**
५ ६ ७ ९ ८
**वासं समभिआवण्ण, आवसह च जाण भत्तं च ॥१४॥**

શબ્દાર્થ . (૧) ગુડિયા (૨) ડમરુ-વાજુ (૩) દડો ગોળ (૪) કુમારને રમવા માટે (૫) વર્ષાકાલ (૬) આવે છે (૭) મકાન (૮) ધાન્ય (૯) લાવો

**ભાવાર્થ**:- સ્ત્રી, શીલભ્રષ્ટ સાધુને કહે છે કે રાજકુમાર સમાન મારા પુત્રને રમવા માટે માટીની ગુડિયા તથા ડમરૂ-વાજુ તથા ગોળ દડો તથા ગેડી લાવો, વર્ષાઋતુ નિકટ આવે છે તો નિવાસ કરવા માટે યોગ્ય મકાન બનાવો તથા વર્ષાઋતુ સુખપૂર્વક વ્યતીત થાય તેટલુ અનાજ ચોખા વગેરે વસ્તુઓ લાવો આઠ માસમાં એવું કાર્ય કરવુ જોઈએ કે વર્ષાકાળના ચાર માસ સુખરૂપ નિર્ગમન થાય, આયુષ્યના પૂર્વભાગમા મનુષ્યોએ એવુ કાર્ય કરવું જોઈએ કે પાછળની જીંદગીમા સુખ પ્રાપ્ત થાય આ છેલ્લુ વાકય સર્વ ગૃહસ્થોને ધારણ કરવા યોગ્યને વર્તનમા મૂકવા યોગ્ય છે

आसंदियं च नवसुत्तं, पाउल्लाइं संकमट्ठाए ।
अदु पुत्तदोहलट्ठाए, आणप्पा हवंति दासा वा ॥१५॥

શબ્દાર્થ (૧) નવા સૂત્રથી ગુંથેલી (૨) બેસવા માટે માંચી લાવે તેમ જ (૩) બહાર જવા આવવા માટે (૪) પાદુકા લાવો (૫) મારા પુત્રના (૬) દોહદ માટે (૭) અમુક વસ્તુઓ લાવો આવા પ્રકારે (૧૦) સ્ત્રી દાસની માફક (૮) પુરુષો પર આજ્ઞા (૯) કરે છે

ભાવાર્થ – નવા સૂત્રથી ભરેલ બેસવા માટે માંચી લાવો, જવા આવવા માટે પગમાં પહેરવાની પાદુકા લાવો, મને ગર્ભનો દોહદ ઉત્પન્ન થયો છે તે માટે અમુક વસ્તુ લાવો આવા પ્રકારે સ્ત્રીઓ દાસની માફક લોકોમાં આસક્ત પુરુષો ઉપર આજ્ઞા કરે છે

जाए फले समुप्पन्ने, गेण्हसु वा णं अहवा जहाहि ।
अहं पुत्तपोसिणो एगे, भारवहा हवंति उट्टा वा ॥१६॥

શબ્દાર્થ (૧) પુત્ર જન્મ (૨) ઉત્પતિ થવી તે (૩) ગૃહસ્થતાનું ફળ છે સ્ત્રી કુપિત બની પુરુષને કહે છે કે (૪) આ મારા પુત્રને ખોળામાં લો (૫) નહિતર છોડી દો (૬) કોઇ કોઇ પુરુષ (૭) પુત્રના (૮) પોષણ કરવા માટે (૯) ભાર વહન (૧૦) કરે છે (૧૧) ઉંટની માફક

ભાવાર્થ – પુત્રનો જન્મ થવો તે ગૃહસ્થપણાનું ફળ છે એ ફળ ઉત્પન્ન થયે સ્ત્રી કુપિત બની પોતાના પતિને એમ કહે કે મારા પુત્રને ખોળામાં લો અથવા છોડીદો, કોઇ કોઇ પુરુષ પુત્રના પોષણ માટે ઉંટની માફક ભાર વહન કરે છે

**राओवि उट्ठिया संता, दारगं च संठवंति धाई वा ।**
**सुहिरामणा वि ते संता, वत्थधोवा हवंति हंसा वा ॥१७॥**

**શબ્દાર્થ** : (૧) રાત્રીના સમયે (૨) ઉઠીને (૩) ધાત્રીની માફક (૪) પુત્રને (૫) ગોદમાં લે છે (૬) અત્યન્ત લજ્જાશીલ (૭) થતા (૮) પુત્રના વસ્ત્રને (૯) ધોવે (૧૦) છે (૧૧) ધોબી સમાન.

**ભાવાર્થ**- સ્ત્રીને વશીભુત પુરુષ રાત્રિમાં ઉઠી ધાત્રીની માફક પુત્રને ગોદમાં લે છે અને અત્યન્ત લજ્જાશીલ થતા ધોબીની માફક પુત્રના વસ્ત્રોને ધોવે છે

**एवं बहुहिं कयपुव्वं, भोगत्थाए जेऽभियावन्ना ।**
**दासे मिइव पेसे वा, पसुभूतेव से ण वा केई ॥१८॥**

શબ્દાર્થ . (૧) ઉપરોક્ત પ્રકાર (૨) બહુ મનુષ્યોએ (૩) પૂર્વે કરેલ છે જે પુરુષ (૪) ભોગને (૫) માટે સાવદ્યકાર્યમાં (૬) આસકત છે એ પુરુષ (૭) દાસ, (૮) મૃગ, (૯) પ્રેષ્ય, (૧૦) તથા પશુની સમાન છે અથવા (૧૧) સર્વથી અધમ છે

**ભાવાર્થ** - સ્ત્રીને વશીભૂત બનીને ઉપરોકત બહુ મનુષ્યોએ સ્થાન ભ્રષ્ટ થઇ સ્ત્રીની આજ્ઞાને પાળેલ છે જે પુરુષ ભોગોને નિમિત્ત સાવદ્યકાર્યમા આસકત છે એ પુરુષ દાસ, મૃગ, નોકર, તથા પશુ સમાન છે અથવા તો એ સર્વથી પણ અધમ છે

**एवं खु तासु विन्नप्पं, संथवं संवासं च वज्जेज्जा ।**
**तज्जातिआ इमे कामा, वज्जकरा य एवमक्खाए ॥१९॥**

आसंदियं च नवसुत्तं, पाउल्लाइं संकमट्ठाए ।
अदु पुत्तदोहलट्ठाए, आणप्पा हवंति दासा वा ॥१५॥

શબ્દાર્થ (૧) નવા સૂત્રથી ગુંથેલી (૨) બેસવા માટે માંચી લાવો તેમ જ (૩) બહાર જવા આવવા માટે (૪) પાદુકા લાવો (૫) મારા પુત્રના (૬) દોહદ માટે (૭) અમુક વસ્તુઓ લાવો આવા પ્રકારે (૧૦) સ્ત્રી દાસની માફક (૮) પુરુષો પર આજ્ઞા (૯) કરે છે

ભાવાર્થ – નવા સૂત્રથી ભરેલ બેસવા માટે માંચી લાવો, જવા આવવા માટે પગમાં પહેરવાની પાદુકા લાવો, મને ગર્ભનો દોહદ ઉત્પન્ન થયો છે તે માટે અમુક વસ્તુ લાવો આવા પ્રકારે સ્ત્રીઓ દાસની માફક ભોગોમાં આસક્ત પુરુષો ઉપર આજ્ઞા કરે છે

जाए फले समुप्पन्ने, गेण्हसु वा णं अहवा जहाहि ।
अहं पुत्तपोसिणो एगे, भारवहा हवंति उट्टा वा ॥१६॥

શબ્દાર્થ (૧) પુત્ર જન્મ (૨) ઉત્પત્તિ થવી તે (૩) ગૃહસ્થતાનું ફળ છે સ્ત્રી કુપિત બની પુરુષને કહે છે કે (૪) આ મારા પુત્રને ખોળામાં લો (૫) નહિતર છોડી દો (૬) કોઇ કોઇ પુરુષ (૭) પુત્રના (૮) પોષણ કરવા માટે (૯) ભાર વહન (૧૦) કરે છે (૧૧) ઉંટની માફક

ભાવાર્થ:– પુત્રનો જન્મ થવો તે ગૃહસ્થપણાનું ફળ છે એ ફળ ઉત્પન્ન થયે સ્ત્રી કુપિત બની પોતાના પતિને એમ કહે કે મારા પુત્રને ખોળામાં લો અથવા છોડી દો કોઇ કોઇ પુરુષ પુત્રના પોષણ માટે ઉંટની માફક ભાર વહન કરે છે

**શબ્દાર્થ** : (૧) વિશુદ્ધ ચિત્ત (૨) પંડિત (૩) મન (૪) વચન (૫) કાયા (૬) અન્યની ક્રિયાનો (૭) ત્યાગ કરે (૮) જ્ઞાની (૯) શીત ઉષ્ણુ–સર્વ સ્પર્શોને (૧૦) સહન કરે (૧૧) મુનિ

**ભાવાર્થ**:– વિશુદ્ધ ચિત્તવાળા તથા મર્યાદામાં સ્થિત જ્ઞાની સાધુ મન, વચન, કાયાથી સ્ત્રીઆદિ મૈથુન સેવન આદિ પરક્રિયાનો ત્યાગ કરે અને શીત ઉષ્ણુ આદિ સર્વસ્પર્શોને પરિષહો સમભાવે સહન કરે એ જ સાચા સાધુ કહેવાય

**इच्चेवमाहु से वीरे, धुअरए धुअमोहे से भिक्खू ।**
**तम्हा अज्झत्थविसुद्धे, सुविमुक्के आमोक्खाए परिव्वज्जासि**
**त्तिबेमि ॥२२॥**

**શબ્દાર્થ** · (૧) આ પ્રમાણે (૨) વીર પ્રભુએ (૩) કહેલ છે (૪) જેણે સ્ત્રી સંસર્ગજનિત કર્મોને (૫) દૂર કર્યા અને (૬) રાગદ્વેષ રહિત છે (૭) સાધુ (૮) તેથી (૯) નિર્મળ ચિત્ત (૧૦) સ્ત્રી સંસર્ગ વર્જિત (૧૧) મોક્ષ પર્યંત (૧૨) સંયમ અનુષ્ઠાનમા પ્રવૃત્ત રહે (૧૩) એમ હુ કહું છુ

**ભાવાર્થ**.– જેણે સ્ત્રી સંસર્ગજનિત પાપકર્મોનો ત્યાગ કર્યો છે, જે રાગદ્વેષ રહિત છે, એવા નિર્મલ ચિત્તવાળા તથા સ્ત્રી સંસર્ગથી વર્જિત સાધુ મોક્ષ પર્યંત સંયમ અનુષ્ઠાનમાં પ્રવૃત્ત રહે એમ શ્રી વીર પ્રભુએ પુર્વોક્ત વાતો–શિક્ષા ફરમાવેલ છે એમ જાણી આત્માર્થી સાધક મુનિએ તથા આત્માર્થી જીવોએ સ્ત્રી સહવાસ–પરિચયથી દૂર રહેવું તે આત્મ કલ્યાણનુ કારણુ છે

**અધ્યાય ૪ થો સમાપ્ત**

શબ્દાર્થ (૧) સ્ત્રીઓના વિષયમાં (૨) ઉપરોક્ત વાતો (૩) સ્ત્રી જાતી તેથી સાધુ સ્ત્રીઓના (૪) સહવાસને (૫) પરિચયને છોડી દે (૭) સ્ત્રી સંસર્ગથી ઉત્પન્ન થવાવાળા (૮) કામભોગો (૯) પાપોને ઉત્પન્ન કરે છે (૧૦) એમ (૧૧) શ્રી તીર્થંકર દેવે કહેલ છે

ભાવાર્થ – સ્ત્રીના વિષયમાં પૂર્વોક્ત શિક્ષા અપાએલ છે તેથી સ્ત્રી સાથ પરિચય તથા સહવાસ સાધુ ન કરે સ્ત્રી સંસર્ગથી ઉત્પન્ન થવાવાળા કામભોગો પાપને ઉત્પન્ન કરે છે એમ શ્રી તીર્થંકર દેવે કહેલ છે

एय भयं ण सेयाय, इइ से अप्पगं निरुम्भित्ता।
णो इत्थि णो पसुं भिक्खू, णो सय पाणिणा णिलिज्जेज्जा ॥२०॥

શબ્દાર્થ (૧) સ્ત્રી સંસર્ગથી પૂર્વોક્ત (૨) ભય તથા (૩) અકલ્યાણનું કારણ જાણી (૪) સ્ત્રી સંસર્ગથી સાધુ (૫) પોતાના આત્માને (૬) દૂર રાખે (૭) સ્ત્રી તથા (૮) પશુઓને (૯) સાધુ (૧૦) પોતાના (૧૧) હાથનો (૧૨) સ્પર્શ (૧૩) ન કરે.

ભાવાર્થઃ– સ્ત્રી સંસર્ગથી પૂર્વોક્ત ભય રહેલ છે તથા સ્ત્રી સંસર્ગ એ આત્માના કલ્યાણનો નાશ કરનાર છે એમ જાણી સાધુ સ્ત્રી સંસર્ગથી પોતાના આત્માને રોકીને સ્ત્રીઓ તથા પશુઓને પોતાના હાથનો સ્પર્શ પણ કરે નહિ. સ્ત્રી સંસર્ગ નરકના દ્વાર સમાન જાણી તેનો ત્યાગ કરવો એ હિતનું કારણ છે

सुविसुद्धलेसे मेहावी, परकिरियं च वज्जए नाणी।
मणसा वयसा कायेणं, सव्वफाससहे अणगारे ॥२१॥

**ભાવાર્થ**:- શ્રી સુધર્માસ્વામી જંબૂસ્વામી આદિ શિષ્યોને કહે છે કે ઉપરોક્ત મારા પુછવાથી અતિશય માહાત્મ્યવાળા સર્વ વસ્તુમાં સદાઉપયોગ રાખવાવાળા કાશ્યપગોત્રી ભગવાન મહાવીર સ્વામીએ કહ્યું કે નરકના સ્થાનો અતિ દુઃખદાયી છે, તે અજ્ઞાની જીવો જાણતાં નથી, ત્યાં તે નરક સ્થાનોમાં પાપી અને અત્યંત દીન જીવો નિવાસ કરે છે, તે હવે પછી હું તમોને કહું છું.

१ २ ३ ४ ५ ६ ७ ८
**जे केइ बाला इह जीवियट्ठी, पावाइं कम्माइं करंति रुद्दा।**
९ १० ११ १२ १३ १४
**ते घीररूवे तमिसंधयारे, तिव्वाभितावे नरए पडंति ॥३॥**

શબ્દાર્થ : (૧) જે કોઇ (૨) અજ્ઞાની (૩) આ લોકમાં (૪) જીવન માટે (૫) હિંસાદિ પાપ (૬) કર્મ (૭) કરે છે (૮) પ્રાણીઓને ભય ઉત્પન્ન કરનાર (૯) તે જીવો (૧૦) ઘોર ભયકર રૂપવાળા (૧૧) મહાન અંધકાર યુક્ત (૧૨) તીવ્રદુઃખવાળા (૧૩) નરકમાં (૧૪) ઉત્પન્ન થાય છે

**ભાવાર્થ**:- પ્રાણીઓને ભય ઉત્પન્ન કરવાવાળા જે અજ્ઞાની જીવો પોતાના જીવનના રક્ષણ માટે અન્ય પ્રાણીઓની હિંસા, પરિતાપ આદિ પાપકર્મ કરે છે, તે જીવો તીવ્ર દુઃખવાળા તથા ઘોર અંધકાર યુક્ત મહા દુઃખદ નરકમા ઉત્પન્ન થાય છે, રાગ અને દ્વેષથી યુક્ત મનુષ્યો તથા તિર્યંચો વગેરે મહા આરંભી તથા મહા પરિગ્રહી જીવો પંચેન્દ્રિય જીવોની હિંસામા તત્પર, માંસ ભક્ષણ કરનારા, તથા સાવદ્ય અનુષ્ઠાનોમા પ્રવૃત્ત જીવો, નરકમાં ઉત્પન્ન થાય અને ત્યાં લાંબા કાળ સુધી દુઃખોને ભોગવે છે

१ २ ३ ४ ५ ६ ७ ८
**तिव्वं तसे पाणिणो थावरे य, जे हिंसती आयसुहं पडुच्चा।**
९ १० ११ १२ १३ १४ १५ १६
**जे लूसए होइ अदत्तहारी, ण सिक्खती सेयवियस्स किंचि ॥४॥**

**શબ્દાર્થ** : (૧) મારો (૨) છેદન કરો (૩) ભેદન કરો (૪) બાળો (૫) શબ્દો (૬) સાંભળી (૭) પરમાધામીના (૮) તે (૯) નારકીજીવો (૧૦) ભયથી (૧૧) સંજ્ઞાહીન (૧૨) ઇચ્છે છે (૧૩) કઇ (૧૪) દિશામાં (૧૫) ભાગી જઇએ.

**ભાવાર્થ**:- પાપીજીવો તિર્યંચ પંચેન્દ્રિય તથા મનુષ્યના ભવ છોડી નરકમાં ઉત્પન્ન થનારાના શરીર ઉત્પત્તિ સમયે અન્તર્મુહૂર્ત સુધી માંસના લોચા જેવા હોય છે ઈંડાથી નીકળેલ રોમ તથા પાખો વિનાના પક્ષીના બચ્ચાના શરીર જેવા) અપર્યાપ્ત દશામાં ઉત્પન્ન થયા બાદ પર્યાપ્તી થયા પછી અતિ ભયકર પરમાધાર્મિકોના શબ્દ સાભળે છે. મારો, તલવારથી છેદન કરો ભાલાથી ભેદો, અગ્નિમાં બાળો આદિ પરમાધાર્મિકોના શબ્દ સાભળી નારકીના જીવો ભયથી સજ્ઞાહીન થઇ જાય છે, અને વિચારે છે કે અમો કઇ દિશામાં ભાગી છૂટીએ, અથવા આ મહાઘોર દુઃખથી રક્ષણને પ્રાપ્ત કરીએ.

**इंगालरासिं जलियं सजोतिं, तत्तोवमं भूमिमणुक्कमंता ।**
**ते डज्झमाणा कलुणं थणंति, अरहस्सरा तत्थ चिरट्ठितीया ॥७॥**

**શબ્દાર્થ** : (૧) અગારાનીરાશી (૨) જલતી (૩) જ્યોતિસહિત (૪) ભૂમિનાસમાન (૫) ભૂમિપર (૬) ચાલતા (૭) દાઝતા (૮) કરૂણ શબ્દથી (૯) રૂદન કરતા હોય છે (૧૦) બહુ જ જોરથી પ્રગટ પણે (૧૧) ત્યા (૧૨) લાબાકાળ સુધી નિવાસ કરે છે

**ભાવાર્થ** – તે નરકની પૃથ્વી બળતા અગારા સમાન જ્યોતિ સહિત તપ્ત ભૂમિપર ચાલતા થકા નારકીના જીવો બળતા દાઝતા બહુ જોરથી પ્રગટ શબ્દોથી અતિ કરુણ રૂદન કરતા થકા લાબાકાળ સુધી ત્યા રહેતા થકા દુખોને ભોગવે છે

શબ્દાર્થ (૧) તીવ્રતાથી (૨) ત્રસ (૩) જીવોની (૪) સ્થાવર (૫) જે જીવો (૬) ઘાત કરે છે (૭) પોતાના સુખને (૮) માટે (૯) જે જીવો (૧૦) જીવોના (૧૧) નાશ કરનારા (૧૨) ચોરી કરનારા (૧૩) નથી (૧૪) સંયમનું (૧૫) સેવન (૧૬) થોડું પણ કરી શકતા

ભાવાર્થ – જે કોઇ જીવો પોતાના સુખને માટે ત્રસ અને સ્થાવર જીવોની અતિ નિર્દયતાથી રૌદ્ર પરિણામથી ઘાત કરે છે, પ્રાણીઓનો નાશ કરે છે, લુંટે છે, અદત્તને ગ્રહણ કરે છે, એ જીવો આત્માના કલ્યાણરૂપ સેવન કરવા યોગ્ય સંયમનું થોડું પણ સેવન કરી શકતા નથી

पागब्भि पाणे बहुणं तिवाति, अतिवती घातमुवेति बाले ।
णिहो णिसं गच्छति अंतकाले, अहोसिरं कट्टु उवेइ दुग्गं ॥५॥

શબ્દાર્થ (૧) પાપકરવામાં લજ્જા રહિત (૨) પ્રાણીઓ (૩) બહુ (૪) ઘાતકરનારા (૫) ત્યાગથી અનિવૃત્ત (૬) હિંસાથી (૭) નરકમાં જાય છે (૮) અજ્ઞાની જીવો (૯) અધોગતિમાં (૧૦) અંધકારવાળા સ્થાનમાં (૧૧) જાય છે (૧૨) મરણ સમે (૧૩) માથું (૧૪) નીચે કરી (૧૫) નરકના સ્થાનમાં ઉત્પન્ન થાય છે (૧૬) અતિ પીડાવાળા

ભાવાર્થઃ– જે જીવો પ્રાણીઓની હિંસા કરવામાં લજ્જા રહિત ધીઠ છે અને રૌદ્ર પરિણામથી ધૃષ્ટતાની સાથે ઘણા જીવોની હિંસાના કરનારા સદાક્રોધાગ્નિથી બળતા જીવોની ઘાતથી અનિવૃત્ત જીવો નરકમાં જાય છે અને મૃત્યુ સમયે અતિ અંધકારવાળા નરક સ્થાનમાં નીચે માથું અને પગ ઉંચા એવા ભયંકર યાતનાવાળા દુઃખમય સ્થાનમાં નરક ભૂમીમાં ઉત્પન્ન થાય છે

हण छिंदह भिंदह णं दहेति, सद्दे सुणित्ता परहम्मियाणं ।
ते नारगाओ भयभिन्नसन्ना, कंखंति कन्नाम दिसं वयामो ॥६॥

**શબ્દાર્થ** : (૧) મારો (૨) છેદન કરો (૩) ભેદન કરો (૪) બાળો (૫) શબ્દો (૬) સાંભળી (૭) પરમાધામીના (૮) તે (૯) નારકીજીવો (૧૦) ભયથી (૧૧) સંજ્ઞાહીન (૧૨) ઇચ્છે છે (૧૩) કઇ (૧૪) દિશામાં (૧૫) ભાગી જાઇએ.

**ભાવાર્થ**:- પાપીજીવો તિર્યંચ પંચેન્દ્રિય તથા મનુષ્યના ભવ છોડી નરકમાં ઉત્પન્ન થનારાના શરીર ઉત્પત્તિ સમયે અન્તર્મુહૂર્ત સુધી માસના લોચા જેવા હોય છે ઈંડાથી નીકળેલ રોમ તથા પાખો વિનાના પક્ષીના બચ્ચાના શરીર જેવા) અપર્યાપ્ત દશામાં ઉત્પન્ન થયા બાદ પર્યાપ્તી થયા પછી અતિ ભયંકર પરમાધાર્મિકોના શબ્દ સાંભળે છે મારો, તલવારથી છેદન કરો ભાલાથી ભેદો, અગ્નિમાં બાળો આદિ પરમાધાર્મિકોના શબ્દ સાભળી નારકીના જીવો ભયથી સંજ્ઞાહીન થઇ જાય છે, અને વિચારે છે કે અમો કઇ દિશામાં ભાગી છૂટીએ, અથવા આ મહાઘોર દુ:ખથી રક્ષણને પ્રાપ્ત કરીએ.

**इंगालरासिं जलियं सजोतिं, तत्तोवमं भूमिमणुक्कमंता ।**
**ते डज्झमाणा कलुणं थणंति, अरहस्सरा तत्थ चिरद्वितीया ॥७॥**

**શબ્દાર્થ** : (૧) અંગારાનીરાશી (૨) જલતી (૩) જ્યોતિસહિત (૪) ભૂમિનાસમાન (૫) ભૂમિપર (૬) ચાલતા (૭) દાઝતા (૮) કરૂણ શબ્દથી (૯) રૂદન કરતા હોય છે (૧૦) બહુ જ જોરથી પ્રગટ પણે (૧૧) ત્યા (૧૨) લાંબાકાળ સુધી નિવાસ કરે છે

**ભાવાર્થ** – તે નરકની પૃથ્વી બળતા અંગારા સમાન જ્યોતિ સહિત તપ્ત ભૂમિપર ચાલતા થકા નારકીના જીવો બળતા દાઝતા બહુ જોરથી પ્રગટ શબ્દોથી અતિ કરુણ રૂદન કરતા થકા લાબાકાળ સુધી ત્યા રહેતા થકા દુ:ખોને ભોગવે છે

जइ ते सुया वेयरणी भिदुग्गा, णिसिओ जहा,खुर इव तिक्खसोया ।
तरंति ते वेयरणीं भिदुग्गां, उसुचोइया सत्तिसु हम्ममाणा ॥८॥

शब्दार्थ (१) हे शिष्य तमे (२) सांभळ्युं छे (३) वैतरणी नदी (४) अति दुर्गम (५) अस्त्रानी (६) माफक (७) तीक्ष्ण धारवाळी (८) तीक्ष्ण प्रवाहवाळी (९) नदीमां पडे छे (१०) वैतरणीमां (११) अति दुर्गम (१२) चलाव्या थका शस्त्रथी भेदी (१४) नारकीओ नदीमां कुदी पडे छे

भावार्थ – अस्त्राना समान तीक्ष्ण प्रवाहवाळी वैतरणी नदीने हे शिष्यो तमोए सांभळी हशे ? ए नदी अति दुर्गम छे त्यां नारकीओने भालाथी छेदीने प्रेरित कर्या थकां नारकीओ लाचार बनी भयथी भागी ए भम कर नदीमा कूदीने पडे छे, परंतु ते नदी उष्ण अने लोही समान वहती होय छे तेमा नारकीना अंगो छेदाइ कटका थइ जाय छे, आवा दुःखो नरकमां सहन करवा पडे छे, त्यां नरकनी भूमि बळता अंगारा समान होइ नारकीना जीवोने कोइ क्षणमात्र सुख नथी जेथी दुःखथी जबराई रुदन कर्या करे छे, पापी जीवो आवा नरकना स्थानमा उत्पन्न थाय छे

कीलेहिं विज्झंति असाहुकम्मा, नाव उविंते सइविप्पहूणा ।
अन्ने तु सूलाहिं तिसूलियाहिं, दीहाहिं विद्धूण अहेकरंति ॥९॥

शब्दार्थ (१) खीलामां खीला (२) नाखे छे (३) परमाधामी (४) नाव उपर (५) चढता (६) स्मृति (७) रहित (८) अन्य नरकपालो (९) सोला (१०) शूळथी (११) त्रिशूळथी (१२) भेदीने (१३) नावउपरथी नीचे पाडे छे

**ભાવાર્થ**:- વૈતરણી નદીમા પડેલ નારકી ત્યાં છેદાતા થકા દુઃખથી ગભરાઈ ખેદિત થઇ પરમાધામીએ વિકુર્વેલ નાવ ઉપર ચડવા જતાં નાવમા બેઠેલાં પરમાધાર્મિકો બિચારા નારકી જીવોના ગળામા લોખંડના ગરમ કરેલાં અણીદાર ખીલા નાખે છે આવા દુઃખોથી સંજ્ઞાહીન થયેલા નારકી આવા દુઃખોથી વધારે સંજ્ઞાહીન બને છે એ સમયે ત્રાણ શરણનો કોઇ માર્ગ નહિ દેખાતા કર્તવ્યમૂઢ બની જાય છે વળી કોઈ નરકપાલ ચિત્ત વિનોદને માટે નારકીઓને શૂલ તથા ત્રિશૂલથી વીધીને પૃથ્વી ઉપર પછાડે છે.

केसिं च बंधित्तु गले सिलाओ, उदगंसि बोलंति महालयंसि ।
कलंबुयावालुय मुम्मुरे य, लोलंति पच्चंति अ तत्थ अन्ने ॥१०॥

**શબ્દાર્થ** (૧) કોઇ નારકીજીવો (૨) ગળે (૩) પથ્થરની શીલા (૪) બાંધી (૫) ઉંડાપાણીમા (૬) ડૂબાડે છે (૭) અન્ય (૮) તપ્ત (૯) રેતીમાં તથા (૧૦) અગ્નિમાં નાખી (૧૧) પકાવે છે (૧૨) ચલાવે છે ત્યાં (૧૩) પરમાધામી (૧૪) તૃપ્ત ભૂમિ ઉપર

**ભાવાર્થ** - નરકપાલો કોઇ નારકી જીવોના ગળે પથ્થરની શીલા બાંધી અગાધ ઉંડા પાણીમા બૂડાડે છે. અન્ય પરમાધામી અગ્નિ તૃપ્ત રેતીમા નારકી જીવોને આમતમ ચલાવે છે કોઇ અગ્નિમા નાખી પકાવે છે વળી અન્ય પરમાધામી નારકી જીવોને શૂલથી વીંધી અગ્નિમા પકાવે છે જીવોની હિંસા કરનારાઓ આવા નરકસ્થાનોમા ઉત્પન્ન થઈ દુઃખો ભોગવે છે

आसूरियं नाम महाभितावं, अंधंतमं दुप्पतरं महंतं ।
उड्ढं अहेअं तिरियं दिसासु, समाहिओ जत्थऽगणी झियाई॥११॥

जइ ते सुया वेयरणी भिदुग्गा, णिसिओ जहा खुर इव तिक्खसोया ।
तरंति ते वेयरणीं भिदुग्गां, उसुचोइया सत्तिसु हम्ममाणा ॥८॥

શબ્દાર્થ (૧) હે શિષ્ય તમે (૨) સાંભળ્યુ છે (૩) વૈતરણી નદી (૪) અતિ દુર્ગમ (૫) અસ્ત્રાની (૬) માફક (૭) તીક્ષ્ણ ધારવાળી (૮) તીક્ષ્ણ પ્રવાહવાળી (૯) નદીમાં પડે છે (૧૦) વૈતરણીમાં (૧૧) અતિ દુર્ગમ (૧૨) ચલાવ્યા થકા શસ્ત્રથી ભેદી (૧૪) નારકીઓ નદીમાં કુદી પડે છે

ભાવાર્થ – અસ્ત્રાના સમાન તીક્ષ્ણ પ્રવાહવાળી વૈતરણી નદીને હે શિષ્યો તમોએ સાંભળી હશે ? એ નદી અતિ દુર્ગમ છે ત્યા નારકીઓને ભાલાથી ભેદીને પ્રેરિત કર્યા થકા નારકીઓ લાચાર બની ભયથી ભાગી એ ભયકર નદીમા કૂદીને પડે છે પરતુ તે નદી ઉષ્ણ અને લોહી સમાન વહતી હોય છે તેમા નારકીના અંગો છેદાઇ કટકા થઇ જાય છે આવા દુઃખો નરકમાં સહન કરવા પડે છે, ત્યાં નરકની ભૂમિ બળતા અગાર સમાન હોઇ નારકીના જીવોને એક ક્ષણમાત્ર સુખ નથી જેથી દુ ખથી ગભરાઇ રુદન કર્યા કરે છે, પાપી જીવો આવા નરકના સ્થાનમા ઉત્પન્ન થાય છે

कीलेहिं विज्झंति असाहुकम्मा, नावं उविंते सइविप्पहूणा ।
अन्ने तु सूलाहिं तिसूलियाहिं, दीहाहिं विध्धूण अहेकरंति ॥९॥

શબ્દાર્થ (૧) ગળામાં ખીલા (૨) નાખે છે (૩) પરમાધામી (૪) નાવ ઉપર (૫) ચ ના (૬) સ્મૃતિ (૭) રહિત (૮) અન્ય નરકપાલો (૯) લાંબા (૧૦) ભાલથી (૧૧) ત્રિશુલથી (૧૨) ભેદીને (૧૩) નાવઉપરથી નીચે પાડે છે

શબ્દાર્થ : (૧) ચારે દિશાઓમાં (૨) અગ્નિ (૩) સળગાવી (૪) જે નરક ભૂમિમાં ક્રૂર કર્મ કરવાવાળા (૬) તપાવે છે અજ્ઞાની જીવને (૮) નારકી જીવો (૯) ત્યા (૧૦) રહે છે (૧૧) બળતાં થકા (૧૨) માછલીની જેમ (૧૩) જીવતી (૧૪) અગ્નિ (૧૫) પાસે

ભાવાર્થ·- ઉપરોક્ત નરકસ્થાનોમા પરમાધામી ચારે દિશાઓમાં અગ્નિને સળગાવી, અજ્ઞાની નારકી જીવોને તપાવે છે, જેમ જીવતી માછલી અગ્નિમાં બળે અને દુઃખ પામે છતાં ત્યાં જ સ્થિર રહે છે, તેમ બિચારા નારકીઓ અગ્નિમાં બળતાં થકા (સર્વ દિશાઓમાં જલતી અગ્નિ હોવાના કારણે) ત્યાં જ નરકસ્થાનમાં લાંબા કાળ સુધી નિવાસ કરે છે અને તીવ્ર દુ.ખોને ભોગવે છે

**संतच्छणं नाम महाहितावं, ते नारया जत्थ असाहुकम्मा ।**
**हत्थेहि पाएहि य बंधिऊणं, फलगं व तच्छंति कुहाडहत्था॥१४॥**

શબ્દાર્થ : (૧) સંતક્ષણ (૨) નામની (૩) મહાન તાપ દેનારી (૪) જેમાં (૫) બુરા કર્મ કરવાવાળા પરમાધાર્મિકો (૬) નારકી જીવોના (૭) હાથ (૮) પગ (૯) બાંધીને (૧૦) કાષ્ટની માફક (૧૧) હાથમાં કુહાડો લઇ (૧૨) કાપે છે.

ભાવાર્થ - સંતક્ષણ નામનું એક નરકસ્થાન છે તે ત્યાં ઉત્પન્ન થતા જીવોને મહાતાપ દેવાવાળુ છે, એ નરકસ્થાનમાં ક્રૂરકર્મ કરવાવાળા દયારહિત પરમાધાર્મિકો પોતાના હાથમાં કુહાડા લઇ નારકી જીવોના હાથ-પગ બાંધી, કાષ્ટની માફક કુહાડાથી કાપે છે, છેદન ભેદન કરે છે

શબ્દાર્થ (૧) સૂર્ય રહિત (૨) મહાનતાપયુક્ત (૩) અતિ અંધકાર યુક્ત (૪) દુસ્તર (૫) મહાન (૬) ઉંચે (૭) નીચે (૮) તિર્છી (૯) દિશાઓ (૧૦) રહેલ (૧૧) જ્યાં (૧૨) અગ્નિ (૧૩) પ્રજ્વલિત.

ભાવાર્થ – આ સુરિય નામની એટલે જ્યાં સૂર્યનો પ્રકાશ નથી, અતિ અંધકારવાળા મહાન તાપયુક્ત દુઃખથી પાર થઇ શકે તેવા મહાન વિશાળ કુંભીના આકારવાળા સ્થાનોમાં જ્યાં ઉંચે, નીચે, તિર્છી દિશામાં અગ્નિ જાજ્વલ્યમાન બળતી હોય છે તેવા કષ્ટવાળા નરકસ્થાનોમાં પાપી જીવો ઉત્પન્ન થાય છે અને ત્યાં ઘણા કાળ સુધી દુઃખોને ભોગવતા થકા રહે છે ।

जंसी गुहाए जलणेऽतिउट्टे, अविजाणओ डज्झइ लुत्तपण्णो ।
सया य कलुणं पुण घम्मठाणं, गाढोवणीयं अतिदुक्खधम्मं ॥१२॥

શબ્દાર્થ (૧) જે નરકમાં (૨) ગુફાના આકારમાં સ્થાપિત (૩) અગ્નિમાં પોતાના પાપ કૃત્યથી અજ્ઞાન (૪) અગ્નિમુખી પડતા થકાં (૬) બળતા થકાં (૭) બુદ્ધિહીન (૮) દીન (૯) પુનઃ (૧૦) સદા (૧૧) તાપનું સ્થાન (૧૨) અત્યન્ત દુઃખ રૂપ સ્થાન (૧૩) તીવ્ર તાપવાળા (૧૪) સ્વભાવવાળા.

ભાવાર્થ – જે નરકમાં ઊંટના આકારવાળી ગુફાની સમાન આકારવાળી નરક કે સ્થાપિત કરેલ બળતી અગ્નિવાળા સ્થાનમાં પ્રવેશી અગ્નિથી બળતા થકા નારકી જીવો સંજ્ઞાહીન બની રહે છે આ નરકસ્થાન કરુણાયુક્ત તાપનું સ્થાન છે જેનો અત્યન્ત દુઃખ આપવાનો સ્વભાવ છે એવા દુઃખમય સ્થાનો પાપકર્મોના ફળરૂપે પ્રાપ્ત થાય છે જ્યાં નેત્રના નિમેષ માત્ર જેટલા કાળ સુધી પણ દુઃખોથી વિશ્રામ મળતો નથી. નિરંતર નારકી જીવોને કષ્ટો ભોગવવા પડે છે

चत्तारि अगणीओ समारभित्ता जहिं कूरकम्माऽभितविंति बालं ।
ते तत्थ चिट्ठतऽभितप्पमाणा मच्छा व जीवंतुवजोतिपत्ता ॥१३॥

વરસ સુધી અને ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમ કાળ સુધી તીવ્ર અને મંદ પાપકર્મોને આશ્રયી ઓછો કે વધારે સમય નરકસ્થાનમાં રહે છે નરકની વેદનાનું વિશેષ વર્ણન મ શ્રી જવાહરલાલજી કૃત સુયગડાંગ સૂત્રમા જોવું આ લોકની વેદના કરતાં નરકસ્થાનોમાં અનંતગુણી વેદના કહેલ છે

तहिं च ते लोलणसंपगाढे, गाढ सुतत्तं अगणिं वयंति ।
न तत्थ सायं लहती भिदुग्गे, अरहियाभितावा तहवी तविंति॥१७॥

**શબ્દાર્થ** · (૧) એ નરકમાં (૨) વિશેષગાઢ અગ્નિ વિશાલક્ષેત્રમાં (૩) અત્યન્ત (૪) તપ્ત (૫) અગ્નિ પાસે (૬) નારકીઓ જાય છે (૭) નથી (૮) ત્યાં લેશમાત્ર નારકીના જીવો (૯) સુખ (૧૦) પામતા (૧૧) અતિદુર્ગમ (૧૨) તાપથી યુક્ત હોવા છતા (૧૩) તથાપી (૧૪) તપાવે છે

**ભાવાર્થ** – જે નરકસ્થાનમા શીતનો ઉપદ્રવ વધારે છે, ત્યાં શીતથી પીડિત નારકીઓ પોતાને લાગતી તીવ્ર ઠંડી દૂર કરવા માટે બળતા અગ્નિ પાસે જાય છે પરંતુ ત્યા પણ લેશમાત્ર નારકીના જીવો સુખ પામતા નથી વળી ત્યાંની અગ્નિ અતિ ભયકર હોવાથી ત્યાં દાહની પીડાથી બળતા દુઃખ પામતા તેઓને પરમાધામીઓ વિશેષ તપાવી વધારે બાળે છે અને ગરમ તેલ છાંટી વધારે પીડા ઉત્પન્ન કરાવે છે

से सुच्चई नगरवहे व सद्द, दुहोवणीयाणि पयाणि तत्थ ।
उदिण्णकम्माण उदिण्णकम्मा पुणो पुणो ते सरहं दुहेंति॥१८॥

**શબ્દાર્થ** (૧) પશ્ચાત (૨) સંભળાય છે (૩) નગર વધના સમાન (૪) શબ્દો (૫) નરકમાં (૬) કરુણામય (૭) મહાન શબ્દો (૮) મિથ્યાત્વ આદિ ઉદયથી

रुहिरे पुणो वच्चसमुस्सियंगे, भिन्नुत्तमंगे परिवत्तयंता ।
पयंति णं णेरइए फुरंते, सजीवमच्छे व अयोकवल्ले ॥१५॥

શબ્દાર્થ (૧) વળી નારકી જીવોના (૨) લોહી (૩) મળ દ્વારા (૪) સુજી ગયેલ (૫) શરીરવાળા (૬) મસ્તક ભાંગી નાખેલ શરીરને (૭) ઉંચે-નીચે કરે છે અગ્નિમાં (૮) પકાવે છે (૯) નારકીજીવો (૧૦) તરફડી રહ્યા છે (૧૧) જીવતી માછલીની જેમ (૧૨) લોઢાની કડાઇમાં.

ભાવાર્થઃ– પરમાધામી નારકી જીવોના શરીરમાંથી લોહી કાઢી કડાઇમાં ગરમ કરી નારકી જીવોને તેમાં પકાવે છે, (જીવતી માછલીની જેમ) નારકીઓ તરફડાટ કરે છે એ નારકી જીવોના મસ્તકના ચુરેચુરા કરે છે, જેથી તેના શરીરે સુજી જાય છે આવી રીતે પરમાધામી નારકી જીવોને અસહ્ય પીડા આપે છે આવા સ્થાનોમાં પાપી જીવો ઉત્પન્ન થાય છે

नो चेव ते तत्थ मसीभवंति, ण मिज्जती तिव्वभिवेयणाए ।
तमाणुभागं अणुवेदयंता दुक्खंति दुक्खी इह दुक्कडेणं ॥१६॥

શબ્દાર્થઃ– (૧) નથી (૨) નારકીજીવો (૩) ત્યાં નરકમાં અગ્નિમાં બળતા છતાં (૪) ભસ્મ (૫) થતા (૬) મૃત્યુ પામતા (૭) નથી (૮) તીવ્ર પીડા હોવા છતાં પાપીના ફળરૂપ (૯) પીડા (૧૦) ભોગવતાં રહે છે (૧૧) પૂર્વભવોમાં કરેલ પાપ કર્મોના કારણથી (૧૨) દુઃખ (૧૩) પામી રહેલા છે

ભાવાર્થઃ– નારકીના જીવો નરકસ્થાનમાં અગ્નિમાં છતાં બળીને ભસ્મ થતાં નથી તથા તીવ્ર વેદના ભોગવવા છતાં મૃત્યુને પામતા નથી આ લોકના પૂર્વના ભવોમાં તિર્યંચ પંચેન્દ્રિયના ભવમાં તથા મનુષ્યના ભવમાં હિંસા આદિ પાપકાર્યો કરવાના કારણથી નરકમાં ઉત્પન્ન થઇ નરકની તીવ્ર પીડા ભોગવતાં ઓછામાં ઓછા દશ હજાર

કરીને અંગોને જુદા જુદા કરી આદિ ઘણા પ્રકારે નારકીઓને દુઃખો આપે છે મનુષ્યના ભવમાં માંસ ખાનારા, દારૂ પીનારા જીવોને આવા પ્રકારના દુઃખો પ્રાપ્ત થાય છે.

**ते हम्ममाणा णरगे पडंति, पुन्ने दुरूवस्स महाभितावे ।**
**ते तत्थ चिट्ठंति दुरूवभक्खी, तुट्टंति कम्मोवगया किमीहिं॥२०॥**

શબ્દાર્થ : (૧) નારકીના જીવો પરમાધામી વડે (૨) હણાતા (૩) અન્ય નરકમાં (૪) પડે છે (૫) વિષ્ટા તથા (૬) મૂત્રથી ભરેલ (૭) મહાન કષ્ટ વાળા (૮) ત્યાં (૯) વિષ્ટા મૂત્રાદિના (૧૦) ભક્ષણ કરતા થકા (૧૧) લાંબા કાળ સુધી રહે છે (૧૨) કર્મને વશીભૂત (૧ ) મોટા કીડા દ્વારા (૧૪) શરીરો છેદાય છે

ભાવાર્થ– પરધામી દ્વારા હણાતા, માર ખાતા, નારકીના જીવો ત્યાંથી ભાગીને, કૂદીને અન્ય બીજા નરકસ્થાનમા જઇ પડે છે તે નરકસ્થાન પણ વિષ્ટા તથા મૂત્રથી પૂર્ણ ભરેલ હોય છે ત્યાં તે અશુભ પુદ્ગલોનુ ભક્ષણ કરતા થકા લાબા કાળ સુધી રહે છે વળી ત્યાં અન્ય નારકીઓ કીડાના રૂપો બનાવી, તે નારકીઓના શરીરને બટકા ભરી તોડી નાંખે છે પાપી જીવો આવા દુખમય સ્થાનમાં ઉત્પન્ન થઇ દુખોને ભોગવે છે

**सया कसिणं पुण घम्मठाणं, गाढोवणीयं अतिदुक्खधम्मं ।**
**अंदूसु पक्खिप्प विहत्तु देहं, वेहेण सीसं सेऽभितावयंति ॥२१॥**

શબ્દાર્થ (૧) સદા (૨) સપૂર્ણ સ્થાન (૩) ઉષ્ણ રહે છે (૪) વળી એ સ્થાન (૫) નિધત્ત નિકાચિત્ત કર્મો દ્વારા પ્રાપ્ત (૭) અતિદુખ આપવાના

કર્મોનો (૯) ઉદય પ્રાપ્ત થયેલ નારકીઓને (૧૦) વારવાર (૧૧) ઉત્સાહથી નરકપાલો (૧૨) દુઃખ આપે છે

**ભાવાર્થ** – જેમ કોઈ નગરનો નાશ થતો હોય તે સમયે કરુણાજનક શબ્દો સભળાય એની માફક એ નરકમાં પરમાધામીઓ તરફથી અશુભ કર્મોનો ઉદય થયેલ નારકી જીવોને છેદન, ભેદન તથા અગ્નિમાં બાળવા આદિ ત્રીજી નરક સુધીમાં વિવિધ પ્રકારનાં દુઃખો પ્રાપ્ત થાય છે અને ચોથી નરકથી સાતમી નરક સુધી અન્યોન્ય નારકી જીવો એકબીજાને વૈક્રય રૂપો બનાવી દુઃખો આપે છે, જેથી ત્યાં તે નરકમાં નારકી જીવો હે માત, હે તાત મારૂં રક્ષણ કરો આદિ કરુણાજનક શબ્દથી કોલાહલ તથા પ્રગટપણે રૂદન કરતા હોવાના શબ્દો સભળાય છે વળી ત્યાં પરધામીઓ નારકીઓને દુઃખ આપવામાં આનંદ માની ઉત્સાહપૂર્વક નારકીઓને દુઃખ આપે છે.

पाणेहि णं पाव विओजयंति तं भे पवक्खामि जहातहेणं।
दंडेहिं तत्या सरयंति बाला, सव्वेहिं दंडेहि पुराकएहिं ॥१९॥

**શબ્દાર્થ** (૧) પરમાધામી (૨) નારકી જીવોના (૩) અંગોપાંગ અલગ કરે છે (૪) તેના કારણ (૫) તમોને (૬) જેમ છે તેમ કહી (૭) બતાવું છું (૮) અજ્ઞાની પરમાધામી (૯) પાપકારેનિ (૧૦) પૂર્વ (૧૧) કૃતકર્મ (૧૨) યાદ કરાવી (૧૩) નારકીઓને પીડા આપે છે

**ભાવાર્થ** – પાપી પરમાધામી નારકીના જીવોને દુઃખો શા માટે આપે છે તે કારણ તમોને બતાવું છું નારકી જીવોએ પૂર્વના ભવમાં અન્ય જીવોને આપેલ દુઃખો (હિંસા કરીને, પ્રતિકૂળતા આપી, અન્યની સંપત્તિને લૂટીને પરસ્ત્રી સેવન આદિ પાપકાર્યોથી અન્યને ઉપજાવેલ દુઃખોના કારણે)ના કારણો યાદ કરાવીને અંગોનું છેદન

**શબ્દાર્થ** (૧) અ ગોમાંથી લોહી ટપકે છે (૨) નારકી (૩) સુકા તાડ પત્ર સમાન (૪) રાત્રિ દિવસ (૫) એ નરક સ્થાનમા (૬) રૂદન કરે છે (૭) અજ્ઞાની નારકીના અ ગોમાંથી (૮) પરુ (૯) માસ (૧૦) ઝરતા રહે છે (૧૧) અગ્નિમાં બળતા (૧૨) ખાર છાંટે છે (૧૩) લોહી (૧૪) શરીર પર

**ભાવાર્થ**:- અજ્ઞાની નારકી જીવોના શરીરના અંગોમાંથી લોહી પરુ ટપકતા-ઝરતા થકા તાલ નામના વૃક્ષના સુકા પાંદડા જેવા દુર્બળ નારકીઓ રાત્રિ દિવસ નરકસ્થાનમા કરુણાયુક્ત રૂદન કરતા રહે છે વળી તે નારકીઓને અગ્નિમા બાળી પશ્ચાત તેના શરીર ઉપર ખાર છાંટે છે, તેથી તેના શરીરમાથી લોહી, પાસ, ઝરતાં રહે છે, આવી તીવ્ર પીડા નારકીઓ પૂર્વે કરેલ ક્રુર કર્મોના વિપાકોથી ભોગવી રહેલા છે

**जइ ते सुता लोहितपूअपाई, बालागणी तेअगुणा परेणं ।**
**कुंभी महंताहियपोरसीया, समूसिता लोहियपूयपुण्णा ॥२४॥**

**શબ્દાર્થ** (૧) લોહી તથા (૨) પરૂને (૩) પકવનારી નવીન (૪) અગ્નિના તાપ સમાન (૫) જેનો ગુણ છે (૬) અતિતાપયુક્ત (૭) પુરુષ પ્રમાણથી અધિક (૮) બહુમોટી (૯) કુભી નામની નરકની ભૂમિ (૧૦) કદાચિત્ (૧૧) તમે (૧૨) લોહી (૧૩) પરુથી (૧૪) ભરેલી (૧૫) ઉચી (૧૬) સાંભળી હશે

**ભાવાર્થ**:- લોહી તથા પાસને પકવનારી નવીન અગ્નિના સમાન તેજથી યુક્ત હોવાથી અત્યન્ત તાપ યુક્ત પુરુષ પ્રમાણથી અધિક મહાન મોટી તથા ઉચી લોહી અને પરુથી ભરેલી કુભી નામની નરક તમોએ કદાચ સાભળી હશે. વળી ઉંટના જેવા આકારવાળી અને ચારે તરફ અગ્નિ હોવાથી ઘૃણાસ્પદ છે.

(૭) સ્વભાવવાળા નારકીને (૮) બેડીમાં (૯) નાખે છે (૧૦) સ્હેને (૧૧) કાપે છે (૧૨) મસ્તકમાં (૧૩) છિદ્ર કરી (૧૪) પીડા આપે છે

ભાવાર્થ— નારકીના જીવોના રહેવાના સ્થાનો પ્રાયઃ સદા સંપૂર્ણ ગરમ રહે છે આ સ્થાનો નિધત્ત નિકાચિત્ત આદિ ઉગ્રકર્મો દ્વારા નારકીના જીવોને પ્રાપ્ત થાય છે, આ સ્થાનોનો સ્વભાવ નારકી જીવોને અત્યન્ત દુઃખ રૂપ હોય છે તેમ જ આ સ્થાનોમાં પરમા ધામીઓ નારકી જીવોના શરીરને બેડીમાં નાખી શક્તિ કરી તેઓ મરડી, મસ્તકમાં છિદ્ર પાડી નારકીઓને પીડા આપે છે

छिंदति बालस्स खुरेण नक्कं, उट्ठेवि छिंदति दुवेवि कण्णो।
जिब्भं विणिक्कस्स विहत्थिमित्त, तिक्खाहिं सूलाहि-
ऽभितावयंति ॥२२॥

શબ્દાર્થ (૧) છેદે છે (૨) અજ્ઞાની નારકીજીવોની (૩) નાસિકાને (૪) અસ્રાથી (૫) હોઠ (૬) બન્ને (૭) કાન (૮) કાપીએ છે (૯) જીભ (૧૦) વેંત ભર (૧૧) બહારકાઢી (૧૨) તીક્ષ્ણ (૧૩) શૂલથી વીંધીને (૧૪) દુઃખ આપે છે

ભાવાર્થ — પરમામી—નરકપાલ નિર્વિવેકી નારકી જીવોની તીક્ષ્ણ અસ્રાથી નાસિકા અને હોઠ તથા બન્ને કાનને કાપી લે છે અને જીભને વેંત જેટલી બહાર કાઢી તીક્ષ્ણ શૂલથી વીંધીને નારકીઓને દુઃખ આપે છે

ते तिप्पमाणा तलसंपुडव्व, राइंदियं तत्थ थणंति बाला।
गलंति ते सोणिअपूयमंसं, पज्जोइया खारपइद्धियंगा ॥२३॥

**શબ્દાર્થ** . (૧) અગોમાથી લોહી ટપકે છે (૨) નારકી (૩) સુકા તાડ પત્ર સમાન (૪) રાત્રિ દિવસ (૫) એ નરકસ્થાનમા (૬) રૂદન કરે છે (૭) અજ્ઞાની નારકીના અગોમાંથી (૮) પરુ (૯) માસ (૧૦) ઝરતા રહે છે (૧૧) અગ્નિમાં બળતા (૧૨) ખાર છાટે છે (૧૩) લોહી (૧૪) શરીર પર

**ભાવાર્થ**:– અજ્ઞાની નારકી જીવોના શરીરના અંગોમાથી લોહી પરુ ટપકતા-ઝરતા થકા તાલ નામના વૃક્ષના સુકા પાંદડા જેવા દુર્બળ નારકીઓ રાત્રિ દિવસ નરકસ્થાનમા કરુણાયુકત રૂદન કરતાં રહે છે વળી તે નારકીઓને અગ્નિમા બાળી પશ્ચાત તેના શરીર ઉપર ખાર છાંટે છે, તેથી તેના શરીરમાથી લોહી, પાસ, ઝરતાં રહે છે, આવી તીવ્ર પીડા નારકીઓ પૂર્વે કરેલ ક્રુર કર્મોના વિપાકોથી ભોગવી રહેલા છે

૧૦ ૧૧ ૧૬ ૧ ૨ ૩ ૪ ૫ ૬
**जइ से सुता लोहितपूअपाई, बालागणी तेअगुणा परेणं ।**
૯ ૮ ૭ ૧૫ ૧૨ ૧૩ ૧૪
**कुंभी महंताहियपोरसीया, समूसिता लोहियपूयपुण्णा ॥२४॥**

**શબ્દાર્થ** (૧) લોહી તથા (૨) પરુને (૩) પકવનારી નવીન (૪) અગ્નિના તાપ સમાન (૫) જેનો ગુણ છે (૬) અતિતાપયુક્ત (૭) પુરુષ પ્રમાણથી અધિક (૮) બહુમોટી (૯) કુભી નામની નરકની ભૂમિ (૧૦) કદાચિત (૧૧) તમે (૧૨) લોહી (૧૩) પરુથી (૧૪) ભરેલી (૧૫) ઉચી (૧૬) સાભળી હશે

**ભાવાર્થ**:– લોહી તથા પામને પકવનારી નવીન અગ્નિના સમાન તેજથી યુક્ત હોવાથી અત્યન્ત તાપ યુક્ત પુરુષ પ્રમાણથી અધિક મહાન મોટી તથા ઉચી લોહી અને પરુથી ભરેલી કુભી નામની નરક તમોએ કદાચ સાભળા હશે. વળી ઉંટના જેવા આકારવાળી અને ચારે તરફ અગ્નિ હોવાથી ઘૃણાસ્પદ છે.

पक्खिप्प तासुं पययंति बाले, अट्टस्सरे ते कलुणं रसंते ।
तण्हाइया ते तउतंबतत्तं, पज्जिमाणाऽट्टतरं रसंति ॥२५॥

શબ્દાર્થ (૧) લોહી તથા પરૂથી ભરેલી કુંભીમાં પરમાધામીઓ (૨) અજ્ઞાની નારકીને (૩) નાંખીને (૪) પકાવે છે (૫) ત્યાં આર્તનાદથી (૬) કરુણયુક્ત (૭) રૂદન કરે છે (૮) તૃષાથી (૯) વ્યાકુળ તે નારકીઓને પરમાધામી (૧૦) સીસા (૧૧) તાંબા (૧૨) ગરમ (૧૩) પીવરાવે છે (૧૪) આર્તસ્વરે (૧૫) રૂદન કરે છે

ભાવાર્થ – લોહી તથા પરૂથી ભરેલી ઉપરોક્ત કુંભીમાં નારકીઓને નાખી પકાવે છે ત્યાં આર્તનાદથી કરુણાયુક્ત રૂદન કરતા નારકીઓ તૃષાથી વ્યાકુળ થતા પરમાધામીઓ સીસા તથા તાંબાને ગરમ કરીને તે રસ નારકીઓને પીવરાવે છે, તેથી ત્યાં વિશેષ રૂદન કરે છે, પૂર્વભવમાં દારૂ પીધેલનું સ્મરણ કરાવીને ખખખખતા સીસા તાંબાના રસોને પીવરાવે છે આવા તીવ્રદુઃખો નરકમાં નારકીઓ ભોગવે છે

अप्पेण अप्पं इह वंचइत्ता, भवाहमे पुव्वसते सहस्से ।
चिट्ठंति तत्था बहुकूरकम्मा, जहा कडं कम्म तहासि भारे ॥२६॥

શબ્દાર્થ (૧) મનુષ્યભવમાં (૨) પોતે (૩) પોતાને (૪) વંચિત કરી (૫) પૂર્વજન્મમાં (૬) સેંકડો (૭) હજારો (૮) અધમભવો પ્રાપ્ત કરી (૯) બહુ ક્રૂરકર્મી જીવો (૧૦) ઉપરોક્ત નરકમાં (૧૧) રહે છે (૧૨) જેવા (૧૩) કર્યાં (૧૪) કર્મ (૧૫) હોય તે અનુસાર નરકની (૧૬) પીડા પ્રાપ્ત થાય છે.

ભાવાર્થઃ– મનુષ્યભવનાં થોડા સુખના લોભે આસક્ત જીવો પોતે પોતાને વંચિત કરી પોતાના જ આત્માને ઠગી પૂર્વ જન્મોમાં

સેંકડો હજારોવાર અધમ ભવો પ્રાપ્ત કરી ઘણા ક્રૂર કર્મો કરીને એ ક્રૂર કર્મી જીવો, ઉપર કહેલ મુજબ દુઃખમય નરકમા ઉત્પન્ન થઈ લાંબા કાળ સુધી જેવાં જેવાં તીવ્ર કે મંદ કર્મો કર્યા હોય, તેને અનુસાર પીડા પામે છે, ભોગવે છે ગાઢ કર્મો કરવાવાળા અતિ દુઃખરૂપવાળા નરક સ્થાનોમાં ઉત્પન્ન થાય છે પ્રથમની નરક કરતાં બીજી નરકના દુઃખો વધારે તીવ્ર હોય છે, એ રીતે અનુક્રમે સાતમી નરક સુધી વધારે વધારે દુખો હોય છે જે વ્યક્તિ અન્યને ઠગે છે તે પોતે જ ઠગાય છે, અન્ય જીવોની ઘાત કરનાર પોતાના આત્માની જ ઘાત કરે છે તેનુ અજ્ઞાની જીવોને જ્ઞાન હોતું નથી.

**समज्जिणित्ता कलुसं अणज्जा, इट्ठेहि कंतेहि य विप्पहूणा ।**
**ते दुब्भिगंधे कसिणे य फासे, कम्मोवगा कुणिमे आवसंति॥२७॥**

**શબ્દાર્થ** : (૧) અનાર્ય પુરુષ (૨) પાપ (૩) ઉપાર્જન કરી (૪) ઇષ્ટ (૫) પ્રિય (૬) રહિત (૭) દુર્ગંધ (૮) ભરેલ (૯) અશુભ સ્પર્શવાળા (૧૦) માંસ લોહીથી પૂર્ણ નરકમા (૧૧) કર્મવશીભૂત (૧૨) નિવાસ કરે છે

**ભાવાર્થ** – અનાર્ય પુરુષો પાપ ઉપાર્જન કરીને ઇષ્ટ તથા પ્રિયથી રહિત દુર્ગંધવાળી અશુભ સ્પર્શવાળા માંસ તથા લોહીથી પૂર્ણ ભરેલ દુખમય નરકસ્થાનમા કર્મને વશીભૂત ઉત્પન્ન થઈ દુઃખો ભોગવતા નિવાસ કરે છે જીવો માતા, પિતા, પુત્ર, સ્ત્રી આદિ સ્વજનો માટે તથા પોતાના શરીરના મમત્વથી હિંસા આદિ પાપનું ઉપાર્જન કરીને સડી ગયેલા મુડદાથી પણ ખરાબ ગંધવાળા તથા કર્કશ સ્પર્શવાળા ઉદ્વેગ જનક તથા હાહાકાર શબ્દ જ્યાં થતા હોય છે, એવા તીવ્ર દુઃખોવાળા નરકસ્થાનોમાં પાપી જીવો ઉત્પન્ન થાય છે અને ત્યા ઘણા લાબાકાળ સુધી દુખો ભોગવતાં થકા રહે છે એમ જાણી આત્માર્થી જીવોએ આરભ પરિગ્રહના

મમત્વને દૂર કરી મનુષ્ય ભવને સફલ બનાવવા જાગૃત રહેવું એ શ્રેયનું કારણ છે

## પ્રથમ ઉદ્દેશો સમાપ્ત

★

## સૂત્ર કૃતાંગ સૂત્ર અ૦ ૫ ઉ૦ ૨

अहावरं सासयदुक्खधम्मं, तं मे पवक्खामि जहातहेणं ।
बाला जहा दुक्कडकम्मकारी, वेदंति कम्माइं पुरेकडाइं ॥१॥

શબ્દાર્થ (૧) પશ્ચાત (૨) અન્ય નરક વિષયમાં (૩) નિરન્તર (૪) દુઃખશીલોનો (૫) સ્વભાવ (૬) નરક સબંધમાં (૭) તમોને (૮) જેમ છે તેમ (૯) કહું છુ (૧૦) અજ્ઞાનીજીવો (૧૧) જે રીતે (૧૨) પાપ કર્મો (૧૩) કર્યાં હોય (૧૪) પૂર્વજન્મમાં કરેલા (૧૫) કર્મોના ફળ (૧૬) ભોગવે છે

ભાવાર્થઃ- શ્રી સુધર્માસ્વામી જમ્બૂસ્વામી આદિ પોતાના શિષ્યવર્ગને કહે છે કે નિરતર દુ ખ દેવાવાળા અન્ય નરકસ્થાનના સબંધમાં તમોને ત્યાંના દુઃખોની હકીકત કહુ છુ જે અજ્ઞાની પુરૂષો પરમાર્થને નહિ જાણવાવાળા કર્મોના વિપાકનો-ફળનો વિચાર નહિ કરીને જીવહિંસા આદિ પાપકર્મો કરે છે તેના તથા પૂર્વોપાર્જિત કર્મોના બુરા વિપાકો દુ ખરૂપ કેવી રીતે ભોગવે છે તે તમે સાંભળો.

हत्थेहि पाएहि य बंधिऊणं, उदरं विकत्तंति खुरासिएहिं ।
गिण्हित्तु बालस्स विहत्तु देहं, वद्धं सिरं पिट्ठओ उद्धरंति ॥२॥

શબ્દાર્થ (૧) હાથ (૨) પગ (૩) બાંધી (૪) અસ્ત્રાથી (૫) તલવારથી નારકીના (૬) પેટને (૭) ફાડે છે (૮) અજ્ઞાની નારકીને (૯) પકડીને (૧૦) તેના શરીરને ભેદી (૧૧) ઘાયલ કરી (૧૨) શરીરની ચામડીને (૧૩) આગળથી (૧૪) પીઠની ચામડીને ઉખેડી (૧૫) નાંખે છે

ભાવાર્થ- પરમાધામીઓ નારકીના જીવોના હાથ તથા પગ બાંધીને અસ્ત્રાથી તથા તલવારથી તેના પેટને ચીરી ફાડી નાંખે છે, તથા તે અજ્ઞાની નારકીઓને લાઠી આદિથી પ્રહાર કરી તેના શરીરના ચુરેચુરા કરી નાખે છે અને તેને પકડી પીઠની ચામડીને ઉખાડી લે છે, આવા દુઃખો નરકમા હોય છે

१ ३ २ ४ ६ ५ ७
बाहू पकत्तंति य मूलतो से, थूलं वियासं मुहे आडहंति ।
८ ९ १० ११ १२ १५ १३ १४
रहंसि जुत्तं सरयंति बालं, आरुस्स विज्झंति तुदेण पिट्ठे ॥३॥

શબ્દાર્થ (૧) નારકીજીવોની ભુજાને (૨) મૂલમાંથી (૩) કાપીલે છે (૪) લોઢાના તપાવેલગોળા (૫) નારકીના મોઢાને (૬) ફાડી તેમાં નાખીને (૭) નારકીને બાળે છે (૮) તપ્ત રથમા (૯) જોડીને પૂર્વજન્મોમાં કરેલાં પાપ કાર્યો (૧૦) સ્મરણ કરાવે છે (૧૧) અજ્ઞાની નારકી જીવોને (૧૨) ક્રોધ કરી (૧૩) ચાબુકવડે (૧૪) તેની પીઠમાં (૧૫) પ્રહાર કરે છે

ભાવાર્થ - પરમાધામીઓ નારકીના જીવોની ભુજાઓ મૂળમાથી કાપી લે છે તથા તે અજ્ઞાની નારકીના મોઢાને ફાડીને ગરમ કરેલા લોઢાના ગોળા નાખીને બાળે છે, લોઢાના તપ્તરથમા જોડીને તેના પૂર્વભવોના પૂર્વકૃત પાપકર્મોનુ સ્મરણ કરાવી વિના કારણ ક્રોધિત થઇ નરકપાલ નારકી જીવોની પીઠ ઉપર ચાબુકથી તાડન કરે છે મારે છે

१ ४ ३ २ ५ ६
अयंव तत्तं जलियं सजोइ, तऊवमं भूमिमणुक्कमंता ।
८ ९ १० ११ १२ १३ १४
ते डज्झमाणा कलुणं थणंति, उसुचोइया तत्तजुगेसु जुत्ता ॥४॥

શબ્દાર્થ (૧) તપ્ત લોઢાના ગોળા સમાન (૨) જ્યોતિસહિત (૩) જલતી (૪) તપ્તભૂમિ (૫) ઉપમા યોગ્ય (૬) ભૂમિમા (૭) ચાલતા (૮) નારકી

ના જીવો (૯) બળતા થકા (૧ ) કરુણાયુક્ત (૧૧) રુદન કરે છે (૧૨) ચાબુક મારી પ્રેરિત કરી (૧૩) તપ્ત (૧૪) પીંસરાવાળા (૧૫) રથે જોડયા થકા હાંકતા રુદન કરે છે

ભાવાર્થઃ- તપ્ત લોહાના ગોળાસમાન જ્યોતિસહિત જલતી ભૂમિમાં ચાલતા થકા નારકીના જીવો બળતા થકા કરુણાયુક્ત આક્રંદ કરે છે, ( આ નરકમા સર્વ સ્થળે આવી તપ્ત જમીન રહેલ છે) અને બળદની માફક ચાબુક મારીને પ્રેરિત કરી તપ્ત પરમ પીંસરાવાળા રથમાં જોડયા થકા નારકીના જીવો અતિ રુદન કરે છે

१ २ ३ ४ ५
बाला बला भूमिमणुक्कमंता, पविज्जलं लोहपहं च तत्तं ।
८ ९ ७ ११ १२ १३ १४
असीऽभिदुग्गंसि पवज्जमाणा, पेसेव दंडेहिं पुराकरंति ॥५॥

શબ્દાર્થ (૧) અજ્ઞાની નારકીના જીવોને (૨) બલાત્કારથી અજ્ઞતા (૩) લોહમય માર્ગ સમાન (૪) તપેલી (૫) લોહી તથા પરુના કીચડવાળી (૬) ભૂમિ ઉપર (૭) ચલાવતાં થકાં તથા (૮) શસ્ત્રથીસમાદિ (૯) કઠિન સ્થાનપર (૧ ) ચાલવા પ્રેરિત કરીને (૧૧) લાકડીથી મારતા થકાં (૧૨) દાસની માફક અથવા બળદની માફક (૧૩) આગળ (૧૪) ચલાવે છે

ભાવાર્થ- પરમાધામીઓ નારકી જીવોને તપ્ત લોહમય માર્ગની સમાન તપ્ત ભૂમિ ઉપર બલાત્કારથી ચલાવતા, લોહી અને પરુના કાદવવાળી તપેલ ભૂમિ ઉપર ચાલતા પીડા પામતા કરુણાયુક્ત રુદન કરતા હોય છે તથા કાંટા અને કાંકરાવાળા માર્ગમા ચાલતા નારકીના જીવો વીંધાતા થકા રોકાઇ જતા પરમાધામીઓ બળદની માફક લાકડી આદિથી પ્રહાર કરી તપ્ત ભૂમિ ઉપર ચલાવતા આગળ આગળ લઇ ય છે નારકી જીવો પોતાની ઇચ્છાનુસાર ક્યાંય જઇ શકતા નથી અને પરમાધામીઓ દ્વારા પીડા પામતા થકા રહે છે

१ २ ३ ५ ६ ४
ते संपगाढंसि पवज्जमाणा, सिलाहि हम्मंति निपातिणीहिं ।
७ ८ ९ १२ १० ११
संतावणी नाम चिरट्ठितीया, संतप्पती जत्थ असाहुकम्मा ॥६॥

શબ્દાર્થ : (૧) તે નારકીજીવો (૨) અતિવેદનાયુક્ત નરકમાં (૩) ગયાથકાં (૪) સન્મુખ પડતી (૫) શિલાદ્વારા હણાય છે (૭) સંતાપની (૮) નામની નરક લાંબાકાળ (૯) પર્યંતની સ્થિતિવાળી (૧૦) જેમાં (૧૧) પાપકર્મકરવાવાળા જીવો (૧૨) દુઃખોને ભોગવે છે

ભાવાર્થ – તીવ્ર વેદનાયુક્ત નરકમાં રહેલાં નારકી જીવોની સન્મુખ પડતી શિલાઓથી દબાઈને હણાય છે, પીડા પામે છે, આવી સંતાપ–દુઃખ આપનારી સતાપની નામની નરકમાં ઉત્પન્ન થયેલા નારકી જીવોની સ્થિતિ પણ ઘણા લાબા કાળની હોય છે ત્યાં પાપી જીવો ચિરકાળ સુધી તીવ્ર દુખોને ભોગવે છે

१ ३ ४ २ ६ ५ ७ ८
कंदूसु पक्खिप्प पयन्ति बालं, ततोविदड्ढा पुण उप्पयंति ।
९ १० ११ १२ १४ १३
ते उड्ढकाएहिं पखज्जमाणा, अवरेहिं खज्जंति सणप्फएहिं ॥७॥

શબ્દાર્થ : (૧) ગેડીના આકારવાળી નરકમા (૨) નારકીના જીવોને (૩) નાંખી (૪) પકાવે છે (૫) તેમાં બળતા થકાં નારકીના જીવો (૬) ત્યાંથી (૭) પુનઃ (૮) ઉંચે ઉછળે છે (બહુ પીડા થના) ત્યા ઉચે (૯) નારકીના જીવોના શરીરના માસને વૈક્રય રૂપ વાળા (૧૦) દ્રોણ કાક પક્ષીઓ (૧૧) તોડીને ખાય છે (૧૨) અન્ય સિંહ (૧૩) વ્યાઘ્ર આદિ નારકીના (૧૪) શરીરોને ફાડીખાય છે

ભાવાર્થ – નરકપાલ-પરમાધામી નારકીના જીવોને ગેડીના આકારવાળી કુભીમા નાખી પકાવે છે, ત્યાથી ભુજાના ચણાની માફક ઉછાળી ઊચા જાય છે, ત્યા ઊચે દ્રોણકાક આદિ પક્ષીઓ નારકીના શરીરને તોડીને તેના માસને ખાય છે, તે સિવાય પરમાધામીએ વિકુર્વેલ સિંહ, વાઘ આદિ નારકીના શરીરોને ફાડી ખાય છે, નરકના આવા દુખો પાપી જીવોને ભોગવવા પડે છે

समूसियं नाम विधूमठाणं जं सोयतत्ता कलुणं थणंति ।
अहोसिरं कट्टु विगत्तिऊणं अयव सत्थेहिं समोसवेति ॥८॥

**શબ્દાર્થ** (૧) ઊંચી ચિતા સમાન (૨) સમુસિયનામનું (૩) ધૂમાડા રહિત (૪) એક અગ્નિસ્થાન છે (૫) એ સ્થાનને પ્રાપ્ત થનારા (૬) શોકતપ્ત (૭) કરુણાયુક્ત (૮) રૂદન કરે છે (૯) તે સ્થાનમાં નારકીના જીવોના મસ્તક નીચા (૧૦) રાખી (૧૧) તેના દેહને કાપે છે (૧૨) લોઢાના (૧૩) શસ્ત્રથી નારકીજીવના શરીરના (૧૪) ખંડ ખંડ ટુકડા કરે છે

**ભાવાર્થ** – ઊંચી ચિતા સમાન ધુમાડા રહિત અગ્નિનું એક સ્થાન છે, ત્યાં ઉત્પન્ન થયેલા અગર ત્યાં ગયેલા નારકી જીવોને પરમાધામીઓ નારકીના મસ્તક નીચે કરી તેના મસ્તક તથા તેના શરીરને કાપી નાંખી લોખંડના શસ્ત્રથી નાના નાના ટુકડા કરે છે, તેથી તે નારકીઓ શોકથી તપ્ત બની કરુણાયુક્ત રુદન કરે છે

समूसिया तत्थ विसूणियगा, पक्खीहिं खज्जंति अओमुहेहिं ।
संजीवणी नाम चिरट्ठितीया, जंसी पया हम्मइ पावचेया ॥९॥

**શબ્દાર્થ** (૧) એ નરકમાં (૨) ઊંચા મુખે લટકાવેલ શરીરની (૩) ચામડી ઉખાડી લીધેલ નારકી જીવોના સુજી ગયેલા શરીરને (૪) પક્ષીઓ (૫) ફાડી ખાય છે (૬) લોઢાના જેવા મુખવાળા (૭) એ નરક સંજીવની કહેવાય છે તેના આયુષ્ય પણ (૮) લાંબા કાળના હોય છે (૯) તે નરકમાં (૧૦) નારકીજીવો (૧૧) પાપીજીવો (૧૨) હણાય છે

**ભાવાર્થઃ**– જેમ કસાઈ લોકો મૃતક બકરાના શરીરને ઊંચે બાંધી તેના ચામડાને ઉખાડી લે છે એવી રીતે પરમાધામીઓ નારકીના જીવોને ઊંચે મસ્તકે લટકાવીને શરીરની ચામડી ઉખાડી લે છે એવા

ચામડી રહિત નારકીના સુજી ગયેલા શરીરોને લોઢાના જેવા મુખવાળા વજ્ર જેવી ચાચવાળા પક્ષીઓ ફાડી ખાય છે, એ નરકની ભૂમિ સંજીવની નામની કહેવાય છે, કારણ કે મરણ સમાન કષ્ટો પ્રાપ્ત થતાં પણ શેષ આયુષ્ય હોવાથી નારકીના જીવો મરતા નથી. જીવો મરતા નથી તેના શરીરના નાના ટુકડા કરવા છતાં પારાની જેમ હેવા અને નારકીના જીવોના આયુષ્ય નિરૂપક્રમી હોય છે. જેથી આયુષ્ય હોય ત્યા સુધી ગમે તેવા તીવ્ર ઉપક્રમ લાગવા છતાં તે જીવો અધુરા આયુષ્યે મરતા નથી તેમ જ એ નરકના નારકીઓના આયુષ્યો પણ દીર્ઘ હોય છે મુદ્ગર આદિથી હણાતા, પીડાથી સંજ્ઞારહિત-વિકલ થવાથી મરવા ઈચ્છતાં છતા તે નારકીના શરીરોના ટુકડા ભેગા મળી મૂળ માફક શરીર બની રહે છે.

**निरवाहिं सूलाहिं निवायंति, सोगयं आययं च लद्धं ।**
**ते मूलविद्धा कलुणं थणंति, एगन्तदुक्ख दुहओ गिलाणा ॥१०॥**

શબ્દાર્થ (૧) વશમાં આવેલ (૨) જંગલી જનાવર જેવા (૩) પ્રાપ્ત થતા નારકીજીવોને પરમાધામીઓ (૪) તીક્ષ્ણ (૫) શૂલોથી ભેદે છે (૬) મારે છે (૭) શૂલોથી વીંધાએલા (૮) નારકીજીવો (૯) કરુણાયુક્ત (૧૦) રૂદન કરે છે (૧૧) એકાંત (૧૨) દુ:ખી (૧૩) આભ્યતર તથા બહારથી (૧૪) ગ્લાન

**ભાવાર્થ** – પરમાધામીના વશમા આવેલા જંગલી જનાવર જેવા અજ્ઞાની સંજ્ઞાહીન પ્રાપ્ત થતા નારકીજીવોને, પરમાધામીઓ તીક્ષ્ણ શૂલોથી વિંધે છે આભ્યતર તથા બાહ્યથી ગ્લાન મની એકાન્ત દુ:ખી નારકીના જીવો કરુણાયુક્ત આક્રંદ કરે છે.

**सया जलं नाम निहं महंतं, जंसी जलंतो अगणी अकट्ठो ।**
**चिट्ठंति बद्धा बहुकूरकम्मा अरहस्सरा केइ चिरट्ठितीया ॥११॥**

१ २ ३ ४ ५ ६
सदा कसिणं पुण घम्मठाणं, गाढोवणीयं अइदुक्खधम्मं ।
७ ८ ९ १० ११ १२
हत्थेहिं पाएहि य बंधिऊणं, सत्तुव्व डंडेहिं समारभंति ॥१३॥

**શબ્દાર્થ** : (૧) સદૈવ (૨) સંપૂર્ણ (૩) ગરમસ્થાન (૪) નિધત્તનિકાચિત્ત કર્મોથી પ્રાપ્ત (૫) અત્યન્ત દુઃખદેવાનો (૬) સ્વભાવ છે (૭) હાથ (૮) પગ (૯) બાંધી (૧૦) શત્રુની માફક (૧૧) લાકડીઓથી (૧૨) માર મારે છે.

**ભાવાર્થ**:- સદા બળતુ થકું એક ગરમ સ્થાન નરકમાં છે. ત્યા નિધત્ત નિકાચિત કરેલા અશુભ કર્મોવાળાં જીવો ઉત્પન્ન થાય છે, જે સ્થાનનો સ્વભાવ નારકી જીવોને અતિ દુઃખરૂપ હોય છે, એ સ્થાનમાં નારકી જીવોના હાથ પગ બાંધી પરમાધામીઓ શત્રુની માફક લાકડીઓથી માર મારે છે જીવોની હિંસાથી, અતિપરિગ્રહ મમત્વથી તથા દારૂ માંસના ભોજન આદિ પાપકાર્યોવાળા જીવો આવા દુઃખવાળા નરક સ્થાનોમા ઉત્પન્ન થાય છે, તથા મૃષાવાદીઓ, ચોરી કરનારાઓ, મૃત્યુ પામી તિર્યંચગતિમા ઉત્પન્ન થઇ દુઃખો ભોગવે છે, લોભના વશે પરિગ્રહ સંગ્રહ બુદ્ધિથી, એકેન્દ્રિય જીવોની હિંસાના કરનારા, મૃત્યુ બાદ એકેન્દ્રિય યોનીમા ઉત્પન્ન થઇ ત્યાં દુઃખો ભોગવે છે.

४ १ ३ २ ७ ८ ६
भंजंति बालस्स वहेण पुट्ठी सीसंपि भिंदंति अओघणेहिं ।
९ ११ १२ १३ १४ १५ १६
ते भिन्नदेहा फलगंव तच्छा, तत्ताहिं आराहिं णियोजयंति ॥१४॥

**શબ્દાર્થ** (૧) અજ્ઞાની નારકી જીવની (૨) પીઠ (૩) લાઠીથી મારમારી (૪) ભાંગી નાખે છે (૫) લોહના ઘણુથી (૬) માથુ ભાગે છે (૯) તેના (૧૦) અંગોનુ (૧૧) ચૂર્ણ કરીદે છે (૧૨) કાષ્ટના પાટીયાની જેમ (૧૩) ચીરે છે (૧૪) તપ્ત (૧૫) આરાથી (૧૬) ગરમસીસુ પાવાને પ્રવૃત્ત કરે છે

ભાવાર્થ– નરકપાલ-પરમાધામી લાઠી આદિથી માર મારી નારકી જીવોની પીઠ ભાંગી નાખે છે—તોડી નાંખે છ તથા લોખંડના ઘણથી મસ્તકના ચૂરેચૂરા કરી દે છે, એ જ રીતે નારકીના શરીરના પણ ચૂરેચૂરા કરી દે છે, તેમ જ કાષ્ટની જેમ તેના શરીરને ચીરી નાખે છે તથા ગરમ સીસાના રસ પાવાને માટે પ્રવૃત્ત કરે છે

अभिजुंजियां रुद्द असाहुकम्मा, उसुचोइया हत्थिवहं वहंति ।
एगं दुरुहित्तु दुवे ततो वा, आरुस्स विज्झंति ककाणओ से ॥
॥१५॥

શબ્દાર્થ (૧) પાપી નારકી જીવોને પૂર્વે કરેલ (૨) જીવ હિંસાદિ (૩) સ્મરણ કરાવી બાણના પ્રહારથી (૪) પ્રેરિત કરી (૫) હાથીની માફક ભાર (૬) વહન કરાવે છે (૭) એક (૮) બે (૯) ત્રણ જીવને નારકીની પીઠ પર (૧૦) બેસાડી ચલાવે છે (૧૧) ક્રોધકરી (૧૨) મર્મસ્થાનને (૧૩) વિંધે છે

ભાવાર્થઃ– નરકપાલ નારકી જીવોને તેના પૂર્વકૃત પાપનું સ્મરણ કરાવી બાણથી પ્રહાર કરી પ્રેરિત કરીને હાથીની માફક ભાર વહન કરાવે છે અને નારકીની પીઠ ઉપર એક, બે ત્રણ આદિ અન્ય નારકીઓને બેસાડીને ચલાવવા પ્રેરિત કરી ચલાવે છે અને ક્રોધ કરી તેના મર્મ સ્થાનોમાં પ્રહાર કરે છે ને વીંધે છે

बाला बला भूमिमणुक्कमंता पविज्जलं कंटइलं महंतं ।
विबद्धतप्पेहिं विवण्णचित्ते समीरिया कोट्टबलिं करिति ॥१६॥

શબ્દાર્થ (૧) અજ્ઞાની (૨) બલાત્કાર (૩) કીચડવાળી (૪) કાંટાવાળી (૫) વિસ્તૃત (૬) પૃથ્વીપ (૭) ચલાવે (૮) પાપકર્મથી પ્રેરિત નરકપાલ (૯) નારકીને બાંધી (૧૦) વિવેકતાપથી (૧૧) મૂર્છિત-સંજ્ઞાહીન થયેલાના ખંડ ખંડ (૧૨) ટુકડા કરી (૧૩) જ્યાં ત્યાં ફેંકે છે

**ભાવાર્થ**:- પાપથી પ્રેરિત પરમાધામીઓ, બાલકની સમાન અજ્ઞાની તથા પરાધીન નારકી જીવોને, કીચડથી ભરેલી તથા કાંટાયુક્ત પૂર્ણ વિશાળ પૃથ્વી ઉપર ચાલવાને પ્રેરિત કરે છે, વળી તે નારકીઓને બાંધીને વિવિધ તાપોથી-કષ્ટોથી સંજ્ઞાહીન થયેલા નારકીના શરીરના ખંડખંડ ટુકડા કરી આમતેમ દિશામાં ફેંકે છે

**वेतालिए नाम महाभितावे, एगायते पव्वयमंतलिक्खे ।**
**हम्मंति तत्था बहुकूरकम्मा, परं सहस्साण मुहुत्तगाणं ॥१७॥**

**શબ્દાર્થ** : (૧) મહાન તાપયુક્ત (૨) આકાશમાં (૩) વૈક્રિય (૪) એક શિલાનો લાંબો (૫) પર્વત (૬) તેના ઉપર રહેવાવાળા (૭) બહુ ક્રૂર કર્મ કરેલ નારકી જીવો (૮) ઘણા (૯) હજારો (૧૦) મુહૂર્તોથી અધિક કાળ સુધી પરમાધામી દ્વારા (૧૧) માર ખાય છે

**ભાવાર્થ**:- મહાન તાપથી યુક્ત આકાશમા પરમાધામી દ્વારા બનાવેલ વૈક્રય એક શિલાનો પર્વત અતિ અંધકારયુક્ત છે નારકીના જીવો પરમાધામીઓના ત્રાસથી ભાગતા એ પર્વત ઉપર હાથના સ્પર્શથી ચડતા ત્યાં પર્વત ઉપર હજારો મુહૂર્તોથી અધિક કાળપર્યંત પરમાધામીઓ દ્વારા માર ખાતા રહે છે ત્યા દીર્ઘકાળ પર્યંત મારને સહન કરતાં રહે છે

**संबाहिया दुक्कडिणो थणंति, अहो य राओ परितप्पमाणा ।**
**एगंतकूडे नरए महंते, कूडेण तत्था विसमे हता उ ॥१८॥**

**શબ્દાર્થ** . (૧) નિરન્તર દુખ આપે (૨) પાપીજીવ (૩) દિવસરાત્રિ (૪) દુખ ભોગવતા (૫) ક્રન્દન કરે છે (૬) એકાંત દુખના સ્થાન (૭) વિશાલ (૮) કઠિન (૯) નરકમા રહેલ જીવ (૧૦) ગળામા ફાંસી નાખી (૧૧) મારતા થકા રૂદન કરે છે

**ભાવાર્થ**:– પરમાધામીઓ નારકી જીવોને નિરન્તર દુઃખ આપતા હોવાથી નારકી જીવો દિવસ-રાત્રિ કરુણ રુદન કર્યા કરે છે જે સ્થાનમાં એકાંત દુઃખ છે તથા વિસ્તૃત તથા કઠિન એવા નરક સ્થાનમાં રહેલા નારકીઓને ગળામાં ફાંસી નાંખી પરમાધામી માર મારે છે તેથી નારકી જીવો સદા રુદન કરતા રહે છે

**भंजंति णं पुव्वअरी सरोसं, समुग्गरे ते मुसले गहेउं ।**
**ते भिन्नदेहा रुहिरं वमंता, ओमुद्धगा धरणितले पडंति ॥१९॥**

**શબ્દાર્થ** (૧) મુદ્ગર તથા (૨) મુસલ (૩) હાથમાં લઈ નરકપાલ (૪) પહેલાના શત્રુ સમાન (૫) ક્રોધસહિત નારકીજીવોના અંગોને (૬) તોડી દે છે (૭) જેની દેહ તૂટી ગઈ છે (૮) નારકીજીવ લોહી (૯) વમન કરે છે (૧૦) ઊંધા મુખે (૧૧) પૃથ્વી તલમાં (૧૨) પડી જાય છે

**ભાવાર્થ** – પરમાધામી પૂર્વનાશ શત્રુસમાન હાથમાં મુદ્ગર તથા મુસલ લઈ નારકીઓને પ્રહાર કરી નારકીના શરીરના ચૂરેચૂરા કરી નાખે છે આ પ્રહાર પામતા નારકી જીવો મુખથી લોહીનું વમન કરતા થકા ઊંધા મુખથી ધરતી ઉપર પડી જાય છે

**अणासिया नाम महासियाला, पागब्भिणो तत्थ सयायकोवा ।**
**खज्जंति तत्था बहुकूरकम्मा, अदूरगा संकलियाहि बद्धा ॥२०॥**

**શબ્દાર્થ** (૧) એ નરકમાં (૨) સદા ક્રોધિત (૩) ક્ષુધાતુર (૪) ધીઠ (૫) મોટામોટા શિયાળ જ અંતરમાં (૬) પાપ કરેલ (૭) જંજીરમાં (૮) બાંધેલા (૯) નિકટમાં સ્થિત નારકી જીવોને (૧૦) ખાય છે

**ભાવાર્થ**.- એ નરકસ્થાનોમાં હંમેશ ક્રોધિત રહેલા મોટા ઢીંઠ (વિશાલ શરીરવાળાં) ભૂખ્યા શિયાળ રહે છે, તે શિયાળો જંજીરમાં બાંધેલા નિકટમા રહેલા પાપી નારકી જીવોને ફાડી ખાય છે

**सयाजला नाम नदी भिदुग्गा, पविज्जलं लोहविलीणतत्ता ।**
**जंसी भिदुग्गसि पवज्जमाणा, एगायऽताणुक्कमणं करेंति ॥२१॥**

**શબ્દાર્થ** (૧) સદાજલા (૨) નામક (૩) મોટી વિષમ (૪) એક નદી છે (૫) તેનુ જલ ખાર પીવ તથા રક્તથી મલિન રહે છે અગ્નિથી ગળી ગયેલ (૬) લોહના રસ (૭) સમાન ઉષ્ણ જલવાળી (૮) અતિવિષમ (૯) જેમાં નદીમાં (૧૦) ગયેલ નારકી જીવ (૧૧) એકલા (૧૨) રક્ષક રહિત (૧૩) તરતા હોય છે

**ભાવાર્થ** – સદાજલા નામની એક નદી નરકમાં છે, તેમાં હમેશાં જલ રહેતું હોવાથી સદાજલા કહેવાય છે, એ નદી બહુ કષ્ટદાયી છે તેનું જલક્ષાર, પીવ (રસ્સી) તથા લોહીથી સદા મલિન રહે છે, તેમા અગ્નિથી ઓગળી ગયેલ લોઢાના રસ સમાન અને અતિ ઉષ્ણ જલ રહેલ છે, આવી નદીમા પરમાધામીઓથી ત્રાસ પામી નદીમા પડેલા નારકી જીવો રક્ષક રહિત એકલા તરે છે અતિ દુખોને ભોગવતા રહે છે

**एयाइं फासाइं फुसंति बालं, निरंतरं तत्थ चिरट्ठितीयं ।**
**ण हम्ममाणस्स उ होइ ताणं, एगो सयं पच्चणुहोइ दुक्खं ॥२२॥**

**શબ્દાર્થ** : (૧) પૂર્વોક્ત (૨) સ્પર્શ અથવા દુખ (૩) સદા (૪) લાંબા કાળસુધી નિવાસ કરવાવાળા (૫) અજ્ઞાની નારકી જીવો (૬) એ નરક સ્થાનમા

છે ૧-૩ નરકમી કુંભીઓ શીતસ્પર્શવાળીમે બહારની જમીન ઉષ્ણ સ્પર્શવાળી અને ચોથીમા શીત ઉષ્ણ બને જાતની કુંભીઓ ૫-૬-૭ ઉષ્ણુતાવાળી કુંભીઓ છે અને બહાર શીતસ્પર્શવાળા સ્થાનો હોય છે તે આશ્રી પણ નારકીની પીડા અતુલ દુઃસહ્ય કહેલ છે.

जं जारिसं पुव्वमकासि कम्मं, तमेव आगच्छति संपराए।
एगंतदुक्खं भवमज्जणित्ता, वेदंति दुक्खी तमणंतदुक्खं ॥२३॥

**શબ્દાર્થ** · (૧) જે (૨) જેવા (૩) પૂર્વ જન્મમાં (૪) કર્મ (૫) કર્યા હોય (૬) તે અનુસાર (૭) સંસારમાં (૮) ભવ પ્રાપ્ત થાય જેમાં (૯) એકાંત દુઃખરૂપ કર્મો કર્યા હોય તો તેવા (૧૦) ભવને (૧૧) પ્રાપ્ત કરી (૧૨) એકાન્ત દુઃખી જીવ (૧૩) ભોગવે (૧૪) અનંત દુઃખરૂપ નરક

**ભાવાર્થ**.– પૂર્વભવોમા જીવોએ જેવાં જેવાં તીવ્ર અથવા મંદ કર્મો કર્યા હોય તેવા કર્મોના ઉદય વર્તમાન ભવમા–જન્મમા સુખરૂપ કે દુઃખરૂપ પ્રાપ્ત થાય છે અને જે જીવોએ એકાંત દુઃખરૂપ નરકનો ભવ પ્રાપ્ત થાય, તેવા અશુભ કર્મો કર્યા હોય તેવા જીવો નરકમા ઉત્પન્ન થઇ, અનંત દુઃખરૂપ નરકસ્થાનમા નારકીપણે દુઃખોને ભોગવે છે એટલે શુભાશુભ કર્માનુસાર ભવિષ્યમાં શુભાશુભ ગતિમા જન્મ લઇ ત્યાં શુભાશુભ કર્મો ભોગવવાનાં હોય છે, શુભ કર્મથી દેવ અથવા મનુષ્યની ગતિ અને અશુભ કર્મથી નરક અથવા તિર્યંચની ગતિ પ્રાપ્ત થાય છે તે તે ગતિઓમા સુખદુઃખનો ભોગવટો પણ કર્માનુસાર પ્રાપ્ત થાય છે.

एताणि सोचा णरगाणि धीरे, न हिंसए किंचण सव्वलोए।
एगंतदिट्ठी अपरिग्गहे उ, बुज्झिज्ज लोयस्स वसं न गच्छे ॥२४॥

દુઃખો ભોગવી રહ્યા છે પૂર્વોક્ત દુઃખોથી (૭) રીબાતા બળતા નારકી જીવોને (૮) કોઈ ત્રાણશરણ (૯) હોતા (૧૦) નથી (૧૧) એકલા (૧૨) પોતે (૧૩) દુ ખો (૧૪) ભોગવે છે

ભાવાર્થ – પૂર્વોક્ત જે કઠિન દુઃખોનું વર્ણન કર્યું તે સર્વ દુઃખો નારકીના જીવોને સદૈવ ભોગવવાનાં હોય છે, તથા નારકી જીવોનાં આયુષ્ય પણ લાંબા હોય છે, એ દુ ખો ભોગવતા સમયે કોઈ નારકીના જીવોને ત્રાણ શરણ હોતા નથી. જીવોને પોતાનાં કર્મો કર્મોના વિપાકો કરનારને એકલાને જ સ્વય ભોગવવાં પડે છે પ્રથમથી ત્રીજી નરક સુધીના નારકી જીવોને પરમાધામી દેવો તરફથી પરીષહ-ઉપસર્ગ હોય છે, અથવા પરસ્પર દ્વારા પણ દુઃખો હોય છે તથા સ્વભાવથી એટલે ત્યાંની પૃથ્વી આદી એટલે ત્યાંની ભૂમિ ઉષ્ણ તથા (શીતને આદી તથા શબ્દ, રસ, ગધ, સ્પર્શ, રૂપ આદિ પ્રતિકૂળ હોવા આદી દુઃખો શરણ રહિત ભોગવવાનાં હોય છે અને ચોથીથી સાતમી નરક સુધીના નારકીના જીવોને પૂર્વના સેંકડો હજારો ભવના વેરબધનના કારણે પરસ્પર એકબીજાને દુઃખ આપતા હોવાથી તથા પૃથ્વીના સ્પર્શ, રસ, ગધ, શબ્દ, રૂપ આદિ પ્રતિકૂળ હોવાથી તથા ક્ષુધા, તૃષા, દાહ જ્વર, શીત, ઉષ્ણ ભય, ચિંતા, ખુજલી, પરાધીનતા આ દશ પ્રકારની અનતી વેદના હોય છે પહેલી નરકથી બીજીમા અનત ગુણી, એમ ત્રીજી ચોથી, પાંચમી છઠ્ઠી, સાતમીમાં અનુક્રમે વધતી અનતગુણી વેદના-પીડા હોય છે ૧૨૩ માં પરમાધામી કૃત તથા ઉપર મુજબ સ્વાભાવિક તથા પરસ્પર અને ચોથી નરકથી નારકી નારકીવક્રય રૂપો બનાવી પૂર્વ જન્માતરના વૈરભાવ આશ્રયી નવા નવા મોટા કીડાના તથા સિંહ, વાઘ આદિના વૈક્રિય રૂપો બનાવી પરસ્પર એકબીજાને દુઃખો ઉત્પન્ન કરે છે તથા કુભીમા ઉત્પન્ન થતા કુભીના સ્પર્શનુ દુઃખ વગેરે તીવ્ર દુઃખો ભોગવવાના હોય છે મહા આરભનાં કરનારા, મહાપરિગ્રહના મમત્વ વાળા તથા અનતાનુ બધીના કષાયવાળાં જીવો નરકમાં ઉત્પન્ન થાય

# સૂત્ર કૃતાંગ સૂત્ર
## અધ્યયન ૬ ઠું
## વીરસ્તુત્ય અધિકાર

૧ ૨ ૩ ૪ ૫
**पुच्छिस्सु णं समणा माहणा य, अगारिणो या परतित्थिआ य।**
૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫
**से केइ णेगंतहियं धम्ममाहु अणेलिसं साहु समिक्खयाए ॥१॥**

**શબ્દાર્થ** . (૧) પૂછ્યું (૨) સાધુ (૩) બ્રાહ્મણ (૪) ગૃહસ્થ (૫) અન્ય દર્શનીક (૬) એ (૭) કયો (૮) એકાંત (૯) હિતકારી (૧૦) ધર્મ (૧૧) કોને કહ્યો છે (૧૨) ઉત્તમ (૧૩) શ્રેષ્ઠ (૧૪) સમ્યક્ પ્રકારથી (૧૫) કહ્યો છે

**ભાવાર્થ**·– પૂર્વોકત પાચમા અધ્યયનમાં નરકનાં તીવ્ર દુઃખોની હકીકત સાંભળીને સંસારના ભયથી ભયભીત બનેલ શ્રમણ, બ્રાહ્મણ, ગૃહસ્થ તથા અન્ય દર્શનીઓએ શ્રી જમ્બુસ્વામીને પૂછયું કે એકાત હિતકર્તા પ્રધાન ધર્મને વિચાર કરી કહેલ છે, તે કોણ છે? જે ધર્મ દુર્ગતિમાં જતા જીવોને ધારણ કરી સદ્ગતિ પ્રાપ્ત કરાવે તેવા ધર્મના પ્રતિપાદક કોણ હતા.

૧ ૨ ૩ ૪ ૬ ૫ ૭ ૮
**कहं च णाणं कहं दंसणं से, सीलं कहं नायसुतस्स आसी ? ।**
૧૧ ૯ ૧૦ ૧૨ ૧૩ ૧૬ ૧૪ ૧૫
**जाणासि णं भिक्खु जहातहेणं, अहासुतं बूहि जहा णिसंतं ॥२॥**

**શબ્દાર્થ** : (૧) કેવું (૨) જ્ઞાન (૩) કેવુ (૪) દર્શન (૫) કેવું (૬) ચારિત્ર (૭) જ્ઞાતપુત્ર (૮) કેવા હતા (૯) હે મુનિ? (૧૦) યથાતથ્ય (૧૧) જાણો છો (૧૨) જેમ (૧૩) સાંભળ્યુ (૧૪) જે રીતે (૧૫) નિશ્ચય કર્યો હોય (૧૬) કહો

**ભાવાર્થ**:– શ્રી જ્ઞાતપુત્ર ભગવાન્ શ્રી મહાવીર સ્વામીનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર કેવાં હતા, હે મુનિ! આપ જાણો છો, તો જે પ્રમાણે આપે નિશ્ચય કર્યો હોય તે પ્રમાણે અમોને બતાવો–કહો.

શબ્દાર્થ (૧) વિદ્વાન પુરુષ (૨) એ (૩) નરકના ભાવ (૪) સાંભળી (૫) સર્વ લોકમાં (૬) કોઇ જીવની (૭) હિંસા (૮) ન કરે જીવાદિતત્ત્વોમાં (૯) વિશ્વાસ રાખી (૧૦) પરિગ્રહ રહિત બની અશુભ કર્મો કરવાવાળા તથા તેના ફલ ભોગવવાવાળા (૧૧) જીવોને સમજે અથવા કષાયના સ્વરૂપને (૧૨) જાણે અને કષાયના (૧૩) વશમાં ન (૧૪) જાય.

ભાવાર્થઃ– વિદ્વાન પુરુષ નરકસ્થાનના ભાવો સાંભળીને સર્વ લોકમાં કોઇ પણ પ્રાણીની હિંસા ન કરે, તેમ જ જીવાદિ તત્ત્વોમાં સમ્યક્ શ્રદ્ધા રાખી પરિગ્રહ મમત્વ ઘટાડી પરિગ્રહરહિત થઇ કષાયના સ્વરૂપને જાણી કષાયોને વશ ન થાય અને સાવદ્ય અનુષ્ઠાનથી દૂર રહી સાધકે સંયમ અનુષ્ઠાનનું ઉપયોગવંત રહી પાલન કરવું

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
एवं तिरिक्खे मणुयासु (म)रेसुं, चतुरन्तऽणंतं तयणुव्विवागं ।
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
स सव्वमेयं इति वेदइत्ता, कंखेज्ज कालं धुयमायरेज्ज ॥२५॥

શબ્દાર્થ (૧) એ પ્રકારે (૨) તિર્યંચ (૩) મનુષ્ય (૪) દેવતાઓમાં પણ (૫) ચારગતિ અથવા (૫) અનંત સંસાર (૬) વિપાકને જાણે (૭) તથા તેને અનુરૂપ (૮) બુદ્ધિમાન પુરુષ (૯) એ (૧૦) સર્વ વાતોને (૧૧) જાણી (૧૨) પ્રતીક્ષા કરે (૧૩) મરણકાળની (૧૪) સંયમનું પાલન કરે.

ભાવાર્થઃ– જેમ પાપી પુરુષની નરકગતિ તથા નરકસ્થાનના દુઃખોની હકીકત કહી એ પ્રકારે તિર્યંચગતિ (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌઇન્દ્રિય, સંજ્ઞી અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય) મનુષ્યગતિ તથા દેવગતિને પણ જાણવી ચારગતિ યુક્ત અનંત સંસાર તથા કર્માનુસાર વિપાક ફળ દેવાવાળો જાણવો. બુદ્ધિમાન પુરુષ સંસારનું, કર્મનું સ્વરૂપ જાણી મરણપર્યંત આરંભ પરિગ્રહનો ત્યાગ કરી, કષાયનો ત્યાગ કરી અનંતા સુખને પ્રાપ્ત કરાવનાર એવા સંયમનું શુદ્ધ પાલન કરે એમ હું કહું છું

અધ્યયન ૫ મું સમાપ્ત

# સૂત્ર કૃતાંગ સૂત્ર

## અધ્યયન ૬ ઠું

## વીરસ્તુત્ય અધિકાર

**पुच्छिस्सु णं समणा माहणा य, अगारिणो या परतित्थिआ य।**
**से केइ णेगंतहियं धम्ममाहु अणेलिसं साहु समिक्खयाए ॥१॥**

**શબ્દાર્થ** : (૧) પૂછ્યું (૨) સાધુ (૩) બ્રાહ્મણ (૪) ગૃહસ્થ (૫) અન્ય દર્શનીક (૬) એ (૭) કયો (૮) એકાંત (૯) હિતકારી (૧૦) ધર્મ (૧૧) કોને કહ્યો છે (૧૨) ઉત્તમ (૧૩) શ્રેષ્ઠ (૧૪) સમ્યક્ પ્રકારથી (૧૫) કહ્યો છે

**ભાવાર્થ**:– પૂર્વોકત પાચમા અધ્યયનમાં નરકના તીવ્ર દુઃખોની હકીકત સાંભળીને સસારના ભયથી ભયભીત બનેલ શ્રમણ, બ્રાહ્મણ, ગૃહસ્થ તથા અન્ય દર્શનીઓએ શ્રી જમ્બુસ્વામીને પૂછ્યુ કે એકાંત હિતકર્તા પ્રધાન ધર્મને વિચાર કરી કહેલ છે, તે કોણ છે? જે ધર્મ દુર્ગતિમાં જતા જીવોને ધારણ કરી સદ્ગતિ પ્રાપ્ત કરાવે તેવા ધર્મના પ્રતિપાદક કોણ હતા.

**कहं च णाणं कहं दंसणं से, सीलं कहं नायसुतस्स आसी ? ।**
**जाणासि णं भिक्खु जहातहेणं, अहासुतं बूहि जहा णिसंतं॥२॥**

**શબ્દાર્થ** : (૧) કેવું (૨) જ્ઞાન (૩) કેવું (૪) દર્શન (૫) કેવું (૬) ચારિત્ર (૭) જ્ઞાતપુત્ર (૮) કેવા હતા (૯) હે મુનિ ? (૧૦) યથાતથ્ય (૧૧) જાણો છો (૧૨) જેમ (૧૩) સાંભળ્યુ (૧૪) જે રીતે (૧૫) નિશ્ચય કર્યો હોય (૧૬) કહો

**ભાવાર્થ**:– શ્રી જ્ઞાતપુત્ર ભગવાન્ શ્રી મહાવીર સ્વામીનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર કેવાં હતા, હે મુનિ! આપ જાણો છો, તો જે પ્રમાણે આપે નિશ્ચય કર્યો હોય તે પ્રમાણે અમોને બતાવો–કહો.

खेयन्ने से कुसलासुपन्ने (कुसले महेसी), अणंतनाणी य अणंतदंसी।
जससिणो चक्खुपहे ठियस्स, जाणाहि धम्मं च धिइं च पेहि ॥३॥

શબ્દાર્થ : (૧) જીવોના દુઃખોના જાણનાર (૨) ભગવાન મહાવીર (૩) નિપુણ (૪) મહર્ષિ (૫) અનંતજ્ઞાની (૬) અનંતદર્શી (૭) યશસ્વી જગત જીવોના (૮) ચક્ષુપથમાં (૯) સ્થિત (૧૦) જાણો (૧૧) શ્રુતચારિત્રરૂપ ધર્મ (૧૨) ધૈર્યતા (૧૩) કહો

ભાવાર્થ:— શ્રી સુધર્માસ્વામીજી, જમ્બુસ્વામી આદિ શિષ્યવર્ગને કહે છે કે જ્ઞાતપુત્ર ભગવાન્ મહાવીર સ્વામી સંસારના સર્વ જીવોનાં કર્મોથી ઉત્પન્ન થયેલ દુઃખોને જાણતા હતા તથા આઠ પ્રકારનાં કર્મોનો નાશ કરવાવાળા સદા સર્વત્ર ઉપયોગ રાખવાવાળા અનંતજ્ઞાની તથા અનંતદર્શી તથા યશસ્વી હતા તથા ભવસ્થ કેવળી અવસ્થામાં જગતના લોચન માર્ગમાં સ્થિત ભગવાનના શ્રુત ચારિત્રરૂપ ધર્મને તમે જાણો તથા તેમની ધૈર્યતા કેવી હતી તે જાણો, ભગવાન્ મહાવીર જીવોનાં દુઃખોનો નાશ કરવાના ઉપાયનો ઉપદેશ કરતા હતા, લોક અલોકના સ્વરૂપના જાણનાર હતા, પ્રાણીઓના આઠ પ્રકારનાં કર્મનું છેદન કરવામાં કુશળ હતા જેમની બુદ્ધિ સ્થિર હતી. તેથી આશુપ્રજ્ઞ કહેવાતા હતા, અત્યન્ત ઉગ્ર તપસ્યા કરવામાં તથા પરીષહ–ઉપસર્ગો સહન કરવા સમર્થ હતા તેમના જ્ઞાન, દર્શન અક્ષય હતા, ધર્મ ભાવમાં સ્થિત હતા, ક્ષાયક સમ્યક્ત્વ સહિત યથાખ્યાત ચારિત્રવાન હતા. સ્વપરના હિત કરનાર હતા

उड्ढं अहेयं तिरियं दिसासु, तसा य जे थावर जे य पाणा।
से णिच्चणिच्चेहिं समिक्ख पन्ने दीवे व धम्मं समियं उदाहु ॥४॥

**શબ્દાર્થ** . (૧) ઉર્ધ્વ-(૨) અંધો (૩) તિરછી (૪) દિશાઓમાં (૫) ત્રસ અને (૬) સ્થાવર (૭) પ્રાણીઓને (૮) નિત્ય અને (૯) અનિત્ય (૧૦) જાણી (૧૧) કેવલજ્ઞાની ભગવાને (૧૨) દીપકસમાન (૧૩) સમ્યક્ (૧૪) ધર્મનુ (૧૫) કથન કરી બતાવેલ છે.

**ભાવાર્થ** – કેવળજ્ઞાની ભગવાન્ મહાવીર સ્વામીએ ઉપર નીચે તથા તિરછી દિશામા રહેલા ત્રસ તથા સ્થાવર પ્રાણીઓને દ્રવ્યથી નિત્ય અને પર્યાયથી અનિત્ય બન્ને પ્રકારના જાણીને, દીપક સમાન પદાર્થોને પ્રકાશિત કરનાર સમ્યક્ ધર્મનો ઉપદેશ જીવોના હિત માટે આપેલ છે આ લોક (ચૌદ રજ્જુ પ્રમાણમાં) સૂક્ષ્મ અને બાદર ત્રસ અને સ્થાવર જીવોથી ભરેલ છે, જે એકેન્દ્રિયોથી પચેન્દ્રિય સુધીના જીવો રહેલ છે તેઓના હિતને માટે શ્રુત અને ચારિત્રરૂપ ધર્મ (જીવોના દુઃખોનો નાશ કરવાના ઉપાયરૂપ) બતાવ્યો છે

**से सव्वदंसी अभीभूयनाणी, णिरामगंधे घिइमं ठितप्पा।**
**अणुत्तरे सव्वजगंसि विज्जं, गंथा अतीते अभए अणाऊ ॥५॥**

**શબ્દાર્થ** : (૧) ભગવાન્ મહાવીર (૨) સર્વપદાર્થોને દેખવાવાળા (૩) કેવળજ્ઞાની (૪) પરીષહો જીતી પ્રાપ્ત કરેલ વિશુદ્ધ સયમી (૬) ધૈર્યતાવાળા (૭) સયમમાં સ્થિત આત્મા (૮) સર્વથી ઉત્તમ (૯) સંપૂર્ણ જગતમાં (૧૦) વિદ્વાન કર્મરૂપ (૧૧) ગ્રથી (૧૨) રહિત (૧૩) નિર્ભય (૧૪) નવા આયુષ્ય રહિત

**ભાવાર્થ**:– ભગવાન્ મહાવીર સ્વામી સમસ્ત જગતના જીવા જીવરૂપ સર્વે પદાર્થોને દેખવાવાળા, બાવીશ પરીષહોને સહન કરી પરીષહોને જીતી પ્રાપ્ત કરેલ, કેવળજ્ઞાની કેવળદર્શની મૂળ તથા ઉત્તર ગુણોથી વિશુદ્ધ સયમ–ચારિત્રના પાલન કરવાવાળા, ધૈર્યતાવાળા, આત્મસ્વરૂપમા સ્થિતિ તથા જગત્મા સર્વોત્તમ વિદ્વાન, બાહ્ય તથા અભ્યન્તર ગ્રન્થિથી રહિત, નિર્ભય અને આયુષ્યના નવા બંધ-રહિત હતા

१ २ ३ ४ ५ ६
से भूइपण्णे अणिएअचारी, ओहंतरे धीरे अणंतचक्खू ।
७ ८ ९ १० ११ १२
अणुत्तरं तप्पति सूरिए वा, वइरोयणिंदे व तमं पगासे ॥६॥

**શબ્દાર્થ** (૧) ભગવાન્ મહાવીર સ્વામી (૨) અનંતજ્ઞાની અપ્રતિબદ્ધ વિહારી (૪) સંસાર સાગરને તરનારા (૫) ધીરજવાન બુદ્ધિમાન (૬) કેવળજ્ઞાની (૭) સર્વથી વિશેષજ્ઞાની (૮) જેમ સૂર્ય સર્વથી (૯) વધારે તપે છે (૧૦) જેમ અગ્નિ (૧૧) અંધકારનો નાશ કરે છે (૧૨) પદાર્થોને પ્રકાશિત કરનાર

**ભાવાર્થ:–** ભગવાન્ મહાવીર સ્વામી અનંતજ્ઞાની, ઇચ્છાનુસાર વિચરનાર, સંસારસાગરને પાર કરવામાં સમર્થ પરીષહ-ઉપસર્ગોને સમ્યક્ભાવે સહન કરવાવાળા કેવળજ્ઞાની ભગવાન્ સમસ્ત જગતમાં સર્વથી વિશેષ જ્ઞાની જેમ સૂર્ય સર્વથી વધારે તપે છે તેમ ભગવાન સર્વથી વધારે જ્ઞાની હતા, જેમ અગ્નિ અંધકારનો નાશ કરી પ્રકાશ કરે છે એવી રીતે ભગવાન્ અજ્ઞાનને દૂર કરી પદાર્થોના યથાર્થ સ્વરૂપને પ્રકાશિત કરનારા જગતના હિતને માટે ઉપદેશ આપતા હતા.

१ २ ३ ४ ५ ६ ७ ८
अणुत्तरं धम्ममिणं जिणाणं, णेया मुणी कासव आसुपन्ने ।
११ १२ १३ ९ १० १४
इंदेव देवाण महाणुभावे, सहस्सणेता दिवि ण विसिट्ठे ॥७॥

**શબ્દાર્થ** શીઘ્ર બુદ્ધિમાન (૨) કાશ્યપ ગોત્રી (૩) મુનિશ્રી વર્ધમાન સ્વામી (૪) ઋષભાદિ જિનવરો (૫) એ સર્વ સર્વ ધર્મોમાં પ્રધાન એવા (૬) ઉત્તમ (૭) ધર્મના (૮) નેતા જેમ (૯) સ્વર્ગ લોકમાં (૧૦) હજારો દેવતાઓમાં (૧૧) ઇંદ્ર અધિક (૧૨) પ્રભાવશાળી (૧૩) દેવતાઓમાં પ્રધાન છે એમ ભગવાન શ્રી મહાવીર સ્વામી જગતમાં સર્વથી (૧૪) શ્રેષ્ઠ હતા.

**ભાવાર્થ:–** શીઘ્ર બુદ્ધિવાળા કાશ્યપગોત્રી ભગવાન્ મુનિશ્રી મહાવીર સ્વામી તથા ઋષભાદિ જિનવરોએ બધા તીર્થંકરો ઉત્તમ ધર્મના નેતા હતા, સ્વર્ગલોકમાં સર્વ દેવતાઓમાં ઇંદ્ર જેમ શ્રેષ્ઠ છે,

એવી રીતે ભગવાન્ શ્રી મહાવીર સ્વામી જગત્માં સર્વ જ્ઞાનીઓમાં સર્વથી શ્રેષ્ઠ હતા.

१ ३ ४ २ ५ ६
**से पन्नया अक्खयसागरे वा, महोदही वावि अणंतपारे ।**
७ ८ ९ १० ११ १२
**अणाइले वा चकसाइ मुक्के, सकेव देवाहिवइ जुइमं ॥८॥**

**શબ્દાર્થ** · (૧) ભગવાન્ મહાવીર સ્વામી (૨) સમુદ્ર સમાન (૩) પ્રજ્ઞાથી (૪) અક્ષય (૫) સ્વયમ્ભૂરમણુ સમુદ્રની સમાન અપાર (૬) પ્રજ્ઞાવાળા જેમ સમુદ્ર જલ નિર્મલ તેમ ભગવાન્ની (૭) પ્રજ્ઞા નિર્મલ–(૮) કષાયોથી (૯) રહિત (૧૦) ઇન્દ્રની માફક (૧૧) દેવતાઓના અધિપતિ (૧૨) તેજસ્વી

**ભાવાર્થ**:– ભગવાન્ શ્રી મહાવીર સ્વામી સમુદ્રની સમાન અક્ષય પ્રજ્ઞાવાળા તથા સ્વયમ્ભૂરમણુ સમુદ્રની માફક ભગવાન્ની પ્રજ્ઞા અપાર, તથા કષાયોથી રહિત હોવાથી ભગવાન્ની પ્રજ્ઞા નિર્મળ, તેમ જ ઇંદ્રની માફક ભગવાન્ સર્વ દેવોના અધિપતિ તથા સમસ્ત જગતના પૂજ્ય ભિક્ષાવૃત્તિથી જીવન નિર્વાહ કરવાવાળા, કોઇ પણ લબ્ધિનો ઉપયોગ કરતા નહિ સર્વથા આરંભ પરિગ્રહથી મુક્ત હતા તથા તેજસ્વી હતા, યશસ્વી હતા, અપાર ગુણવાળા હતા

१ २ ३ ६ ५ ४ ७
**से वीरिएण पडिपुन्नवीरिए, सुदसणे वा णगसव्वसेट्ठ ।**
९ ८ १० ११ १३ १२
**सुरालए वासिमुदागरे से, चिरायए णेगगुणोववेए ॥९॥**

**શબ્દાર્થ** : (૧) ભગવાન્ મહાવીર સ્વામી (૨) વીર્યથી (૩) પ્રતિપૂર્ણ-વીર્યવાળા (૪) સર્વ (૫) પર્વતોમાં (૬) સુમેરુ પર્વતની જેમ (૭) સર્વથી શ્રેષ્ઠ હતા (૮) નિવાસ કરવાવાળાને (૯) સ્વર્ગસમાન (૧૦) હર્ષ ઉત્પન્ન કરાવનાર (૧૧) તે પ્રર્વત (૧૨) અનેક ગુણોથી સહિત (૧૩) શોભાયમાન

**ભાવાર્થ**- ભગવાન્ મહાવીર સ્વામી પ્રતિપૂર્ણ વીર્યવાળા હતા, જેમ મેરૂપર્વત સ્વર્ગમાં નિવાસ કરનારા દેવોને હર્ષ ઉત્પન્ન કરાવનાર અને સર્વ પર્વતોમાં (મેરૂપર્વત) શ્રેષ્ઠ છે અને અનેક ગુણોથી સુશોભિત છે એમ ભગવાન મહાવીર સ્વામી સર્વ ગુણોથી સુશોભિત હતા

सयं सहस्साण उ जोयणाणं, तिकंडगे पंडगवेजयंते ।
से जोयणे णवणवते सहस्से, उद्धुस्सितो हेट्ठ सहस्समेगं ॥१०॥

**શબ્દાર્થ** (૧) એ મેરૂ પર્વત એકસો (૨) હજાર (૩) યોજનનો ઉંચો છે (૪) ત્રણ વિભાગ છે પર્વત ઉપર (૫) સર્વથી ઉપર પંડક વન પતાકાની માફક શોભા આપે છે (૬) એ પર્વત (૭) નવાણુ (૮) હજાર (૯) યોજન પૃથ્વી ઉપર (૧૦) ઉંચો છે પૃથ્વીની (૧૧) અંદર (૧૨) એક હજાર યોજન છે

**ભાવાર્થ**— મેરૂ પર્વત એક લાખ યોજનનો ઊંચાઈમાં છે. તેમાં નવાણુ હજાર યોજન પૃથ્વી ઉપર ઊંચાઈમાં છે અને એક હજાર યોજન પૃથ્વીની અંદર છે પૃથ્વી ઉપરના ભાગમાં ત્રણ વિભાગ છે તેનાં ઉપરના ભાગમાં સર્વથી ઉંચુ પંડગ નામનુ વન મેરૂ પર્વત ઉપર પતાકાની માફક મેરૂને શોભાવતુ વીંટીને રહેલ છે ત્રણ વિભાગમાં ૧ ભૂમિમય ૧ સુવર્ણમય ૧ વૈડુર્યમય છે તથા સર્વ નીચે ભદ્રશાલ વન છે

पुट्ठे णभे चिट्ठइ भूमिवट्ठिए, जं सूरिया अणुपरिवट्टयंति ॥
से हेमवन्न बहुनन्दणे य, जंसी रतिं वेदयंति महिंदा ॥११॥

**શબ્દાર્થ** (૧) સુમેરૂપર્વત (૨) આકાશને (૩) સ્પર્શીને (૪) પૃથ્વીપર સ્થિત રહેલ છે (૫) જેને (૬) સૂર્ય (૭) પ્રદક્ષિણા કરે છે (૮) સુવર્ણ સમાન

(૯) બહુ નંદનવનોથી યુક્ત છે (૧૦) જેનાપર (૧૧) મહેન્દ્રલોક (૧૨) આનંદનો (૧૩) અનુભવ કરે છે

**ભાવાર્થ:**– એ સુમેરુ પર્વત આકાશને સ્પર્શીને પૃથ્વીને અવગાહન કરી પૃથ્વી ઉપર તથા અંદર સ્થિત રહેલ છે તે પર્વતને સૂર્યગણ ચારે બાજુ પ્રદક્ષિણા કરતા ભ્રમણ કરે છે વળી તે પર્વતનો રંગ સુવર્ણ સમાન છે બહુ નંદનવનાદિથી યુક્ત છે, ત્યાં ઇંદ્ર સહિત દેવતાઓ પર્વત ઉપર આવી આનંદનો અનુભવ કરે છે પ્રથમ ભાગમા ભદ્રશાલ વન છે તેના ઉપર નંદન નામનુ વન છે તેના ઉપર સોમનસ નામનુ વન છે અને સૌથી ઉપર પંડક નામનું વન છે એ ચારે વનો મેરૂ પર્વતને ફરતા ચારે દિશામાં રહેલાં છે ઘણાં શોભાયમાન હોવાથી દેવોને પણ ક્રીડાનુ સ્થાન છે

**से पव्वए सद्दमहप्पगासे, विरायती कंचणमट्ठवन्ने ।**
**अणुत्तरे गिरिसु य पव्वदुग्गे, गिरीवरे से जलिएव भोमे ॥१२॥**

**શબ્દાર્થ** : (૧) સુમેરુ પર્વત જગતમાં (૨) અનેક નામોથી પ્રસિદ્ધ છે (૩) સુવર્ણની માફક શુદ્ધ વર્ણવાળો (૪) સુશોભિત છે (૫) સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ છે (૬) સર્વ પર્વતોમા (૭) ઉપપર્વતોમા દુર્ગમ છે (૮) એ શ્રેષ્ઠ પર્વત મણિ તથા ઔષધિઓથી (૯) પ્રકાશિત (૧૦) ભૂમિ પ્રદેશની માફક પ્રકાશ કરે છે.

**ભાવાર્થ** – સુમેરુ પર્વત જગતના અનેક નામોથી પ્રસિદ્ધ છે સુમેરુ, પર્વત, મન્દર, સુદર્શન, સુરગિરિ, આદિ અનેક નામો છે. તે પર્વતનો રંગ સુવર્ણ સમાન શુદ્ધ છે, સર્વ પર્વતમા શ્રેષ્ઠ છે, ઉપપર્વતો દ્વારા દુર્ગમ છે, મણિ તથા ઔષધિયોથી પ્રકાશિત ભૂમિ પ્રદેશની જેમ પ્રકાશ કરે છે

**महीइ मज्झंमि ठिते णगिंदे, पन्नायते सूरियसुद्ध लेसे ।**
**एव सिरिए उ स भूरिवन्ने, मणोरमे जोयइ अच्चिमाली ॥१३॥**

ભાવાર્થ- ભગવાન્ મહાવીર સ્વામી પ્રતિપૂર્ણ વીર્યવાળા હતા, જેમ મેરૂપર્વત સ્વર્ગમાં નિવાસ કરનારા દેવોને હર્ષ ઉત્પન્ન કરાવનાર અને સર્વ પર્વતોમાં (મેરૂપર્વત) શ્રેષ્ઠ છે અને અનેક ગુણોથી સુશોભિત છે એમ ભગવાન મહાવીર સ્વામી સર્વ ગુણોથી સુશોભિત હતા

सयं सहस्साण उ जोयणाणं, तिकंडगे पंडगवेजयंते ।
से जोयणे णवणवते सहस्से, उच्छुस्सितो हेट्ठ सहस्समेगं ॥१०॥

શબ્દાર્થ (૧) એ મેરૂ પર્વત એકસો (૨) હજાર (૩) યોજનનો ઉંચો છે (૪) ત્રણ વિભાગ છે પર્વત ઉપર (૫) સર્વથી ઉપર પંડક વન પતાકાની માફક શોભા આપે છે (૬) એ પર્વત (૭) નવાણુ (૮) હજાર (૯) યોજન પૃથ્વી ઉપર (૧૦) ઉંચો છે પૃથ્વીની (૧૧) અંદર (૧૨) એક હજાર યોજન છે

ભાવાર્થ- મેરૂ પર્વત એક લાખ યોજનનો ઉંચાઈમાં છે તેમાં નવાણુ હજાર યોજન પૃથ્વી ઉપર ઉંચાઈમાં છે અને એક હજાર યોજન પૃથ્વીની અંદર છે પૃથ્વી ઉપરના ભાગમાં ત્રણ વિભાગ છે તેનાં ઉપરના ભાગમાં સર્વથી ઉંચુ પંડગ નામનું વન મેરૂ પર્વત ઉપર પતાકાની માફક મેરૂને શોભાવતુ વીંટીને રહેલ છે ત્રણ વિભાગમાં ૧ ભૂમિમય ૧ સુવર્ણમય ૧ વડુર્યમય છે તથા સર્વ નીચે ભદ્રશાલ વન છે

पुट्ठे णभे चिट्ठइ भूमिवट्ठिए, जं सूरिया अणुपरिवट्टयंति ॥
से हेमवण्णे बहुनंदणे य, जंसी रतिं वेदयंति महिंदा ॥११॥

શબ્દાર્થ (૧) સુમેરૂપર્વત (૨) આકાશને (૩) સ્પર્શીને (૪) પૃથ્વીપર સ્થિત રહેલ છ (૫) જેને (૬) સૂર્ય (૭) પ્રદક્ષિણા કરે છે (૮) સુવર્ણ રંગવાળો

(૮) બુદ્ધિમાન્ મહાવીરસ્વામી (૯) એ ઉપમાં (૧૧) મધ્યમાં ભગવાન્ શ્રેષ્ઠ (૧૨) કહેલ છે (૧૩) પ્રજ્ઞાવંત.

**ભાવાર્થ**·– લાંબા પર્વતોમા નિષધ પર્વત શ્રેષ્ઠ છે ગોળ પર્વતોમાં રૂચક પર્વત શ્રેષ્ઠ છે. એ ઉપમાએ જગતમાં સર્વથી અધિક બુદ્ધિમાન્ ભગવાન્ મહાવીર સ્વામી હતા અને સમસ્ત મુનિઓમા પણ સર્વથી શ્રેષ્ઠ પ્રજ્ઞાવંત ભગવાન્ મહાવીર સ્વામી હતા

**अणुत्तरं धम्ममुईरइत्ता, अणुत्तरं झाणवरं झियाइं ।**
**सुसुक्कसुक्कं अपगंडसुक्कं, संखिंदुएगंतवदातसुक्कं ॥१६॥**

**શબ્દાર્થ** : (૧) સર્વોત્તમ (૨) ધર્મબતાવી (૩) સર્વોત્તમ (૪) ધ્યાન (૫) ધ્યાતા હતા (૬) અત્યન્ત શુકલ (૬) વસ્તુ (૭) સમાન શુકલ દોષવર્જિત (૮) શુકલ (૯) શંખ (૧૦) ચંદ્ર સમાન (૧૧) એકાંત (૧૨) શુકલ

**ભાવાર્થ** – ભગવાન્ મહાવીર સ્વામી જગતના જીવોને સર્વોત્તમ ધર્મ બતાવી, સર્વોત્તમ ધ્યાન ધ્યાતા હતા તેમનુ ધ્યાન અત્યન્ત શુકલ વસ્તુ સમાન દોષ વર્જિત શુકલ શંખ તથા ચંદ્રમા સમાન શુદ્ધ હતુ

**अणुत्तरग्गं परमं महेसी, असेसकम्मं स विसोहइत्ता ।**
**सिद्धिं गते साइमणंतपत्ते, नाणेण सीलेण य दंसणेण ॥१७॥**

**શબ્દાર્થ** (૧) મહર્ષિ ભગવાન્ મહાવીર સ્વામી (૨) જ્ઞાન (૩) દર્શન (૪) ચારિત્રદ્વારા (૫) સમસ્ત કર્મોનો (૬) ક્ષય કરીને (૭) સર્વોત્તમ (૮) પરમ (૯) સિદ્ધિ (૧૦) પ્રાપ્ત કરી (૧૧) સાદિ (૧૨) અનંત પામ્યા

**ભાવાર્થ**:– મહર્ષિ ભગવાન્ મહાવીર સ્વામી જ્ઞાન, દર્શન, ચારિત્રના શુદ્ધ પાલનથી જ્ઞાનાવરણીય આદિ સમસ્ત કર્મોનો ક્ષય

શબ્દાર્થ (૧) પર્વતરાજ (૨) પૃથ્વીના (૩) મધ્યભાગમાં (૪) સ્થિત છે (૫) સૂર્યની સમાન (૬) શુદ્ધ (૭) કાંતિવાળો (૮) પ્રતીત છે (૯) એ રીતે (૧૦) પોતાની શોભાથી (૧૧) અનેક વર્ણવાળો (૧૨) મનોહર છે (૧૩) સૂર્યની માફક સર્વ દિશાઓમાં (૧૪) પ્રકાશ કરે છે

ભાવાર્થ – એ પર્વતરાજ પૃથ્વીના મધ્યભાગમાં સ્થિત છે, સૂર્યની સમાન કાન્તિવાળો છે અનેક વર્ણવાળો તથા મનોહર છે સૂર્યની સમાન સર્વ દિશાઓમાં પ્રકાશ કરે છે

सुदंसणस्सेव जसो गिरिस्स, पवुच्चई महतो पव्वयस्स ।
एतोवमे समणे नायपुत्ते, जातीजसोदंसणनाणसीले ॥१४॥

શબ્દાર્થ (૧) મહાન્ (૨) પર્વત (૩) સુદર્શન (૪) ગિરિના (૫) યશ (૬) પૂર્વોક્ત પ્રકારે કહ્યા (૭) એ પ્રકારની ઉપમાએ (૮) શ્રમણ ભગવાન (૯) મહાવીર સ્વામીની (૧૦) જાતિ, (૧૧) યશ (૧૨) દર્શન, (૧૩) જ્ઞાન, (૧૪) શીલ–ચારિત્રમાં સર્વમાં પ્રધાન હતા

ભાવાર્થ:– પર્વતોમાં મેરૂપર્વતના યશ આદિ પૂર્વોક્ત બતાવ્યા એ ઉપમાની માફક શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામી સર્વ ગુણોથી યુક્ત જાતિ, યશ દર્શન, જ્ઞાન તથા ચારિત્રમાં સર્વથી ઉત્તમ પ્રધાન હતા

गिरीवरे वा निसहाऽऽयताणं, रुयए व सेट्ठे वलयायताणं ।
तओवमे से जगभूइपन्ने, मुणीण मज्झे तमुदाहु पन्ने ॥१५॥

શબ્દાર્થ (૧) જેમ લાંબા (૨) પર્વતોમાં નિષધ (૩) નિષધ પર્વત છે (૪) ગોળાકાર તેમાં (૫) રૂચક પર્વત (૬) શ્રેષ્ઠ છે (૭) જગતમાં સર્વથી વિશેષ

પદાર્થોમાં ચંદન પ્રધાન છે, એવી રીતે સર્વ મુનિઓમાં કામના રહિત ભગવાન્ મહાવીર સ્વામી પ્રધાન હતા

**जहा सयंभू उदहीण सेट्ठे, नागेसु वा धरणिंदमाहु सेट्ठे ।**
**खोओदए वा रस वेजयंते, तवोवहाणे मुणिवेजयंते ॥२०॥**

**શબ્દાર્થ** (૧) જેમ (૨) સમુદ્રોમાં (૩) સ્વયમ્ભૂરમણ સમુદ્ર (૪) શ્રેષ્ઠ છે (૫) નાગ દેવોમા (૬) ધરણેન્દ્રને (૭) શ્રેષ્ઠ (૮) કહેલ છે (૯) રસવાળા સમુદ્રોમાં (૧૦) ઇક્ષુરસોદક સમુદ્ર (૧૧) શ્રેષ્ઠ છે (૧૨) તપઉપધાનમાં (૧૩) મુનિભગવાન્‌ને (૧૪) શ્રેષ્ઠ કહેલ છે

**ભાવાર્થ**:- જેમ સર્વ સમુદ્રોમા સ્વયમ્ભૂરમણ સમુદ્ર પ્રધાન છે નાગદેવોમા ધરણેન્દ્ર શ્રેષ્ઠ છે સર્વરસવાળા સમુદ્રોમાં ઇક્ષુરસોદક સમુદ્ર શ્રેષ્ઠ છે એ રીતે તપસ્વીઓમાં શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીને શ્રેષ્ઠ કહેલ છે (સ્વયમ્ભૂરમણ સમુદ્ર બધા સમુદ્રોમા છેલ્લો સમુદ્ર છે અને બધા સમુદ્રો ચુડીના આકારે ગોળ રહેલા છે)

**हत्थीसु एरावणमाहु णाए, सीहो मिगाणं सलिलाण गंगा ।**
**पक्खीसु वा गरुले वेणुदेवो, निव्वाणवादीणिह णायपुत्ते ॥२१॥**

**શબ્દાર્થ** (૧) હાથીઓમાં (૨) જગત્ પ્રસિદ્ધ (૩) ઐરાવણ હાથીને (૪) શ્રેષ્ઠ કહેલ છે (૫) મૃગોમાં (૬) સિંહ પ્રધાન છે (૭) નદીઓમાં (૮) ગંગાનદી પ્રધાન છે (૯) પક્ષીઓમાં (૧૦) ગુરુડ પ્રધાન છે (૧૧) મોક્ષવાદિઓમાં (૧૨) ભગવાન મહાવીર સ્વામી પ્રધાન કહેલ છે

**ભાવાર્થ** – હાથીઓમાં ઐરાવણ, પશુઓમા સિંહ, નદીઓમા ગંગા નદી, પક્ષીઓમા ગરુડ–વેણુદેવ શ્રેષ્ઠ છે એવી રીતે મોક્ષવાદિઓમા ભગવાન મહાવીર શ્રેષ્ઠ છે

करीने, सर्वोत्तम सिद्धिपदને પ્રાપ્ત કરી જેની આદિ છે પરંતુ અન્ત નથી, એવી પાંચમી ગતિના શાશ્વતા સુખોને પામ્યા

रुक्खेसु णाते जह सामली वा, जम्सिं रतिं वेययती सुवन्ना ।
वणेसु वा णंदणमाहु सेट्ठं, नाणेण सीलेण य भूतिपन्ने ॥१८॥

શબ્દાર્થ (૧) જેમ (૨) વૃક્ષોમાં (૩) જગત્ પ્રસિદ્ધ (૪) શાલ્મલી વૃક્ષ છે (૫) જેના ઉપર (૬) સુવર્ણદેવો (૭) આનંદ (૮) અનુભવે છે (૯) વનોમાં જેમ (૧૦) નંદનવન (૧૧) શ્રેષ્ઠ છે (૧૨) જ્ઞાન (૧૩) ચારિત્ર આશ્રી ભગવાન્ મહાવીર (૧૪) ઉત્તમ જ્ઞાની શ્રેષ્ઠ શીઘ્રપ્રજ્ઞાવાળા હતા

ભાવાર્થ – જેમ વૃક્ષોમાં જગત્પ્રસિદ્ધ શાલ્મલી નામનું વૃક્ષ શ્રેષ્ઠ છે જેના ઉપર સુવર્ણકુમાર નામના દેવો આનંદનો અનુભવ કરે છે અને વનોમાં નંદનવન સર્વ વનોમાં શ્રેષ્ઠ છે એવી રીતે જ્ઞાન અને ચારિત્રમાં ભગવાન્ મહાવીર સ્વામી શ્રેષ્ઠ હતા એટલે કેવળ જ્ઞાન આશ્રી સર્વથી ઉત્તમ જ્ઞાની તથા શીઘ્ર પ્રજ્ઞાવાળા હતા

थणियं व सद्दाण अणुत्तरे उ, चंदो व ताराण महाणुभावे ।
गंधेसु वा चंदणमाहु सेट्ठं, एवं मुणीणं अपडिन्नमाहु ॥१९॥

શબ્દાર્થ : (૧) શબ્દમાં (૨) મેઘગર્જના (૩) સર્વ શબ્દોમાં પ્રધાન (૪) તારાઓમાં (૫) મહાનુભાવ (૬) ચંદ્રમા શ્રેષ્ઠ છે (૭) ગંધમાં (૮) ચંદન (૯) શ્રેષ્ઠ છે (૧૦) એમ (૧૧) સર્વ મુનિઓમાં (૧૨) કામના રહિત ભગવાન મહાવીર સ્વામી શ્રેષ્ઠ હતા.

ભાવાર્થ:– જેમ સર્વ શબ્દોમાં મેઘગર્જનનો શબ્દ પ્રધાન છે અને સર્વ તારાગણમાં ચંદ્રમા પ્રધાન છે તથા સર્વ ગંધવાળા

પદાર્થોમાં ચંદન પ્રધાન છે, એવી રીતે સર્વ મુનિઓમાં કામના રહિત ભગવાન્ મહાવીર સ્વામી પ્રધાન હતા

**जहा सयंभू उदहीण सेट्ठे, नागेसु वा धरणिंदमाहु सेट्ठे ।**
**खोओदए वा रस वेजयंते, तवोवहाणे मुणिवेजयंते ॥२०॥**

**શબ્દાર્થ** (૧) જેમ (૨) સમુદ્રોમા (૩) સ્વયમ્ભૂરમણ સમુદ્ર (૪) શ્રેષ્ઠ છે (૫) નાગ દેવોમાં (૬) ધરણેન્દ્રને (૭) શ્રેષ્ઠ (૮) કહેલ છે (૯) રસવાળા સમુદ્રોમાં (૧૦) ઇક્ષુરસોદક સમુદ્ર (૧૧) શ્રેષ્ઠ છે (૧૨) તપઉપધાનમાં (૧૩) મુનિભગવાન્‌ને (૧૪) શ્રેષ્ઠ કહેલ છે

**ભાવાર્થ**.— જેમ સર્વ સમુદ્રોમા સ્વયમ્ભૂરમણ સમુદ્ર પ્રધાન છે. નાગદેવોમા ધરણેન્દ્ર શ્રેષ્ઠ છે સર્વરસવાળા સમુદ્રોમાં ઇક્ષુરસોદક સમુદ્ર શ્રેષ્ઠ છે એ રીતે તપસ્વીઓમાં શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીને શ્રેષ્ઠ કહેલ છે (સ્વયમ્ભુરમણ સમુદ્ર બધા સમુદ્રોમા છેલ્લો સમુદ્ર છે અને બધા સમુદ્રો ચુડીના આકારે ગોળ રહેલા છે)

**हत्थीसु एरावणमाहु णाए, सीहो मिगाण सलिलाण गंगा ।**
**पक्खीसु वा गरुले वेणुदेवो, निव्वाणवादीणिह णायपुत्ते ॥२१॥**

**શબ્દાર્થ** (૧) હાથીઓમા (૨) જગત્ પ્રસિદ્ધ (૩) ઐરાવણ હાથીને (૪) શ્રેષ્ઠ કહેલ છે (૫) મૃગોમાં (૬) સિંહ પ્રધાન છે (૭) નદીઓમાં (૮) ગગાનદી પ્રધાન છે (૯) પક્ષીઓમાં (૧૦) ગુરુડ પ્રધાન છે (૧૧) મોક્ષવાદિઓમાં (૧૨) ભગવાન મહાવીર સ્વામી પ્રધાન કહેલ છે

**ભાવાર્થ** – હાથીઓમા ઐરાવણ, પશુઓમા સિંહ, નદીઓમાં ગગા નદી, પક્ષીઓમા ગરુડ–વેણુદેવ શ્રેષ્ઠ છે એવી રીતે મોક્ષવાદિ-ઓમા ભગવાન મહાવીર શ્રેષ્ઠ છે

जोहेसु णाए जह वीससेणे, पुप्फेसु वा जह अरविंदमाहु ।
खत्तीण सेट्ठे जह दंतवक्के, इसीण सेट्ठे तह वद्धमाणे ॥२२॥

શબ્દાર્થ (૧) જેમ (૨) જગત્ પ્રસિદ્ધ (૩) વિશ્વસેનને (૪) યોદ્ધાઓમા (૫) શ્રેષ્ઠ કહેલ છે (૬) ફૂલોમાં (૭) અરવિંદને (૮) જેમ (૯) શ્રેષ્ઠ કહે છે (૧૦) ક્ષત્રિઓમાં (૧૧) ચક્રવર્તીઓને શ્રેષ્ઠ કહેલ છે (૧૨) ઋષિઓમાં (૧૩) ભગવાન્ મહાવીર સ્વામી (૧૪) શ્રેષ્ઠ કહેલ છે (૧૫) એ રીતે

ભાવાર્થઃ– જેમ યોદ્ધાઓમાં વિશ્વસેન પ્રધાન હતા. ફૂલોમાં જેમ અરવિંદ કમળ પ્રધાન છે ક્ષત્રિઓમાં દાન્તવાક્ય ચક્રવર્તીઓને પ્રધાન કહેલ છે એવા પ્રકારે ઋષિઓમાં શ્રી વર્ધમાન સ્વામી ભગવાન્ મહાવીરને શ્રેષ્ઠ કહેલ છે

दाणाण सेट्ठं अभयप्पयाणं, सच्चेसु वा अणवज्जं वयंति ।
तवेसु वा उत्तम बंभचेरं, लोगुत्तमे समणे नायपुत्ते ॥२३॥

શબ્દાર્થ (૧) દાનોમાં (૨) અભયદાન (૩) શ્રેષ્ઠ છે (૪) સત્ય વચનમાં (૫) નિરવદ્ય વચન ઉત્તમ છે (૬) તપમાં (૭) બ્રહ્મચર્ય (૮) ઉત્તમ છે (૯) એવી રીતે આ લોકમાં (૧૦) શ્રી મહાવીર સ્વામીને (૧૧) ઉત્તમ કહેલ છે

ભાવાર્થ – સર્વ દાનોમાં અભયદાન ઉત્તમ છે સત્યમાં નિરવદ્ય વચન ઉત્તમ છે, તપમાં બ્રહ્મચર્ય ઉત્તમ છે એવી રીતે લોકમાં જ્ઞાતપુત્ર શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીને ઉત્તમ કહેલ છે પ્રધાન કહેલ છે સર્વથી ઉત્તમ શક્તિ તથા ક્ષાયક જ્ઞાન દર્શન તથા ચારિત્ર અપેક્ષાએ ભગવાન્ મહાવીર સ્વામીને ઉત્તમ કહેલ છે

१ ३ २ ४ ५ ६ ७
**ठिईण सेट्ठा लवसत्तमा वा, सभा सुहम्मा व सभाण सेट्ठा ।**
१० ११ ८ ९ १४ १३ १२
**निव्वाणसेट्ठा जह सव्वधम्मा, ण णायपुत्ता परमत्थि नाणी ॥२४॥**

**શબ્દાર્થ** : (૧) લાંબી સ્થિતિવાળામાં (૨) પાંચ અનુત્તર (૩) વિમાનના દેવો પ્રધાન છે (૪) સર્વ સભાઓમાં (૫) સુધર્મા (૬) સભા (૭) ઉત્તમ છે (૮) સર્વ (૯) ધર્મોમાં (૧૦) નિર્વાણ ધર્મ (૧૧) ઉત્તમ છે (૧૨) જ્ઞાનીઓમાં (૧૩) સર્વથી ઉત્તમ (૧૪) ભગવાન્ મહાવીર સ્વામીને કહેલ છે.

**ભાવાર્થ**:- જેમ સર્વ સ્થિતિવાળામાં પાંચ અનુત્તર વિમાન વાસી દેવતા પ્રધાન છે અને સર્વ સભાઓમાં સુધર્મા સભા ઉત્તમ છે, સર્વ ધર્મોમાં નિર્વાણ (મોક્ષ) ધર્મ ઉત્તમ છે, એમ સર્વ જ્ઞાનીઓમાં ઉત્તમોત્તમ ભગવાન્ મહાવીર સ્વામીને કહેલ છે એટલે ભગવંત મહાવીર સ્વામી સમાન અન્ય કોઇ જ્ઞાની ભરત ક્ષેત્રમાં ન હતા

१ २ ३ ५ ६ ७
**पुढोवमे धुणइ विगयगेही, न सण्णिहिं कुव्वति आसपन्ने ।**
११ ८ ९ १० ११ १२ १४
**तरिउ समुद्दं व महाभवोघं, अभयंकरे वीर अणंतचक्खू ॥**
**॥ २५ ॥**

**શબ્દાર્થ** . (૧) પૃથ્વીસમાન (૨) આઠ કર્મોને દૂર કરવાવાળા (૩) બાહ્ય તથા અભ્યન્તર વસ્તુમાં અનાસક્ત (૪) શિઘ્ર પ્રજ્ઞાવત (૫) ધનધાન્ય સચય (૬) કરવાવાળા (૭) નહિ (૮) સમુદ્ર (૯) સમાન (૧૦) મહાન સંસાર (૧૧) પાર કરી મોક્ષને પ્રાપ્ત કરનાર (૧૨) પ્રાણીઓને અભય કરનાર (૧૩) ભગવાન્ મહાવીર (૧૪) અનતજ્ઞાની

**ભાવાર્થ**:- શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામી જગત્ના સમસ્ત જીવોને પૃથ્વીની સમાન આધારભૂત હતા વળી સ્વય આઠ પ્રકારના કર્મોને દૂર કરવાવાળા તથા અન્ય જીવોને આઠ કર્મોથી છોડાવનારા તથા સર્વ પદાર્થોમા ગૃદ્ધિપણા રહિત, શીઘ્ર બુદ્ધિમાન, ક્રોધાદિક

કષાયોથી રહિત તથા ધન ધાન્યાદિકના સંચય નહિ કરવાવાળા સમુદ્ર સમાન ગંભીર અનન્ત સંસારને પાર કરી ભગવાન મહાવીર મોક્ષ પ્રાપ્ત કરનારા તથા અનંત જ્ઞાની તથા સર્વ પ્રાણીઓને અભય કરનારા હતા.

कोहं च माणं च तहेव मायं, लोभं चउत्थं अज्झत्थदोसा ।
एयाणि वंता अरहा महेसी, ण कुव्वई पाव ण कारवेइ ॥२६॥

શબ્દાર્થ (૧) અરિહંત (૨) મહર્ષિ (૩) ક્રોધ (૪) માન (૫) માયા (૬) લોભ (૭) ચાર (૮) અધ્યાત્મ દોષો (૯) ત્યાગ કર્યો (૧૦) ન કર્તા (૧૧) સ્વયં પાપ (૧૨) અન્ય પાસે પાપ કરાવતા નહિ.

ભાવાર્થ:- ભગવાન્ મહાવીર સ્વામી મહર્ષિએ ક્રોધ, માન, માયા, લોભ, એ ચારે કષાયો—અધ્યાત્મ દોષોનો ત્યાગ કરી કષાયોને જીતી સ્વયં પાપ કરતા નહિ, અન્ય પાસે પાપ કરાવતા નહિ, અને અનુમોદન પણ આપતા નહિ.

किरियाकिरियं वेणइयाणुवायं, अण्णाणियाणं पडियच्च ठाणं ।
से सव्ववायं इति वेयइत्ता, उवट्ठिए संजमदीहरायं ॥२७॥

શબ્દાર્થ (૧) ક્રિયાવાદી (૨) અક્રિયાવાદી (૩) વિનયવાદી (૪) અજ્ઞાનવાદી (૫) એ પ્રકારે (૬) પક્ષ-સ્થાન (૭) જાણી (૮) એને (૯) સર્વ વાદી (૧૦) જાણી (૧૧) જીવનપર્યંત (૧૨) સંયમમાં (૧૩) સ્થિર થયા

ભાવાર્થ:- ક્રિયાવાદી, અક્રિયાવાદી વિનયવાદી તથા અજ્ઞાનવાદી એ સર્વ મતવાદીઓના મતોના સ્વરૂપને-મતને જાણીને ભગવાન્ મહાવીર સ્વામી યાવત્ જીવન સંયમમાં સ્થિત રહ્યા હતા.

**१ ५ ४ ३ ६ ७**
**से वारिया इत्थी सराइभत्तं, उवहाणवं दुक्खखयट्ठयाए ।**
**९ ११ ८ १० १३ १२ १४ १५**
**लोगं विदित्ता आरं परं च, सव्वं पभू वारिय सव्ववारं ॥२८॥**

**શબ્દાર્થ :** (૧) તે ભગવાન્ (૨) મહાવીર (૩) રાત્રિભોજન તથા (૪) સ્ત્રીનો (૫) ત્યાગ કરી (૬) તપસ્યામાં પ્રવૃત્ત થયા (૭) દુઃખનો ક્ષય કરવા માટે (૮) આ લોક તથા (૯) એ લોકના (૧૦) પરલોક (૧૧) સ્વરૂપને જાણી (૧૨) ભગવાન્ (૧૩) સર્વ પાપોનો (૧૪) ત્યાગ કર્યો (૧૫) સર્વ આશ્રવદ્વારથી નિવૃત્ત.

**ભાવાર્થ:-** ભગવાન મહાવીરે રાત્રિ ભોજન સહિત હિંસા, અસત્ય, ચૌર્ય, અબ્રહ્મચર્ય, પરિગ્રહ, એ સર્વ દોષોનો ત્યાગ કરી પાપથી નિવૃત્ત થયા હતા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવ એ રીતે પાંચે પ્રકારથી લોકના સ્વરૂપને જાણી, આઠે કર્મનો ક્ષય કરવા માટે ભગવાન મહાવીર સ્વામી તપસ્યામાં પ્રવૃત્ત રહી સર્વ આશ્રવોથી નિવૃત્ત થઈ કર્મનો ક્ષય કર્યો હતો.

**८ ७ १ ४ २ ३ ४ ५ ६**
**सोच्चा य धम्मं अरहंतभासियं, समाहितं अट्ठपदोवसुद्धं ।**
**९ १० ११ १२ १३ १४**
**तं सद्दहाणा य जणा अणाऊ, इंदा व देवाहिव आगमिस्संति**
**त्तिबेमि ॥२९॥**

**શબ્દાર્થ :** (૧) શ્રી અરિહંતદેવ દ્વારા (૨) કથિત (૩) યુક્તિયુક્ત (૪) અર્થ તથા (૫) પદોથી (૬) શુદ્ધ (૭) ધર્મ (૮) સાંભળી (૯) શ્રદ્ધા રાખવાવાળા (૧૦) જીવો (૧૧) મોક્ષને પ્રાપ્ત કરે છે (૧૨) ઇન્દ્રની માફક (૧૩) દેવતાના અધિપતિ (૧૪) બને છે

**ભાવાર્થ:-** અરિહંત દેવ દ્વારા ભાષિત યુક્તિ સંગત તથા શુદ્ધ અર્થ તથા પદવાળા આ ધર્મને સાંભળીને જે જીવો આ ધર્મમાં શ્રદ્ધા કરે છે અને શ્રદ્ધા કરી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનું

આરાધન કરે છે તે જીવો મોક્ષને પ્રાપ્ત કરે છે, અથવા શેષ કર્મો રહી જાય તો ઇન્દ્રની માફક દેવતાના અધિપતિ સમાન દેવોમાં ઉત્પન્ન થાય છે શ્રી સુધર્મા સ્વામી શ્રી તીર્થંકરના ગુણોને બતાવી પોતાના શિષ્યને કહે છે કે દુર્ગતિમાં પડતાને બચાવવા માટે શ્રુત અને ચારિત્રરૂપ ધર્મ જે શ્રી તીર્થંકર દ્વારા કહેલ છે તે યુક્તિ તથા હેતુથી શુદ્ધ છે, સંગત છે તથા દોષ રહિત છે એ ધર્મમાં શ્રદ્ધા રાખી જે આચરણ કરે છે, તે આયુ–કર્મ રહિત બને છે, સિદ્ધગતિને પ્રાપ્ત કરે છે, શેષ કર્મ રહી જાય તો ઇંદ્ર આદિ દેવાધિપતિ બને છે

અધ્યયન ૬ ઠ્ઠું સમાપ્ત.

# સૂત્ર કૃતાંગ સૂત્ર
## અધ્યયન ૭ મું
## કુશીલ પરિભાષા

[१]पुढवी य [२]आऊ [३]अगणी [४]य वाऊ, [५]तण [६]रुक्ख [७]बीया य तसा य पाणा।
जे [१०]अंडया जे य [११]जराउ [१४]पाणा, [१२]संसेयया जे [१३]रसयाभिहाणा ॥१॥
[१५]एयाइं [१६]कायाइं [१७]पवेदिताइं, [१८]एतेसु [२०]जाणे [२१]पडिलेह [१९]सायं।
[२२]एतेण [२३]कएण य [२४]आयदंडे, एतेसु या [२६]विप्परियासुविंति ॥२॥

**શબ્દાર્થ :** (૧) પૃથ્વી (૨) જલ (૩) અગ્નિ (૪) વાયુ (૫) ઘાસના તૃણુ (૬) વૃક્ષ (૭) બીજ (૮) ત્રસ (૯) પ્રાણી જીવ (૧૦) ઈંડા (૧૧) જરાયુજ (૧૨) સ્વેદજ (૧૩) રસમાં ઉત્પન્ન થવાવાળા (૧૪) પ્રાણી-જીવો (૧૫) એ સર્વને સર્વજ્ઞ ભગવતે (૧૬) જીવોના પિંડ (૧૭) કહ્યા છે (૧૮) એ સર્વ જીવોને (૧૯) સુખની ઇચ્છા છે (૨૦) જાણો (૨૧) વિચારો (૨૨) એ (૨૩) જીવોનો જે નાશ કરે છે (૨૪) તે પોતાના આત્માને જ દંડ આપે છે અને ઘાત કરનારા (૨૫) એ જ પ્રાણીની યોનીમાં (૬) જન્મ ધારણ કરે છે.

**ભાવાર્થ.**– પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, તૃણ, વૃક્ષ, બીજ તથા ત્રસ પ્રાણીઓ ઈંડાથી ઉત્પન્ન થનારા પક્ષીઆદિ તથા જરાયુજ– મનુષ્ય, ગાય, બળદ આદિ સ્થળચર તથા પરસેવાથી ઉત્પન્ન થનારા જૂ, માંકડ આદિ તથા રસમા ઉત્પન્ન થનારા નાના નાના કીડા આદિ એ સર્વને શ્રી તીર્થંકર દેવોએ જીવો કહેલ છે જીવના શરીર–પિન્ડ કહ્યા છે સર્વ જીવોને સુખની ઇચ્છા રહેલી છે. એમ જાણો જે કોઇ જીવો ઉપરોક્ત જીવોની હિંસા કરે છે, તેઓ પાપનો કર્મોનો સંચય કરીને ચારગતિ ચોવીશ દંડકરૂપ સ્થાનમાં એ જ પ્રાણીઓમાં

આરાધન કરે છે તે જીવો મોક્ષને પ્રાપ્ત કરે છે, અથવા શેષ કર્મો રહી જાય તો ઇન્દ્રની માફક દેવતાના અધિપતિ સમાન દેવોમાં ઉત્પન્ન થાય છે શ્રી સુધર્મા સ્વામી શ્રી તીર્થકરના ગુણોને બતાવી પોતાના શિષ્યને કહે છે કે દુર્ગતિમા પડતાને બચાવવા માટે શ્રુત અને ચારિત્રરૂપ ધર્મ જે શ્રી તીર્થંકર દ્વારા કહેલ છે તે યુક્તિ તથા હેતુથી શુદ્ધ છે, સંગત છે તથા દોષ રહિત છે એ ધર્મમાં શ્રદ્ધા રાખી જે આચરણ કરે છે, તે આયુ-કર્મ રહિત બને છે, સિદ્ધગતિને પ્રાપ્ત કરે છે, શેષ કર્મ રહી જાય તો ઇંદ્ર આદિ દેવાધિપતિ બને છે

અધ્યયન ૬ ઠું સમાપ્ત

અથવા એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોને જાતિ કહેવાય છે. જન્મ મરણને જાતિ વધ કહેવાય છે. હિંસક જીવો સત્અસતના વિવેકથી રહિત બાળકસમાન અજ્ઞાનીજીવો, જીવોની હિંસા કરીને જન્મમરણ રૂપ સંસાર પરિભ્રમણ કરે છે.

**अस्सिं च लोए अदुवा परत्था, सयग्गसो वा तह अन्नहा वा ।**
**संसारमावन्न परं परं ते, बंधंति वेदंति य दुन्नियाणि ॥४॥**

**શબ્દાર્થ :** (૧) આ (૨) લોકમાં (૩) અથવા (૪) પરલોકમાં (૫) સેંકડો જન્મોમાં (૬) જે પ્રકારે કર્મો બાંધ્યાં હોય તેવા જ પ્રકારે (૭) અથવા અન્ય પ્રકારે ભોગવવાં પડે (૮) સંસાર પરિભ્રમણ કરતા થકાં (૯) કુશીલજીવો બહુ બહુ દુ:ખો ભોગવે છે (૧૦) આર્તધ્યાનથી (૧૧) નવા કર્મો બાંધે છે (૧૨) ભોગવે છે

**ભાવાર્થ:**– જીવોએ બાંધેલા કર્મો ભૂતકાળના બાંધેલ કર્મો કે વર્તમાન ભવમાં બાંધેલા કર્મો પૈકી કોઇ કર્મ ચાલુ ભવમાં કર્તાને વિપાક–ફળ આપે છે. વળી કોઇ કર્મ પાસેના બીજા ભવમાં ફળ આપે છે અને કોઇ કર્મો એક ભવમાં અગર સેંકડો ભવમાં ફળ આપે છે અને સેંકડો ભવે પણ ભોગવવાં પડે છે. કોઇ કર્મ ચાલુ ભવમા અને કોઇ કર્મ બીજા ત્રીજા ભવમા કે સેંકડો ભવમાં ઉદય આવતા ભોગવવાં પડે છે કોઇ કર્મ જે પ્રમાણે કરેલ હોય–બાંધ્યા હોય, એવા જ પ્રકારે ભોગવવા પડે છે તો કોઇ કર્મ અન્યથા પ્રકારે ભોગવવા પડે છે કોઇ કર્મના ફળ એકવાર ભોગવવા પડે છે તો કોઇ કર્મના ફળ વિશેષવાર ભોગવવા પડે છે, કર્મના બંધ જીવના પરિણામ મુજબ તીવ્ર કે મંદ, દીર્ઘ સ્થિતિ કે અલ્પ સ્થિતિના પડે છે કુશીલ મનુષ્યો હિંસા કરીને લાંબા કાળ સુધી સંસારમા પરિભ્રમણ કરતા રહે છે એક કર્મના ફળ ભોગવતા રાગદ્વેષ કરીને આર્ત ધ્યાન કરીને નવા નવા કર્મના બંધ બાંધે છે.

વારંવાર જન્મ ધારણ કરે છે, અને મૃત્યને પામે છે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ એ પાંચ એકેન્દ્રિય–એટલે જેને શરીર રૂપ એક જ ઇન્દ્રિ છે તેઓમાં સુક્ષ્મ અને બાદર એમ બે પ્રકારના ભેદ છે અને પ્રર્યાપ્તિ અને અપર્યાપ્તિ એવા બે ભેદો સર્વ શરીરવાળા જીવોમાં રહેલાં છે આ જીવોને પીડા ઉત્પન્ન કરનાર– ઘાત કરનાર પોતે પોતાના આત્માના દંડના ભાગી બને છે–એટલે તેઓ ઘાત કરનારા પોતાના આત્માને જ દંડ આપે છે પૃથ્વી આદિ પાંચે એકેન્દ્રિયોની ઘાત કરનારા–પીડા દેનારા જીવો એ જ એકેન્દ્રિય જીવોની યોનિમાં વારંવાર ઉત્પન્ન થઈને જન્મમરણ કર્યા કરે એ જીવો પોતાના સુખની ઇચ્છાથી જીવોની હિંસા કરે છે પરંતુ તે હિંસાના કરનારાઓને સુખને બદલે દુઃખની પ્રાપ્તિ પરમાર્થથી થાય છે એમ જાણવું.

जाईपहं अणुपरिवट्टमाणे, तसथावरेहिं विणिघायमेति ।
से जति जातिं बहुकूरकम्मे, जं कुव्वती मिज्जति तेण बाले ॥४॥

શબ્દાર્થ : (૧) એકેન્દ્રિય આદિ જાતિમાં (૨) જન્મ-મરણ કરતા થકાં (૩) એ જીવ (૪) ત્રસ અને (૫) સ્થાવરમાં ઉત્પન્ન થઈ (૬) મૃત્યુને પામે છે (૭) વારંવાર જન્મ લઈ (૮) અતિ ક્રૂર કર્મ કરવાવાળા (૯) અજ્ઞાની જીવ (૧૦) જે પાપકર્મો કરે છે (૧૧) તેના વિપાકથી (૧૨) મૃત્યુને પ્રાપ્ત થાય છે

ભાવાર્થ– એકેન્દ્રિય આદિ પૂર્વોક્ત પ્રાણીઓની હિંસા કરવાવાળા જીવો વારંવાર એ જ એકેન્દ્રિ આદિ જાતિમાં–યોનિઓમાં જન્મ લે છે અને મરણ પામે છે ત્રસ અને સ્થાવર બંને પ્રકારના જીવોમાં ઉત્પન્ન થઈ મૃત્યુને પામે છે પાપી જીવો વારંવાર જન્મ પામી અતિ ક્રૂર કર્મો કરી કર્મનો સંચય કરી વારંવાર મૃત્યુને પામે છે એકેન્દ્રિય આદિ જાતિઓના માર્ગને 'જાતિપથ' કહેવાય છે

અથવા એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોને જાતિ કહેવાય છે. જન્મ મરણને જાતિ વધ કહેવાય છે. હિંસક જીવો સત્‌અસતના વિવેકથી રહિત બાળકસમાન અજ્ઞાનીજીવો, જીવોની હિંસા કરીને જન્મમરણ રૂપ સંસાર પરિભ્રમણ કરે છે

१ २ ३ ४ ५ ६ ७
**अंसि च लोए अदुवा परत्था, सयग्गसो वा तह अन्नहा वा ।**
८ ९ ११ १२ १०
**संसारमावन्न परं परं ते, बंधंति वेदंति य दुन्नियाणि ॥४॥**

**શબ્દાર્થ :** (૧) આ (૨) લોકમાં (૩) અથવા (૪) પરલોકમાં (૫) સેંકડો જન્મોમાં (૬) જે પ્રકારે કર્મો બાંધ્યાં હોય તેવા જ પ્રકારે (૭) અથવા અન્ય પ્રકારે ભોગવવાં પડે (૮) સંસાર પરિભ્રમણ કરતા થકાં (૯) કુશીલજીવો બહુ બહુ દુઃખો ભોગવે છે (૧૦) આર્તધ્યાનથી (૧૧) નવા કર્મો બાંધે છે (૧૨) ભોગવે છે

**ભાવાર્થઃ**– જીવોએ બાંધેલા કર્મો ભુતકાળના બાધેલ કર્મો કે વર્તમાન ભવમાં બાધેલા કર્મો પૈકી કોઇ કર્મ ચાલુ ભવમાં કર્તાને વિપાક–ફળ આપે છે. વળી કોઇ કર્મ પાસેના બીજા ભવમાં ફળ આપે છે અને કોઇ કર્મો એક ભવમા અગર સેંકડો ભવમાં ફળ આપે છે અને સેકડો ભવે પણ ભોગવવાં પડે છે કોઇ કર્મ ચાલુ ભવમાં અને કોઇ કર્મ બીજા ત્રીજા ભવમા કે સેકડો ભવમાં ઉદય આવતા ભોગવવાં પડે છે કોઇ કર્મ જે પ્રમાણે કરેલ હોય–બાધ્યા હોય, એવા જ પ્રકારે ભોગવવા પડે છે તો કોઇ કર્મ અન્યથા પ્રકારે ભોગવવા પડે છે કોઇ કર્મના ફળ એકવાર ભોગવવા પડે છે તો કોઇ કર્મના ફળ વિશેષવાર ભોગવવા પડે છે, કર્મના બંધ જીવના પરિણામ મુજબ તીવ્ર કે મંદ, દીર્ઘ સ્થિતિ કે અલ્પ સ્થિતિના પડે છે કુશીલ મનુષ્યો હિંસા કરીને લાંબા કાળ સુધી સંસારમા પરિભ્રમણ કરતા રહે છે એક કર્મના ફળ ભોગવતા રાગદ્વેષ કરીને આર્ત ધ્યાન કરીને નવા નવા કર્મના બંધ બાંધે છે.

આવી રીતે પોતાના કરેલા કર્મોના ફળ સૌ કોઇ ભોગવે છે જે કર્મો શીઘ્ર ફળ દેનારા હોય તે ચાલુ ભવમાં જ ભોગવવાં પડે છે વળી કોઇ કર્મો અન્ય ભવોમાં નરક તિર્યંચ આદિ ભવોમાં ભોગવવાં પડે છે જે પ્રકારે શુભ અથવા અશુભ કર્મો કરે એ પ્રમાણે તેના વિપાકો–ફળો ભોગવવાં પડે છે પરંતુ કોઇ પણ કર્મોના ફળ ભોગવ્યા વિના છૂટકારો થાય તેમ નથી તેમ જાણો

जे मायरं वा पियरं च हिच्चा, समणव्वए अगणिं समारभिज्जा ।
अहाहु से लोए कुसीलधम्मे, भूयाइं जे हिंसति आयसाते ॥
॥ ५ ॥

શબ્દાર્થ (૧) જે મનુષ્ય (૨) માતા (૩) પિતા (૪) છોડી (૫) પ્રવ્રજ્યા ગ્રહણ કરી (૬) અગ્નિ (૭) આરંભ કરે છે (૮) પોતાના સુખ માટે (૯) જીવોની (૧૦) હિંસા કરે છે (૧૧) એ (૧૨) લોકો (૧૩) કુશીલ ધર્મવાળા છે (૧૪) એમ તીર્થંકર દેવો કહે છે

ભાવાર્થ – જે જીવો માતા, પિતા, સ્વજન, પરિગ્રહનો ત્યાગ કરી પ્રવ્રજ્યાને ગ્રહણ કરીને અગ્નિનો આરંભ કરે છે તથા પોતાના સુખને માટે જીવોની હિંસા કરે છે, તેઓને તીર્થંકર દેવોએ કુશીલ ધર્મવાળા કહ્યા છે પરમાર્થને નહિ જાણનારા ધર્મા ચરણને માટે પ્રવૃત્ત બને છે પરંતુ કર્મના તથા ધર્મના સ્વરૂપને નહિ જાણતા હોવાથી અથવા જીવ અજીવના જાણપણાની હીનતા હોવાથી તથા આરંભના તથા પાંચ ઇન્દ્રિયોના વિષયોના ભોગવટાના કડવા વિપાકોને નહિ જાણતા હોવાથી પ્રવ્રજ્યા ગ્રહણ કરવા છતાં શરીર સાતાના અનેક આશ્રય દ્વારોને રોકી સંવર ભાવમાં રહી શકતા નથી આરંભવાળી ક્રિયા અનુષ્ઠાનોથી ધર્મ માની, મનાવી, સંસાર પરિભ્રમણની વૃદ્ધિ કરતા થકા સંસાર ચક્રાવામાંથી છૂટી શકતાં નથી

૧ ૨ ૩ ૪ ૫ ૬
**उज्जालओ पाण निवातएज्जा, निव्वावओ अगणि निवायवेज्जा ।**
૭ ૮ ૧૧ ૧૦ ૧૪ ૯ ૧૨ ૧૩
**तम्हा उ मेहावि समिक्ख धम्मं, ण पंडिए अगणि समारभिज्जा ॥ ६ ॥**

**શબ્દાર્થ** · (૧) અગ્નિ પ્રદીપ્ત કરનાર (૨) પ્રાણીઓની (૩) ઘાત કરે છે (૪) બુઝવવાવાળો (૫) અગ્નિના જીવોની (૬) ઘાત કરે છે (૭) તેથી (૮) બુદ્ધિમાન (૯) પંડિત (૧૦) ધર્મને (૧૧) જાણી (૧૨) અગ્નિકાયનો (૧૩) આરંભ (૧૪) કરે નહિ

**ભાવાર્થ** – અગ્નિકાયને સળગાવનાર મનુષ્ય–પુરુષ છકાય જીવોની ઘાત કરે છે, પૃથ્વી આદિને આશ્રિત ત્રસ અને સ્થાવર જીવોના પ્રાણોનો નાશ કરે છે અને પાણી આદિ દ્વારા અગ્નિકાયને બુઝાવનાર અગ્નિકાયના જીવોની વિશેષ ઘાત કરે છે અને તેને આશ્રયી રહેલા જીવોનો પણ નાશ થાય છે અગ્નિકાયનો આરંભ જીવ હિંસાનુ કારણ છે તેમા સંશય નથી એમ જાણી બુદ્ધિમાન સાધક ધર્મનો વિચાર કરી અગ્નિકાયનો આરંભ કરે નહિ

૧ ૨ ૪ ૩ ૫
**पुढवीवि जीवा आऊवि जीवा, पाणा य संपाइम संपयंति ।**
૬ ૭ ૧૧ ૧૦ ૧૧ ૮ ૯
**संसेयया कट्ठसमस्सिया य एते दहे अगणि समारभंते ॥७॥**

**શબ્દાર્થ** · (૧) પૃથ્વી જીવ છે (૨) પાણી જીવ છે (૩) સંપાતિય (૪) જીવો (૫) અગ્નિમાં પડી (૬) સ્વેદથી ઉત્પન્ન (૭) કાષ્ટને આશ્રયી રહેલા (૮) નવો અગ્નિકાયનો (૯) આરંભ કરનાર (૧૦) ઉપરોક્ત જીવોને (૧૧) બાળે છે

**ભાવાર્થઃ**– જે જીવો અગ્નિનો આરંભ કરે છે, તે પૃથ્વીકાય જીવોને, પાણી જીવોને તથા પતંગીયા આદિ ઉડતા જીવોને તથા

આવી રીતે પોતાના કરેલા કર્મોના ફળ સૌ કોઇ ભોગવે છે જે કર્મો શીઘ્ર ફળ દેનારા હોય તે ચાલુ ભવમાં જ ભોગવવાં પડે છે વળી કોઇ કર્મો અન્ય ભવોમાં નરક તિર્યંચ આદિ ભવોમાં ભોગવવાં પડે છે જે પ્રકારે શુભ અથવા અશુભ કર્મો કરે એ પ્રમાણે તેના વિપાકો-ફળો ભોગવવાં પડે છે પરંતુ કોઇ પણ કર્મોના ફળ ભોગવ્યા વિના છૂટકારો થાય તેમ નથી તેમ જાણો

जे मायरं वा पियरं च हिच्चा, समणव्वए अगणिं समारभिज्जा ।
अहाहु से लोए कुसीलधम्मे, भूयाइं जे हिंसति आयसाते ॥
॥ ५ ॥

શબ્દાર્થ (૧) જે મનુષ્ય (૨) માતા (૩) પિતા (૪) છોડી (૫) પ્રવ્રજ્યા ગ્રહણ કરી (૬) અગ્નિ (૭) આરંભ કરે છે (૮) પોતાના સુખ માટે (૯) જીવોની (૧૦) હિંસા કરે છે (૧૧) એ (૧૨) લોકો (૧૩) કુશીલ ધર્મવાળા છે (૧૪) એમ તીર્થંકર દેવો કહે છે /

ભાવાર્થ – જે જીવો માતા, પિતા, સ્વજન, પરિગ્રહનો ત્યાગ કરી પ્રવ્રજ્યાને ગ્રહણ કરીને અગ્નિનો આરંભ કરે છે તથા પોતાના સુખને માટે જીવોની હિંસા કરે છે, તેઓને તીર્થંકર દેવોએ કુશીલ ધર્મવાળાં કહ્યા છે પરમાર્થને નહિ જાણનારા ધર્મો ચરણને માટે પ્રવૃત્ત બને છે પરંતુ કર્મના તથા ધર્મના સ્વરૂપને નહિ જાણતા હોવાથી અથવા જીવ અજીવના જાણપણાની હીનતા હોવાથી તથા આરંભના તથા પાંચ ઇન્દ્રિયોના વિષયોના ભોગવટાના કડવા વિપાકોને નહિ જાણતા હોવાથી પ્રવ્રજ્યા ગ્રહણ કરવા છતાં શરીર સાતાના ગવેષક આશ્રવ દ્વારોને રોકી સંવર ભાવમાં રહી શકતા નથી આરંભવાળી ક્રિયા અનુષ્ઠાનોથી ધર્મ માની, મનાવી, સંસાર પરિભ્રમણની વૃદ્ધિ કરતા થકા સંસાર ચક્રાવામાંથી છૂટી શકતાં નથી

કરનારને વૈર બંધન થાય છે, જેથી રોગને શાંત કરવા જતાં ઘણાં અશુભ કર્મોનુ બધન થાય છે, જેના વિપાકો–ફળો દુઃખરૂપ હિંસાના કરનારાને ભોગવવાં પડે છે, એમ જાણી આત્માના હિતેચ્છુ જીવોએ વનસ્પતિ આદિ જીવોના આરંભથી નિવૃત્ત થવું તે પોતાના આત્માને કલ્યાણનુ, સુખનુ કારણુ છે.

१ २ ३ ४ ५ ६
जातिं च वुड्ढिं च विणासयंते, बीयाइ अस्संजय आयदंडे ।
१० ७ ८ ९ ११ १३ १२
अहाहु से लोए अणज्जधम्मे, बीयाइ जे हिंसति आयसाते ॥९॥

શબ્દાર્થ : (૧) ઉત્પત્તિ (૨) વૃદ્ધિ (૩) નાશ કરે છે (૪) બીજો (૫) અસંયમી પુરુષ (૬) આત્મ દંડી (૭) એ (૮) લોકમા (૯) અનાર્યધર્મી (૧૦) કહે છે (૧૧) બીજ (૧૨) ઘાત કરે છે (૧૩) સુખ માટે

ભાવાર્થ – જે અસંયમી પુરુષ પોતાના આત્માના સુખ માટે બીજરૂપ વનસ્પતિનો નાશ કરે છે તે બીજમાથી ઉત્પન્ન થનારા વૃક્ષના થડ, સ્કંધ, શાખા, પ્રશાખા, પત્ર, ફુલ, ફળ, આદિ અંકુર તથા તેની વૃદ્ધિનો નાશ કરે છે અને તે બીજનો નાશ કરનાર એ પાપને આશ્રયી પોતાના જ આત્માનો ઘાતક બને છે, આવા બીજના ઘાત કરનારાઓને શ્રી તીર્થંકર દેવોએ અનાર્ય ધર્મવાળા કહ્યા છે. વનસ્પતિ આદિ જીવોની ઘાત કરનાર કદાચ સાધુ હોય તો તેને ગૃહસ્થ સમાન જાણવા સાધુ હોય તે જીવનો આરંભ કરે જ નહિં

१ १४ २ ३ ९ ४ ५
गब्भाइ मिज्जंति बुयाबुयाणा, णरा परे पंचसिहा कुमारा ।
६ ७ ८ ११ १० १२
जुवाणगा मज्झिम थेरगा य, चयंति ते आउखए पलीणा ॥१०॥

શબ્દાર્થ : (૧) ગર્ભમાંથી (૨) તો કોઈ બોલતા શીખેલા (૩) બોલવા નહિ શીખેલા (૪) પંચશિખોવાળા (૫) કુમારવયમા (૬) યુવાનવયમાં (૭) મધ્ય-

સ્વેદજ–પરસેવાથી ઉત્પન્ન થયેલ જીવોને તથા કાષ્ટમાં રહેનારા સર્વ જીવોને બાળે છે, મૃત્યુ પમાડે છે, ત્રસ અને સ્થાવર બન્ને પ્રકારના જીવોની ઘાત અગ્નિ આરંભમાં થાય છે અગ્નિકાયનો આરંભ મહાન કર્મ બંધનું કારણ છે, તેથી અગ્નિકાયનો આરંભ મહાન દોષનું–પાપનું કારણ છે

हरियाणि भूताणि विलंबगाणि, आहार देहा य पुढो सियाइं।
जे छिंदती आयसुहं पडुच्च, पागब्भि पाणे बहुणं तिवाती ॥८॥

શબ્દાર્થ (૧) લીલી વનસ્પતિ (૨) વૃક્ષ આદિ જીવ (૩) જીવના આહારને ધારણ કરે છે (૪) અલગ અલગ (૫) જીવો છે (૬) જે પુરુષ (૭) આહાર માટે (૮) શરીર પુષ્ટિ માટે (૯) પોતાના (૧૦) સુખ માટે (૧૧) વનસ્પતિને છેદે છે (૧૨) ધૃષ્ટ પુરુષ (૧૩) ઘણા (૧૪) પ્રાણીઓનો (૧૫) નાશ કરે છે

ભાવાર્થ – હરિત વનસ્પતિ, અંકુર, વૃક્ષની શાખા, પ્રશાખા, પત્ર, ફુલ, ફળ મૂળ, સ્કંધ આદિમાં સર્વમાં અલગ અલગ જીવો રહેલા છે જીવના આહારને ધારણ કરે છે, આહાર મળવાથી પુષ્ટ થાય છે, આહારના અભાવથી સૂકાય છે, મૂળથી તે પાંદડા પર્યંત સમસ્ત વૃક્ષમા એક જીવ હોય અને તેને આશ્રયી અનેક જીવો એક વૃક્ષને આશ્રયી રહેલા હોય છે, વનસ્પતિમાં રહેલા જીવો સંખ્યાત, અસંખ્યાત, અનંત હોય છે, વનસ્પતિ છેદાવાથી સૂકાય છે, વગેરે મનુષ્ય શરીર સમાન વનસ્પતિના શરીરો બાલ વૃદ્ધ, યુવાન વગેરે સ્થિતિવાળા હોય છે પોતાના શરીર સુખના માટે જે કોઈ પુરુષ વનસ્પતિનું છેદન કરે છે એ ધર્મહીન પુરુષ ઘણા વનસ્પતિ આદિ પ્રાણીઓનો નાશ કરે છે, રોગોને શાંત કરવા–મટાડવા માટે કેટલા એક મનુષ્યો વનસ્પતિનું છેદન કરે છે, તે તે જીવો સાથે છેદન

શ્રદ્ધા અને સંયમ પ્રાપ્ત થવા દુર્લભ છે, જેણે ધર્માચરણ પૂર્વે કરેલ નથી તેઓને મનુષ્ય ભવ આદિ ઉપરોક્ત કહ્યા તે આત્મ કલ્યાણના સાધનો પ્રાપ્ત થવા દુર્લભ છે તેમ જ નરક અને તિર્યંચયોનીમાં રહેલા દુ ખોને જાણી બોધને ગ્રહણ કરો, વિવેકહીન અજ્ઞાનીઓને બોધ પ્રાપ્ત થતો નથી વળી આ લોક–લોકમા રહેલા જીવો પ્રાય એકાંત દુ ખથી પીડાઇ રહેલા છે, જીવો અજ્ઞાનતાથી સુખ પ્રાપ્ત કરવા જીવોની હિસા કરે છે, પરંતુ તે હિસાથી તો સુખના બદલે જન્મ મરણ રૂપ સસાર પરિભ્રમણની, વૃદ્ધાવસ્થાના, રોગોના આદિ દુ.ખોની વૃદ્ધિ થાય છે આવા પ્રકારની સસારીઓની સ્થિતિ જાણી બોધને પામો

**इहेग मूढा पवयंति मोक्खं, आहारसंपज्जणवज्जणेणं ।**
**एगे य सीओदगसेवणेणं, हुएण एगे पवयंति मोक्खं ॥१२॥**

**શબ્દાર્થ :** (૧) આ જગતમાં (૨) કેટલાએક (૩) મૂર્ખ મનુષ્યો (૪) મીઠું–લોણ (૫) ખાવુ (૬) છોડી દેવાથી (૭) મોક્ષની (૮) પ્રાપ્તિ બતાવે છે વળી (૯) કેટલાએક (૧૦) શીતલ (૧૧) જલ (૧૨) સેવનથી (૧૩) કેટલાએક (૧૪) અગ્નિહોમથી (૧૫) મોક્ષની પ્રાપ્તિ (૧૬) બતાવે છે

**ભાવાર્થ:**– આ જગતમાં કેટલાએક મૂર્ખ મનુષ્યો લોણ–મીઠું ખાવું છોડી દેવાથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, વળી કેટલાએક શીતલ જલના સેવનથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, જ્યારે કેટલાએક અગ્નિહોમ કરવાથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, જગતમા આવી રીતે અજ્ઞાનીઓને કુશીલ મનુષ્યોના જુદા જુદા અસત્ય અભિપ્રાયો રહેલાં છે આ રીતે સાવદ્ય અનુષ્ઠાનોથી ધર્મ માનવાવાળા અને મનાવવા-વાળા સસાર પરિભ્રમણ વધારતા રહે છે, જાણી આવા અજ્ઞાની જીવોના સગથી દૂર રહેવું

વયમાં (૮) વૃદ્ધાવસ્થામાં (૯) મનુષ્યો સર્વે (૧૦) આયુષ્યનો ક્ષય થતા (૧૧) મૃત્યુને પામે છે (૧૨) શરીરને છોડી દે છે (૧૪) મૃત્યુને પામે છે

ભાવાર્થઃ- હરિત વનસ્પતિના અથવા બીજના નાશ કરનારા જીવો કોઇ ગર્ભમાંથી જ મૃત્યુને પામે છે વળી કોઇ બોલવા શીખેલા, કોઇ બોલવા નહિ શીખેલા બાળ વયમાં, તો કોઇ પંચ શીખાવાળા કુમારવયમાં, કોઇ યુવાનવયમાં, કોઇ મધ્યમવયમાં, કોઇ વૃદ્ધાવસ્થામાં સર્વ અવસ્થામાં જીવો કર્મોના ઉદયે મૃત્યુને પામે છે આ રીતે વનસ્પતિના ઘાત કરનારા જીવો આયુષ્યનો ક્ષય થયે શરીરને છોડી મૃત્યુને પામી પરલોકમાં—પરભવમાં અધમગતિમાં ઉત્પન્ન થઇ હિંસાથી બંધાયેલા અશુભ કર્મના ઉદયે પાપી જીવોને દુઃખો ભોગવવાં પડે છે સાર એ છે જે વનસ્પતિના છેદનથી જીવો ટુંકા આયુષ્ય બાંધી વારવાર જન્મ મરણના દુઃખો ભોગવે છે જેથી વનસ્પતિ આદિ જીવોની ઘાત કરનારા પોતાના આત્માને દંડ આપે છે, એમ જાણી જીવ હિંસાથી દૂર રહેવું તે શ્રેયનું કારણ છે

संबुज्झहा जंतवो ! माणुसत्तं, दट्ठुं भयं बालिसेणं अलंभो ।
एगंतदुक्खे जरिए व लोए, सकम्मुणा विप्परियासुवेइ ॥११॥

શબ્દાર્થ (૧) બોધ પામો (૨) જીવો (૩) મનુષ્યત્વ (૪) દેખો (૫) નરકતિર્ય ચના ભયને (૬) અજ્ઞાનીઓ (૭) બોધના લાભથી વંચિત રહે છે (૮) એકાંત દુઃખથી (૯) બેડીમાં રહેલા જીવો (૧૦) પિડિત છે (૧૧) સ્વીય કર્મના લાભથી (૧૨) સુખની ઇચ્છા હોવા છતાં દુઃખને પામે છે

ભાવાર્થ - હે જીવો ! તમે બોધને પ્રાપ્ત કરો, મનુષ્ય ભવ–મનુષ્યત્વ ફરી પ્રાપ્ત થવું દુર્લભ છે તથા ધર્મની પ્રાપ્તિ થવી પણ અતિ દુર્લભ છે તેમ જ ઉત્તમ ક્ષેત્ર, આર્યકુલ, ઉત્તમ જાતિ, આરોગ્યતા, દીર્ઘ આયુષ્ય, બુદ્ધિ, શાસ્ત્ર શ્રવણ, વ્રત નિયમનું ગ્રહણ,

શ્રદ્ધા અને સંયમ પ્રાપ્ત થવા દુર્લભ છે, જેણે ધર્માચરણ પૂર્વે કરેલ નથી તેઓને મનુષ્ય ભવ આદિ ઉપરોક્ત કહ્યા તે આત્મ કલ્યાણના સાધનો પ્રાપ્ત થવા દુર્લભ છે તેમ જ નરક અને તિર્યંચયોનીમાં રહેલા દુખોને જાણી બોધને ગ્રહણ કરો, વિવેકહીન અજ્ઞાનીઓને બોધ પ્રાપ્ત થતો નથી વળી આ લોક-લોકમાં રહેલા જીવો પ્રાય એકાંત દુખથી પીડાઇ રહેલા છે, જીવો અજ્ઞાનતાથી સુખ પ્રાપ્ત કરવા જીવોની હિંસા કરે છે, પરંતુ તે હિંસાથી તો સુખના બદલે જન્મ મરણ રૂપ સંસાર પરિભ્રમણની, વૃદ્ધાવસ્થાના, રોગોના આદિ દુખોની વૃદ્ધિ થાય છે આવા પ્રકારની સંસારીઓની સ્થિતિ જાણી બોધને પામો

**इहेग[1] मूढा[2,3] पवयंति[8] मोक्खं[7], आहारसंपज्जणवज्जणेणं[5,4,6] ।**
**एगे[9] य सीओदगसेवणेणं[10,11,12], हुएण[14,13] एगे[16] पवयंति मोक्खं[15] ॥१२॥**

**શબ્દાર્થ :** (૧) આ જગતમાં (૨) કેટલાએક (૩) મૂર્ખ મનુષ્યો (૪) મીઠું-લોણ (૫) ખાવુ (૬) છોડી દેવાથી (૭) મોક્ષની (૮) પ્રાપ્તિ બતાવે છે વળી (૯) કેટલાએક (૧૦) શીતલ (૧૧) જલ (૧૨) સેવનથી (૧૩) કેટલાએક (૧૪) અગ્નિહોમથી (૧૫) મોક્ષની પ્રાપ્તિ (૧૬) બતાવે છે

**ભાવાર્થ:-** આ જગતમાં કેટલાએક મૂર્ખ મનુષ્યો લોણ-મીઠુ ખાવું છોડી દેવાથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, વળી કેટલાએક શીતલ જલના સેવનથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, જ્યારે કેટલાએક અગ્નિહોમ કરવાથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, જગતમા આવી રીતે અજ્ઞાનીઓને કુશીલ મનુષ્યોના જુદા જુદા અસત્ય અભિપ્રાયો રહેલાં છે આ રીતે સાવદ્ય અનુષ્ઠાનોથી ધર્મ માનવાવાળા અને મનાવવાવાળા સંસાર પરિભ્રમણ વધારતા રહે છે, જાણી આવા અજ્ઞાની જીવોના સંગથી દૂર રહેવું

વયમાં (૮) વૃદ્ધાવસ્થાએ (૯) મનુષ્યો સર્વે (૧ ) આયુષ્યનો ક્ષય થતા (૧૧) મૃત્યુને પામે છે (૧૨) શરીરને છોડી દે છે (૧૪) મૃત્યુને પામે છે

ભાવાર્થઃ- હરિત વનસ્પતિના અથવા બીજના નાશ કરનારા જીવો કોઇ ગર્ભમાંથી જ મૃત્યુને પામે છે વળી કોઇ બોલવા શીખેલા, કોઇ બોલવા નહિ શીખેલા બાળ વયમાં, તો કોઇ પાંચ શીખાવાળા કુમારવયમા, કોઇ યુવાનવયમાં, કોઇ મધ્યમવયમાં, કોઇ વૃદ્ધાવસ્થામાં સવ અવસ્થામાં જીવો કર્મોના ઉદયે મૃત્યુને પામે છે આ રીતે વનસ્પતિના ઘાત કરનારા જીવો આયુષ્યનો ક્ષય થયે શરીરને છોડી મૃત્યુને પામી પરલોકમાં-પરભવમાં અધમગતિમાં ઉત્પન્ન થઇ હિંસાથી બધાએલા અશુભ કર્મના ઉદયે પાપી જીવોને દુખો ભોગવવાં પડે છે સાર એ છે જે વનસ્પતિના છેદનથી જીવો દુકા આયુષ્ય બાંધી વારવાર જન્મ મરણના દુખો ભોગવે છે જેથી વનસ્પતિ આદિ જીવોની ઘાત કરનારા પોતાના આત્માને દંડ આપે છે, એમ જાણી જીવ હિંસાથી દૂર રહેવું તે મોક્ષનુ કારણ છે

संबुज्झहा जंतवो ! माणुसत्तं, दट्ठुं भयं बालिसेणं अलम्भो ।
एगंतदुक्खे जरिए व लोए, सकम्मुणा विप्परियासुवेइ ॥११॥

શબ્દાર્થ (૧) બોધ પામો (૨) જીવો (૩) મનુષ્યત્વ (૪) જેથી (૫) નરકતિર્ય ચના ભયને (૬) અજ્ઞાનીઓ (૭) બોધના લાભથી વંચિત રહે છે (૮) એકાંત દુખથી (૯) પીડાઆ રહેલા જીવો (૧ ) પિડિત છે (૧૧) સ્વાત કર્મના આશ્રયી (૧૨) સુખની ઇચ્છા હોવા છતાં દુઃખને પામે છે

ભાવાર્થ - હે જીવો ! તમે બોધને પ્રાપ્ત કરો, મનુષ્ય ભવ-મનુષ્યત્વ ફરી પ્રાપ્ત થવું દુર્લભ છે તથા ધર્મની પ્રાપ્તિ થવી પણ અતિ દુર્લભ છે તેમ જ ઉત્તમ ક્ષેત્ર, આર્યકુલ, ઉત્તમ જાતિ, આરોગ્યતા, દીર્ઘ આયુષ્ય, બુદ્ધિ, શાસ્ત્ર શ્રવણ, વ્રત નિયમનું ગ્રહણ,

શ્રદ્ધા અને સંયમ પ્રાપ્ત થવા દુર્લભ છે, જેણે ધર્માચરણ પૂર્વે કરેલ નથી તેઓને મનુષ્ય ભવ આદિ ઉપરોક્ત કહ્યા તે આત્મ કલ્યાણના સાધનો પ્રાપ્ત થવા દુર્લભ છે તેમ જ નરક અને તિર્યંચયોનીમાં રહેલા દુખોને જાણી બોધને ગ્રહણ કરો, વિવેકહીન અજ્ઞાનીઓને બોધ પ્રાપ્ત થતો નથી વળી આ લોક-લોકમાં રહેલા જીવો પ્રાય એકાંત દુખથી પીડાઇ રહેલા છે, જીવો અજ્ઞાનતાથી સુખ પ્રાપ્ત કરવા જીવોની હિંસા કરે છે, પરંતુ તે હિસાથી તો સુખના બદલે જન્મ મરણ રૂપ સસાર પરિભ્રમણની, વૃદ્ધાવસ્થાના, રોગોના આદિ દુ.ખોની વૃદ્ધિ થાય છે આવા પ્રકારની સંસારીઓની સ્થિતિ જાણી બોધને પામો

१ २ ३ ८ ७ ५ ४ ६
**इहेग मूढा पवयंति मोक्खं, आहारसंपज्जणवज्जणेणं ।**
९ १० ११ १२ १४ १३ १६ १५
**एगे य सीओदगसेवणेणं, हुएण एगे पवयंति मोक्खं ॥१२॥**

**શબ્દાર્થ :** (૧) આ જગતમાં (૨) કેટલાએક (૩) મૂર્ખ મનુષ્યો (૪) મીઠું-લોણ (૫) ખાવુ (૬) છોડી દેવાથી (૭) મોક્ષની (૮) પ્રપ્તિ બતાવે છે વળી (૯) કેટલાએક (૧૦) શીતલ (૧૧) જલ (૧૨) સેવનથી (૧૩) કેટલાએક (૧૪) અગ્નિહોમથી (૧૫) મોક્ષની પ્રાપ્તિ (૧૬) બતાવે છે

**ભાવાર્થ:-** આ જગતમાં કેટલાએક મૂર્ખ મનુષ્યો લોણ-મીઠુ ખાવું છોડી દેવાથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, વળી કેટલાએક શીતલ જલના સેવનથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, જ્યારે કેટલાએક અગ્નિહોમ કરવાથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, જગતમા આવી રીતે અજ્ઞાનીઓને કુશીલ મનુષ્યોના જુદા જુદા અસત્ય અભિપ્રાયો રહેલાં છે આ રીતે સાવદ્ય અનુષ્ઠાનોથી ધર્મ માનવાવાળા અને મનાવવા-વાળા સસાર પરિભ્રમણ વધારતા રહે છે, જાણી આવા અજ્ઞાની જીવોના સગથી દૂર રહેવું

पाओसिणाणादिसु णत्थि मोक्खो,
खारस्स लोणस्स अणासणेणं ।
ते मज्जमंसं लसुणं च भोच्चा,
अन्नत्थ वासं परिकप्पयंति ॥ १३ ॥

શબ્દાર્થ : (૧) પ્રભાતકાળની (૨) સ્નાન આદિથી (૩) નિમક-(૪) મીઠાના (૫) ત્યાગ કરવાથી (૬) અગ્નિહોત્રથી (૭) મોક્ષની પ્રાપ્તિ (૮) થતી નથી (૯) અન્ય તીર્થીઓ વિષયોમાં ગૃદ્ધ બની (૧૦) મદ્ય (૧૧) માંસ તથા (૧૨) લસણ આદિના (૧૩) ખોરાક ખાઈને (૧૪) મોક્ષથી વિપરીત (૧૫) અન્ય સ્થાનોમાં-અધમગતિઓમાં (૧૬) સંસાર પરિભ્રમણ કરે છે

ભાવાર્થઃ- સ્નાનથી, શીતલ જલ સેવનથી કે અગ્નિ હોત્રથી મોક્ષની પ્રાપ્તિ હોઈ શકે નહિ અન્ય તીર્થીઓ વિષયમાં ગૃદ્ધ બની મદ્ય, માંસ, તથા લસણ આદિના જીવઘાત રૂપ આહારનાં સેવન કરી મોક્ષથી વિપરીત સ્થાનો અધોગતિ રૂપ નરક અને તિર્યંચ યોનિ સ્થાનોમાં ઉત્પન્ન થવા રૂપ અસત્ય ઉપદેશો આપી આરંભરૂપ ઉપદેશો આપી-જેવા કે પ્રભાતના સ્નાનથી, શીતલ જલ સેવનથી, અગ્નિ હોત્રથી, અથવા મીઠું છોડી દેવાથી મોક્ષની પ્રાપ્તિ બતાવી અશુભ કર્મોનો સંચય કરી નરક તિર્યંચની ગતિમાં ઉત્પન્ન થઈ સંસાર પરિભ્રમણને વધારી રહ્યા છે માટે આત્માર્થીએ એવાં અજ્ઞાનીઓના સંગથી દૂર રહેવું

उदगेण जे सिद्धिमुदाहरंति, सायं च पायं उदगं फुसंता ।
उदगस्स फासेण सिया य सिद्धी, सिज्झिंसु पाणा बहवे दगंसि
॥ १४ ॥

**શબ્દાર્થ** : (૧) સાંજના (૨) સવારના (૩) જલ (૪) સ્પર્શથી (૫) જલસ્નાનથી (૬) મોક્ષની (૭) પ્રાપ્તિ બતાવે છે (૮) એમ જો જલ-(૯) સ્નાનથી (૧૦) મુક્તિ (૧૧) પ્રાપ્ત થાય (૧૨) જલમાં રહેનારા (૧૩) જીવો (૧૪) ઘણા (૧૫) મોક્ષને પ્રાપ્ત કરે.

**ભાવાર્થ**:- સાંજના તથા સવારના જલ સ્નાનથી જે મનુષ્યો મોક્ષની પ્રાપ્તિ બતાવે છે એ તદ્દન અસત્ય છે જો જલ સ્નાનથી-સ્પર્શથી મોક્ષની પ્રાપ્તિ થતી હોય તો જલમાં રહેનારા પ્રાણીઓને પણ મોક્ષની પ્રાપ્તિ થવી જોઇએ, પરંતુ તેમ તો બનતું નથી વળી બ્રહ્મચારીઓને માટે તો સ્નાન કરવાનો સર્વથા નિષેધ છે સ્નાનથી મદ તથા દર્પ ઉત્પન્ન થાય છે વળી જલથી શરીરની વિશુદ્ધિ થાય તે પણ અલ્પકાળ માટે થાય છે જેથી અન્ય તીર્થીઓનું કથન અસત્ય છે, ન્યાય સંગત નથી વળી જલ સ્નાનથી તો જીવોની ઘાત થાય છે અને તે ઘાતથી સ્થબંધન રૂપ અશુભ કર્મોના બંધન થાય છે જેના વિપાકમાં જન્મ મરણની વૃદ્ધિ થાય છે જાણી સાધકે સ્નાન કરવું નહિ જોઇએ

**मच्छा य कुम्मा य सिरीसिवा य, मग्गू य उट्टा दगरक्खसा य।**
**अट्ठाणमेयं कुसला वयंति, उदगेण जे सिद्धिमुदाहरंति ॥१५॥**

**શબ્દાર્થ** : (૧) મતસ્ય (૨) કાચબા (૩) સરીસૃપ (૪) ઊટ નામનુ જલચર (૫) જલકાગ અથવા પેડક (૬) જલમનુષ્ય (૭) જલસ્પર્શથી (૮) મુકિત (૯) પ્રાપ્ત કરે (૧૦) એ કથન (૧૧) અસત્ય છે (૧૨) એમ તીર્થંકર દેવો (૧૩) કહે છે

**ભાવાર્થ**:- જો જલસ્પર્શથી મુક્તિ પ્રાપ્ત થતી હોય તો માછલાં, કાચબા, સરીસૃપ, જલમનુષ્ય, જલકાગ, દેડકા આદિ ઘણા જલચર જીવો સર્વથી પહેલા મોક્ષને પ્રાપ્ત કરી શકે, પરંતુ તેમ તો

पाओसिणाणादिसु णत्थि मोक्खो,
खारस्स लोणस्स अणासएणं ।
ते मज्जमंस लसुणं च भोच्चा,
अनत्थ वास परिकप्पयंति ॥ १३ ॥

શબ્દાર્થ (૧) પ્રભાતકાળનાં (૨) સ્નાન આદિથી (૩) નિમક-(૪) મીઠાના (૫) ત્યાગ કરવાથી (૬) અગ્નિહોત્રથી (૭) મોક્ષની પ્રાપ્તિ (૮) થતી નથી (૯) અન્ય તીર્થિકો વિષયોમાં ગૃદ્ધ બની (૧૦) મદ્ય (૧૧) માંસ તથા (૧૨) લસણ આદિના (૧૩) ખોરાક ખાઈને (૧૪) મોક્ષથી વિપરીત (૧૫) અન્ય સ્થાનોમાં-અધમગતિઓમાં (૧૬) સંસાર પરિભ્રમણ કરે છે

ભાવાર્થ - સ્નાનથી, શીતલ જલ સેવનથી કે અગ્નિ હોત્રથી મોક્ષની પ્રાપ્તિ હોઈ શકે નહિ અન્ય તીર્થીઓ વિષયમાં ગૃદ્ધ બની મદ્ય, માંસ તથા લસણ આદિના જીવઘાત રૂપ આહારનાં સેવન કરી મોક્ષથી વિપરીત સ્થાનો અધોગતિ રૂપ નરક અને તિર્યંચ યોનિ સ્થાનોમાં ઉત્પન્ન થવા રૂપ અસત્ય ઉપદેશો આપી આરંભના ઉપદેશો આપી-જેવા કે પ્રભાતના સ્નાનથી, શીતલ જલ સેવનથી, અગ્નિ હોત્રથી, અથવા મીઠું છોડી દેવાથી મોક્ષની પ્રાપ્તિ બતાવી અશુભ કર્મોનો સંચય કરી નરક તિર્યંચની ગતિમાં ઉત્પન્ન થઈ સંસાર પરિભ્રમણને વધારી રહ્યા છે આથી આત્માર્થીઓએ આવા અજ્ઞાનીઓના સંગથી દૂર રહેવું

उदगेण जे सिद्धिमुदाहरंति, सायं च पाय उदगं फुसंता ।
उदगस्स फासेण सिया य सिद्धी, सिज्झिंसु पाणा बहवे दगंसि
॥ १४ ॥

**શબ્દાર્થ** : (૧) સાંજના (૨) સવારના (૩) જલ (૪) સ્પર્શથી (૫) જલસ્નાનથી (૬) મોક્ષની (૭) પ્રાપ્તિ બતાવે છે (૮) એમ જો જલ-(૯) સ્નાનથી (૧૦) મુક્તિ (૧૧) પ્રાપ્ત થાય (૧૨) જલમાં રહેનારા (૧૩) જીવો (૧૪) ઘણા (૧૫) મોક્ષને પ્રાપ્ત કરે

**ભાવાર્થ**:- સાંજના તથા સવારના જલ સ્નાનથી જે મનુષ્યો મોક્ષની પ્રાપ્તિ બતાવે છે એ તદન અસત્ય છે જો જલ સ્નાનથી-સ્પર્શથી મોક્ષની પ્રાપ્તિ થતી હોય તો જલમાં રહેનારા પ્રાણીઓને પણ મોક્ષની પ્રાપ્તિ થવી જોઇએ, પરંતુ તેમ તો બનતું નથી વળી બ્રહ્મચારીઓને માટે તો સ્નાન કરવાનો સર્વથા નિષેધ છે સ્થાનથી મદ તથા દર્પ ઉત્પન્ન થાય છે વળી જલથી શરીરની વિશુદ્ધિ થાય તે પણ અલ્પકાળ માટે થાય છે જેથી અન્ય તીર્થીઓનું કથન અસત્ય છે, ન્યાય સંગત નથી વળી જલ સ્નાનથી તો જીવોની ઘાત થાય છે અને તે ઘાતથી રબંધન રૂપ અશુભ કર્મોના બંધન થાય છે જેના વિપાકમાં જન્મ મરણની વૃદ્ધિ થાય છે જાણી સાધકે સ્નાન કરવું નહિ જોઇએ.

**मच्छा य कुम्मा य सिरीसिवा य, मग्गू य उट्टा दगरक्खसा य।**
**अट्ठाणमेयं कुसला वयंति, उदगेण जे सिद्धिमुदाहरंति ॥१५॥**

**શબ્દાર્થ** : (૧) મતસ્ય (૨) કાચબા (૩) સરીસૃપ (૪) ઊટ નામનું જલચર (૫) જલકાગ અથવા પેડક (૬) જલમનુષ્ય (૭) જલસ્પર્શથી (૮) મુક્તિ (૯) પ્રાપ્ત કરે (૧૦) એ કથન (૧૧) અસત્ય છે (૧૨) એમ તીર્થંકર દેવો (૧૩) કહે છે

**ભાવાર્થ**:- જો જલસ્પર્શથી મુક્તિ પ્રાપ્ત થતી હોય તો માછલા, કાચબા, સરીસૃપ, જલમનુષ્ય, જલકાગ, દેડકા આદિ ઘણા જલચર જીવો સર્વથી પહેલા મોક્ષને પ્રાપ્ત કરી શકે, પરંતુ તેમ તો

થતુ નથી જેથી જલસ્પર્શથી મોક્ષ બતાવનાર અન્ય તીર્થીઓનું કથન અસત્ય છે, એમ મોક્ષતત્ત્વના જાણનાર શ્રી તીર્થંકરદેવો કહે છે, સ્નાનથી તો જીવહિંસારૂપ આરંભ થાય છે આરંભથી મરનાર જીવો સાથે વેરબંધન થાય છે વેરબંધનથી નવા નવા જન્મ ધારણ કરવા પડે છે જન્મ ધારણ થાય ત્યાં મૃત્યુ તો અવશ્ય રહેલ છે જન્મમરણ છે ત્યાં દુઃખો રહેલાં જ છે એમ જાણી જલના આરંભથી આત્માર્થી જીવોએ દૂર રહેવું જોઇએ

उदयं जइ कम्ममलं हरेज्जा, एवं सुहं इच्छामित्तमेव ।
अंधं व णेयारमणुस्सरित्ता, पाणाणि चेवं विणिहंति मंदा ॥१६॥

શબ્દાર્થ (૧) જલ (૨) જો (૩) કર્મ મળને (૪) દૂર કરે (૫) તો એ રીતે (૬) પુણ્યને પણ દૂર કરે જલ કર્મમલને દૂર કરે (૭) એ કથન તો ઇચ્છામાત્ર જ છે (૮) મૂર્ખ મનુષ્ય (૯) અંધ નેતાની (૧૦) પાછળ (૧૧) ચાલી (૧૨) જલસ્નાન દ્વારા પ્રાણીઓની (૧૩) હિંસા કરે છે

**ભાવાર્થ** – જલસ્નાનથી જો પાપકર્મ દૂર થતુ હોય તો પુણ્યને પણ દૂર કરે, પાણી જેમ અશુભ લેપને દૂર કરે છે તેમ ચંદન જેવા શુભ લેપને પણ દૂર કરે છે જલસ્પર્શથી–સ્નાનથી મોક્ષને માનવું એ તો ખાલી મનના મનોરથો છે મૂર્ખ મનુષ્યો અજ્ઞાની નેતા પાછળ ચાલી જલસ્નાન દ્વારા પ્રાણીઓની હિંસા કરી અશુભ કર્મબંધન કરે છે જેથી જલસ્નાનથી મોક્ષ પ્રાપ્તિ માનવી એ તો તદ્દન અસત્ય છે જેમ જન્માંધ મનુષ્ય અંધ નેતાની પાછળ ચાલતા માર્ગને છોડી કુમાર્ગમાં જાય છે અને ઇષ્ટ સ્થાનને પ્રાપ્ત કરી શકતો નથી એ રીતે જલસ્નાનથી મોક્ષની પ્રાપ્તિ માનવી તે તો તદ્દન અસત્ય છે અને આત્માના અહિતનું કારણ છે

पावाइं कम्माइं पकुव्वतो हि सिओदगं तू जइ तं हरिज्जा ।
सिज्झिसु एगे दगसत्तघाती, मुसं वयंते जलसिद्धिमाहु ॥१७॥

**શબ્દાર્થ** (૧) પાપ (૨) કર્મ (૩) કરવાવાળાં (૫) પાપ જો (૬) શીતલ જલ (૭) દૂર કરે તો (૮) જલચર જીવોની (૯) ઘાત કરનારા (૧૦) કેટલાએક માછલા, કાચબા, મગર આદિ જીવો પણ (૧૧) મુક્તિના લાભને પ્રાપ્ત કરે (૧૨) જલસ્નાનથી (૧૩) મુક્તિ (૧૪) બતાવનારા (૧૫) મૃષા (૧૬) બોલે છે

**ભાવાર્થ**:- પાપી મનુષ્યોનાં પાપ કર્મનો જો જલસ્નાનથી નાશ થતો હોય તો જલચર જીવોની ઘાત કરવાવાળાં મગર, માછલા, કાચબા, આદિ સદા જલમા રહેનારા કેટલાએક જીવો મોક્ષને શીઘ્ર પ્રાપ્ત કરી શકે, પરંતુ એ કથન તેઓનું અસત્ય છે જલસ્નાનથી મુક્તિ બતાવનાર મૃષા બોલે છે મિથ્યાત્વી છે

हुतेण जे सिद्धि मुदाहरंति, सायं च पायं अगणिं फुसंता ।
एवं सिया सिद्धि हवेज्ज तम्हा, अगणिं फुसंताण कुकम्मिणंपि ॥
॥ १८ ॥

**શબ્દાર્થ** ૧) પ્રાત કાળ તથા (૨) સાય કાળ (૩) અગ્નિના (૪) સ્પર્શ કરનારા (૫) જેઓ અગ્નિહોમથી (૬) મોક્ષની પ્રાપ્તિ (૭) બતાવે છે તેઓ મૃષાવાદી છે (૮) મુક્તિ (૯) પ્રાપ્ત થતી હોય તો (૧૦) જો અગ્નિ સ્પર્શથી (૧૧) અગ્નિ (૧૨) સ્પર્શ કરવાવાળા (૧૩) લુહાર આદિ કુકર્મીઓને મોક્ષની પ્રાપ્તિ થવી જોઇએ

**ભાવાર્થ** – પ્રાત કાળ તથા સાય કાળ અગ્નિ સ્પર્શ કરનારા જે લોકો અગ્નિહોમથી મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, તેઓ મૃષાવાદી

છે, જો એ રીતે અગ્નિસ્પર્શથી-અગ્નિ હોમથી જો મોક્ષની પ્રાપ્તિ થતી હોય તો અગ્નિનો સ્પર્શ કરનારા લુહાર આદિ ઘણા કુકર્મિઓને પણ મોક્ષની પ્રાપ્તિ થવી જોઇએ જેથી અગ્નિકાયના સ્પર્શથી મોક્ષ પ્રાપ્તિ માનવી એ તો મૂર્ખ મનુષ્યોના અસત્ય કથન જાણવાં. અજ્ઞાનીઓ પોતાની ઇચ્છાનુસાર સ્વર્ગની તથા મોક્ષની પ્રાપ્તિ બતાવનારાઓને સત્ય મોક્ષ માર્ગનુ જ્ઞાન જ નથી જેથી સત્ય માર્ગ તેઓને પ્રાપ્ત થતો નથી આરંભથી સંસાર વૃદ્ધિરૂપ જ મ મરણની જ પ્રાપ્તિ હોય મોક્ષની કે સદ્ગતિની પ્રાપ્તિ ન હોય શકે

अपरिक्ख दिहं ण हु (एव) सिद्धि, एहिंति ते घायमबुज्झमाणा।
भूएहिं जाणं पडिलेह सातं, वि ज्ज गहायं तसथावरेहिं ॥१९॥

શબ્દાર્થ (૧) પરીક્ષા કર્યા [ (૨) સ્વીકાર કરેલ છે (૩) એ પ્રકારે (૪) મુક્તિ (૫) મળતી નથી (૬) (૮) પ્રાપ્ત કરે છે (૯) ત્રસ (૧ ) સ્થાવર તે નહિ સમજનાર (૭) સંસારને ભ્રમણ છે (૧૩) જ્ઞાનને (૧૪) ગ્રહણ કરી (૧ સર્વ જીવોને (૧૨) સુખની ઇચ્છા (૧૧) વિચારો

ભાવાર્થ – જે મનુષ્યો અગ્નિ હોત્ર જલ સ્નાનથી-જલ સ્પર્શથી અથવા ઔરુઅગ્નિ સ્પર્શથી તથા મુક્તિની પ્રાપ્તિ થયાનુ કહે છે તઓએ પરીક્ષ નહિ ભાવાથી સિદ્ધાંતનો સ્વીકાર કરેલ છે જલસ્નાનથી કૌ વિના ઉપરોક્ત આરંભવાળી ક્રિયાથી મુક્તિની પ્રાપ્તિ હોઇ અગ્નિહોમ આદિ માન્યતાવાળા વિવેક રહિત છે જ્ઞાન રહિત છે જ નહિ એ તમ જ અગ્નિહોમથી તો સંસાર પરિભ્રમણ હૈ જલસ્નાનથી વૃદ્ધિ કરી સંસારને સ્થિર કરે છે જીવ હિંસાથમ મરણની હોય જ નહિ જગતના વ ત્રસ અને સ્થાવર જીવોની પ્રાપ્તિ રાખે છે સુખ પ્રીય છે દુ ખ અપ્રિય છે બાકી જ્ઞાનથી ઇચ્છા સિ કરી

વિચાર કરી આરંભથી નિવૃત્ત થઇ સર્વ જીવો સાથે મૈત્રી ભાવ વધારી રહેવું તે શ્રેયનું કારણ છે જીવ ઘાતથી તો સંસાર પરિભ્રમણ રૂપ જન્મ-મરણ આદિ દુઃખોનો ભોગવટો જાણી જીવોની દયા પાળવી.

**थणंति लुप्पंति तस्संति कम्मी, पुढो जगा परिसंखाय भिक्खू ।**
**तम्हा विऊ विरतो आयगुत्ते, दट्ठुं तसे या पडिसंहरेज्जा ॥२०॥**

**શબ્દાર્થ** (૧) રુદન કરે છે (૨) પરમાધામીઓ શસ્ત્રથી છેદન કરે છે (૩) ત્રાસ પામે છે (૪) પાપકર્મ કરવાવાળા (૫) અલગ અલગ (૬) પ્રાણી (૭) જાણી (૮) મુનિ (૯) તેથી (૧૦) વિદ્વાન મુનિ (૧૧) પાપથી નિવૃત્ત (૧૨) આત્મરક્ષક (૧૩) દેખીને (૧૪) ત્રસ સ્થાવર (૧૫) ઘાતથી નિવૃત્ત થાય

**ભાવાર્થ:**– સાવદ્ય અનુષ્ઠાન કરવાવાળા પાપી જીવો નરકાદિ ગતિમાં દુઃખો ભોગવે છે જે લોક અગ્નિકાય તથા વનસ્પતિ આદિની હિંસા કરી સુખ પામવાની ઇચ્છા રાખે છે–કરે છે તે લોક હિંસાથી સુખ પ્રાપ્ત નહિ કરતા, નરકાદિ અધમગતિમાં ઉત્પન્ન થઇ અસહ્ય વેદનાથી સંતપ્ત થઇ કરુણ વિલાપ કરે છે, તલવાર આદિ શસ્ત્રોથી છેદાય છે, ભાલાથી ભેદાય છે આ રીતે દુઃખોને પામે છે એમ જાણી આત્મરક્ષક વિદ્વાનમુનિ ત્રસ અને સ્થાવર જીવોને અલગ અલગ જાણી તેની હિંસાથી નિવૃત્ત થઇ સંયમ પાલન કરતા વિચરે

**जे धम्मलद्धं विणिहाय भुंजे, वियडेण साहट्टु य जे सिणाइ ।**
**जे धोवती लूसयतीव वत्थं, आहाहु से णागणियस्स दूरे ॥२१॥**

**શબ્દાર્થ** · (૧) જે સાધુઓ (૨) ધર્મથી પ્રાપ્ત થયેલ અથવા દોષ-રહિત આહાર (૩) છોડીને (૪) સ્વાદિષ્ટ આહાર ખાય છે (૫) અચિત જલથી (૬) અંગોને સંકોચ કરી (૭) જે સ્નાન કરે છે (૮) વસ્ત્ર તથા પગને ધોવે છે

(૯) નાનું-મોટું કરે છે (૧૦) શોભાઓમાંથી વસ્ત્રને (૧૧) તેઓ સંયમથી (૧૨) દૂર છે (૧૩) શ્રી તીર્થંકર દેવોએ કહેલ છે

ભાવાર્થ – જે, સાધુ નિર્દોષ આહારને છોડી અન્ય સ્વાદિષ્ટ ભોજન ખાય છે અને અચિત પાણીથી અંગોનો સંકોચ કરીને જે સ્નાન કરે છે અને શોભાને માટે વસ્ત્ર ધોવે છે, હાથ પગ ધોવે છે તેમ જ શણગાર આપી નાના વસ્ત્રને મોટું કરે, મોટા વસ્ત્રને ટુંકું કરે છે તેઓ સંયમથી દૂર છે અથવા સાધુપણાથી દૂર છે એમ શ્રી તીર્થંકર દેવોએ કહેલ છે પૂર્વોક્ત કુશીલના આચારનું વર્ણન કર્યું હવે સુશીલ સાધુના આચારને બતાવે છે

कम्मं परिन्नाय दगंसि धीरे, वियडेण जीविज्ज य आदिमोक्खं।
से बीयकंदाइ अभुंजमाणे, विरते सिणाणाइसु इत्थियासु ॥२२॥

શબ્દાર્થ (૧) જલસ્નાનથી (૨) કર્મબંધનને (૩) જાણી (૪) ધીર પુરુષ (૫) પ્રાસુકજલથી (૬) જીવન ધારણ કરે (૭) મોક્ષપર્યંત (૮) બીજ કંદ આદિ (૯) ભોજન નહિ કરતા થકા (૧૦) અલગ રહે (૧૧) સ્નાન તથા (૧૨) સ્ત્રીઓથી (૧૩) સાધુ

ભાવાર્થ – બુદ્ધિમાન મુનિ જલસ્નાનથી અશુભ કર્મ બંધન થાય છે એમ જાણી મોક્ષ પ્રાપ્ત થતાં સુધી પ્રાસુકજલથી પણ સ્નાન ન કરે, તેમ જ પ્રાસુક જલથી જીવન ધારણ કરે અને બીજ કાય મૂળપત્ર આદિ તથા કંદ આદિ દોષિત આહારના ભોજન કરે નહિ અને સ્નાન તથા મૈથુન સેવનથી દૂર રહે તેલથી અંગ મર્દન, પીઠી આદિથી લેપ આદિ ક્રિયાઓથી દૂર રહી, શરીરનું પરિશોષન નહિ કરતા સંયમ પાલન કરે.

जे मायरं च पियरं च हिच्चा, गारं तहा पुत्तपसुं धणं च।
कुलाइं जे धावइ साउगाइं, अहाहु से सामणियस्स दूरे ॥२३॥

**શબ્દાર્થ** : (૧) જે (૨) માતા (૩) પિતાને (૪) છોડી (૫) ઘર તથા (૬) પુત્ર (૭) પશુ (૮) ધન છોડી દીક્ષા ગ્રહણ કરી (૯) સ્વાદિષ્ટ ભોજનવાળા (૧૦) દોડે છે (૧૧) ઘરમાં (૧૨) શ્રમણભાવથી (૧૩) દૂર (૧૪) કહેલ છે

**ભાવાર્થ**:- જે મુનિ માતા, પિતા, પુત્ર, પશુ, ઘર તથા ધનસંપત્તિ છોડીને દીક્ષા ગ્રહણ કરીને સ્વાદિષ્ટ ભોજનના લોભથી સ્વાદિષ્ટ ભોજનવાળા ઘરોમા આહાર ગ્રહણ માટે જાય છે તેઓ સાધુપણાથી દૂર છે એમ શ્રી તીર્થંકરદેવોએ કહેલ છે.

**कुलाइं जे धावइ साउगाइं, आघाति धम्मं उदराणुगिद्धे ।**
**अहाहु से आयरियाण सयंसे, जे लावएज्जा असणस्स हेऊ ।२४।**

**શબ્દાર્થ** : (૧) સ્વાદિષ્ટ ભોજનવાળા (૨) ઘરોમાં (૩) જાય છે (૪) પેટ ભરવામાં તત્પર (૫) ધર્મકથા (૬) કહે છે (૭) ભોજનના (૮) લોભથી (૯) પોતાના ગુણોનુ વર્ણન કરે (૧૦) તે આર્યોના (૧૧) સોમા ભાગે પણ નથી (૧૨) એમ શ્રી તીર્થંકર દેવોએ કહેલ છે

**ભાવાર્થ** – જે મુનિ પેટ ભરવામા ગૃદ્ધ બની સ્વાદિષ્ટ ભોજન માટે આહારાદિ દાનમા શ્રદ્ધાવાળા ઘરોમાં જઇને ત્યા ગૃહસ્થને રુચિકર ધર્મકથાઓ કહે છે અને ભોજનના લોભથી પોતાના ગુણોની પ્રશંસા કરે છે, એવા મુનિઓ આચાર્યના ગુણોના સોમા ભાગે પણ નથી, આ આચાર કુશીલપણાના જાણવા

**णिक्खम्म दीणे परभोयणंमि, मुहमंगलीए उदराणुगिद्धे ।**
**नीवारगिद्धेव महावराहे, अदूरए एहिइ घातमेव ॥२५॥**

**શબ્દાર્થ** : (૧) જે પુરુષ ઘરથી નીકળીને (૨) દીન બની (૩) અન્યના ઘરોમાં જઇ (૪) ભોજન માટે (૫) ભાટની માફક ગૃહસ્થોની પ્રશંસા કરે છે

(૬) ઉદર પોષણમાં (૭) આસક્ત (૮) તે ચાવલના દાણામાં (૯) આસક્ત (૧ ) સુઅરની માફક (૧૧) શીઘ્રતાથી (૧૨) સયમના નાશને (૧૩) પ્રાપ્ત કરે છે

ભાવાર્થ:– જે પુરુષ પોતાનાં ઘરબાર તથા ધનધાન્ય, સ્વજન આદિનો ત્યાગ કરીને પ્રવ્રજ્યા ગ્રહણ કરીને અન્યના ઘરોમાં જઇ ભોજન માટે જીભ્હાને વશ થઇ દીન બની ભાટની માફક ગૃહસ્થોની પ્રશસા કરે છે તેઓ ચાવલના દાણામાં આસક્ત મહાન સુઅર શીઘ્રતાથી ઘાતને પામે છે તેની માફક ભોજનમા આસક્ત કુશીલ સાધક સયમથી ભ્રષ્ટ થઇ સસારમાં પરિભ્રમણ કરતો થકો અધમગતિઓમા જન્મો ધારણ કરતા થકા વારવાર મૃત્યુને પ્રાપ્ત થાય છે

अन्नस्स पाणस्सिहलोइयस्स, अणुप्पियं भासति सेवमाणे।
पासत्थयं चेव कुसीलयं च, निस्सारए होइ जहा पुलाए ॥२६॥

શબ્દાર્થ (૧) અન્ન તથા (૨) પાણી વસ્ત્ર આદિ (૩) આ લોકના પદાર્થ નિમિત્ત (૪) સેવકની માફક જો સાધક (૫) પ્રિય (૬) ભાષણ કરતો હોય તો તે (૭) શિથિલતાને તથા (૮) કુશીલભાવને પ્રાપ્ત થાય છે (૯) સયમસારરહિત (૧ ) બની જાય છે (૧૧) ભુસ્સાની (૧૨) સમાન.

ભાવાર્થ:– જે સાધક અન્ન, પાણી, વસ્ત્ર, આદિ લોકમાં રહેલ પદાર્થમાં આસક્ત બની લોભથી દાતાર ગૃહસ્થની રુચિ અનુસાર ધર્મ વિરુદ્ધ બની રાજાના સેવકની માફક પ્રિય ભાષણ કરે છે તે પાર્શ્વસ્થ તથા કુશીલભાવને પ્રાપ્ત કરે છે તથા ભુસ્સાની માફક સારરહિત સયમને બનાવે છે સાધુના લિંગ માત્ર ધારણ કરે છે અને સસાર વૃદ્ધિ તે કરે છે

[1] अण्णात[2] पिंडेणऽहियासएज्जा, णो [4] पूयणं [3] तवसा [5] आवहेज्जा ।
[6] सद्देहिं [7] रूवेहिं [8] असज्जमाणं, [9] सव्वेहि [10] कामेहि [12] विणीय [11] गेहिं ॥२७॥

**શબ્દાર્થ** . (૧) સાધુ અજ્ઞાત પિંડ દ્વારા (૨) પોતાનો નિર્વાહ કરે (૩) તપસ્યા દ્વારા (૪) પૂજાની (૫) ઇચ્છા ન કરે (૬) શબ્દ (૭) રૂપ આદિમાં (૮) આસક્ત ન બનતા થકા (૯) સર્વ (૧૦) વિષય કામનાઓની (૧૧) આસક્તિ (૧૨) દૂર કરી સંયમ પાલન કરે

**ભાવાર્થ**:– સાધુ અજ્ઞાત કુળની ગૌચરીથી પોતાનો નિર્વાહ–સયમ પાલન માટે કરે, તપસ્યા દ્વારા માનપૂજા પ્રાપ્ત કરવાની ઇચ્છા ન કરે, તથા શબ્દ, રૂપ આદિ સર્વ પ્રકારના વિષય ભોગોની આસક્તિ દૂર કરે અને સમભાવ રાખી શુદ્ધ સયમપાલન કરતા વિચરે

[1] सव्वाइं [2] संगाइं [3] अइच्च [4] धीरे, [5] सव्वाइं [6] दुक्खाइं [7] तितिक्खमाणे ।
[8] अखिले [9] अगिद्धे [10] अणिएयचारी, [11] अभयंकरे [12] भिक्खु [13] अणाविलप्पा ॥ २८ ॥

**શબ્દાર્થ** . (૧) સર્વ (૨) સંબધો (૩) ત્યાગી (૪) ધીર પુરુષ (૫) સર્વ (૬) દુખો (૭) સહન કરતા થકા (૮) જ્ઞાન દર્શન ચારિત્રમાં (૯) સપૂર્ણ ભોગોમાં અનાસક્ત (૧૦) અપ્રતિબધ વિહારી (૧૧) અભય દેનાર (૧૨) ભિક્ષુ–સાધુ (૧૩) વિષયકષાયથીઅનાકુળ બની વિચરે

**ભાવાર્થ**:– બુદ્ધિમાન સાધુ, બાહ્ય પરિગ્રહ સ્વજન, ધન, દ્રવ્ય આદિ આભ્યંતર પરિગ્રહ કષાયો, માન, પૂજા આદિ સર્વ સાંસારિક સબધોને છોડતા સર્વ પ્રકારના પરીષહો ઉપસર્ગો આદિ સર્વ દુઃખોને સમભાવથી સહન કરતા થકા સપૂર્ણ જ્ઞાન, દર્શન, ચારિત્રયુક્ત, સર્વ કામભોગોમા અનાસક્ત અને અપ્રતિબદ્ધ વિહારી

રહેતા થકા સર્વ પ્રાણીઓને અભય દેતા થકા વિષય કષાયોથી આકુળ નહિ થતાં, ઉપયોગવંત રહી સાધુ સમાચારી મુજબ સંયમ પાલન કરતા વિચરે

भारस्स जाता मुणि भुंजएज्जा, कंखेज्ज पावस्स विवेग भिक्खू ।
दुक्खेण पुट्ठे धुयमाइएज्जा, संगामसीसे व परं दमेज्जा ॥२९॥

શબ્દાર્થ (૧) પાંચ મહાવ્રત રૂપ (૨) સંયમયાત્રાના નિર્વાહ માટે (૩) મુનિ (૪) ભોજન કરે (૫) ભિક્ષુ (૬) પાપકર્મના (૭) ત્યાગને (૮) ઇચ્છે (૯) દુઃખનો (૧૦) સ્પર્શ થતા સંયમ અથવા (૧૧) મોક્ષ તરફ ધ્યાન રાખે (૧૨) યુદ્ધભૂમિમાં સુભટ પુરુષ (૧૩) જેમ શત્રુનું (૧૪ દમન કરે એ પ્રકારે સાધુ કર્મરૂપી શત્રુનું દમન કરે.

ભાવાર્થ – મુનિ સંયમ યાત્રાના નિર્વાહ માટે આહાર ગ્રહણ કરે, તથા પૂર્વ ઉપાર્જિત કર્મને દૂર કરવા-ક્ષય કરવાની ઇચ્છા રાખે, પ્રયત્ન કરે, પરીષહ ઉપસર્ગ આદિ કષ્ટો ઉત્પન્ન થયે તે દુઃખોને સમભાવે સહન કરે, સંયમ ભાવમાં તથા મોક્ષમાં ધ્યાન રાખે જેમ સુભટ પુરુષ યુદ્ધ ભૂમિમાં શત્રુનું દમન કરે એમ સાધક મુનિ કર્મરૂપ શત્રુનો નાશ કરવા સતત ઉપયોગવંત રહી સંયમ પાલન કરતા તપરૂપ શસ્ત્રથી કર્મશત્રુનો ક્ષય કરે.

अवि हम्ममाणे फलगावतट्ठी, समागमं कंखति अंतकस्स ।
णिधूय कम्मं ण पवंचुवेइ, अक्खक्खए वा सगडं
त्तिबेमि ॥३०॥

શબ્દાર્થ (૧) સાધક મુનિ પરીષહ ઉપસર્ગ દ્વારા પીડા પામતા થકા (૨) સમભાવે સહન કરે જેમ કાષ્ટના પાટીયાને છોલવા છતાં રાગદ્વેષ ન

કરે એ પ્રકારે અભ્યંતર તપથી કષ્ટ પામતા છતાં રાગદ્વેષ કરે નહિ (૩) મૃત્યુની (૪) કરતા રહે (૫) પ્રતીક્ષા (૬) એ પ્રકારે કર્મને (૭) દૂર કરી (૮) જન્મ-મરણ શોકાદિને પ્રાપ્ત ન કરે (૯) ગાડાની ધરી તૂટતાં (૧૦) ગાડું આઘે જઇ શકે નહિ એ પ્રકારે સાધુ ફરી સંસારને પ્રાપ્ત કરે નહિ.

**ભાવાર્થ**.– સાધક મુનિ પરીષહ ઉપસર્ગ દ્વારા દુઃખ પામતા થકા કાષ્ટના પાટીયાની માફક ( પાટીયાને બંન્ને બાજુ છોલતા થકા રાગદ્વેષ કરતા નથી ) રાગદ્વેષ નહિ કરતા સમભાવથી સહન કરે અને મૃત્યુના આગમનની પ્રતીક્ષા કરતાં રહે, આ પ્રકારે સાધુ સંયમ પાલન દ્વારા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ આરાધન કરતા થકા દુઃખોને સમભાવે સહન કરી પરભાવોથી અલગ રહી, પરભાવનું વિસ્મરણ કરી, આત્માથી દેહને ભિન્ન જાણી દેહ મમત્વને દૂર કરી, સર્વ કર્મનો ક્ષય કરી, શુકલ ધ્યાન ધ્યાતા થકા સ્વચિંતનની એકાગ્રતાથી ( નવીન આયુષ્યનુ બંધન નહિ કરતા ) શ્રેણી પ્રાપ્ત કરી કેવલજ્ઞાન તથા કેવલદર્શન પ્રાપ્ત કરી સંસારનો અંત કરે છે જેઓને ફરીથી જન્મ, મરણ, શોક આદિ સંસારમા આવવાનુ રહેતું જ નથી જેમ ગાડાની ધરી ભાગી જવાથી ગાડું આઘે જઇ શકતું નથી એ જ રીતે અષ્ટ કર્મનો ક્ષય થવાથી સિદ્ધ ગતિને પ્રાપ્ત થતા જીવોને ફરી સંસારમાં આવવાનુ રહેતુ નથી અને મોક્ષનાં શાશ્વતાં સાદિ અનંત સુખ ભોગવતા સમાધિ ભાવમા જ સિદ્ધ ક્ષેત્રમાં બિરાજમાન રહે છે

**અધ્યયન ૭ મુ સમાપ્ત**

## સૂત્ર કૃતાંગ સૂત્ર
## અધ્યયન ૮ મું
## શ્રી વીર્યાધિકાર અધ્યયન

दुहा वेयं सुयक्खायं, वीरियंति पवुच्चई
किं नु वीरस्स वीरत्तं, कहं चेयं पवुच्चई ॥१॥

શબ્દાર્થ (૧) બે પ્રકાર (૨) કહેલ છે (૩) વીર્ય (૪) કહે છે (૫) પરંતુ (૬) વીરપુરુષ (૭) વીર્ય (૮) કયા કારણથી (૯) એ (૧૦) કહેવાય.

ભાવાર્થ – શ્રી તીર્થંકર દેવોએ વીર્યના બે ભેદ કહ્યા છે, તે જીવની શક્તિ વિશેષ જાણવી, વીર પુરુષનું વીર્ય કેવા પ્રકારે છે અને કેવા પ્રકારે વીર કહેવાય છે ઓછા વત્તા અંશે સર્વ જીવોમા વીર્ય હોય છે તે વીર્ય શુભાશુભ કર્માનુસાર અલ્પ કે વિશેષ પ્રાપ્ત થાય છે

कम्ममेगे पवेदेंति, अकम्मं वावि सुव्वया ।
एतेहिं दोहिं ठाणेहिं, जेहिं दीसंति मच्चिया ॥२॥

શબ્દાર્થ (૧) કોઈ એક (૨) કર્મને (૩) વીર્ય કહે છે (૪) સુવ્રતો (૫) અકર્મને વીર્ય કહે છે (૬) એ (૭) બે પ્રકારના (૮) સ્થાનોમાં (૯) મનુષ્યો (૧૦) જણાય છે

ભાવાર્થ:- શ્રી સુધર્મા સ્વામી જંબૂસ્વામીને કહે છે કે હે સુવ્રતો ! સકર્મક અને અકર્મક એમ વીર્યના બે ભેદ છે આ બે ભેદોમા સર્વ મનુષ્ય અવસ્થિત રહેલાં દેખાય છે કોઈ પ્રવૃત્તિપ્રિય

કર્મને વીર્ય કહે છે જ્યારે કોઇ કર્મના ત્યાગરૂપ નિવૃત્તિ (સ્વસ્વભાવમાં પ્રવૃત્ત હોય) ને વીર્ય કહે છે. વીર્યાન્તરાયના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ વીર્ય જીવનું સ્વભાવિક વીર્ય જાણવું આઠ પ્રકારના કર્મોને પણ વીર્ય કહેવાય છે ઔદયિક ભાવથી ઉત્પન્ન કર્મના ઉદયથી ઉત્પન્ન બાલવીર્ય કહેવાય છે એ સકર્મક વીર્ય કહેવાય છે. ચારિત્ર મોહનીયના ઉપશમ કે ક્ષયોપશમથી ઉત્પન્ન નિર્મલ ચારિત્રને પણ વીર્ય કહેવાય છે તેને પંડિત વીર્ય કહેવાય છે ઘણા પ્રકારની ક્રિયાઓમા ઉત્સાહ તથા બલસાથ પ્રવૃત્ત મનુષ્યોને જોઈ લોકો કહે છે કે આ પુરુષ વીર્ય સમ્પન્ન છે, વીર્યાન્તરાય કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલ વીર્યવાળાને લોકો બલવત કહે છે, સકર્મક વીર્ય સર્વ સંસારી જીવોને હોય છે અને અકર્મક વીર્ય તો કોઇ કોઇ સંસારભાવોથી નિવૃત્ત, આરંભ પરિગ્રહથી નિવૃત્ત અને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ સ્વસ્વભાવમાં પ્રવૃત્ત કોઇ વિરલ આત્મામાં હોય છે

**पमायं कम्ममाहंसु, अप्पमायं तहाऽवरं ।**
**तब्भावादेसओ वावि, बालं पंडियमेव वा ॥३॥**

**શબ્દાર્થ :** (૧) પ્રમાદને (૨) કર્મ (૩) કહેલ છે (૪) અપ્રમાદને (૫) અકર્મ (૬) કહેલ છે (૭) એ બંનેની સત્તાથી (૮) બાલવીર્ય (૯) પંડિતવીર્ય હોય છે

**ભાવાર્થ.**— શ્રી તીર્થંકર દેવોએ પ્રમાદને કર્મ કહેલ છે અપ્રમાદને અકર્મ કહેલ છે પ્રમાદી જીવોનુ બાલવીર્ય કહેવાય છે, અપ્રમાદી જીવોનુ પંડિત વીર્ય કહેવાય છે, પ્રાણી વર્ગ જેના દ્વારા ઉત્તમ અનુષ્ઠાનથી રહિત બને એને પ્રમાદ કહેવાય, મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને ચારિત્રને દૂષિત કરે તેવી વિકથા એ પાંચ કર્મના કારણ રૂપ પ્રમાદોને કર્મ કહેલ છે, અપ્રમાદને અકર્મ કહેવાનો

પરમાર્થ એ છે કે પ્રમાદના કારણથી જીવ જ્ઞાન રહિત આરંભમાં આસક્ત બની કર્મ બાંધે છે, કર્મ બંધનવાળા જીવોના અનુષ્ઠાનો બાલવીર્યવાળા કહેવાય, પ્રમાદ રહિત પાંચ મહાવ્રતના પાલન રૂપ જીવોના કર્તવ્યોમાં કર્મ બંધનનો અભાવ હોય છે, એ પુરુષોના કાર્યો પંડિત વીર્યવાળા કહેવાય છે,

सत्थमेगे तु सिक्खंता, अतिवायाय पाणिणं ।
एगे मंते अहिज्जंति, पाणभूयविहेडिणो ॥४॥

શબ્દાર્થ (૧) કેટલાએક (૨) શસ્ત્રો બનાવવાના (૩) શાસ્ત્રોને શીખે છે (૪) પ્રાણીઓના (૫) વધ કરવા (૬) કેટલાએક (૭) મંત્રોને (૮) શીખે છે (૯) જીવોને (૧ ) ભૂતોને (૧૧) મારવા માટે.

ભાવાર્થઃ– કેટલાએક બાલ જીવો પ્રાણીઓના વધને માટે શસ્ત્રો તથા ધનુર્વેદાદિ શસ્ત્રોનો અભ્યાસ કરે છે અને કેટલાએક પ્રાણીઓના વિનાશક મંત્રોનો અભ્યાસ કરે છે, આવા કાર્યો કરવા વાળાનું બાલવીર્ય જાણવું અર્થશાસ્ત્ર, ધનુર્વેદ, આયુર્વેદ ચિતશાસ્ત્ર, લોકનીતિ રાજ્યનીતિ, કામશાસ્ત્ર, પાકશાસ્ત્ર એ બધા પ્રાણીઓની ઘાતના હેતુએ શીખે છે, કેટલાએક શાસ્ત્રો મંત્રોના ઉપદેશ આપે છે, જેનાથી પ્રાણી ભૂતની હિંસા થાય છે તેથી ઉપરોક્ત શાસ્ત્રોના અભ્યાસ કરનારાનું બાલવીર્ય કહેવાય છે

माइणो कट्टु माया य, कामभोगे समारमे ।
हंता छेत्ता पगब्भित्ता, आयसायाणुगामिणो ॥५॥

શબ્દાર્થ (૧) માયા–છલકપટ (૨) કરી (૩) માયા કરવાવાળા પુરુષ (૪) કામભોગના (૫) સેવન કરે છે (૬) પોતાના સુખની (૭) ઈચ્છા કરવાવાળા પ્રાણીઓ (૮) હનન (૯) છેદનભેદન વગેરે (૧ ) કરે છે

**ભાવાર્થ**:- માયા કપટી જીવ કપટ દ્વારા અન્યોનાં ધનાદિ લૂટીને વિષય સેવન કરે છે તથા પોતાના સુખોને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યો પ્રાણીઓનાં અંગોના છેદન ભેદન આદિ કરે છે, માયા કપટવાળા ક્રોધ, માન, લોભ, વગેરે અવગુણોથી ભરેલ હોય છે, એક અવગુણની ઉપેક્ષા કરતા અનેક અવગુણોની વૃદ્ધિ થાય છે અને કષાય છે તે જીવોને અધમ ગતિમાં લઇ જવામાં સહાયક બને છે અધમગતિમાં જ ઉત્પન્ન કરાવે છે અનંતાનુબંધી કષાયી જીવોની ગતિ નરકની કહેલ છે અને અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભવાળાની ગતિ તિર્યંચની કહેલ છે પાપી જીવો મૃત્યુ બાદ આવી અધમ ગતિઓમા ઉત્પન્ન થઇ દુખો ભોગવે છે

**मणसा वयसा चेव, कायसा चेव अंतसो ।**
**आरओ परओ वावि, दुहावि य असंजया ॥६॥**

**શબ્દાર્થ** : (૧) મન (૨) વચન (૩) કાયાથી (૪) કાયાની શક્તિ ન હોય તો મનથી (૫) આ લોક અને (૬) પરલોક (૭) બંને માટે જીવોની ઘાત કરે છે કરાવે છે (૮) અસયમી જીવો.

**ભાવાર્થ**:- અસયમી જીવો મન, વચન, કાયાથી અથવા કાયાની શક્તિ ન હોય તો મન, વચનથી આલોક તથા પરલોકનાં સુખોની ઇચ્છાથી સ્વયં પ્રાણીઓની ઘાત કરે છે, અન્ય પાસે જીવોની ઘાત કરાવે છે. આવી રીતે ભ્રમણાત્મક બુદ્ધિથી અજ્ઞાની જીવો કર્મ બધન કરે છે અને પાપાનુષ્ઠાન વડે સંસાર ભાવને સ્થિર કરે છે

**वेराइं कुव्वई वेरी, तओ वेरेहिं रज्जती ।**
**पावोवगा य आरंभा, दुक्खफासा य अंतसो ॥७॥**

શબ્દાર્થ (૧) જીવઘાત કરવાવાળા પુરુષો અનેક જન્મને માટે જીવોની સાથે (૨) વેરબંધન (૩) કરે છે (૪) નવાં વેર (૫) કરે છે (૬) પુનઃ (૭) જીવહિંસા (૮) પાપ ઉત્પન્ન કરનારી છે (૯) અંતમાં (૧૦) દુઃખને દે છે

ભાવાર્થ:– જીવહિંસા કરવાવાળા પુરુષો મૃત્યુ પામનાર જીવોની સાથે અનેક જન્મને માટે વેર બંધન બાંધે છે અને એક ભવમાં કે બીજા ભવમાં એ જીવો ઘાત કરનારા જીવોને મારે છે ત્રીજા જન્મમાં ફરી મરનાર જીવ મારનારને મારે છે આવા પ્રકારે વેરની પરંપરા ચાલતી રહે છે જીવહિંસા પાપને ઉત્પન્ન કરનારી છે તેના વિપાકો દુઃખ રૂપ હોય છે અસાતારૂપ હોય છે જેવી હિંસાથી દૂર રહેવા સજ્જન પુરુષોએ ઉપયોગ રાખવો તે શ્રેયનું કારણ છે

संपराय णियच्छंति, अत्तदुक्कडकारिणो ।
रागदोसस्सिया बाला, पावं कुव्वंति ते बहुं ॥८॥

શબ્દાર્થ (૧) સામ્પરાયિક (૨) કર્મ બાંધે છે (૩) સ્વયં (૪) પાપ (૫) કરવાવાળા જીવ (૬) રાગદ્વેષવાળા જીવો (૭) અજ્ઞાની (૮) પાપ (૯) કરે છે (૧૦) બહુ

ભાવાર્થ – સ્વયં પાપ કરવાવાળા જીવો સામ્પરાયિક કર્મ બાંધે છે તથા રાગદ્વેષથી અજ્ઞાની બહુ પાપ કરે છે કષાય યુક્ત (ક્રોધ, માન, માયા, લોભી જીવો) જીવો સામ્પરાયિક કર્મનો બંધ બાંધે છે રાગદ્વેષથી યુક્ત મલીન આત્માવાળા જીવો સદસદ વિવેકથી હીન હોવાથી બાલકની માફક અજ્ઞાની છે આવા મૂર્ખ જીવો જ્ઞાનની હીનતાના કારણે પાપ કાર્યમાં રત રહે છે આવા જીવો બધા બાલવીર્યવાળા જાણવા

एयं सकम्मवीरियं, बालाणं तु पवेदितं ।
इत्तो अकम्मविरियं, पंडियाणं सुणेह मे ॥९॥

**શબ્દાર્થ** : (૧) આવા (૨) સકર્મવીર્ય (૩) અજ્ઞાનીઓના (૪) કહી બતાવ્યા (૫) હવે (૬) અકર્મ વીર્ય ઉત્તમ સાધુઓના (૭) સાંભળો (૯) મને

**ભાવાર્થ**:– અજ્ઞાનીઓના, પ્રમાદીઓના સકર્મ વીર્યની વ્યાખ્યા જણાવી (અજ્ઞાનીઓનું બાલવીર્ય) હવે પંડિતોના અકર્મવીર્યની વ્યાખ્યા જણાવે છે તેને હે શીષ્યો ! તમે ધ્યાન આપી સુણો

१ २ ३ ५ ४
**दव्विए बंधणुम्मुक्के, सव्वओ छिन्नबंधणे ।**
७ ६ ९ १० ८
**पणोल्ल पावकं कम्मं, सल्ल कंतति अंतसो ॥१०॥**

**શબ્દાર્થ** : (૧) મુક્તિ જવાને યોગ્ય પુરુષ (૨) બંધનથી મુક્ત (૩) સર્વ પ્રકારના (૪) બંધનને (૫) છેદીને (૬) પાપ કર્મને (૭) છોડી (૮) પોતાના સમસ્ત (૯) કર્મોનો (૧૦) ક્ષય કરે છે

**ભાવાર્થ** – મુક્તિ જવાને યોગ્ય પુરુષ સર્વ પ્રકારના કર્મબંધનોને છેદીને આશ્રવદ્વાર રોકીને સર્વ પાપોથી નિવૃત્ત થઇ સર્વ કર્મોનો ક્ષય કરે છે રાગદ્વેષ રહિત પુરુષ વીતરાગ કહેવાય છે અને એવા પુરુષો જ મુક્તિ જવા યોગ્ય હોય છે અને એવા પુરુષો અકર્મવીર્યવાળા કહેવાય છે

१ २ ४ ३ ४
**नेयाउयं सुयक्खायं, उवादाय समीहए ।**
५ ६ ८ ७
**भुज्जो भुज्जो दुहावासं, असुहत्तं तहा तहा ॥११॥**

**શબ્દાર્થ** : (૧) સમ્યગ્ જ્ઞાનદર્શન ચારિત્ર મોક્ષ પ્રાપ્ત કરાવનાર છે તેને મોક્ષના નેતા (૨) કહેલ છે (૩) ગ્રહણ કરી મોક્ષને માટે ઉદ્યમ કરે છે (૪) વિદ્વાન પુરુષ તેને સમિતિયુક્ત (૫) બાલવીર્ય વારવાર (૬) દુ:ખ આપે છે બાલવીર્યવાળા જેમ જેમ દુખો ભોગવે છે (૭) તેમ તેમ તેને અશુભ (૮) કર્મબંધનની વૃદ્ધિ થાય છે

ભાવાર્થ – સમ્યક્ જ્ઞાન દર્શન તથા ચારિત્ર મોક્ષને પ્રાપ્ત કરાવનાર હોય શ્રી તીર્થંકર દેવોએ મોક્ષ માર્ગના નેતા કહેલ છે તેથી બુદ્ધિમાન સાધક સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રને સમિતિ મુખ્ય ગ્રહણ કરી મોક્ષને માટે ઉદ્યમવત બને છે પંડિત વીર્યવાળા સાધક જ સત્ય પ્રવૃત્તિમા રહી આત્માને રૂંધી શકે છે બાલવીર્ય દુઃખ રૂપ છે બાલવીર્યવાળા જીવો નરક આદિ સ્થાનોમાં ઉત્પન્ન થઈ ભ્રમણ કરતા દુઃખો ભોગવતા જેમ જેમ દુઃખો ભોગવે છે તેમ તેમ અશુભ અધ્યવસાયથી કર્મ બંધન કરતા થકા અશુભ કર્મોની વૃદ્ધિ કરે છે જે પુરુષ સંસાર દુઃખમય સ્વરૂપ વિચારતા હોય તેઓ ધર્મ ધ્યાનમા આગળ વધી શકે છે સ્થિર થઈ શકે છે સાંસારિક દરેક કાર્યો આરંભમય છે જાણી વિદ્વાન પુરુષો ભવિષ્ય કાળને જોતા થકા આરંભ પરિગ્રહથી દૂર રહી આત્મકલ્યાણ સાધી શકે છે

ठाणी विविहठाणाणि, चइस्संति ण संसओ ।
अणियते अयं वासे, णायएहि सुहीहि य ॥१२॥

શબ્દાર્થ : (૧) ઉચ્ચ પદ પર રહેલા સર્વ (૨) પોતપોતાના સ્થાનો (૩) છોડે છે (૪) તેમાં સંદેહ નથી (૫) અનિત્ય છે (૬) વાસ છે તે પણ (૭) જે (૮) જ્ઞાતિ તથા (૯) મિત્રોની.

ભાવાર્થ:- દેવલોકના ઇંદ્રો તથા સામાનિક દેવો આદિ ઉચ્ચ સ્થાનવાળાઓ તથા મનુષ્યોના ચક્રવર્તી તથા બળદેવ વાસુદેવ, મહામંડલિક રાજા આદિ ઉચ્ચપદ પર રહેલા તથા ભોગ ભૂમિમા રહેલાં યુગલો આદિ ઉચ્ચ સ્થાનવાળા તથા સાધારણ મનુષ્યો તિર્યંચો વગેરેને પોતપોતાના સ્થાન એક દિવસ છોડવા જ પડે છે એટલે મૃત્યુ પામી પરલોકમાં જવું પડે છે તેમાં લેશ માત્ર સંદેહ નથી-સંશય નથી જેથી સ્વર્ગલોકના અથવા આ લોકનાં સાંસારિક

સર્વ સુખો અશાશ્વત જાણી, તથા થોડા કાળના જાણી, અહંકાર, મમત્વને દૂર કરવા, વળી જ્ઞાતિ તથા સ્વજન તથા પ્રિય મિત્ર સાથેના સહવાસ પણ અનિત્ય છે, ઘણા કાળ સુધી બંધવો સાથે રહેવા છતાં અંતમાં સદાને માટે વિયોગ થાય છે, બહુ કાળ સુધી ભોગોને ભોગવવા છતાં તૃપ્તિ થતી જ નથી, બહુ કાળ સુધી શરીરનુ પોષણ કરવા છતા શરીર પણ એક દિવસ નાશને પ્રાપ્ત થાય છે. પરંતુ જો પ્રેમથી ધર્મની ચિંતા કરી હોય, ધર્મનુ સેવન કરેલ હોય તો તે ધર્મ આ લોકમાં તથા પરલોકમાં અન્ય ભવોમાં સહાયક થાય છે, સુખ પ્રાપ્ત કરાવે છે, જ્યારે ભોગોપભોગના સુખના ભોગવટા પાછળ દુઃખ રૂપ વિપાકો લાબા કાળ સુધી ભોગવવાં પડે છે, તેમ જ ભોગોના સાધનો કદાચ ભોગી જીવોને છોડીને ચાલ્યા જાય છે (ધનસંપત્તિ દુપદ ચઉપદ વગેરે) અગર તો ભોગોના સાધનો છોડી ભોગી જીવ ચાલ્યો જાય છે–મૃત્યુને પામે છે અને અધમ ગતિમાં ઉત્પન્ન થાય છે એમ જાણી ધર્મ આરાધન કરી પ્રાપ્ત થયેલ અમૂલ્ય માનવ ભવને સફળ બનાવવા જાગૃત રહો

**एवमादाय मेहावि, अप्पणो गिद्धिमुद्धरे ।**
**आरियं उपसंपज्जे, सव्वधम्ममकोवियं ॥१३॥**

**શબ્દાર્થ** (૧) પૂર્વોક્ત કથનનો (૨) વિચાર કરી (૩) બુદ્ધિમાન મુનિ (૪) પોતાની (૫) મમત્વ બુદ્ધિને (૬) છોડે (૭) કુતીર્થિક ધર્મોથી (૮) દુષિત ન થયેલ (૯) આર્ય ધર્મને (૧૦) ગ્રહણ કરે

**ભાવાર્થ** – સાંસારિક સર્વ જીવોને ઉચ્ચ કે નીચ સ્થાનોવાળાને પોતાના સ્થાનો છોડી પરલોકમા જવુ જ પડે છે એમ વિચાર કરીને પોતાની મમત્વ બુદ્ધિને દૂર કરે, સર્વ કુતીર્થિક ધર્મથી દુષિત નહિ થયેલ એવા આર્યધર્મ શ્રુત અને ચારિત્રરૂપ

ધર્મને ગ્રહણ કરે, જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ જે મોક્ષમાર્ગ છે એને શ્રી તીર્થંકર દેવોએ આચરેલ માર્ગ એ આર્યધર્મ છે અને એ જ માર્ગથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે

सहृ समइए णच्चा, धम्मसारं सुणेत्तु वा ।
समुवट्ठिए उ अणगारे, पच्चक्खायपावए ॥१४॥

શબ્દાર્થ (૧) શુદ્ધબુદ્ધિથી (૨) ધર્મ સાંભળી (૩) ધર્મના સ્વરૂપને (૪) જાણી (૫) આત્મઉન્નતિ માટે તત્પર (૬) સાધુ (૭) પાપના (૮) પ્રત્યાખ્યાન કરે.

ભાવાર્થઃ– નિર્મલ બુદ્ધિ દ્વારા અથવા ગુરુદેવ પાસેથી ધર્મને સાંભળીને, ધર્મના સત્ય સ્વરૂપને જાણી જ્ઞાનાદિ ગુણોના ઉપાર્જનમા પ્રવૃત્ત સાધુ પાપને છોડી નિર્મલ આત્માવાળા બને છે ચારિત્રને પ્રાપ્ત કરી બાંધેલા કર્મોનો ક્ષય કરવા પંડિત વીર્યથી યુક્ત બની રાગાદિ બંધનોથી મુક્ત સાધુ ઉત્તરોત્તર ગુણોની વૃદ્ધિ કરતા થકાં પાપના પ્રત્યાખ્યાન કરી નિર્મલ બને છે

जं किंचुवक्कमं जाणे, आउक्खेमस्स अप्पणो ।
तस्सेव अंतरा खिप्पं, सिक्खं सिक्खेज्ज पंडिए ॥१५॥

શબ્દાર્થ (૧) જે (૨) પોતાના (૩) આયુષ્યના (૪) ઉપક્રમને (૫) જાણે (૬) એ જ (૭) સમયે (૮) શીઘ્ર (૯) સંલેખના (૧૦) ગ્રહણ કરે (૧૧) પંડિત.

ભાવાર્થ – વિદ્વાન સાધક કોઇપણ પ્રકારથી પોતાના આયુષ્યના ક્ષયકાળને જાણે તો તરત જ સંલેખના–અણસણ રૂપ ધર્મને ગ્રહણ કરે આકુળતાને દૂર કરી જીવનની ઇચ્છારહિત બની ભક્ત પરિજ્ઞા ( અન્ન તથા પાણીના ત્યાગ રૂપ પરની સેવા લઈ શકાય

હલન ચલનની છૂટ હોય છે) અથવા ઇંગિતમરણ મર્યાદિત જગ્યામાં રહી અન્ન પાણીના તથા પરથી સેવા કરાવવાના ત્યાગરૂપ આદિ શિક્ષા ગ્રહણ કરી મરણવિધિને જાણી આસેવન શિક્ષાથી સેવન કરે–અનશનને ગ્રહણ કરે.

१ २ ३ ४ ५ ६
जहा कुम्मे सअंगाई, सए देहे समाहरे ।
७ ८ ९ १० ११
एवं पावाइं मेधावी, अज्झप्पेण समाहरे ॥१६॥

શબ્દાર્થ : (૧) જેમ (૨) કાચબા (૩) પોતાના અંગોને (૪) પોતાના (૫) શરીરમા (૬) ગોપવે છે (૭) એ પ્રકારે (૮) પાપોને (૯) બુદ્ધિમાન મુનિ (૧૦) ધર્મધ્યાન ભાવનાથી (૧૧) ત્યાગ કરે

ભાવાર્થ – જેમ કાચબા પોતાના અવયવો (હાથ, પગ, મુખ આદિ) ને સંકુચિત કરી પોતાના દેહમાં ગોપવે છે, એ પ્રકારે વિદ્વાન મુનિ ધર્મ ધ્યાનની ભાવનાથી પોતાના પાપોનો ત્યાગ કરે, પાપ પુણ્યોનો, ભલા બુરાનો વિચાર કરવાવાળા સાધક મર્યાદામાં રહેનારા પાપરૂપ અનુષ્ઠાનોનો ત્યાગ કરી ધર્મધ્યાનની ભાવના સાથ મરણકાળ પ્રાપ્ત થતા સંલેખના દ્વારા પંડિત મરણથી શરીરને છોડે

१ २ ३ ४ ५
साहरे हत्थपाए य, मणं पंचेंदियाणि य ।
६ ७ ८ ९ १०
पावकं च परीणामं, भासादोसं च तारिसं ॥१७॥

શબ્દાર્થ . (૧) સંકુચિત કરે (૨) હાથ તથા (૩) પગને (૪) મનને (૫) પાંચ ઇન્દ્રિયને વશ રાખે (૬) પાપરૂપ (૭) પરિણામ (૮) ભાષાના (૯) દોષોને (૧૦) દૂર કરે

ભાવાર્થ – સાધુ પોતાના હાથ, પગ આદિ અવયવોને સંકુચિત્ત રાખે તથા સ્થિર રાખવા ઉપયોગ રાખે જેથી અન્ય કોઇ

જીવોને દુઃખ ન થાય એ રીતે રહીને અન્ન તથા પાણી આદિ આહાર વિના ત્યાગરૂપ અનશન ગ્રહણ કરીને ઇંગિત મરણરૂપ અન શનમાં મર્યાદિત ક્ષેત્રમાં રહેતા થકા થાક લાગે તો સેવા કરાવતા થકાં પાંચ ઇન્દ્રિયો તથા મનના વિષયોથી નિવૃત્ત રહીને પાપરૂપ પરિણામને છોડે તથા ભાષાના દોષો દૂર કરી કોઇપણ પ્રાણીને દુઃખ થાય તેવા વ્યાપારથી રહિત બની મનના સંકલ્પો-બૂરા વ્યાપારોનો ત્યાગ કરીને અનુકૂળ કે પ્રતિકૂળ પરીષહો ઉત્પન્ન થાય તો સમ્યગ્‌ભાવે સહન કરતા થકાં રાગદ્વેષ છોડી ઇન્દ્રિયોને સંકુચિત બનાવી, રહે દુર્લભ એવા સંયમના યોગને પામી સમસ્ત કર્મોનો ક્ષય કરવા પંડિત મરણની પ્રતીક્ષા કરતા અનશન અનુષ્ઠાનમાં વિચરે.

अणु माणं च मायं च, तं परिणाय पंडिए ।
सायागारवणिहुए, उवसंते णिहे चरे ॥१८॥

શબ્દાર્થ (૧) થોડી પણ (૨) માન (૩) માયા (૪) કડવા વિપાક (૫) જાણી (૬) પંડિત પુરુષ (૭) સુખશીલતાથી (૮) રહિત (૯) ઉપશાંત-પણે (૧૦) રાગદ્વેષરહિત (૧૧) વિચરે.

ભાવાર્થઃ— સંયમમાં ઉપયોગવંત રહેનાર ઉત્તમ સાધુને દેખી ચક્રવર્તી આદિ કોઇ પૂજા સત્કાર કરે તથા ભોગોપભોગોના સુખો ભોગવવાનું આમંત્રણ કરે તો અહંકાર કરે નહિ કષાયોના વિપાકો દુઃખમય જાણી થોડા પણ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ ન કરે નહિ તેમ જ સુખભોગની તૃષ્ણા રાખે નહિ તપસ્યા કરી તપ ન કરે કદા... નને ઉદય થાય તો ઉપયોગ રાખી તેને સહન કરે અને જ્ઞાન દર્શન, ચારિત્રના આરાધનને મોક્ષમાર્ગના દેનાર જાણી સંયમમાં ઉપયો વંત રહી ક્રોધાદિ કષાયોને જીતીને જિતેન્દ્રિય બની સંયમ અનુષ્ઠાન ... ઉદ્યત રહી પંડિત વીર્ય યુક્ત રહી ઉપશાંતપણે વિચરે

१ ३ २ ४ ५
पाणे य णाइवाएज्जा, अदिन्नपि य णादए ।
६ ९ ७ ८ १२ ११ १०
सादियं ण मुसं बूया, एस धम्मे वुसीमओ ॥१९॥

**શબ્દાર્થ** . (૧) પ્રાણીઓના પ્રાણને (૨) નહિ (૩) હણે (૪) અદત્ત (૫) લે નહિ (૬) માયા કપટથી (૭) અસત્ય (૮) બોલે (૯) નહિ (૧૦) સાધુનો (૧૧) ધર્મ (૧૨) એ છે.

**ભાવાર્થ** – સાધુ કોઇપણ નાના કે મોટા જીવોના પ્રાણની ઘાત કરે નહિ અદત્ત વસ્તુને ગ્રહણ કરે નહિ માયાકપટ કરી જુઠું બોલે નહિ જિતેન્દ્રિય સાધુનો આવો શ્રુત ચારિત્રરૂપ ધર્મ રહેલ છે તેને પોતાના આત્માના શ્રેયને માટે ઉપયોગરાખી પાલન કરે.

३ २ १ ५ ४
अतिक्कम्मंति वायाए, मणसा वि न पत्थए ।
६ ७ ८ ९ १०
सव्वओ संवुडे दंते, आयाणं सुसमाहरे ॥२०॥

**શબ્દાર્થ** (૧) મનથી (૨) વચનથી કોઈ જીવને (૩) પીડા દેવાને (૪) (૪) ઇચ્છે (૫) નહિ (૬) બાહ્ય તથા (૭) અભ્યતર ગુપ્ત રહે (૮) ઇન્દ્રિય દમન કરે (૯) સંયમમમાં ઉપયોગ રાખી (૧૦) રૂડી રીતે પાલન કરે

**ભાવાર્થ** – સાધુ પંચ મહાવ્રતોનું ઉલ્લઘન કરી અથવા અહંકારથી કોઈપણ પ્રાણીને પીડા દેવાની ઇચ્છા કરે નહિ મન વચન કાયાથી કોઇનો તિરસ્કાર કરવા ઇચ્છે નહિ ઇન્દ્રિયોનું દમન કરતા થકાં બાહ્ય અભ્યંતર ગુપ્ત રહી મોક્ષની પ્રાપ્તિ કરાવનાર એવા જ્ઞાન દર્શન ચારિત્રાદિ રૂપ સચમનુ પાલન રૂડી રીતથી કરતા થકાં વિચરે. એવો સાધુ આચાર છે.

१ २ ३ ४
कडं च कज्जमाणं च, आगमिस्सं च पावगं ।
५ ७ ६ ८
सव्वं तं णाणुजाणंति, आयगुत्ता जिइदिया ॥२१॥

**શબ્દાર્થ** (૧) પાપ કરેલ (૨) કરાતા હોય (૩) ભવિષ્યમાં કરવાના (૪) પાપ (૫) સર્વનું (૬) અનુમોદન (૭) કરે નહિ (૮) આત્મગુપ્ત (૯) જિતેન્દ્રિય.

**ભાવાર્થ** – જે સાધુ પોતાના આત્માને ગુપ્ત રાખનાર અને જિતેન્દ્રિય હોય તે અન્ય દ્વારા કરાયેલા પાપકર્મો તથા વર્તમાને કરતા પાપકર્મો તથા ભવિષ્યમા કરવાના પાપકર્મો એ સર્વ પાપકાર્યોનું અનુમોદન કરે નહિ સ્વયં પાપમય વસ્તુઓને ભોગવે નહિ. પાપકારી કાર્યો સર્વને રૂડુ માને નહિ, ભલુ જાણે નહિ

जे[૧] याबुद्धा[૨] महाभागा,[૩] वीरा[૪] असमत्तदंसिणो[૫] ।
असुद्धं[૮] तेसि[૬] परक्कंतं,[૭] सफलं[૧૦] होइ[૧૧] सव्वसो[૯] ॥२२॥

**શબ્દાર્થ** (૧) જે પુરુષ (૨) ધર્મના રહસ્યોને જાણતો નથી (૩) જગતમાં પૂજનીય મનાતો હોય (૪) વીર પુરુષ (૫) સમ્યગ્ દર્શન રહિત (૬) તેઓના (૭) વ્રતનિયમ તપ આદિ (૮) અશુદ્ધ હોય છે (૯) તે સર્વ (૧૦) કર્મબંધનને માટે (૧૧) હોય છે

**ભાવાર્થ** – જે પુરુષ લોકોમાં પૂજનીય હોય, મહા ભાગ્યવાન ગણાતો હોય શત્રુની સેનાનું વિદારણ કરવામાં સમર્થ હોય, શાસ્ત્રોમા તથા વ્યાકરણ આદિમાં અવગાહન કરનાર હોય, કુશળ હોય, પંડિત કહેવાતો હોય, બાહ્ય તપ ત્યાગ આદિ વ્રતોના કારણથી જગતમાં પ્રશંસનીય હોય પરંતુ ધર્મના સ્વરૂપને જાણતો ન હોય, સમ્યક્ત્વ રહિત હોય, મિથ્યાત્વી હોય, સાંસારિક સુખોની ઇચ્છારૂપ નિદાન સહિત હોય તના સાધકના યમવ્રતો, તપ, જપ નિયમ આદિ ધર્મક્રિયાઓ અશુભ અને કર્મ બંધન વધારનાર તથા સંસારપરિભ્રમણની વૃદ્ધિના કારણ જાણવા એટલે મિથ્યાત્વ દૃષ્ટિઓના પરાક્રમ બધા કર્મબંધન આશ્રયી હોય છે, પરંતુ સાંસારિક સુખની ઇચ્છા રહિતની ભાવનાથી કરેલ ધર્મ ક્રિયાઓ ધર્મપ્રાપ્તિ કરાવવામા સહાયભૂત થાય છે એમ જાણી મુમુક્ષુ

આત્માઓએ સમ્યકૃત્વની પ્રાપ્તિ માટે શુદ્ધ આચાર, વ્યવહાર, વિચારો અને સત્યની જરૂર ગણવી

१ २ ३ ४ ५
**जे य बुद्धा महाभागा, वीरा सम्मत्तदंसिणो ।**
८ ७ ६ ९ १० ११
**सुद्धं तेसिं परक्कंत, अफलं होइ सव्वसो ॥२३॥**

**શબ્દાર્થ** (૧) જે પુરુષ (૨) ધર્મના સ્વરૂપના જાણનાર (૩) મહા ભાગ્યવાન (૪) વીર પુરુષ હોય (૫) સમ્યક્ દૃષ્ટિ હોય (૬) સંયમ વ્રત, તપ આદિ (૭) તેઓનો (૮) ઉદ્યમ (૯) કર્મબંધનોમા અફલ (૧૦) હોય છે (૧૧) સર્વ

**ભાવાર્થ:**– જે પુરુષ તત્ત્વના સ્વરૂપને જાણકાર–ધર્મના રહસ્યને જાણનાર હોય, પૂજનીય હોય આઠ કર્મોનો ક્ષય કરવા સમર્થવીર હોય અને સમ્યકૃદૃષ્ટિ હોય તેના સયમ, તપ આદિ સર્વ ધર્મક્રિયાઓ નિદાનરહિત શુદ્ધ નિર્મલ અને કર્મના નાશ માટે હોય છે, મોક્ષને માટે હોય છે, સમ્યકૃત્વદૃષ્ટિની થોડી પણ ધર્મક્રિયા કર્મક્ષય કરવા અર્થે જ–નિર્જરાના અર્થે જ હોય છે, સંસારપરિભ્રમણને ઘટાડનાર અને સદ્ગતિ તથા મોક્ષના કારણ માટે જ હોય છે

४ ३ ६ ५ २ १
**तेसिंपि तवो ण सुद्धो, निक्खंता जे महाकुला ।**
७ ८ ११ ९ १०
**जन्ने वन्ने वियाणंति, न सिलोग पवेज्जए ॥२४॥**

**શબ્દાર્થ** . (૧) મોટા કુળના પુરુષો (૨) પ્રવ્રજ્યા ગ્રહણ કરી (૩) પૂજા સત્કાર માટે (૩) તપ કરે (૪) તેના (૫) શુદ્ધ (૬) નથી (૭) કોઇ લોકો (૮) જાણે નહિ (૯) પ્રશસા (૧૦) કરે (૧૧) નહિ

**ભાવાર્થ**.– જે સાધકો મોટા કુળમા–ઊચ્ચ કુળમાં ઉત્પન્ન થઇ પ્રવ્રજ્યા ગ્રહણ કરી પોતાની પૂજા કરાવા અથવા સત્કાર પામવા

તપ આદિ ધર્મ અનુષ્ઠાનો કરે અને પોતાના તપની પ્રશંસા કરે તેના તપ આદિ અનુષ્ઠાનો અશુદ્ધ જાણવા એનો અર્થ એ આમ છે કે કોઇ પણ ક્રિયા નિષ્ફળ તો હોતી જ નથી પરંતુ અલ્પપુણ્ય બંધરૂપ ફળ પ્રાપ્ત થાય પરંતુ કર્મની નિર્જરારૂપ ધર્મનો લાભ થતો નથી જે તપનું ફળ નિર્જરારૂપ મહાન ધર્મના લાભનું ફળ પ્રાપ્ત થવું જોઇએ તેનાથી વંચિત રહે છે એમ જાણી સાધકે અથવા આવકએ પોતાના તપ આદિ ધર્મ અનુષ્ઠાનો સવ ગુપ્ત રાખવા તેમ જ પોતાની પ્રશંસા પોતે કરવી નહિ, ઉગ્ર તપસ્યાઓને પ્રશંસા માટે પ્રગટ કરી નિસાર ન બનાવવા મહાન કષ્ટ વેઠી તપ, લોચ, વિહાર, ગૌચરી આદિ ક્રિયા અનુષ્ઠાનો માન પ્રતિષ્ઠાની ભાવના રાખી નિસ્સાર ન બનાવવા એમ જાણી સાધકે, આત્માર્થીઓએ ઉપયોગ રાખી પોતાના ધર્મ અનુષ્ઠાનો દાન, તપ, સામાયિક, પૌષા, સંવર, સંયમ વગેરે ગુપ્ત રાખી સફળ બનાવવા જાગૃત રહેવું તે શ્રેયનું કારણ જાણવું

अप्पपिंडासि पाणासि, अप्पं भासेज्ज सुव्वए ।
खंतेऽभिनिव्वुडे दंते, वीयगिद्धी सदा जए ॥२५॥

શબ્દાર્થ : (૧) થોડો (૨) આહાર કરે (૩) થોડુ જલ પીવે (૪) થોડુ (૫) બોલે (૬) સુવ્રતસાધક (૭) ક્ષમાશીલ હોય (૮) લોભાદિરહિત (૯) જિતેન્દ્રિય (૧૦) અનાસક્ત (૧૧) સદા (૧૨) યત્નાવંત.

ભાવાર્થ:– સાધુ સંયમ યાત્રા તથા ક્ષુધા નિવારણ માટે તથા પ્રાણોના નિભાવ માટે અલ્પ આહાર પાણી લોગવે, અલ્પ બોલે, ક્ષમાશીલ રહે, લોભાદિ રહિત જિતેન્દ્રિય બની વિષયભોગોમાં અનાસક્ત રહેતા થકાં નિદ્રા થોડી કરે, ઉપકરણ થોડા રાખે, ઉણોદરી આદિ તપ કરતા યત્નાવંત રહી સંયમ પાલન કરે.

**झाणजोगं समाहट्टु, कायं विउसेज्ज सव्वसो ।**
**तितिक्खं परम णच्चा, आमोक्खाए परिव्वएज्जासि,**
**त्तिबेमि ॥२६॥**

**શબ્દાર્થ** . (૧) ધ્યાનયોગને (૨) ગ્રહણ કરે (૩) શરીરને (૪) વોસિરાવે (૫) સર્વથા (૬) સહન કરવા (૭) ઉત્કૃષ્ટ છે (૮) જાણી (૯) મોક્ષ થાય ત્યાં સુધી (૧૦) સયમનુ પાલન કરે.

**ભાવાર્થઃ**– સાધુ ધ્યાન યોગને સમ્યગ્પ્રકારે ગ્રહણ કરી, સર્વ અશુભ વ્યાપારોથી, મન, વચન તથા કાયાને રોકી પરીષહ–ઉપસર્ગ ઉત્પન્ન થાય તેને સમભાવે સહન કરે, તે આત્મહિતનું કારણ જાણી મોક્ષની પ્રાપ્તિ થતા સુધી સાવધાન રહી સંયમનું પાલન કરે એમ હુ કહુ છું

**આઠમું અધ્યયન સમાપ્ત.**

## સૂત્ર કૃતાંગ સૂત્ર
## અધ્યયન ૯ મું
## ધર્મનામ

कयरे धम्मे अक्खाए, माहणेण मतीमता ? ।
अंजुं धम्मं जहातच्चं, जिणाण तं सुणेह मे ॥१॥

શબ્દાર્થ (૧) કયો (૨) ધર્મ (૩) બતાવેલ છે (૪) કેવળ જ્ઞાની (૫) ભગવંત મહાવીર (૬) સરલ (૭) ધર્મ (૮) યથાતથ્ય (૯) જિનવરોનો (૧૦) ધર્મ (૧૧) મારા વડે (૧૨) સાંભળો

ભાવાર્થ:– શ્રી જંબુસ્વામી શ્રી સુધર્માસ્વામીને પૂછે છે કે પ્રાણીઓને મારી નહિ તેવો તથા દુર્ગતિમાં પડતા જીવોને બચાવે એવો કેવળજ્ઞાની ભગવંત મહાવીરસ્વામીએ પ્રતિપાદન કરેલ ધર્મ કેવા પ્રકારનો છે ? તેના ઉત્તરમાં શ્રી સુધર્માસ્વામી કહે છે કે રાગ અને દ્વેષને જીતે તે જિન કહેવાય, તેવા શ્રી જિનેશ્વરનો પ્રતિપાદન કરેલ માયા કપટ રહિતનો સરલ ધર્મ તમોને હું કહું છું, તે તમે એકાગ્ર ચિત્તથી સાંભળો

माहणा खत्तिया वेस्सा, चंडाला अदु बोक्कसा ।
एसिया वेसिया सुद्दा, जे य आरंभणिस्सिया ॥२॥

परिग्गहनिविट्ठाणं, वेरं तेसिं पवड्ढई ।
आरंभसंभिया कामा, न ते दुक्खविमोयगा ॥३॥

**શબ્દાર્થ** . (૧) બ્રાહ્મણ (૨) ક્ષત્રિય (૩) વૈશ્ય (૪) ચાંડાલ (૫) બોક્કસ (૬) એષિક (૭) વૈશિક (૮) શુદ્ર (૯) આરંભમાં (૧૦) આસક્ત (૧૧) જેઓ પરિગ્રહમાં (૧૨) આસક્ત (૧૩) અન્ય જીવો સાથે (૧૪) વૈર (૧૫) વધારે છે (૧૬) આરભમા (૧૭) આસકત (૧૮) વિષય લોલુપ્ત જીવ (૧૯) દુ:ખથી (૨૦) છૂટી શકતા (૨૧) નથી

**ભાવાર્થ**:– બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ચંડાલ, બોકસ, વૈશિક તથા શુદ્ર એ બધા જીવો આરંભમાં આસક્ત રહેનારા, પરિગ્રહ મમત્વવાળાં જીવોને આરભ કરતા જે જે જીવોની ઘાત થાય છે, તે તે જીવોની સાથે વૈર બંધન થાય છે વૈર બંધનથી નવા નવા જન્મ ધારણ કરવા પડે છે, જન્મ છે ત્યા મૃત્યુ, જરા, રોગ, પ્રતિકૂલતા આદિ દુઃખો રહેલાં છે દ્વિપદ, ચતુષ્પદ, ધન, ધાન્ય તથા સોનું રૂપુ આદિમાં મમત્વવાળા જીવો પરિગ્રહમા આસક્ત હોય છે, પરિગ્રહ એટલે ચારે બાજુથી ગ્રહણરૂપ ક્રિયા તે પરિગ્રહ કહેવાય, અથવા તો પર વસ્તુમાં મુંઝાવુ તે પરિગ્રહ, યન્ત્ર પીલન, કોલસા બનાવવા, ચુનાઆદિની ભઠ્ઠીઓ ક્રિયાઓથી–વેપારથી ઘણા જીવોની ઘાત થતા મૃત્યુ પામનાર જીવોની સાથે વૈરની વૃદ્ધિ અને અશુભ કર્મોનો સચય થાય છે અને અશાતા વેદનીય કર્મનો બંધ કરી અશાતા વેદનીયની વૃદ્ધિ કરે છે, જેનો સેંકડો–હજારો જન્મમા તે તે કર્મોના વિપાકો ભોગવવાં પડે છે–દુ:ખો ભોગવવાં પડે છે, જેમ જમદગ્નિ અને કૃતવીર્યની માફક પુત્ર પૌત્રો સુધી ચાલનારા વૈરના બંધન જીવહિંસાથી બંધાય છે, વિષય લોલુપ્ત જીવો આરભમા આસક્ત હોય છે, જેથી તેઓ ભવોભવની વૃદ્ધિ કરાવનાર ને દુ:ખના હેતુ રૂપ આઠ કર્મોથી મુક્ત થઇ શકતા નથી, એમ જાણી આત્માર્થી જીવોએ આરંભ અને પરિગ્રહ મમત્વથી દૂર રહેવા ઉપયોગી બની રહેવું તે આત્માને સુખનું કારણ છે

१ २ ३ ४ ५
**आघायकिच्चमाहेउं, नाइओ विसएसिणो ।**
८ ६ ७ ९ १० ११ १२
**अन्ने हरंति तं वित्तं, कम्मी कम्मेहिं किच्चती ॥४॥**

**શબ્દાર્થ** (૧) મૃત્યુ બાદ (૨) દાહ સંસ્કાર આદિ (૩) ક્રિયાઓ કરીને (૪) જ્ઞાતિવર્ગ (૫) સાંસારિક સુખના ઇચ્છુક (૬) મૃત્યુ પામનારના (૭) ધનને (૮) સ્વજન વગેરે (૯) હરણ કરે છે—લે છે (૧૦) કર્મનો કરનાર જીવ (૧૧) બાંધેલ પાપના વિપાકરૂપ (૧૨) દુઃખો ભોગવે છે

**ભાવાર્થ**:— પ્રાણીઓના દશ પ્રકારના પ્રાણોનો નાશ-ઘાત થાય તેને આઘાત-મૃત્યુ કહેવાય છે મૃત્યુ બાદ અગ્નિસંસ્કાર તથા પિતૃપિન્ડ આદિ ક્રિયાઓને આઘાત કૃત્ય કહેવાય, તે આઘાત કૃત્ય કર્યા બાદ વિષયલોલુપ જીવો મૃત્યુ પામનારના પુત્ર, સ્ત્રી, બાંધવ આદિ સ્વજનો, જ્ઞાતિવર્ગ વગેરે દુઃખવડે કમાયેલ-પ્રાપ્ત કરેલ (મૃત્યુ પામનારના) ધનને લઈ લઈ જાય છે ભાગ પાડી લે છે અને ધન સંચય કરતાં બાંધેલા પાપકર્મના વિપાકો-ફળરૂપ દુઃખો કર્મો કરનારાઓને જ ભોગવવાં પડે છે એકેન્દ્રિય જીવોને ચાર પ્રાણ હોય, બે ઇન્દ્રિયોને છ પ્રાણ હોય, ત્રણ ઇન્દ્રિયવાળા જીવોને સાત પ્રાણ હોય, ચઉઇન્દ્રિયવાળા જીવોને આઠ પ્રાણ હોય, પંચેન્દ્રિય ગર્ભજ એવો મનુષ્ય તિર્યંચ, દેવ નારકી જીવોને દશ પ્રાણ હોય છે સમુચ્છિમ મનુષ્યોને આઠ પ્રાણ હોય છે, સમુચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિયને નવ પ્રાણ હોય છે પાંચ ઇન્દ્રિયના પાંચ પ્રાણ મન-બલ, વચનબલ, કાયબલ, શ્વાસોશ્વાસ, આયુષ્ય એ દશ પ્રાણ કહેવાય.

माया पिया ण्हुसा भाया, भज्जा पुत्ता य ओरसा ।
नालं ते तव ताणाय लुप्पंतस्स सकम्मुणा ॥५॥

**શબ્દાર્થ** (૧) માતા (૨) પિતા (૩) પુત્રવધૂ (૪) બાંધવ (૫) સ્ત્રી (૬) પુત્ર (૭) અંગ જાત (૮) નથી સમર્થ (૯) તે સ્વજનો (૧૦) તને દુઃખ ભોગવતી સમયે (૧૧) રક્ષણ કરવા (૧૨) પોતાના કર્મે (૧૩) પીડા પામતા.

**ભાવાર્થ:**– માતા, પિતા, પુત્રવધૂ, બંધવ, સ્ત્રી, પુત્ર, અંગજાત, આદિ સ્વજનો કે જ્ઞાતિવર્ગ તથા ધન દોલત વગેરે પોતાના કરેલા કર્મના વિપાકો–ફળરૂપ દુ:ખોથી વર્તમાન ભવમાં કે પરભવમાં દુઃખોથી પીડાતા તે જીવને કોઇપણ ત્રાણ શરણ થવા સમર્થ થતાં નથી, દુખમાં ભાગ લઇ શકતાં નથી એમ જાણી આત્માર્થી જીવોએ, સાધક જીવોએ, આશ્રવો હિંસાથી, અશુભ વિચારોથી, અશુભ વચનોથી ત્રણે યોગના અશુભ વ્યાપારથી દૂર રહેવા જાગૃત બની ધર્મ આરાધન કરી પરભવનુ ભાતુ બાધી ભવિષ્યકાળના ભવને સુખરૂપ બનાવવા ઉદ્યમવત બની રહેવુ એ પોતાના આત્માને શ્રેય છે.

एयमट्ठं(१) सपेहाए,(२) परमट्ठाणु(३)गामियं(४) ।
निम्ममो(५) निरहंकारो,(६) चरे(९) भिक्खू(८)जिणाहियं(७) ॥६॥

**શબ્દાર્થ**· (૧) પૂર્વોક્ત અર્થ (૨) વિચારી (૩) મોક્ષના હેતુરૂપ (૪) અનુષ્ઠાનમા ઉપયોગવત (૫) મમત્વ (૬) અહંકાર દૂર કરી (૭) જિનભાષિત ધર્મમાં (૮) મુનિ (૯) વિચરે

**ભાવાર્થ**– સાધુ પૂર્વોક્ત અર્થને વિચારી, (જીવોએ કરેલા કર્મો પોતાને એકલાને જ ભોગવવાં પડે છે દુખોને ભોગવતાં જીવોને અન્ય કોઇ સ્વજન આદિ ત્રાણ શરણ થતા નથી એ વિચારીને) ભગવત મહાવીરે મોક્ષ પ્રાપ્તિમા સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ ધર્મ આરાધન બતાવેલ છે તે ધર્મ આરાધનમા જાતિમદ, ઐશ્વર્ય આદિ આઠ પ્રકારના મદ–અહકાર તથા બાહ્ય પરિગ્રહ રૂપ સોનુ, રૂપુ, ધન, ધાન્ય મકાન આદિ અને આભ્યન્તર પરિગ્રહરૂપ પૂજા, સત્કાર, પ્રતિષ્ઠા આદિ સોળ પ્રકારના કષાયો તથા નવ પ્રકારના નોકષાયો રૂપ પરિગ્રહ બાહ્ય તત્ત્વોનો ત્યાગ કરીને, રાગદ્વેષ રહિત બની, મુનિ સયમનુ પાલન કરે સયમ પાલનમા શિથિલતા

સેવનારની ગતિ શ્રી દશવૈકાલિક સૂત્ર અ ૫ ઉદ્દેશો ૨ બીજાની ગાથા ૪૬-૪૭-૪૮ માં અધમગતિ કહેલ છે વિચારી સાધકે અમૂલ રહી સંયમનું પાલન કરવું

चिच्चा वित्तं च पुत्ते य, णाइओ य परिग्गहं ।
चिच्चा ण णंतगं सोयं, निरवेक्खो परिव्वए ॥७॥

શબ્દાર્થ (૧) ત્યાગ કરી (૨) ધન (૩) પુત્રાદિ (૪) જ્ઞાતિજનો (૫) પરિગ્રહ (૬) ત્યાગ કરી (૭) અભ્યંતર કષાયો (૮) શોકાદિ (૯) નિરપેક્ષ (૧૦) વિચરે

ભાવાર્થ – આત્માર્થી સાધક ધન, પુત્રાદિ સ્વજનો, જ્ઞાતિજનો, પરિગ્રહ તથા આભ્યંતર, રાગદ્વેષ, શોક વગેરેનો ત્યાગ કરી-છોડીને બાહ્ય પરિગ્રહ તથા આભ્યંતર મમત્વાદિ કષાયો, તૃષ્ણા વગેરેને દૂર કરીને-છોડીને મોક્ષની પ્રાપ્તિ માટે સંયમ અનુષ્ઠાનમાં ઉપયોગવંત રહીને સંયમ પાલન કરતા વિચરે એ જ આત્માને જન્મ મરણાદિ દુઃખોનો નાશ કરવાનો અને મોક્ષના શાશ્વતા સુખોની પ્રાપ્તિ કરવાનો ઉપાય શ્રી ભગવંત મહાવીર સ્વામીએ બતાવેલ છે

पुढवी उ अगणी वाऊ, तणरुक्खसबीयगा ।
अंडया पोयजराऊ, रससंसेयउब्भिया ॥८॥

શબ્દાર્થ : (૧) પૃથ્વી (૨) પાણી (૩) અગ્નિ (૪) વાયુ (૫) તૃણ (૬) વૃક્ષ (૭) બીજ (૮) ઇંડા (૯) પોતજ (૧૦) જરાયુ (૧૧) રસજ (૧૨) સ્વેદજ (૧૩) ઉદ્ભિજ

ભાવાર્થ – પૃથ્વી પાણી અગ્નિ વાયુ વનસ્પતિ, તૃણ, બીજ, વૃક્ષ આદિ એકેન્દ્રિય એટલે એક જ ઇન્દ્રિય તે કાય શરીરવાળા

તથા ઈંડાથી ઉત્પન્ન થતાં પક્ષીઓ, પોતથી ઉત્પન્ન થતાં હાથી વગેરે, જરાયુથી ઉત્પન્ન થતાં ગાય, ભેંશ, બળદ આદિ ચારપગવાળા તથા મનુષ્યો વગેરે સ્થળચર, રસોમાં ઉત્પન્ન થતાં કીડા વગેરે બેઇંદ્રિયાદિક, પરસેવામાં ઉત્પન્ન થતા જૂ, માકડ વગેરે, પૃથ્વી ફોડીને ઉત્પન્ન થતા તીડ આદિ બધા જીવરૂપ છે-જીવ છે જેમાં પ્રથમના એકેન્દ્રિયના પાચ ભેદમાં સૂક્ષ્મ અને બાદર એમ બે પ્રકારે છે તથા પ્રર્યાપ્ત અને અપર્યાપ્ત એવા પણ ભેદ એ સર્વ જીવોમાં રહેલા છે, જીવોને જાણવાથી જ તે જીવોની દયા પાળી શકાય

**एतेहिं छहिं काएहिं, तं विज्जं परिजाणिया ।**
**मणसा काय वक्केणं, णारंभी ण परिग्गही ॥९॥**

**શબ્દાર્થ** : (૧) આ પ્રકારે (૨) ૭ (૩) જીવકાય (૪) તેને (૫) વિદ્વાન પુરૂષ (૬) જીવ જાણીને (૭) મન (૮) વચન (૯) કાયાથી (૧૦) આરંભ (૧૧) પરિગ્રહ (૧૨) ન કરે

**ભાવાર્થ**— પંડિત સાધક ઉપરોક્ત છ પ્રકારના, છકાયના જીવોને જાણીને મન, વચન, કાયાથી તેનો આરભ કરે નહિ. તેની ઘાત કરે નહિ, તેને પરિતાપ ઉત્પન્ન થાય તેવા કાર્યોથી અલગ રહે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ પાચ સ્થાવર જીવો છે જેને ફક્ત એક શરીરરૂપ એક જ સ્પર્શ ઇન્દ્રિય છે તેમાં સૂક્ષ્મ અને બાદર એવા બે ભેદ છે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌઇન્દ્રિય અને પંચેન્દ્રિય એ ત્રસ જીવો છે તે સર્વ જીવોના પ્રર્યાપ્તા અને અપર્યાપ્તા એવા બબે ભેદ રહેલ છે, તે સર્વ જીવોને જ્ઞાનથી જાણીને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી તેના આરભનો-હિંસાનો ત્યાગ કરવો તથા પરિગ્રહનો પણ ત્યાગ કરવો, એવો સાધુ ધર્મનો આચાર છે જીવની દયા પાળવી તે આત્માને મહાન સુખનું કારણ છે તે વર્તમાન ભવમા

પણ સુખનું કારણ છે જાણીને આત્માર્થી જીવોએ જીવહિંસાથી દૂર રહેવું તે આત્મક્ષેમનો માર્ગ છે

मुसावायं बहिद्धं च, उग्गहं च अजाइया ।
सत्थादाणाइ लोगंसि, तं विज्जं परिजाणिया ॥१०॥

શબ્દાર્થ (૧) જૂઠ બોલવું (૨) મૈથુન સેવન (૩) પરિગ્રહ (૪) અદત્તાદાન (૫) સર્વ લોકમાં (૬) શસ્ત્ર તથા (૭) કર્મ મહણસમાન (૮) જાણવા (૯) વિદ્વાન સાધક

ભાવાર્થ – અસત્ય વચન બોલવું મૈથુન સેવન કરવું, પરિગ્રહ ગ્રહણ કરવો. કોઈ વસ્તુને અદત્ત ગ્રહણ કરવી, તે આ સર્વ લોકમા–જગતમાં શસ્ત્ર સમાન તથા આઠ પ્રકારના કર્મ બંધનના કારણરૂપ છે એમ જાણીને વિદ્વાન મુનિએ જ્ઞાનથી જાણી પ્રત્યા ખ્યાનથી તેનો સર્વથા ત્યાગ કરવો અને પાંચ મહાવ્રતરૂપ સંયમ પાલનમાં જાગૃત બની વિચરવું તે આત્મક્ષેમનું કારણ છે

पलिउंचणं च भयणं च, थंडिल्लुस्सयणाणि या ।
धूणादाणाई लोगंसि, तं विज्जं परिजाणिया ॥११॥

શબ્દાર્થ (૧) માયા કપટ (૨) લોભ (૩) ક્રોધ (૪) માન (૫) ત્યાગ કરવો (૬) કર્મબંધનના કારણ છે (૭) સર્વલોકમાં (૮) તેને (૯) વિદ્વાન મુનિ (૧૦) જાણે.

ભાવાર્થ – માયા કપટ લોભ, ક્રોધ, માન એ સર્વ કષાયો સર્વ લોકમાં કર્મ બંધનના કારણ જાણી વિદ્વાન મુનિ તેનો ત્યાગ કરે જે સાધકમાં પ્રથમના બાર કષાયો ન હોય તેના પાંચ મહાવ્રતો સફળ જાણવા. તેથી મહાવ્રતોને સફળ બનાવવા કષાયોનો ત્યાગ

કરવાં ઉપયોગવંત રહેવુ. સાધકની ગર્વ ધાર્મિક આદિ ક્રિયાઓને માયાકપટ કષાય નિષ્ફળ બનાવે છે, લોભ આત્માને વિવેક શુન્ય બનાવે છે, ક્રોધથી જ્ઞાનની હાની થાય છે, માન આત્માને અધમ-ગતિમા લઇ જાય છે એમ જાણી ચારે કષાયોને દૂર કરવા, કષાયોથી સંસારની ( જન્મ મરણ ) વૃદ્ધિ થાય છે, સંસારમા જીવોને સ્થિર રાખે છે, કષાયોથી જીવો હિંસા, અસત્ય, અદત્ત, મૈથુન સેવન, પરિગ્રહ મમત્વમાં લીન બની અમૂલ્ય માનવભવને વ્યર્થ બનાવે છે એમ જાણી સાધક તથા આત્માર્થી જીવોએ કષાયથી દૂર રહેવું તે સમાધિ સુખનુ કારણ છે.

**धोयणं रयणं चेव, वत्थीकम्मं विरेयणं ।**
**वमणंजण पलीमंथं, तं विज्जं परिजाणिया ॥१२॥**

**શબ્દાર્થ** : (૧) હાથ-પગ, વસ્ત્રાદિ ધોવા (૨) રંગવા (૩) બસ્તિકર્મ-(૪) જુલાબ લેવો (૫) વમન કરવુ ૬) આંખમાં અંજન કરવુ (૭) સંયમને નષ્ટ કરવારૂપ કાર્યો (૮) તેને (૯) વિદ્વાન મુનિ (૧૦) જાણે.

**ભાવાર્થ** - હાથ, પગ, વસ્ત્રાદિને ધોવા વસ્ત્રોને રંગવા, બસ્તિ કર્મ એટલે ગુદા દ્વારા બળ વધારવાની ક્રિયા, વિરેચન લેવો, દવા લઇ વમન કરવુ, આખમા અંજન કરવું, એ બધા કાર્યો તથા હરકોઇ શરીર સસ્કાર શોભા નિમિત્તે કરવા તે બધા સંયમનો ઘાત કરનારા અને અશુભ કર્મ બંધનના કારણ રૂપ તથા તેના વિપાકો દુખરૂપ જાણીને વિદ્વાન મુનિએ એ સર્વ કાર્યોનો ત્યાગ કરવો એ સાધકને કલ્યાણરૂપ છે

**गंधमल्लसिणाणं च, दंतपक्खालणं तहा ।**
**परिग्गहित्थिकम्मं च, तं विज्जं परिजाणिया ॥१३॥**

શબ્દાર્થ (૧) સુગંધી પદાર્થો (૨) ફૂલની માળા (૩) સ્નાન (૪) દંતમંજન (૫) પરિગ્રહ (૬) સ્ત્રી સેવન (૭) કાર્યો (૮) કર્મબંધનના કારણ જાણવા.

ભાવાર્થ – શરીરમાં કે વસ્ત્રમાં સુગંધી પદાર્થો લગાડવા, ફૂલની માળા પહેરવી, સ્નાન કરવું, દાંતને ધોવા, પરિગ્રહ રાખવો, સ્ત્રી સેવન કરવું, એ બધા કાર્યો સાધકને અશુભ કર્મ બંધનના કારણો જાણવા એ બધા સાવદ્ય અનુષ્ઠાનો સંસાર વૃદ્ધિ રૂપ જન્મ મરણના હેતુ જાણી વિદ્વાન મુનિએ તે સર્વનો ત્યાગ કરવો તેમજ ગૃહસ્થોને માટે પણ આત્મહિતનું કારણ જાણવું

उद्देसियं कीयगडं, पामिच्चं चेव आहडं ।

पूयं अणेसणिज्जं च, तं विज्जं परिजाणिया ॥१४॥

શબ્દાર્થ (૧) ઉદ્દેશીક આહારાદિ (૨) વેચાણ લાવેલ (૩) ઉધાર લાવેલ (૪) સન્મુખ લાવેલ (૫) આધાકર્મી આહારથી મિશ્ર થયેલ (૬) દોષયુક્ત અશુદ્ધ આહાર (૭) તે બધા આહાર (૮) સાધકને કર્મબંધનના કારણ જાણી ત્યાગ કરે (૯) વિદ્વાન મુનિ.

ભાવાર્થ – સાધુને દાન આપવાની ભાવનાથી સાધુને ઉદ્દેશીને બનાવેલ આહાર વેચાણ લાવેલ હોય, ઉધાર લાવેલ હોય, આધાકર્મી આહારથી મિશ્ર થયેલ આહાર હોય તથા સામે લાવેલ આહારાદિ સાધુને આશ્રીને ઉત્પન્ન થયેલા સર્વ પ્રકારના દોષયુક્ત આહારાદિ સંસારવૃદ્ધિના તથા અશુભ કર્મબંધનના કારણ જાણી વિદ્વાન મુનિ દોષયુક્ત આહારાદિને ગ્રહણ કરે નહિ સંયમના ઘાતક જાણી દોષયુક્ત આહારાદિ ગ્રહણ કરે નહિ આવા પ્રકારનો સાધુ આચાર છે નિર્દોષ આહાર ગ્રહણ કરે.

१ २ ३ ४ ५
**आसूणिमक्खिरागं च, गिद्धुवघायकम्मगं ।**
७ ८ ९ १०
**उच्छोलणं च कक्कं च, तं विज्जं परिजाणिया ॥१५॥**

**શબ્દાર્થ :** (૧) બળવૃદ્ધિ માટે રસાયનાદિ આહાર (૨) શોભા માટે આખમાં અંજન લગાડવુ (૩) વિષયોમા આસકત રહેવુ (૪) જેનાથી જીવઘાત થાય તેવા (૫) કાર્યો કરવા (૭) અયત્નાથી હાથ-પગ ધોવા (૮) પીડી આદિ લગાડવાં (૯) કર્મબ ધનના કારણો (૧૦) જાણવા

**ભાવાર્થ** – શરીરને પુષ્ટ બનાવવા અથવા બળવાન બનવા રસાયન આદિ બલિષ્ટ આહારને ભોગવવો, શોભાને માટે આખમા અ જન લગાડવુ, શબ્દાદિ પાચ ઇન્દ્રિયોના વિષયોમા આસક્ત રહેવુ, જીવ ઘાત થાય તેવા કાર્યો કરવા, અયત્નાથી અશુચી દૂર કરવા હાથ પગ ધોવા, શરીરમા પીઠી આદિ દ્રવ્યોના લેપ કરવાં, એ સર્વ કાર્યો અશુભ કર્મ બ ધનના, સ સાર પરિભ્રમણ જન્મ મરણાદિ દુઃખ ઉત્પતિના કારણો જાણીને વિદ્વાન મુનિઓએ તે સર્વનો ત્યાગ કરવો તે શ્રેયનું કારણ છે

१ २ ३
**संपसारी कयकिरिए, पसिणायतणाणि य ।**
४ ५ ७ ९ ८
**सागारियं च पिंडं च, तं विज्जि परिजाणिया ॥१६॥**

**શબ્દાર્થ :** (૧) અસ યતો સાથે સ સારની વાર્તા કરવી (૨) સ સારના સાવદ્ય કાર્યોની પ્રશ સા કરવી (૩) જ્યોતિષ પ્રશ્નના (૪) ઉત્તર આપવા (૫) શય્યાતરનો (૬) આહાર લેવો (૭) તે બધા કર્મબ ધનાં કારણ (૮) જાણી (૯) મુનિ ત્યાગ કરે

**ભાવાર્થ:**– વિદ્વાન મુનિ અસ યતો સાથે સાસારિક વાતો કરે નહિ, સાસારિક સાવદ્ય અનુષ્ઠાનો–કાર્યોની પ્રશ સા કરે નહિ,

સાવદ્ય કાર્યો—અનુષ્ઠાનો કરવાનો ઉપદેશ આપે નહિ, જ્યોતિષ-પ્રશ્નોના ઉત્તર આપે નહિ, શય્યાતરના ઘરના આહારાદિ ગ્રહણ કરે નહિ પાપમય વ્યાપારવાળાના તથા દારૂમાંસ આદિ વેચનારના તેવા હલકી જાતિના ઘરના આહાર ગ્રહણ કરે નહિ, એ સર્વ વિધાન કર્મ બંધનના કારણ, સંસાર વૃદ્ધિના કારણ જાણી વિદ્વાન મુનિ તેનો ત્યાગ કરે

अट्ठावयं न सिक्खिज्जा, वेहाईयं च णो वए ।
हत्थकम्मं विवायं च, तं विज्जं परिजाणिया ॥१७॥

**શબ્દાર્થ** (૧) જુગારનો (૨) અભ્યાસ (૩) કરે નહિ (૪) ધર્મ વિરુદ્ધ વાર્તા (૫) કરે (૬) નહિ (૭) હસ્તકર્મ (૮) વાદવિવાદ ન કરે (૯) કર્મ બંધન (૧ ) જાણે.

**ભાવાર્થ** – વિદ્વાન મુનિ જુગાર ખેલવાનો, ધન ઉપાર્જનનો, જીવોની ઘાત થાય તેવા પાપ કાર્યોનો અભ્યાસ કરે નહિ તેમ જ અન્યને એવા પ્રકારની શિક્ષા આપે નહિ ધર્મ વિરૂદ્ધ વાર્તા કરે નહિ, હસ્ત કર્મ કરે નહિ કોઈ સાથે વાદવિવાદ કરે નહિ, આ બધા કાર્યો કર્મ બંધનના તથા સંસાર વૃદ્ધિના કારણો જાણીને વિદ્વાન મુનિ તેવા કાર્યોથી અલગ રહે.

पाणहाओय छत्तं च, णालीयं वालवीयणं ।
परकिरियं अन्नमन्नं च, तं विज्जं परिजाणिया ॥१८॥

**શબ્દાર્થ** (૧) પગરખા પહેરવા (૨) છત્ર ઓઢવું (૩) જુગાર રમવો (૪) પંખાથી પવન લેવો (૫) અન્યોઅન્ય (૬) ક્રિયા કરવી (૭) તે સબ કર્મ બંધનના કારણ (૮) જાણે (૯) મુનિ

**ભાવાર્થ**:– સાધુએ પગરખા પહેરવાં, તાપથી બચવા છત્ર ઓઢવું, જુગાર રમવો, પંખાથી પવન લેવો, અન્યોઅન્ય પરસ્પર ક્રિયા કરવી, એ બધા કાર્યો અશુભ કર્મ બંધનના તથા સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણાદિના દુઃખની ઉત્પતિના કારણ જાણીને વિદ્વાન મુનિ તેનો ત્યાગ કરે.

१ २ ३ ४ ५
**उच्चारं पासवणं, हरिएसु ण करे मुणी ।**
६ ७ ८ ९
**वियडेण वावि साहट्टु, णावमज्जे कयाइवि ॥१९॥**

**શબ્દાર્થ** : (૧) ઝાડો (૨) પેશાબ (૩) હરિ વનસ્પતિ ઉપર (૪) કરે નહિ (૫) સાધુ (૬) અચિત્ત પાણીથી તેના ઉપર (૭) બીજ આદિ સચિત વનસ્પતિ હોય તો તેને યત્નાથી દૂર કરીને પણ (૮) આચમન કરે નહિ (૯) ક્યારે પણ

**ભાવાર્થ** – સાધુ હરિવનસ્પતિવાળા સ્થાનમાં અગર તો બીજ આદિ પડયા હોય તો તેને દૂર કરીને પણ ઝાડો પેસાબ કરે નહિ, તેમ જ તેના ઉપર અચિત્ત જલથી પણ આચમન કરે નહિ, પરંતુ અચિત્ત ભૂમિને પુંજીને જીવ રહિત સ્થાન તપાસી ઝાડા પેશાબને વોસરાવે અને અચિત્ત જલ વાપરી અશુચિની શુદ્ધિ કરે, વનસ્પતિના જીવોને પોતાના અંગનો સ્પર્શ કરવાથી પણ તેને પીડા ઉત્પન્ન થાય છે, તેથી તેને સ્પર્શ કરવાનો પણ સાધકને નિષેધ છે

१ २ ३ ४ ५
**परमत्ते अन्नपाणं, ण भुंजेज्ज कयाइवि ।**
७ ६ १० ८ ९
**परवत्थं अचेलोऽवि, तं विज्जं परिजाणिया ॥२०॥**

**શબ્દાર્થ** : (૧) ગૃહસ્થના પાત્રમાં સાધુ (૨) અન્ન તથા (૩) પાણી (૪) ન ભોગવે (૫) ક્યારે પણ (૬) તેમ જ વસ્ત્રરહિત હોય તો પણ (૭) ગૃહસ્થના

વસ્ત્ર ભોગવે નહિ એ બધાં સંસાર ભ્રમણનાં કારણો (૮) વિદ્વાન મુનિ (૯) જાણી (૧૦) તેનો ત્યાગ કરે.

ભાવાર્થ:– વિદ્વાન મુનિ ગૃહસ્થના પાત્રમાં ભોજન કરે નહિ, પાણી પણ ગૃહસ્થના પાત્રથી પીએ નહિ અને સાધુ વસ્ત્ર રહિત હોય તો પણ ગૃહસ્થનું વસ્ત્ર વાપરે નહિ, કારણ જે ગૃહસ્થના પાત્ર વાપરવાથી પૂર્વકર્મ અગર પશ્ચાત કર્મનો દોષ લાગવા સંભવ છે, કારણ જે તે પાત્ર ગૃહસ્થ કાચા પાણીથી ધોવે, એ જ રીતે વસ્ત્રને માટે સમજવું, જેથી ગૃહસ્થના પાત્રથી સંયમની વિરાધના થવાના ભયથી તથા અશુભ કર્મબંધનનું કારણ જાણી પરપાત્રમાં સાધુ આહાર પાણી ન ભોગવે એટલે તેનો ત્યાગ કરે (પરપાત્રનો તથા પર વસ્ત્રનો).

आसंदी पलियंके य, णिसिज्जं च गिहंतरे ।
संपुच्छणं सरणं वा, तं विज्जं परिजाणिया ।२१॥

શબ્દાર્થ (૧) માંચી (૨) પલંગ ઉપર તથા (૩) ગૃહસ્થના ઘરમાં અથવા ઘર આસપાસમાં ગલીમાં (૪) સાધુ બેસે નહિ (૫) ગૃહસ્થને ક્ષેમકુશળ પૂછે નહિ (૬) પૂર્વની ક્રિડાનું સ્મરણ ન કરે (૭) આ બધાં કાર્યો સંસાર ભ્રમણના કારણો (૮) જાણી (૯) વિદ્વાન મુનિ તેનો ત્યાગ કરે

ભાવાર્થ:– વિદ્વાન મુનિ માંચી અથવા પલંગ ઉપર અથવા ગૃહસ્થના કોઈપણ આસન ઉપર બેસે નહિ, તેમ જ ગૃહસ્થના ઘરમાં અથવા બે ઘર વચ્ચેના આંતરામાં કે શેરીમાં બેસે નહિ તેમ જ ગૃહસ્થને ક્ષેમકુશળ ઘરના સમાચાર ન પૂછે તથા પૂર્વની ગૃહસ્થાવાસની કામભોગોની ક્રિડાઓનું સ્મરણ કરે નહિ. આ સર્વે કાર્યો અનર્થનાં મૂળ અને સંસાર ભ્રમણનાં કારણો જાણી વિદ્વાન મુનિ તેનો ત્યાગ કરે.

१ २ ३ ४ ५
जसं किर्त्ति सलोयं च, जा य वंदणपूयणा ।
६ ७ ८ ९
सव्वलोयंसि जे कामा, तं विज्जं परिजाणिया ॥२२॥

શબ્દાર્થ (૧) યશ (૨) કીર્તિ (૩) શ્લાઘા (૪) વંદન (૫) પૂજન (૬) સમસ્ત લોકમાં જે (૭) કામભોગો છે (૮) તેને વિદ્વાન મુનિ સંસાર પરિભ્રમણનુ (૯) કારણ જાણી ત્યાગ કરે.

ભાવાર્થઃ– યશ, કીર્તિ, શ્લાઘા, વંદન, પૂજન તથા સમસ્ત લોકમાં જે જે કામભોગો છે તે બધા સંસાર પરિભ્રમણના કારણો જાણી વિદ્વાન મુનિ તેનો ત્યાગ કરે. બહુ દાન દેવાથી પ્રસિદ્ધિ થાય તે કીર્તિ કહેવાય, હરકોઇ કાર્યમાં વિજય પ્રાપ્ત કરે તે યશ કહેવાય, ઉત્તમ જાતિમાં જન્મ, તપ કરવો, તથા શાસ્ત્ર ભણવાથી જગત્માં પ્રસિદ્ધિ થાય તે શ્લાઘા કહેવાય, દેવેન્દ્ર, અસુરેન્દ્ર, ચક્રવર્તી, બલદેવ તથા વાસુદેવ આદિ નમસ્કાર કરે તે વંદન કહેવાય, સત્કાર સહિત વસ્ત્ર આદિ આપે તે પૂજા કહેવાય, આ બધાનો કામભોગોમાં, વિષયોમાં સમાવેશ જાણવો આ બધા કાર્યોની ભાવના કરવી કે ભોગવટો કરવો તે બધા આત્માને સંસાર વૃદ્ધિના કારણ જાણી વિદ્વાન મુનિએ તથા આત્માર્થી જીવોએ તેનો ત્યાગ કરવો.

१ २ ३ ४ ५ ६
जेणेहं णिव्वहे भिक्खू, अन्नपाणं तहाविहं ।
८ ७ १० ९
अणुप्पयाणमन्नेसिं, तं विज्जं परिजाणिया ॥२३॥

શબ્દાર્થ : (૧) જે (૨) સંયમની ઘાત થાય (૩) સાધુના (૪) અન્ન (૫) જલથી (૬) તેવા પ્રકારના અશુદ્ધ અન્ન પાણી સાધુએ (૭) અન્ય સાધુને (૮) આપવા (૯) તે સંસાર ભ્રમણનુ કારણ જાણી (૧૦) વિદ્વાન મુનિ ત્યાગ કરે.

ભાવાર્થઃ– જે અન્ન તથા પાણી વડે સાધુના સંયમ નષ્ટ થાય તેવા પ્રકારનાં અશુદ્ધ અન્ન પાણી ગ્રહણ કરવાં નહિ, છતાં તેવાં અન્ન પાણી કદાચ ગ્રહણ થઈ ગયાં હોય તો તે અન્ન પાણી અન્ય સાધુઓને આપવા કે પોતાએ ભોગવવા તે સંસાર પરિભ્રમણના કારણ જાણી વિદ્વાન સાધુ સંયમ નષ્ટ થાય તેવા અશુદ્ધ અન્ન પાણી ગ્રહણ કરે નહિ તથા ગ્રહણ થઈ ગયા હોય તો તેવા આહારાદિ પોતે ભોગવે નહિ અને અન્ય સાધુને આપે નહિ અને આહાર લેવામાં ઉપયોગ રાખે, સંયમનો નિર્વાહ થાય અને સંયમ દૂષિત ન થાય તેવા નિર્દોષ આહારને ગ્રહણ કરે.

एवं उदाहु निग्गंथे, महावीरे महामुणी ।
अणंतनाणदंसी से, धम्मं देसितवं सुतं ॥२४॥

શબ્દાર્થ (૧) અનંતજ્ઞાન દર્શન યુક્ત (૨) ભગવંત (૩) શ્રી મહાવીર સ્વામીએ (૪) પૂર્વોક્ત પ્રકારનો (૫) નિર્ગ્રન્થ (૬–૮) ધર્મોપદેશ (૭) આપેલ છે (૯) શ્રુત ધર્મ તથા ચારિત્ર ધર્મ ૧૫ સંયમના રક્ષણ માટે.

ભાવાર્થઃ– અનંતજ્ઞાન અનંતદર્શન યુક્ત, બાહ્ય તથા આભ્યન્તર ગ્રન્થિ રહિત, નિર્ગ્રંથ મહામુનિ ભગવાન્ શ્રી મહાવીર સ્વામીએ ઉપરોક્ત શ્રુત તથા ચારિત્રરૂપ ધર્મપાલનના આચારનો ઉપદેશ આપેલ છે જે ઉપદેશ સંસારને પાર કરવામાં સમર્થ શ્રુત ચારિત્ર રૂપ ધર્મ છે તે તથા જીવાદિ પદાર્થોના સ્વરૂપ જાણવા યોગ્ય શાસ્ત્ર જીવોના હિત માટે કહી બતાવેલ છે

भासमाणो न भासेज्जा, णेय वंफेज्ज मम्मयं ।
मातिट्ठाणं विवज्जेज्जा अणुचिंतिय वियागरे ॥२५॥

**શબ્દાર્થ** · (૧) ભાષા સમિતિયુક્ત સાધુ ભાષણ કરતા થકા પણ (૨) તેઓને મૌનપણાનો ગુણલાભે તેમ જ (૩) મર્મકારી (૪) વચન (૫) બોલે નહિ (૬) માયા કપટ યુક્ત ભાષાને (૭) વર્જિદે (૮) વિચાર કરી (૯) ભાષા બોલે

**ભાવાર્થઃ**– જે સાધુ ભાષા સમિતિયુક્ત ભાષા બોલનાર સાધુ વચન વિભાગ જાણવામાં નિપુણ વાણીના સર્વ ભેદોને જાણનાર, ઉપદેશ–ભાષણ આપતા છતાં મૌનભાવના રૂપ ગુણને પ્રાપ્ત કરે છે. અન્ય કોઇ વ્યક્તિને દુઃખ ઉત્પન્ન થાય, ધ્રાસકો પડે, તેવી ભાષા સાધુ બોલે નહિ, સત્ય વચન હોય પરતુ સામી વ્યક્તિને આઘાત લાગે તેવા વચન ન બોલે, કપટયુક્ત વચન બોલે નહિ, બહુ જ વિચાર કરી સત્ય, નિરવદ્ય તથા પ્રિય વચન બોલે તેવો સાધકનો આચાર છે

**तत्थिमा तइया भासा जं वदित्ताऽणुतप्पती ।**
**जं छन्नं तं न वत्तव्वं, एसा आणा णियंठिया ॥२६॥**

**શબ્દાર્થ** : (૧) ત્રીજી (૨) મિશ્ર ભાષા સાધુ ન બોલે તેમ જ (૩) જે ભાષા બોલવાથી (૪) પોતાને પશ્ચાતાપ કરવો પડે તેવી ભાષા ન બોલે તેમ જ (૫) જે વાતને જગતમા લોકો ગુપ્ત રાખતા હોય તેવી મર્મભેદક (૬) ભાષા ન બોલે (૭) આવી (૮) આજ્ઞા છે (૯) નિગ્રથોની (૧૦) ભાષાના ચાર પ્રકાર પૈકી

**ભાવાર્થ** – ભાષાના ચાર પ્રકાર છે સત્ય, અસત્ય મિશ્ર, ચોથી વ્યવહાર ભાષા (સત્ય નહિ મૃષા નહિ તે વ્યવહાર ભાષા કહેવાય) એ ચાર ભાષા પૈકી ત્રીજી મિશ્રભાષા પણ સાધુ ન બોલે, ત્રીજી ભાષામા કાઇક સત્ય હોય, કાઇક અસત્ય હોય તેવી મિશ્રભાષા સાધુ ન બોલે, તો પછી બીજી અસત્ય ભાષા તો કેમ બોલાય ? ન જ બોલાય, વળી જે ભાષા બોલવાથી બોલનારને જ પશ્ચાતાપ

કરવાનો સમય આવે, તેવી ભાષા પણ ન બોલે, વળી જગતના લોકો જે વાતને છુપાવતાં હોય તેવી ભાષા પણ બોલે નહિ, સત્ય ભાષા પણ સાધુ વિચારીને બોલે, સત્ય હોય પરંતુ સત્ય ભાષા બોલતાં કોઈને આઘાત થતો હોય, લાગણી દુભાતી હોય, તેવી ભાષા પણ સાધુ ન બોલે, તેવી નિગ્રંથ મહાપુરુષોની આજ્ઞા છે. ભાષા સમિતિયુક્ત ઉપયોગ રાખી ભાષા બોલાય તો કર્મ બંધન ન થાય માટે ભાષા બોલતા પ્રથમ તેના પરિણામનો વિચાર કરી સત્ય નિરવદ્ય અને પ્રિય ભાષા બોલવી તેવો સાધુ આચાર બતાવે.

होलावायं सहीवाय, गोयावायं च नो वदे ।
तुमं तुमंति अमणुन्नं, सव्वसो तं ण वत्तए ॥२७॥

શબ્દાર્થ (૧) હલકા સંબોધનથી કોઈને બોલાવવું (૨) મિત્ર કહી સંબોધન કરવું (૩) ગોત્રના સંબોધનથી સંબોધન કરવું (૪) આવી ભાષાથી બોલવુ નહિ (૫) વડીલોને તું તું કહી સંબોધન ન કરવુ (૬) અપ્રિય લાગે તેવી ભાષા (૭) સાધુ સર્વથા (૮) આવાં વચનો (૯) ન બોલે

ભાવાર્થ— સાધુ નિષ્ઠુર તથા નીચ સંબોધનથી અન્યને બોલાવે નહિ, તેમ જ હે મિત્ર ! એમ પણ ન બોલાવે, તેમ જ ખુશામત ભરી ગોત્રના સંબોધનથી ન બોલાવે, તેમ જ વડિલોને તું તુ શબ્દથી એવા અપમાનજનક શબ્દથી ન બોલાવે, આવા પ્રકારથી સામાને અપ્રિય લાગે તેવી ભાષાથી સાધુ પુરુષ કોઈને બોલાવે નહિ પરંતુ ભાષા સમિતિયુક્ત વિચારી પ્રિય નિરવદ્ય તથા સત્ય ભાષાથી સાધુ બોલવાના સમયે જ કારણ ઉત્પન્ન થયે જ બોલે.

अकुसीले सया भिक्खू, णेव संसग्गियं भए ।
सुहरूवा तत्थुवस्सग्गा, पडिबुज्झेज्ज ते विऊ ॥२८॥

**શબ્દાર્થ :** (૧) સાધુ (૨) અકુશીલ રહે (૩) સદા (૪) દુરાચારીઓની સોબત (૫) ન કરે (૬) સુખરૂપ (૭) ઉપસર્ગો હોય છે (૮) કુશીલોની સંગતમાં (૯) સમજે (૧૦) વિદ્વાનમુનિ

**ભાવાર્થ** – સાધુ સદાને માટે કુશીલોની સોબતથી દૂર રહી સ્વયં કુશીલ બને નહિ સુશીલ રહે, કુશીલોની સોબતમા સુખરૂપ ઉપસર્ગો હોય છે, જેનાથી સંયમ નષ્ટ થાય તેવા ઉપસર્ગોને વિદ્વાન-મુનિ જાણી સમભાવે સહન કરે, કુશીલો પ્રાસુક જલથી હાથપગ ધોવામાં તેમ જ શરીર રક્ષા માટે આધાકર્મી આહાર વાપરવા આદિ દોષ સેવનમા આસક્ત હોય છે એ રીતે બીજાને તેવા દોષ સેવનમા જોડવા ઉપદેશક બને છે જેથી સુશીલ સાધુઓએ કુશીલોની સંગત કરવી નહિ

**नन्नत्थ अंतराएण, परगेहे, ण णिसोयए ।**

**गामकुमारियं किड्डं, नातिवेलं हसे मुणी ॥२९॥**

**શબ્દાર્થ** · (૧) અંતરાયના કારણ વિના (૨) સાધુ ગ્રહસ્થના ઘરમા (૩) બેસે (૪) નહિ (૫) ગામના બાળકોની સાથે (૬) સાધુ રમત ખેલે નહિ (૭) મર્યાદા મુકી (૮) હસે (૯) સાધુ (૧૦) નહિ

**ભાવાર્થ** – સાધુ ભિક્ષાચરી આદિ કાર્યો માટે ગામમા પ્રવેશ કરતા રોગોના કારણે અગર તપના કારણે અશક્ત થયેલ હોય તથા વૃદ્ધાવસ્થાના કારણ સિવાય ગ્રહસ્થના ઘરમા બેસે નહિ, ગામના બાળકો સાથે રમત ખેલે નહિ, મર્યાદા છોડી સાધુ અતિ હસે નહિ, કામ ઉત્પાદક હાસ્ય કરે નહિ, સાધુ સમાચારીમા ઉપયોગવંત રહી સંયમ પાલન કરે

अणुस्सुओ उरालेसु, जयमाणो परिव्वए ।
चरियाए अप्पमत्तो पुट्ठो तत्थऽहियासए ॥३०॥

શબ્દાર્થ (૧) મનોહર શબ્દાદિ વિષયોમાં (૨) સાધુ ઉત્કંઠિત ન બને (૩) યત્નાપૂર્વક (૪) સંયમ પાલન કરે (૫) પ્રમાદસેવન ન કરે (૬) ભિક્ષાચરી આદિમાં (૬) પરીષહ ઉપસર્ગોથી પીડિત થતા (૭) સમભાવે સહન કરે

ભાવાર્થ:– સાધુ મનોહર શબ્દાદિ વિષયોમાં ઉત્કંઠિત ન બને, ઉલ્લાસ ન લાવે, યત્નાપૂર્વક સંયમનું પાલન કરે, પરીષહ ઉપસર્ગનો સ્પર્શ થતા દુઃખ ઉત્પન્ન થાય તો સમભાવે સહન કરે, ભિક્ષાચરી આદિ કાર્યોમા પ્રમાદ સેવન કરે નહિ, ઉપસર્ગોમાં દીન બને નહિ, પરીષહ ઉપસર્ગોને નિર્જરાનું કારણ માની ચિત્ત પ્રસન્નતાથી સમભાવે સહન કરે.

हम्ममाणो ण कुप्पेज्ज, वुच्चमाणो न संजले ।
सुमणे अहियासिज्जा, ण य कोलाहलं करे ॥३१॥

શબ્દાર્થ (૧) સાધુને કોઇ વ્યક્તિ લાઠી આદિથી માર મારે (૨) ક્રોધ ન કરે (૩) અસત્યવચનથી આક્રોશ કરે (૪) મનથી પણ ક્રોધ (૫) ન કરે (૬) ચિત્તપ્રસન્નતાથી (૭) મારને ગાળોને સહન કરે (૮) વિપરીત વચન તેમ જ સામનો ન કરે (૯) કરે (૧ ) ।

ભાવાર્થ – કોઇ વ્યક્તિ સાધુને લાઠી મુઠી આદિથી માર મારે, અથવા તો ગાળો આપે વચનથી આક્રોશ કરે, તો પણ સાધુ ક્રોધ કરે નહિ મનથી પણ દ્વેષ ન કરે તથા વિપરીત વચન ન કહે સામનો ન કરે, પરંતુ પ્રસન્ન ચિત્તથી સમભાવ રાખી સહન કરે

१ २ ४ ३ ६ ५
लद्धे कामे ण पत्थेज्जा, विवेगे एवमाहिए ।
१० ११ ७ ८ ९
आयरियाइं सिक्खेज्जा, बुद्धाणं अंतिए सया ॥३२॥

શબ્દાર્થ . (૧) પ્રાપ્ત થતા (૨) કામભોગોને સેવન કરવાની (૩) ઇચ્છા (૪) ન રાખે (૫) આવી ભાવનાથી એમ જણાય (૬) સાધુમાં વિવેક બુદ્ધિ સારી છે (૭) આવા વર્તનસાથ જ્ઞાની આચાર્ય (૮) પાસે રહી (૯) સદા (૧૦) જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ આર્યકર્મની (૧૧) શિક્ષાને ગ્રહણ કરે

ભાવાર્થ:- વિદ્વાન સાધુ પ્રાપ્ત થતા કામભોગોને ગ્રહણ કરવા ઇચ્છે નહિ, સેવન કરે નહિ, કદાચ તપના પ્રભાવથી પ્રાપ્ત થયેલ લબ્ધિથી ગમનાદિ શક્તિ પ્રાપ્ત થાય તો પણ તેનો ઉપયોગ ન કરે તે સાધુનો વિવેક ગણાય શુદ્ધ આચાર ગણાય, તેમ જ બ્રહ્મદત્તની માફક ભોગો માટે નિદાન ન કરે, ગુરુવાસમાં રહી આચાર્ય પાસે સદા જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ આર્ય કર્મરૂપ શિક્ષા ગ્રહણ કરતા થકા સંયમ પાલન કરે

१ २ ३ ४
सुस्सूसमाणो उवासेज्जा, सुप्पन्नं सुतवस्सियं ।
५ ६ ७ ८
वीरा जे अत्तपन्नेसी, धितिमन्ता जिइंदिया ॥३३॥

શબ્દાર્થ : (૧) સૂત્ર સાભળવાનો કામી (૨) સેવા ઉપાસના કરે (૩) ગીતાર્થ (૪) સુતપસ્વીની (૫) વીર પુરુષ (૬) આત્મપ્રજ્ઞાવાન (૭) ધૈર્યવંત (૮) જિતેન્દ્રિય

ભાવાર્થ - શાસ્ત્રોને સાંભળવાની ઇચ્છાવાળા સાધક ગીતાર્થ તથા સુતપસ્વી ગુરુની સેવા કરતા થકા ઉપાસના કરે, જે પુરુષ કર્મનું વિદારણ કરવામાં સમર્થ છે તથા કેવળજ્ઞાનની ગવેષણા

अणुस्सुओ उरालेसु, जयमाणो परिव्वए ।
चरियाए अप्पमत्तो पुट्ठो तत्थऽहियासए ॥३०॥

શબ્દાર્થ (૧) મનોહર શબ્દાદિ વિષયોમાં (૨) સાધુ ઉત્કંઠિત ન બને (૩) યત્નાપૂર્વક (૪) સંયમ પાલન કરે (૫) પ્રમાદસેવન ન કરે (૬) ભિક્ષાચરી આદિમાં (૬) પરીષહ ઉપસર્ગોથી પીડિત થતા (૭) સમભાવે સહન કરે

ભાવાર્થ :– સાધુ મનોહર શબ્દાદિ વિષયોમા ઉત્કંઠિત ન બને, ઉલ્લાસ ન લાવે, યત્નાપૂર્વક સંયમનું પાલન કરે, પરીષહ ઉપસર્ગનો સ્પર્શ થતા દુઃખ ઉત્પન્ન થાય તો સમભાવે સહન કરે, ભિક્ષાચરી આદિ કાર્યોમાં પ્રમાદ સેવન કરે નહિ, ઉપસર્ગોમાં દીન બને નહિ, પરીષહ ઉપસર્ગોને નિર્જરાનું કારણ જાણી ચિત્ત પ્રસન્નતાથી સમભાવે સહન કરે

हम्ममाणो ण कुप्पेज्ज, वुच्चमाणो न संजले ।
सुमणे अहियासिज्जा, ण य कोलाहलं करे ॥३१॥

શબ્દાર્થ (૧) સાધુને કોઈ વ્યક્તિ લાઠી આદિથી માર મારે (૨) ક્રોધ ન કરે (૩) અસત્યવચનથી આક્રોશ કરે (૪) મનથી પણ દ્વેષ (૫) ન કરે (૬) ચિત્તપ્રસન્નતાથી (૭) મારને ગાળોને સહન કરે (૮) વિપરીત વચન તેમ જ સામનો ન કરે (૯) કરે (૧ ) ।

ભાવાર્થ – કોઈ વ્યક્તિ સાધુને લાઠી મુઠી આદિથી માર મારે અથવા તો ગાળો આપે વચનથી આક્રોશ કરે, તો પણ સાધુ ક્રોધ કરે નહિ મનથી પણ દ્વેષ ન કરે તથા વિપરીત વચન ન કહે, સામનો ન કરે, પરંતુ પ્રસન્ન ચિત્તથી સમભાવ રાખી સહન કરે.

આધાર રૂપ છે, તે પ્રાપ્ત થવો દુર્લભ જાણવો આઠ કર્મોનો નાશ કરવા સમર્થ હોય તે વીર પુરુષ કહેવાય

१ २ ३ ४
**अगिद्धे सद्फासेसु, आरंभेसु अणिस्सिए ।**
५ ६ ७ ८ ९ १२ ११ १०
**सव्व तं समयातीत, जमेतं लवियं बहु ॥३५॥**

**શબ્દાર્થ** · (૧) આસક્તિરહિત (૨) શબ્દ રૂપ રસ ગંધ સ્પર્શમાં (૩) સાવદ્ય (૪) અનુષ્ઠાનોથી રહિત (૫) સર્વ (૬) હકીકત (૭) જે જિનાગમથી (૮) વિરૂદ્ધ તેનો નિષેધ કરેલ છે (૯) જે મે (૧૦) ઘણી ઘણી (૧૧) હકીકતો કહી (૧૨) તેમાં જિનાગમથી અવિરૂદ્ધનો નિષેધ નથી.

**ભાવાર્થ**:– સાધુ મનોહર શબ્દ રૂપ રસ ગંધ અને સ્પર્શાદિ વિષયોમા આસક્ત ન થાય, તથા સાવદ્ય અનુષ્ઠાનો કરે નહિ, એ ઉપયોગ સાધકે સતત રાખવાની જરૂર છે, કારણ કે જીવહિંસા રૂપ જે આરભ છે, તે જન્મ મરણાદિ રૂપ સસાર પરિભ્રમણની વૃદ્ધિ કરાવનાર છે, એમ જાણી આરભ પરિગ્રહથી દૂર રહેવુ, આ અધ્યયનમા જે જે વિધાનો જિનાગમથી વિરૂદ્ધ છે અને આત્માને અહિત કરે છે તેનો નિષેધ કરેલ છે તેનો ત્યાગ કરવો અને જે સયમને પુષ્ટ કરનાર આત્માને હિતકારક છે તેનુ પાલન કરવાનું કહેલ છે

१ २ ३ ४
**अइमाणं च मायं च, तं परिण्णाय पंडिए ।**
७ ६ ८ ९ १०
**गारवाणि य सव्वाणि, णिव्वाणं संधए मुणि ॥३६॥**

**શબ્દાર્થ** . (૧) અતિમાન (૨) માયા આદિ (૩) સર્વ કષાયોને (૪) જાણે (૫) પંડિત (૬) સર્વ પ્રકારના (૭) વિષય ભોગોનો ત્યાગ કરી (૮) મોક્ષની (૯) પ્રાર્થના કરે (૧૦) મુનિ

કરવામા તત્પર, ધૈર્યવાન, જિતેન્દ્રિય હોય, આત્મપ્રજ્ઞાવન્ત વીર પુરુષો આચાર્ય મહારાજની વૈયાવચ્ચ સેવા કરવાવાળા સાધકો જ આત્મજ્ઞાન અથવા આત્મ કલ્યાણનું ગવેષણ કરવા સમર્થ બને છે અને જ્ઞાન દર્શન ચારિત્રમાં સ્થિર થઇ જીવન પર્યંત ગુરુકુળવાસમાં રહી જ્ઞાનની પ્રાપ્તિ કરી શકે છે, પરીષહ ઉપસર્ગો ઉત્પન્ન થતા ક્ષોભને ન પામતા સમભાવે સહન કરતા થકા સયમ પાલન કરતા થકા મોક્ષને પ્રાપ્ત કરી શકે છે

> गिहे दीवमपासंता, पुरिसादाणिया नरा ।
> ते वीरा बंधणुम्मुक्का, नावकंखंति जीवियं ॥३४॥

શબ્દાર્થ (૧) ગૃહસ્થવાસમાં રહેનારા (૨) જ્ઞાનના લાભને (૩) પ્રાપ્ત કરી શકતા નથી (૪) જ્ઞાની પુરુષના સત્સગની જરૂર (૫) જ્ઞાન પ્રાપ્ત કરવા મુમુક્ષુ પુરુષને (૬) બન્ધનથી મુક્ત (૭) વીર પુરુષ (૮) અસયમી જીવનની (૯) ઇચ્છા કરતા નથી.

ભાવાર્થ – ગૃહવાસમાં જ્ઞાન પ્રાપ્તિનો લાભ મળવો દુર્લભ જાણવો, જે સાધકો પ્રવ્રજ્યા લઇ ઉત્તરોત્તર ગુણોની વૃદ્ધિ કરતા રહે છે તેવા મોક્ષાર્થી જ્ઞાની પુરુષોનો આશ્રય કરવા યોગ્ય જાણવો, જે પુરુષો કર્મબંધનથી મુક્ત છે તેઓ અસયમી જીવનની ઇચ્છા કરતા નથી ગૃહવાસ છે તે પાશરૂપ હોઇ ગૃહસ્થાશ્રમમાં જ્ઞાન પ્રાપ્તિનો સભવ દુર્લભ જાણવો, જેમ સમુદ્રમાં દ્વીપ છે તે બૂડતા જીવોને આધાર રૂપ છે, એ જ રીતે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ ધર્મ સસાર સાગરમાં ડૂબતાં જીવોને સસાર સાગર તરવામાં આધાર રૂપ છે સસાર સાગરમાં ભટકતા જીવોને ધર્મ વિશ્રામ રૂપ છે, ભાવદ્વીપ છે, મોક્ષાર્થી આત્માઓનો આશ્રય જ મુમુક્ષુ જીવને

આધાર રૂપ છે, તે પ્રાપ્ત થવો દુર્લભ જાણવો આઠ કર્મોનો નાશ કરવા સમર્થ હોય તે વીર પુરુષ કહેવાય

१ २ ३ ४
**अगिद्धे सद्दफासेसु, आरंभेसु अणिस्सिए ।**
५ ६ ७ ८ ९ १२ ११ १०
**सव्व तं समयातीत, जमेतं लवियं बहु ॥३५॥**

**શબ્દાર્થ** . (૧) આસક્તિરહિત (૨) શબ્દ રૂપ રસ ગંધ સ્પર્શમાં (૩) સાવદ્ય (૪) અનુષ્ઠાનોથી રહિત (૫) સર્વ (૬) હકીકત (૭) જે જિનાગમથી (૮) વિરૂદ્ધ તેનો નિષેધ કરેલ છે (૯) જે મે (૧૦) ઘણી ઘણી (૧૧) હકીકતો કહી (૧૨) તેમાં જિનાગમથી અવિરૂદ્ધનો નિષેધ નથી

**ભાવાર્થ**.– સાધુ મનોહર શબ્દ રૂપ રસ ગધ અને સ્પર્શાદિ વિષયોમા આસક્ત ન થાય, તથા સાવદ્ય અનુષ્ઠાનો કરે નહિ, એ ઉપયોગ સાધકે સતત રાખવાની જરૂર છે, કારણ કે જીવહિંસા રૂપ જે આરભ છે, તે જન્મ મરણાદિ રૂપ સસાર પરિભ્રમણની વૃદ્ધિ કરાવનાર છે, એમ જાણી આરભ પરિગ્રહથી દૂર રહેવું, આ અધ્યયનમા જે જે વિધાનો જિનાગમથી વિરૂદ્ધ છે અને આત્માને અહિત કરે છે તેનો નિષેધ કરેલ છે તેનો ત્યાગ કરવો અને જે સયમને પુષ્ટ કરનાર આત્માને હિતકારક છે તેનુ પાલન કરવાનું કહેલ છે

१ २ ३ ४
**अइमाणं च मायं च, तं परिण्णाय पंडिए ।**
७ ६ ८ ९ १०
**गारवाणि य सव्वाणि, णिव्वाणं संधए मुणि ॥३६॥**

**શબ્દાર્થ** . (૧) અતિમાન (૨) માયા આદિ (૩) સર્વ કષાયોને (૪) જાણે (૫) પંડિત (૬) સર્વ પ્રકારના (૭) વિષય ભોગોનો ત્યાગ કરી (૮) મોક્ષની (૯) પ્રાર્થના કરે (૧૦) મુનિ

**ભાવાર્થ** – વિદ્વાન મુનિએ અતિ માન માયા ક્રોધ લોભાદિ કષાયો તથા સર્વ પ્રકારના કામભોગો ઇન્દ્રિયોના વિષયો, એ બધા સંસાર પરિભ્રમણ રૂપ જન્મ, જરા મરણ, પ્રતિકૂળતા, શોકો આદિ દુ ખના હેતુઓ છે, એમ સમજી તેનો ત્યાગ કરી મુનિ મોક્ષ–નિર્વાણ પ્રાપ્ત કરવા રૂપ સંયમનું શુદ્ધ પાલન કરતા થકા વિચરે, એ જ સત્ય મોક્ષ માર્ગ છે

નવમું અધ્યયન સમાપ્ત

# સૂત્ર કૃતાંગ સૂત્ર

## અધ્યયન ૧૦ મુ

## સમાધિ

**आघं मईमं मणुवीय धम्मं, अंजू समाहिं तमिणं सुणेह । अपडिन्न भिक्खू उ समाहिपत्ते, अणियाण भूतेसु परिव्वएज्जा ॥१॥**

**શબ્દાર્થ :** (૧) કેવળજ્ઞાની ભગવાન મહાવીર સ્વામીએ (૨) કેવલજ્ઞાન દ્વારા જાણી (૩) સરલ તથા (૪) મોક્ષ પ્રાપ્ત કરાવનાર (૫) ધર્મનુ (૬) કથન કહેલ છે તે (૭) ધર્મને (૮) સાભળો (૯) પોતાના તપના ફળની ઇચ્છા નહિ કરવાવાળા (૧૦) સાધુ (૧૧) સમાધિ (૧૨) યુક્ત (૧૩) નિદાન રહિત (૧૪) જીવઘાત રહિત (૧૫) સયમનુ પાલન કરે

**ભાવાર્થ** – કેવળજ્ઞાની ભગવાન મહાવીર સ્વામીએ સરલ તથા મોક્ષ પ્રાપ્તિ કરાવનાર ધર્મનુ પ્રતિપાદન કરેલ છે, હે શિષ્યો ? તમો એ ધર્મને સાભળો ! પોતાના તપ આદિ વ્રત નિયમોના ફળને નહિ ઇચ્છતા–નદાન રહિત બની, સમાધિયુક્ત પ્રાણીઓની હિંસાથી નિવૃત્ત થઇ સાધુ શુદ્ધ સયમનુ પાલન કરે સમ્યક્ત્વ સહિત શ્રુત અને ચારિત્રરૂપ ધર્મ જ મોક્ષ પ્રાપ્તિનો ઉપાય છે અને સસાર પારભ્રમણરૂપ જન્મ મરણાદિ દુખોનો નાશ કરી, શાશ્વતા મોક્ષના અનતા સુખો પ્રાપ્ત કરાવનાર પણ એ જ સયમરૂપ ધર્મ છે, એમ જાણી યમનુ પાલન કરવુ અને આશ્રવોના કારણરૂપ આરભ પરિગ્રહથી અલ રહેવુ એ જ સાધક આચાર છે, વળી ધર્મનુ સ્વરૂપ વિશેષ જણાવે છે

उड्ढ अहेय तिरियं दिसासु, तसा य जे थावर जे य पाणा।
हत्थेहिं पाएहिं य संजमित्ता, अदिन्नमन्नेसु य णो गहेज्जा ॥२॥

શબ્દાર્થ (૧) ઉર્ધ્વ (૨) અધો (૩) તિર્છી (૪) દિશાઓમાં (૫) ત્રસ અને (૬) સ્થાવર (૭) પ્રાણી રહેલ છે તેને (૮) હાથ અગર (૯) પગ (૧૦) વશ રાખી પીડા આપવી નહિ (૧૧) અન્યે (૧૨) નહિ દીધેલ (૧૩) વસ્તુ ગ્રહણ (૧૪) કરવી નહિ.

ભાવાર્થ – ઉંચી દિશામાં, અધો દિશામાં, તિરછિ દિશામાં જે ત્રસ અને સ્થાવર જીવો રહેલા છે તેઓને સાધકે-મુનિએ પોતાના હાથ તથા પગ આદિ અંગોપાંગ વશ કરી પીડા આપવી નહિ, તેમ જ અન્યે નહિ દીધેલ કોઇ વસ્તુને ગ્રહણ કરવી નહિ કારણ કે હિંસા અસત્ય, અદત્ત, મૈથુન અને પરિગ્રહ મમત્વ એ સર્વ કર્મબંધનનાં કારણ છે જેથી મન વચન તથા શરીરની ક્રિયા ઉચ્છ્વાસ નિશ્વાસ ઉધરસ, છીંક, અધોવાયુ આદિ સમયે ઉપયોગ રાખી આરંભથી અલગ રહીને ભાવ સમાધિનું પાલન કરવું અહીં અદત્તના ત્યાગ સાથ મૈથુન પરિગ્રહ મમત્વનો પણ ત્યાગ સમજવો, વ્રતપાલનમાં મમત્વનો ત્યાગ પણ સમજવો વીતરાગ દેવ કથિત માર્ગને આત્મકલ્યાણ રૂપ જાણી આચરવો શ્રેયસ્કર છે

सुयक्खायधम्मे वितिगिच्छतिण्णे, लाढे चरे आयतुले पयासु।
आयं न कुज्जा इह जीवियट्ठी, चयं न कुज्जा सुतवस्सि भिक्खू
॥३॥

શબ્દાર્થ (૧) વ્રત અને ચારિત્ર (૨) ધર્મનું સુંદર રીતિથી પ્રતિપાદન કરવાવાળા ધર્મમાં (૩) શંકા નહિ કરવાવાળા (૪) પ્રાસુક

આહારવાળા (૫) તપસ્વી (૬) સાધુ (૭) આત્મા (૮) સમાન માનવાવાળા (૯) પૃથ્વી આદિ જીવોને (૧૦) સંયમ પાલન કરે (૧૧) આશ્રવનું (૧૨) સેવન ન કરે (૧૩) અસંયમી જીવન માટે ધનધાન્યાદિનો (૧૪) સંચય (૧૫) ન કરે.

**ભાવાર્થ**:- શ્રુત અને ચારિત્રરૂપ ધર્મનું કથન કરવાવાળા અથવા ઉપદેશ દેવાવાળા અને તીર્થંકર દેવોએ ઉપદેશેલ ધર્મમાં શંકા રહિત પ્રાસુક આહારથી શરીર નિર્વાહ કરવાવાળા ઉત્તમ તપસ્વી સાધુ જગતના સર્વ જીવોને પોતાના આત્માસમાન માની સંયમનું પાલન કરે, તથા આ લોકમાં ચિરકાળપર્યંત જીવન જીવવાની ઇચ્છા રાખી આશ્રવોનું સેવન કરે નહિ, અસંયમી જીવન માટે ભવિષ્યકાળના ઉપયોગ માટે ધન ધાન્ય આદિ પરિગ્રહ સંચય કરે નહિ, તેમ જ જેમ મને દુઃખ અપ્રિય છે એ જ રીતે સર્વ જીવોને દુઃખ અપ્રિય જાણી કોઇ જીવોની હિંસા કરે નહિ અને ઉપયોગવંત રહી સર્વ દુઃખોનો નાશ કરનાર સંયમનું શુદ્ધ પાલન કરે એવો મુનિ આચાર છે

**सव्विंदियाभिनिव्वुडे पयासु, चरे मुणी सव्वतो विप्पमुक्के।**
**पासाहि पाणे य पुढोवि सत्ते, दुक्खेण अट्टे परितप्पमाणे ॥४॥**

**શબ્દાર્થ** (૧) સ્ત્રીઓના વિષયમાં (૨) સાધુ પુરુષ પોતાની (૩) સર્વ (૪) ઇન્દ્રિયોને (૫) વશ રાખી જીતેન્દ્રિય બને બહાર તથા આભ્યન્તર (૬) સર્વ બંધનોથી (૭) મુક્ત થઇ (૮) સંયમનું પાલન કરે (૯) અનંગ (૧૦) પ્રાણી વર્ગ (૧૧) જીવો (૧૨) દુઃખોથી (૧૩) આર્ત તથા (૧૪) પરિતાપ પામી રહેલા છે તેને (૧૫) દેખો

**ભાવાર્થ** - સાધુ સ્ત્રીઓના વિષયોમાં અનાસક્ત રહી, પોતાની સર્વ ઇન્દ્રિયોને વશ રાખી જીતેન્દ્રિય બની બાહ્ય તથા આભ્યન્તર, સ્વજનો, ધન, ધાન્ય આદિ બાહ્ય સંપત્તિ, તથા માન પ્રતિષ્ઠા આદિ આભ્યન્તર પરિગ્રહ, તથા સર્વ કષાયોના બંધનોથી મુક્ત થઇ દેહ

મમત્વને ઘટાડીને જગતના સર્વ પૃથ્વી આદિ પ્રથક્ પ્રથક્ પ્રાણી જીવો પોતાના જ વિભાવ ભાવથી પચેન્દ્રિયાદિ ભવોમાં પાંચ ઇન્દ્રિયોના વિષયોના ભોગોપભોગની આસક્તિથી, આરંભ પરિગ્રહ મમત્વથી તેના વિપાકરૂપ ચારગતિરૂપ સંસાર પરિભ્રમણ કરતા થકા, ઇન્દ્રિયોના અશુભ વ્યાપારોથી, આર્તધ્યાન કરતા થકા મન, વચન, કાયાથી દુઃખો ભોગવતા થકા પરિતાપ પામી રહેલા છે, તેને જોઇ તેનાં દુઃખોનો વિચાર કરી મુનિએ સંયમપાલનમાં ઉપયોગવંત રહી સંયમ પાલન કરવું અને કોઇ પણ જીવની ઘાત કરવી નહિ, એવો સાધકનો આચાર છે મુમુક્ષુ આત્માનો આચાર છે મનુષ્યભવ સફળ બનાવવાનો અવસર છે, જાણી ધર્મ આરાધન કરવું

एतेसु बाले य पकुव्वमाणे, आवट्टती कम्मसु पावएसु ।
अतिवायतो कीरति पावकम्मं, निउंजमाणे उ करेइ कम्मं ।५।

શબ્દાર્થ (૧) અજ્ઞાની જીવ (૨) પૃથ્વીકાય આદિ પ્રાણીઓને (૩) પીડા દેતા થકા (૪) પાપકર્મો કરીને પૃથ્વી આદિ યોનિઓમાં (૫) ભ્રમણ કરે છે (૬) સ્વયં જીવ હિંસા કરી (૭) જીવો કરે છે (૮) પાપકર્મ (૯) અન્ય પાસે હિંસા કરાવી (૯) પાપકર્મો (૧ ) કરે છે

ભાવાર્થઃ– અજ્ઞાની જીવો પાંચ ઇન્દ્રિયોના વિષયમાં આસક્ત બની પૃથ્વીકાય આદિ પ્રાણીઓને કષ્ટ આપે છે સ્વયં જીવોની હિંસા કરે છે, તથા અન્ય દ્વારા હિંસા કરાવી પાપ કર્મો કરે છે, તેના વિપાકરૂપ પાપના ફળ ભોગવવાં માટે પૃથ્વીકાય આદિ પ્રાણી જીવોમાં વારંવાર ઉત્પન્ન થઇ જન્મ લઇ દુઃખોને ભોગવે છે આ રીતે પાપ કર્મો કરી જીવો સંસાર પરિભ્રમણ કરતા રહે છે એમ જાણી સાધક આત્માઓએ જીવહિંસાથી અલગ રહેવું તે પોતાના જ આત્માને સમાધિ સુખનું કારણ છે

१ ३ २ ४ ५ ६ ७
आदीणवित्तीव करेति पावं, मंता उ एगंतसमाहिमाहु ।
८ १० १२ ११ १३ १४ ९
बुद्धे समाहीय रते विवेगे, पाणातिवाता विरते ठियप्पा ॥६॥

**શબ્દાર્થ**. (૧) જે પુરુષ દીનવૃતિ અથવા ભિખારીનો ધંધો કરતો હોય તે પણ (૨) પાપ (૩) કરે છે (૪) જાણી તીર્થંકરોએ (૫) એકાંત (૬) સમાધિનો ઉપદેશ (૭) આપેલ છે તેથી (૮) વિચારવાન (૯) આત્મચિત્ત પુરુષ (૧૦) સમાધિ તથા (૧૧) વિવેકમાં (૧૨) અનુરક્ત રહે (૧૩) પ્રાણાતિપાતથી (૧૪) નિવૃત્ત રહે

**ભાવાર્થ**:- જે પુરુષ કંગાલ તથા ભિખારી આદિના કરુણાજનક ધંધો કરતા હોય તેઓ પણ પાપના અશુભ કર્મબંધન કરે છે, કારણ કે તેના અધ્યવસાયો શુદ્ધ હોતા નથી, ત્રણે યોગનો વેપાર અશુભ હોય છે એમ જાણી શ્રી તીર્થંકરદેવોએ ભાવ સમાધિરૂપ અહિંસા પ્રધાન શ્રુત ચારિત્રરૂપ ધર્મનો ઉપદેશ આપેલ છે ભિખારી આદિ કનિષ્ટ ધંધામાં આહારની અપ્રાપ્તિ થતાં ટુકડા માટે સ્થળ સ્થળ ભટકતા આર્ત રૌદ્ર ધ્યાનથી કષાય તથા દુરાચારની વૃદ્ધિને કારણે નરકાદિગતિમાં ઉત્પન્ન થઇ ત્યા દુ:ખો ભોગવે છે, જેથી સમાધિના ઇચ્છુક વિચારશીલ અને શુદ્ધ ચિત્ત પુરુષ ભાવ સમાધિરૂપ સંયમમાં તથા વિવેકમાં અનુરક્ત રહી પ્રાણાતિપાત આદિ સાવદ્ય અનુષ્ઠાનોથી નિવૃત્ત રહે

१ २ ५ ३ ४ ७ ८ ६ ९ १०
सव्वं जगं तू समयाणुपेही, पियमप्पियं कस्सइ णो करेज्जा ।
११ १२ १३ १४ १५ १६ १७
उट्ठाय दीणो य पुणो विसण्णो, सपूयणं चेव सिलोयकामी ॥७॥

**શબ્દાર્થ** : (૧) સમસ્ત (૨) જગતને (૩) સમભાવથી (૪) દેખે (૫) સાધુ (૬) કોઇનુ (૭) પ્રિય (૮) અપ્રિય (૯) નહિ (૧૦) કરે (૧૧) પ્રવ્રજ્યા લઇ પરીષહ પ્રાપ્ત થતા (૧૨) દીનબની (૧૩) પશ્ચાત્ (૧૪) પતિત થાય છે (૧૫) કોઇ પૂજા (૧૬) પ્રશંસાના (૧૭) અભિલાષી બને છે

ભાવાર્થ— સાધુ સમસ્ત જગતને સમભાવથી દેખતા આ કોઈનું પ્રિય કે અપ્રિય કરે નહિ નિસંગ થઈ વિચરે, પરંતુ કોઈ કોઈ સાધક પ્રવજ્યા ગ્રહણ કરી પરીષહ—ઉપસર્ગો પ્રાપ્ત થતાં દીન બની જાય છે અને પ્રવજ્યા છોડી સંયમથી ભ્રષ્ટ થાય છે, વળી કોઈ સાધક પૂજા તથા પ્રશંસાના અભિલાષી બની જાય છે અને વિષય લોલુપ્ત બની સ્ત્રીઓમાં આસકત બની ગૃહસ્થપણાને ધારણ કરે છે, તેથી સાધકે સંયમમાં ઉપયોગવંત રહી વિચરવું

आहाकडं चेव निकाममीणे, नियामचारी य विसण्णमेसी ।
इत्थीसु सत्ते य पुढो य बाले, परिग्गहं चेव पकुव्वमाणे ॥ ८ ॥

શબ્દાર્થ (૧) આધાકર્મી (૨) આહારની ઇચ્છા કરનાર (૩) આધાકર્મી આહાર માટે વિચરનાર (૪) કુશીલપણાને (૫) ચાહનાર (૬) સ્ત્રીઓમાં (૭) આસક્ત (૮) અજ્ઞાની (૯) પૃથક્ પૃથક્ વિષયોમાં રાચી બની (૧૦) પરિગ્રહ રાખતો (૧૧) પાપકર્મ કરે છે

ભાવાર્થ— જે સાધક પ્રવજ્યા ગ્રહણ કરી આધાકર્મી આહારની ઇચ્છા કરતો થકો આધાકર્મી આહારાદિ માટે અત્યન્ત ભ્રમણ કરતો થકો સ્ત્રીઓમાં આસક્ત બની પૃથક્ પૃથક્ હાસ્ય, વિલાસ, ભાષણ આદિ વિષયોમાં ગૃધ બની સ્ત્રી પ્રાપ્તિ માટે, પરિગ્રહનો સંચય કરતો થકો, સંયમ ક્રિયામાં ઢીલો બની, સંસારરૂપી કીચડમાં ફસાઈને પાપકર્મોનો સંચય કરે છે પાપ કર્મોની વૃદ્ધિ કરે છે આવા સાધકો સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણ કરતા સંસારચક્રમાં ભ્રમણ કર્યા કરશે. એમ જાણી સાધક સંયમપાલનમાં ઉપયોગ રાખી વિચરે.

वेराणुगिद्धे णिचयं करेति, इओ चुते स इहमट्ठदुग्गं ।
तम्हा उ मेधावि समिक्ख धम्मं, चरे मुणी सव्वउ विप्पमुक्के
॥ ९ ॥

**શબ્દાર્થ :** (૧) જે પુરુષ પ્રાણીઓની સાથે વેર કરે છે (૨) પાપ-કર્મની વૃદ્ધિ કરે છે (૩) મૃત્યુ પામી (૪) નરકમાં દુઃખદાયી સ્થાનોમાં (૫) ઉત્પન્ન થાય છે (૬) તેથી બુદ્ધિમાન (૭) ધર્મને (૮) જાણી (૯) સર્વ બંધનથી (૧૦) રહિત બની (૧૧) સંયમમાં વિચરે (૧૨) મુનિ

**ભાવાર્થ**.– જે પુરુષો જીવોની હિંસા કરે છે તે મરનાર જીવો સાથે વૈરને બાંધે છે અને પાપકર્મની વૃદ્ધિ કરે છે અને તે જીવ મૃત્યુ પામી દુખદાયી નરકસ્થાનોમા ઉત્પન્ન થઈ દુ.ખોને ભોગવે છે, એમ જાણી બુદ્ધિમાન મુનિએ ધર્મના સ્વરૂપને જાણી વિચારી સર્વ સાવદ્યકાર્યોથી નિવૃત્ત બની જાગૃત બની સયમનુ પાલન કરવું જીવો દ્રવ્યસંગ્રહ માટે કર્મ બંધન કરી અનેક જીવોની સાથે વૈર બંધન કરતો થકો પાપકર્મોનો સંચય કરે છે પશ્ચાત્ દુઃખદાયી સ્થાનોમાં ઉત્પન્ન થાય છે. ત્યાં પાપ કરનારાને એકલાને જ દુખો ભોગવવાં પડે છે

**आयं ण कुज्जा इह जीवियट्ठी, असज्जमाणो य परिव्वएज्जा ।**
**णीसम्मभासी य विणीय गिद्धिं, हिंसन्नियं वा ण कहं करेज्जा ॥ १० ॥**

**શબ્દાર્થ :** (૧) સાધુ જીવનની (૨) ઇચ્છાથી (૩) દ્રવ્ય ઉપાર્જન ન કરે (૪) સ્ત્રી પુત્ર આદિમા આસક્ત ન રહે (૫) સયમમાં પ્રવૃત્તિ કરે (૬) વિચારી ભાષા બોલે (૭) વિષયોમાંથી આસક્તિને (૮) દૂર કરે (૯) હિંસા સંબંધી (૧૦) કથાઓ (૧૧) ન કરે

**ભાવાર્થ** – સાધુ આ સંસારમા દીર્ઘકાળ સુધી જીવવાની ઇચ્છાથી તથા મમત્વથી દ્રવ્યનુ ઉપાર્જન કરે નહિ, સ્ત્રી, પુત્ર આદિ પરિગ્રહમા આસક્ત રહેનારના કડવા વિપકોને જાણી તેમા આસક્ત રહે નહિ, સયમમા ઉપયોગવંત રહી સયમનુ પાલન કરે. વિચાર કરી, નિરવદ્ય, પ્રિય, સત્ય વ્યવહાર ભાષા બોલે, શબ્દાદિ વિષયો ઉપરની આસક્તિ દૂર કરી હિંસા થાય તેવી કથા વાર્તાઓ કરે નહિ.

आहाकडं वा ण णिकामएज्जा, णिकामयंते य ण संथवेज्जा।
धुणे उरालं अणुवेहमाणे, चिच्चाण सोयं अणवेक्खमाणो ॥११॥

શબ્દાર્થ (૧) સાધુ પુરુષ (૨) આધાકર્મી આહારની ઇચ્છા ન કરે (૩) આધાકર્મી આહારની ઇચ્છા કરનારનો (૪) પરિચય કરે નહિ (૫) નિર્જરા પ્રાપ્તિના હેતુથી (૬) શરીરને (૭) કૃશ કરે (૮) શરીરની દરકાર નહિ કરતા થકાં (૯) શોક આદિ ચિંતાને છોડી (૧૦) સંયમ પાલન કરે.

ભાવાર્થ – સાધુ આધાકર્મી આહારની ઇચ્છા ન કરે, અને આધાકર્મી આહારને ઇચ્છનાર શ્રમણનો પરિચય પણ ન કરે, સાથે રહેવાનો કે વાતચિત કરવાનો પ્રસંગ ઉત્પન્ન થવા ન દે અને નિર્જરાના હેતુએ તપદ્વારા શરીરને કૃશ કરે, શરીર ઉપરનો મમત્વ નહિ રાખતાં શોક સંતાપ આદિ સંસાર ભાવરૂપ વિષયોની ચિંતા દૂર કરી સંયમ પાલનમાં ઉપયોગવંત રહી શરીરના મળ સમાન કર્મરૂપી રજનો ક્ષય કરે એજ સાધક કર્તવ્ય છે

एगत्तमेयं अभिपत्थएज्जा, एवं पमोक्खो न मुसंति पास।
एसप्पमोक्खो अमुसे वरेवि, अकोहणे सच्चरते तवस्सी ॥१२॥

શબ્દાર્થ (૧) સાધુ પુરુષ એકત્વની (૨) ભાવના કરે (૩) એકત્વ ભાવનાથી (૪) નિસ્સંગતા પ્રાપ્ત થાય છે એને (૫) મિથ્યા (૬) ન (૭) માનો (૮) એકત્વ ભાવનાથી (૯) મોક્ષની પ્રાપ્તિ તથા ભાવ સમાધિએ (૧૦) ક્રોધ ન કરે (૧૧) સત્યમાં રક્ત (૧૨) તપસ્વી એ સંયમી (૧૩) શ્રેષ્ઠ છે (૧૪) જે સત્ય છે એ ભાવનાથી યુક્ત રહી.

ભાવાર્થઃ– સાધુ એકત્વની ભાવનાથી નિસ્સંગતા પ્રાપ્ત થાય છે તેને સત્ય માનો, મિથ્યા નહિ માનો, તેમજ એકત્વની

१ २ ४ ५ ३
**आउक्खयं चेव अबुज्झमाणे, ममाति से साहसकारि मंदे।**
६ ७ ९ १० ८
**अहो य राओ परितप्पमाणे, अट्टेसु मूढे अजरामरेव ॥१८॥**

**શબ્દાર્થ :** (૧) આરંભમાં આસકત પુરુષો આયુષ્યનાં ક્ષય હોવાનુ (૨) જાણુતા નથી (૩) મૂર્ખ જીવો વસ્તુઓ ઉપર (૪) મમતા રાખતા થકા (૫) પાપકર્મો કરે છે (૬) દિવસ રાત્રિ (૭) ધનની ચિંતામાં રહે છે અને પોતાને (૮) અજર અમરમાની (૯) આર્ત બની ધન સંપત્તિમાં આસકત રહે છે (૧૦) મૂર્ખ જીવો

**ભાવાર્થ:–** આરંભમાં આસક્ત અજ્ઞાની જીવો પોતાના આયુષ્યનો ક્ષય થવાનો છે તેનો તેને ઉપયોગ નથી અને પર-પદાર્થમાં સ્વજન, ધન, સંપત્તિ આદિ વસ્તુઓમા મમત્વ રાખી પાપકર્મો કરતા ડરતા નથી અને રાત્રિ દિવસ આર્તધ્યાન વડે ધનની ચિંતામાં દતચિત્ત રહેતા થકા કલેશને ભોગવે છે તથા આયુષ્ય ક્ષયના ઉપયોગ રહિત પોતાને અજરઅમરમાની ધન સંપત્તિમાં આસક્ત બની, અમૂલ્ય માનવભવને વ્યર્થ બનાવી જીવન વ્યયતીત કરે છે એમ જાણી આત્માર્થી જીવોએ સંસારના સ્વરૂપને જાણી, આત્મકલ્યાણરૂપ ધર્મ આરાધન કરવામાં જાગૃત રહેવું.

१ २ ४ ३ ५ ६ ७
**जहाहि वित्तं पसवो य सव्वं, जे बंधवा जे य पिया य मित्ता।**
८ ९ १० ११ १२ १३ १४ १५
**लालप्पती सेऽवि य एइ मोहं, अन्ने जणा तंसि हरंति वित्तं ॥**
**॥१९॥**

**શબ્દાર્થ** . (૧) ત્યાગો (૨) ધન (૩) સર્વ (૪) પશુઓ આદિ (૫) બન્ધવ (૬) પિતા (૭) પ્રિય મિત્ર એ કોઇ ઉપકાર કરનાર નથી શરણુભૂત નથી તથાપિ મનુષ્યો સંબધિઓ માટે તેના (૮) વિયોગે રુવે છે ને (૯) પ્રાપ્ત કરે

છે પરંતુ પોતાના મૃત્યુબાદ (૧૦) મોહને (૧૧) અન્ય (૧૨) લોકો (૧૩) તેના (૧૪) સંપત્તિને હરી લે છે (૧૫) ધનાદિ.

ભાવાર્થ:– માતા, પિતા, બંધવ, મિત્ર આદિ સ્વજનો અગર ધન સંપત્તિ વગેરે કોઇ આત્માને શરણભૂત થતા નથી. સુખ તથા દુઃખ પોતાને એકલાને જ ભોગવવાં પડે છે, પરભવમાં જીવ એકલો જાય છે એમ જાણી સાધકે ધન ધાન્ય પશુ તથા સ્વજનોના મમત્વને ત્યાગી સંબંધ છોડી અને આરંભ તથા પરિગ્રહથી અલગ થઇ આત્મસાધન રૂપજ્ઞાન, દર્શન ચારિત્રનું આરાધન કરવું જીવ સ્વજન વગેરે સંબંધીના વિયોગે રૂદન કરે છે અને મોહની વૃદ્ધિ કરે છે પરંતુ પોતાના મૃત્યુ બાદ મરનારને ભૂલી સ્વજનો આદિ તેના ધનને હરણ કરે છે, ધનને વહેંચી લઇ આનંદ ભોગવે છે એમ જાણી મમત્વને દૂર કરવો મનુષ્યો પોતાના સ્વાર્થ માટે પ્રાણી જીવોની હિંસા કરી કષ્ટ ભોગવી ધન ઉપાર્જન કરી કર્મની આસક્તિ બાંધી ધનને છોડી પરલોકમાં એકલા ચાલ્યા જાય છે સ્વાર્થમય સંબંધીઓ તેના જીવતાં પણ ધનાદિમાંથી ભાગ પડાવે છે અને મરણ પછી પણ તેના ધનને ગ્રહણ કરી મોજ ઉડાવે છે મરનારને કોઇ સ્વજન યાદ કરતા નથી. એમ જાણી આત્માર્થી જીવોએ ધર્મ આરાધન કરી આત્માનું સાધન કરી લેવું જેથી અવિચ્છિન્ન સુખરૂપ બને અને શુભગતિ પ્રાપ્ત થાય.

सीहं जहा खुड्डमिगा चरंता, दूरे चरंती परिसंकमाणा ।
एवं तु मेहावि समिक्ख धम्मं, दूरेण पावं परिवज्जएज्जा ॥२०॥

શબ્દાર્થ (૧) સિંહનાભયથી (૨) મૃગો સિંહના વાસથી (૩) દૂર દૂર (૪) ફરતા (૫) વિચરતા હોય છે (૬) ડરતા થકા (૭) એવી રીતે (૮) બુદ્ધિમાન પુરુષ ( ) વિચાર કરી (૧ ) ધર્મનો (૧૧) દૂર થી (૧૨) પાપથી (૧૩) પાપને છોડી દે.

**ભાવાર્થ:**- જેમ પૃથ્વી ઉપર વિચરતા મૃગલાઓ મૃત્યુના ભયની શંકાથી સિંહના નિવાસથી દૂર દૂર વિચરે છે, એવી રીતે બુદ્ધિમાન પુરુષે ધર્મનો વિચાર કરીને આત્માના કલ્યાણ માટે પાપકર્મથી દૂર રહી પાપ કાર્યનો ત્યાગ કરવો અને સંયમ પાલનમાં ઉપયોગવંત રહેવું, એ જ સાધકનો આચાર છે અને આત્મહિતનું કારણ છે જાણી પાપકર્મોનો ત્યાગ કરવો

संबुज्झमाणे उ णरे मतीमं, पावाउ अप्पाण निवट्टएज्जा ।
हिंसप्पसूयाइं दुहाइ मत्ता, वेराणुबंधीणि महब्भयाणि ॥२१॥

**શબ્દાર્થ** . (૧) ધર્મને સમજવાવાળા (૨) પુરુષ (૩) બુદ્ધિમાન (૪) પાપકાર્યોથી (૫) પોતાને (૬) નિવૃત્ત કરે (૭) હિંસાથી (૮) ઉત્પન્ન કર્મ (૯) દુઃખ ઉત્પન્ન કરાવે છે (૧૦) વૈર ઉત્પન્ન કરાવે છે (૧૧) મહાભય ઉત્પન્ન કરાવે છે (૧૨) એમ જાણીને હિંસા કરે નહિ.

**ભાવાર્થ:**- ધર્મના તત્ત્વને જાણનારા પુરુષ પાપકાર્યોથી અલગ રહે હિંસાથી ઉત્પન્ન કર્મ, વૈર ઉત્પન્ન કરાવે છે અને વૈર છે તે મહાભયનુ કારણ છે અને દુઃખ ઉત્પન્ન કરાવનાર છે એમ જાણી આત્માર્થીએ હિંસાથી દૂર રહેવુ સમ્યક્ શ્રુત તથા ચારિત્રરૂપ ધર્મ જીવોને ભાવ સમાધિ પ્રાપ્ત કરાવનાર છે અને હિંસા તથા પરિગ્રહ મમત્વ જીવોને નરકાદિ ગતિના દુઃખ ઉત્પાદકના હેતુ છે એમ જાણી આરંભ પરિગ્રહથી નિવૃત્ત થઈ સંયમ પાલન કરવામાં ઉપયોગવંત રહેવુ એ મુમુક્ષુ જીવોને તથા સાધકને હિતનુ કારણ છે

मुसं न बूया मुणि अत्तगामी, णिव्वाणमेयं कसिणं समाहिं ।
सयं न कुज्जा न य कारवेज्जा, करंतमन्नंपि य णाणुजाणे ॥२२॥

શબ્દાર્થ (૧) અસત્ય (૨) ન (૩) બોલે અસત્ય વચનના ત્યાગી (૪) મુનિ (૫) સર્વજ્ઞોક્ત માર્ગમાં ચાલનારા આત્માર્થી (૬) સંપૂર્ણ ભાવ (૭) અથવા મોક્ષ કહેલ છે (૮) સમાધિ (૯) મુનિ સ્વયં અસત્ય (૧૦) નહિ (૧૧) બોલે અન્ય પાસે પણ તે (૧૨) દોષાનુ સેવન (૧૩) કરાવે નહિ (૧૪) તે દોષો સેવન કરનારને (૧૫) અનુમોદન આપે નહિ

ભાવાર્થ:- મોક્ષગામી સાધુ અસત્ય ન બોલે. કારણ કે અસત્ય આદિ સર્વ વ્રતોના દોષથી નિવૃત્ત થવું તે જ મોક્ષરૂપ સમાધિનું સંપૂર્ણ કારણ છે તેથી સાધુ સ્વયં મૃષા ન બોલે, અન્ય પાસે મૃષા ન બોલાવે મૃષા બોલનારને અનુમોદન આપે નહિ અને સર્વ વ્રતોના દોષોને ત્યાગી સંયમ પાલન કરે

**सुद्धे सिया जाए न दूसएज्जा, अमुच्छिए ण य अज्झोववन्ने।**
**धितिम विमुक्के ण य पूयणट्ठी, न सिलोयगामी य परिव्वएज्जा ॥२३॥**

શબ્દાર્થ (૧) દોષ રહિત શુદ્ધ આહાર (૨) પ્રાપ્ત થયે (૩) ચામનાથી રાગદ્વેષ કરી (૪) આહારને દૂષિત ન કરે (૫) અમૂર્છિત રહે (૬) આહારમાં આસક્ત ન બને (૭) ધૈર્યવાન બની (૮) પરિગ્રહથી વિમુક્ત (૯) પૂજાનો અર્થી ન બને તથા (૧૦) કીર્તિની કામના ન કરે (૧૧) સંયમ પાલન કરે.

ભાવાર્થ – ઉદ્ગમનાદિ દોષરહિત યાચનાથી મેળવેલ શુદ્ધ આહારમાં રાગદ્વેષ કરી આહારને દૂષિત ન કરે તથા આહારમાં મૂર્છિત ન બને તેમ જ વારંવાર આહારનો અભિલાષી ન બને સાધુ ધીરજવાન બની સંયમ નિર્વાહ માટે આહાર કરે અને બાહ્ય તથા આભ્યંતર પરિગ્રહથી મુક્ત બની પોતાની પૂજા પ્રશંસા તથા કીર્તિની અભિલાષા ન રાખે પરંતુ ઉપયોગવંત બની આ ભાવનાના કારણે શુદ્ધ સંયમનું પાલન કરે.

ઉત્કૃષ્ટ ભાવનાથી સમાધિરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે, તેમ સત્ય શ્રદ્ધા રાખી તથા એકત્વ ભાવનાથી યુક્ત રહી તપ કરનાર તપસ્વી તથા સત્યમાં રક્ત રહેનાર તથા ક્રોધથી રહિત સાધકને સર્વથી શ્રેષ્ઠ કહેલ છે સાધુ સંસારી જીવોની સહાયતાને ઇચ્છે નહિ, કારણ કે જન્મ, જરા, મરણ, રોગ તથા શોક સતાપથી પૂર્ણ એવા આ જગતમાં, પોતાનાં કરેલાં કર્મથી ભોગવતા દુઃખોથી જીવોનુ રક્ષણ કરવા કોઇ અન્ય મનુષ્ય સ્વજન આદિ કે પરિગ્રહ સમર્થ થતા નથી કર્મના કારણે દુખદ સયોગે પ્રાપ્ત થાય છે એમ જાણી આત્માર્થી એકત્વ ભાવનાની વૃદ્ધિ કરે અને એ જ મોક્ષ પ્રાપ્તિનો ઉપાય સત્ય અને પ્રધાન છે અથવા ભાવ સમાધિ છે તપસ્વી હોય તે ક્રોધ, માન, માયા, લોભને જીતી સત્યમાં રક્ત રહી સંયમ પાલન કરે એ જ સાચી તપસ્યા કહેવાય અને કષાય રહિતની તપસ્યા જ કર્મ ક્ષય કરવાનુ સાચુ સાધન છે

**इत्थीसु यां आरय मेहुणाओ, परिग्गहं चेव अकुव्वमाणे ।**
**उच्चावएसु विसएसु ताई, निस्संसयं भिक्खू समाहिपत्ते ॥१३॥**

**શબ્દાર્થ** (૧) સ્ત્રીઓમા (૨) અનાસક્ત (૩) મૈથુનથી (૪) નિવૃત્ત પરિગ્રહથી (૫) નિવૃત્ત (૬) વિવિધ પ્રકારના (૭) વિષયોમાં અનાસક્ત (૮) છકાય જીવોના રક્ષક (૯) એવા સાધુ (૧૦) સદેહ રહિત (૧૧) સમાધિને પ્રાપ્ત કરે છે

**ભાવાર્થ** – જે સાધુ સ્ત્રી સેવન કરતા નથી તથા પરિગ્રહ રાખતા નથી, વિવિધ પ્રકારના ઇન્દ્રિયોના વિષયોમા અનાસક્ત બની રાગદ્વેષ રહિત થઈ, છકાય જીવોની રક્ષા કરે છે. તે સાધુ સદેહ રહિત સમાધિને પ્રાપ્ત કરે છે મોક્ષને પ્રાપ્ત કરે છે અને એ જ મોક્ષ પ્રાપ્તિનો ઉપાય જાણવો

अरइं रइं च अभिभूय भिक्खू, तणाइफासं तह सीयफासं।
उण्हं च दंसं चऽहियासएज्जा, सुब्भिं च दुब्भिं च तितिक्खएज्जा
॥ १४ ॥

શબ્દાર્થ (૧) સંયમમાં અરતિ અથવા ખેદ (૨) અસંયમમાં રતિ અથવા રાગને (૩) ત્યાગી (૪) સાધુ (૫) તૃણ આદિના (૬) સ્પર્શ (૭) શીત (૮) ઉષ્ણ (૯) ડાંસ મચ્છરના (૧૦) સ્પર્શોને સહન કરે તથા (૧૧) સુગંધ (૧૨) દુર્ગંધના સ્પર્શોને (૧૩) સહન કરે.

ભાવાર્થ – સાધુ સંયમ પ્રત્યે અરુચિ અથવા ખેદ ન કરે તથા અસંયમમાં રતિ ન કરે રતિ તથા અરતિનો ત્યાગ કરી, આક્રોશ વચના તથા તૃણ સ્પર્શના, શીતના ઉષ્ણના, ડાંસ મચ્છરના, સુગંધ તથા દુર્ગંધના સ્પર્શોને તથા ક્ષુધા તૃષાના પરીષહ તથા ઉપસર્ગોને સમભાવે સહન કરે વિષયોમાં અનાસક્ત રહેનાર પુરુષ ભાવ સમાધિને પ્રાપ્ત કરી શકે છે એમ જાણી સમભાવથી સંયમનું પાલન કરવું

गुत्तो वईए य समाहिपत्तो लेसं समाहट्टु परिव्वएज्जा।
गिहं न छाए णवि छायएज्जा, संमिस्सभावं पयहे पयासु
॥ १५ ॥

શબ્દાર્થ (૧) સાધુ વચનની (૨) ગુપ્તિ રાખનાર (૩) સમાધિને પ્રાપ્ત કરે છે (૪) પ્રશસ્ત લેશ્યા (૫) ગ્રહણ કરી (૬) સંયમનું પાલન કરે (૭) ઘરને (૮) બનાવે નહિ (૯) ઘર કરાવે (૧૦) ન અન્ય પાસે (૧૧) સ્ત્રીઓના (૧૨) સંસર્ગનો (૧૩) ત્યાગ કરે.

**ભાવાર્થ**:- જે સાધુ વચનથી ગુપ્ત રહે તે ભાવ સમાધિને પ્રાપ્ત કરે છે, એમ જાણી શુદ્ધ લેશ્યાને ગ્રહણ કરી સંયમ અનુષ્ઠાનમાં પ્રવૃત્ત રહે સાધુ સ્વયં ઘર–મકાન બનાવે નહિ, અન્ય પાસે બનાવરાવે નહિ, સાંસારિક સર્વ કાર્યોથી અલગ રહે, ગૃહસ્થના કાર્યો ન કરે, કરાવે નહિ, તેમ જ તેનુ અનુમોદન પણ ન કરે, તથા સ્ત્રીઓથી તદ્દન અલગ રહે, તેના સસર્ગને સંસાર પરિભ્રમણનુ કારણ જાણી સર્વથા ત્યાગ કરે

**जे केइ लोगंमि उ अकिरियआया, अन्नेण पुट्ठा धुयमादिसंति ।**
**आरंभसत्ता गढिता य लोए धम्मं ण जाणंति विमुक्खहेउ ॥ १६ ॥**

**શબ્દાર્થ** : (૧) જે કોઈ (૨) આ લોકમાં (૩) આત્માને ક્રિયા રહિત માને છે (૪) અન્ય (૫) પૂછે તેને (૬) મોક્ષનો (૭) આદેશ કરે છે (૮) આરભમાં (૯) આસકત (૧૦) વિષયોમા મૂર્ચ્છિત છે (૧૧) તે જીવો (૧૨) ધર્મને (૧૩) જાણતા નથી (૧૪) મોક્ષના કારણ રૂપ

**ભાવાર્થ**:- આ લોકમાં જે કોઈ આત્માને ક્રિયા રહિત માને છે અને અન્ય કોઇ મોક્ષ સંબધમા પૂછનારને અક્રિયાવાદને મોક્ષનુ કારણ બતાવે છે આરભમા આસકત અને વિષય ભોગોના મૂર્છિત જીવો મોક્ષના કારણરૂપ ધર્મના સ્વરૂપને જાણતા નથી આ જગતમા સાંખ્ય આદિ દર્શનવાળા આત્માને ક્રિયા રહિત માને છે આત્મા સર્વવ્યાપી માનતા હોવાના કારણે આત્માને ક્રિયા રહિત હોવાનુ માને છે, જેથી તેમની માન્યતા અનુસાર ક્રિયા રહિત આત્મામા બધ મોક્ષનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી છતા અક્રિયાવાદમા મોક્ષ હોવાનો ઉપદેશ તેઓ આપે છે અને વિષય ભોગોમા આસક્ત

२ १ ३ ४ ५ ६
निक्खम्म गेहा उ निरावकंखी, कायं विउसेज्ज नियाणछिन्ने।
७ १० ८ ९ १० ११ १२ १३
णो जीवियं णो मरणाभिकंखी, चरेज्ज भिक्खू वलया विमुक्के त्ति-बेमि ॥२४॥

શબ્દાર્થ : (૧) સાધુ ઘરનો ત્યાગ કરી (૨) પ્રવ્રજ્યા ધારણ કરી (૩) જીવનમાં નિરપેક્ષ બની રહે (૪) શરીરનો (૫) વ્યુત્સર્ગ કરે (૬) તપના ફળની ઇચ્છા ન કરે (૭) જીવન તથા (૮) મરણની (૯) ઇચ્છા (૧૦) રહિત બની (૧૦) સયમમા વિચરે (૧૧) સાધુ (૧૨) સસારથી (૧૩) મુક્ત બની.

ભાવાર્થ – સાધક ઘરનો ત્યાગ કરી પ્રવ્રજ્યા ધારણ કરી પોતાના જીવનના નિરપેક્ષ–આકાક્ષા રહિત બની શરીર ઉપરના મમત્વને છોડી શરીર શુશ્રૂષાનો ત્યાગ કરી પોતાના તપ ત્યાગના ફળની ઇચ્છા નહિ કરતા થકા નિયાણાને છેદીને જીવન મરણની ઇચ્છાને દૂર કરી સંસારી પ્રપંચોથી દૂર રહેતા થકા શુદ્ધ સયમનુ પાલન કરે તે સાધુ સસારરૂપ વલય–કર્મબંધનથી મુક્ત બની શાશ્વતા સુખરૂપ સમાધિ–મોક્ષને પ્રાપ્ત કરે

સમાધિ નામનું દશમુ અધ્યયન સમાપ્ત.

## સૂત્ર કૃતાંગ સૂત્ર

### અધ્યયન ૧૧ મુ

### મોક્ષમાર્ગ

कयरे मग्गे अक्खाए, माहणेणं मईमता ! ।
जं मग्गं उज्जु पावित्ता, ओहं तरइ दुत्तरं ॥१॥

શબ્દાર્થ (૧) ક્યા (૨) માર્ગ (૩) કહેલ છે (૪) ભગવંત (૫) કેવળજ્ઞાની (૬) જે (૭) માર્ગ (૮) સરલ (૯) પામીને (૧૦) સંસાર રૂપી ઓઘ (૧૧) દુસ્તર (૧૨) તરી જાય છે

ભાવાર્થઃ- અહિંસાના ઉપદેશક કેવળજ્ઞાની ભગવંત મહાવીર સ્વામીએ મોક્ષની પ્રાપ્તિ માટે કયો સરલ માર્ગ બતાવેલ છે કે જે માર્ગને પ્રાપ્ત કરી જીવો સંસાર સમુદ્રરૂપી ઓઘને તરી પારપામીને મોક્ષને પ્રાપ્ત કરી શકે સંસાર સમુદ્રને પાર કરવાની સામગ્રી પ્રાપ્ત કરવી કઠિન રહેલ છે મનુષ્ય જન્મ આર્યક્ષેત્ર, ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ રૂપ આરોગ્યતા, લાંબુ આયુષ્ય, બુદ્ધિ, સૂત્ર સાંભળવાનો યોગ, અને તેના ઉપરની શ્રદ્ધા પાંચ ઇન્દ્રિયોની પૂર્ણતા તથા નિર્મળ ચારિત્ર એ બધાની પ્રાપ્તિ થવી ઘણી દુર્લભ છે જાણી અમૂલ્ય માનવભવ પ્રાપ્ત થયેલ ને સફળ બનાવવા જ્ઞાન દર્શન ચારિત્ર તપરૂપ ધર્મ આરાધન કરવું એ આત્મ શ્રેયનું કારણ છે

तं मग्गं णुत्तरं सुद्धं, सव्वदुक्खविमोक्खणं ।
जाणासि णं जहा भिक्खू ! तं णो बूहि महामुणी ॥२॥

**શબ્દાર્થ** (૧) તે (૨) માર્ગ (૩) સર્વથી શ્રેષ્ઠ (૪) શુદ્ધ (૫) સર્વ (૬) દુઃખોથી (૭) છોડાવનાર (૮) જાણો છો (૯) જે રીતે (૧૦) હે ભિક્ષૂ (૧૧) તે માર્ગ (૧૨) અમને (૧૩) કહો (૧૪) મહા મુનિ

**ભાવાર્થ**:- શ્રી જમ્બૂસ્વામી શ્રી સુધર્માસ્વામીને પૂછે છે કે હે મહામુનિ? સર્વ દુઃખોથી મુક્ત કરાવનાર, સર્વથી શ્રેષ્ઠ મોક્ષમાર્ગ શ્રી તીર્થંકર દેવોએ પ્રતિપાદન કરેલ માર્ગને આપ જાણો છો તે સરલ મોક્ષમાર્ગ સર્વ કર્મનો ક્ષય કરાવનાર અને મોક્ષની પ્રાપ્તિ કરાવનાર એવો માર્ગ અમોને બતાવો

**जइ णो केइ पुच्छिज्जा, देवा अदुव माणुसा ।**
**तेसिं तु कयरं मग्गं, आइक्खेज्ज? कहाहि णो ॥३॥**

**શબ્દાર્થ** : (૧) જે (૨) કોઈ (૩) પૂછે (૪) દેવો (૫) મનુષ્યો (૬) તેને (૭) કયો (૮) માર્ગ (૯) કહીએ (૧૦) આપ કહો (૧૧) અમોને

**ભાવાર્થ**:- શ્રી જમ્બૂસ્વામી સુધર્માસ્વામીને પૂછે છે કે અમોને કોઇ દેવો અથવા મનુષ્યો મોક્ષના માર્ગ સબંધમાં પૂછે તો અમો તેઓને કયો માર્ગ બતાવીએ, આપ તે માર્ગને જાણો છો, તો તે મોક્ષમાર્ગના સ્વરૂપને આપ અમોને બતાવો

**जइ वो केइ पुच्छिज्जा, देवा अदुव माणुसा ।**
**तेसिमं पडिसाहिज्जा, मग्गसारं सुणेह मे ॥४॥**

**શબ્દાર્થ** (૧) કદાચિત (૨) કોઇ (૩) દેવો (૪) મનુષ્યો (૫) તમોને (૬) પૂછે (૭) તો તેને (૮) કહેવો (૯) આ માર્ગ (૧૦) સારરૂપ (૧૧) સાંભળો (૧૨) મારાથી

ભાવાર્થ – શ્રી સુધર્માસ્વામી પોતાના પ્રિય શિષ્ય શ્રી જમ્બૂસ્વામીને કહે છે કે તમોને કોઇ દેવતા અગર મનુષ્યો મોક્ષ માર્ગ સંબંધમાં પૂછે તો તેઓને હું હવે પછી કહી બતાવું છું એ સમ્યગ્ માર્ગ કહી બતાવવો જે સારરૂપ માર્ગને મારા વડે સાંભળો.

आणुपुव्वेण महाघोरं, कासवेण पवेइयं ।
जमादाय इओ पुव्वं, समुद्दं ववहारिणो ॥५॥

શબ્દાર્થ (૧) અનુક્રમે કહું છું (૨) અતિ કઠિન માર્ગ (૩) કાશ્યપ ગોત્રી ભગવાન મહાવીર સ્વામીએ (૪) કહેલ (૫) માર્ગને ગ્રહણ કરી (૬) પૂર્વે એટલે ભૂતકાળમાં(૭) જેમ વ્યાપારીઓ વહાણ રૂપ સાધનથી સમુદ્રને પાર કરે છે તેમ ઘણા જીવો (૮) સંસાર સમુદ્રને તરી ગયા છે

ભાવાર્થ :– શ્રી સુધર્માસ્વામી પોતાના પ્રિય શિષ્ય જમ્બૂસ્વામી આદિ શિષ્યોને કહે છે કે ભગવાન મહાવીરસ્વામીએ કહેલ મોક્ષમાર્ગને હું તમોને ક્રમશઃ બતાવું છું તેને તમે સાંભળો, જેમ વ્યાપાર કરનાર વેપારી લોકો વહાણરૂપ સાધનથી સમુદ્રને પાર કરે છે એટલે સમુદ્ર તરીને પોતાના ધારેલા સ્થળને પ્રાપ્ત કરે છે એ રીતે શ્રી તીર્થંકર દેવોએ કહેલ મોક્ષમાર્ગનો આશ્રય લઇ ભૂતકાળમાં ઘણા જીવાએ આ સંસારસાગરનો પાર કરેલ છે વળી ગયા છે અને પોતાના ધારેલ સ્થળ સિદ્ધિ ગતિને પ્રાપ્ત કરેલ છે એ પાંચમી ગતિ પ્રાપ્ત કરવામાં પ્રથમ મોક્ષના બીજરૂપ સમ્યક્ત્વની જરૂર હોય છે તેથી તેને પ્રાપ્ત કરવા સદ્ગુરુનો આશ્રય લેવો પડે છે જ્યાંસુધી અનંતાનુબંધીના ચાર કષાયનો ઉદય હોય ત્યાંસુધી જીવોને સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી તેનો ક્ષયોપશમ અથવા ક્ષય અથવા ઉપશમ કરવાથી તથા મિથ્યાત્વ મોહનીય આદિ ત્રણ પ્રકૃતિનો ક્ષય ક્ષયોપશમ કે ઉપશમ (સાત પ્રકૃતિનો મોહનીયની) કરવાથી સમ્યક્ત્વની

પ્રાપ્તિ થાય છે અને ચારિત્રની પ્રાપ્તિ તો અનંતાનુંબધી આદિ બાર કષાયના ક્ષયોપશમાદિથી થાય છે, સમ્યક્ત્વ હોય ત્યા ચારિત્રની ભજના હોય છે ચારિત્ર હોય ત્યાં નિયમિત સમ્યક્ત્વ તથા જ્ઞાન હોય છે, તેમ જ સમ્યક્ત્વ છે ત્યા જ જ્ઞાન છે અને જ્ઞાન છે ત્યા સમ્યક્ત્વ છે, મનુષ્યજન્મ, ધર્મ ઉપદેશનો યોગ, સમ્યક્ત્વરૂપ શ્રદ્ધા અને ચારિત્ર પાલનની શક્તિ એ ચારે સમ્પૂર્ણથી પ્રાપ્ત થાય ત્યારે મોક્ષ પ્રાપ્તિ થાય છે જેથી અલ્પશક્તિવાળાને માટે આ મોક્ષમાર્ગનુ આરાધન મહા કઠિન છે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ ધર્મનુ અથવા સયમ આરાધન સમ્પૂર્ણ ઉપયોગવંત રહીને કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ જાણી જ્ઞાન, દર્શન ચારિત્ર અને તપ રૂપ ધર્મ આરાધન કરવા સાધકોએ તથા મુમુક્ષુ આત્માઓએ જાગૃત રહેવુ

अतरिंसु तरंतेगे, तरिस्संति अणागया ।
तं सोच्चा पडिवक्खामि, जंतवो तं सुणेह मे ॥६॥

શબ્દાર્થ · (૧) ભૂતકાળમાં સંસાર સમુદ્રને તરી ગયા છે (૨) વર્તમાનકાળે તરે છે (૩) ભવિષ્યમાં (૪) તરશે (૫) તે હકીકતને (૬) સાંભળેલ (૭) તમોને કહું છુ (૮) હે શિષ્યો (૯) તે માર્ગને (૧૦) સાંભળો (૧૧) મારા થકી

ભાવાર્થ:– શ્રી તીર્થંકર દેવોએ બતાવેલ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ મોક્ષમાર્ગને ગ્રહણ કરી તેનુ આરાધન કરી પૂર્વકાળમા ઘણા જીવો સસારરૂપ સમુદ્રને તરી ગયા છે પાર કરેલ છે વર્તમાનકાળે મહાવિદેહ ક્ષેત્રમા સસારસમુદ્રને તરી મોક્ષગતિને પ્રાપ્ત કરે છે, ભવિષ્યકાળમા પણ ઘણા જીવો આ જ માર્ગના આરાધનથી સસાર સમુદ્રને પાર કરી મોક્ષગતિને પ્રાપ્ત કરશે એવો

આ માર્ગ શ્રી તીર્થંકરદેવ પાસેથી સાંભળીને મે પણ ગ્રહણ કરેલ છે તે તમો સર્વ લોકોની સાંભળવાની ઇચ્છાથી હું તમોને તે મોક્ષ માર્ગ વિશેષે કહી બતાવું છું તેને તમે એકાગ્ર ચિત્તથી સાંભળો

पुढवीजीवा पुढो सत्ता, आउजीवा तहाऽगणी ।
वाउजीवा पुढो सत्ता, तणारुक्खा सबीयगा ॥७॥

શબ્દાર્થ (૧) પૃથ્વી સ્વયં જીવ છે (૨) પૃથક પૃથક શરીરવાળા (૩) જીવો છે (૪) પાણી સ્વયં જીવ છે (૫) તેમ જ (૬) અગ્નિ પણ સ્વયં જીવ છે (૭) વાયુ સ્વયં જીવ છે (૮) પૃથક પૃથક શરીરવાળા (૯) જીવો છે (૧૦) તૃણ (૧૧) વૃક્ષ (૧૨) બીજને જીવ જાણવા

ભાવાર્થ :- પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ પવન એ ચારે સ્વયં જીવ રૂપ છે અને એક બીજાને આશ્રયી રહેલાં છે તે બધા જુદા જુદા શરીરવાળા છે તે પ્રત્યેક શરીરી કહેવાય છે એવી રીતે વનસ્પતિ તૃણ, વૃક્ષ, બીજ આદિ સર્વ વનસ્પતિ પણ સ્વયં જીવ છે અને તમા કેટલાએક પ્રત્યેક શરીરી છે અને કેટલાએક સાધારણ શરીરવાળા છે (એક શરીરે સંખ્યાતા અસંખ્યાતા અને અનંતા જીવો રહેલાં હોય તેને સાધારણ વનસ્પતિ કહેવાય તે કંદમૂળ આદિ કહેવાય છે) તેઓ બધા પાંચે એક જ ઇન્દ્રિયવાળા છે અને એકેન્દ્રિય કહેવાય છે તેઓ સ્થાવર કહેવાય છે તેના સૂક્ષ્મ અને બાદર તથા પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ ભેદો રહેલા છે મોક્ષમાર્ગમાં ચારિત્ર પાલનમાં જીવહિંસાની નિવૃત્તિ એ મુખ્ય છે તેથી સર્વ જીવોની પીછાનની અતિ આવશ્યકતા છે અને સર્વ જીવોની દયા પાળવી તે મોક્ષમાર્ગમાં પ્રથમ અંગ છે

अहावरा तसा पाणा, एवं छक्काय आहिया ।
एतावए जीवकाए, णावरे कोइ विज्जई ॥८॥

**શબ્દાર્થ** . (૧) ઉપરોક્ત સિવાય (૨) ત્રસકાય રૂપ (૩) જીવો છે (૪) એ પ્રમાણે (૫) જીવોના છ ભેદ (૬) શ્રી તીર્થંકર દેવોએ બતાવેલ છે (૭) એટલે (૮) જીવકાયના ભેદ છે (૯) તથા અન્ય (૧૦) કોઇ જીવો (૧૧) નથી (૧૨) હોતા

**ભાવાર્થ**.– પૂર્વોક્ત જીવના પાચ એકેન્દ્રિયજીવોના પાંચ ભેદને છઠ્ઠો ભેદ આ ત્રસકાય જીવનો છે તે આ પ્રમાણે શ્રી તીર્થં. કર દેવોએ બતાવેલ છે, તેનાથી ભિન્ન કોઇ અન્ય જીવો નથી, સમસ્ત જીવોના પાચસોને ત્રેસઠ ભેદ કહેલા છે, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, એ ચારમા સૂક્ષ્મ અને બાદર એવા બે ભેદ છે તેના બનેના પર્યાપ્તા અને અપર્યાપ્તા એમ બબે ભેદ ગણુતા સોળ ભેદ થાય છે, વનસ્પતિમાં સૂક્ષ્મ સાધારણુ અને પ્રત્યેક એમ ત્રણુ ભેદ છે તેના પ્રર્યાપ્તા અને અપર્યાપ્તા ગણુતા છ ભેદ થાય સર્વમળી એકેન્દ્રિયના બાવીશ ભેદ થાય છે વગલેન્દ્રિયના છ ભેદ તિર્યંચ-પચેન્દ્રિયના વીશ ભેદ તેમા સજ્ઞી અસજ્ઞી એવા ભેદો છે ૩ ૩ મનુષ્યના ૧૪ નારકીના ૧૯૮ પિતાના એમ સર્વના મળી પાચસોને ત્રેસઠ ભેદને જાણી તેની દયા પાળવી એ સાધકનો આચાર છે તેની વિસ્તારથી વિગત શ્રી પન્નવણા સૂત્ર આશ્રી એકસો એક બોલના બૃહદ થોક સગ્રહમા છે

**सव्वाहिं अणुजुत्तीहिं, मतिम पडिलेहिया ।**
**सव्वे अक्कनदुक्खा य, अतो सव्वे न हिंसया ॥९॥**

**શબ્દાર્થ** (૧) સર્વ પ્રજ્ઞાથી (૨) સર્વ યુક્તિથી (૩) બુદ્ધિમાન કેવળ-જ્ઞાની ભગવતે (૪) પોતાના જ્ઞાનથી જાણીને (૫) સર્વ જીવોને (૬) દુખ (૭) અપ્રિય છે (૮) તેથી (૯) એ સર્વ જીવોને (૧૦) હણુવા (૧૨) નહિ

**ભાવાર્થ** – કેવળજ્ઞાની ભગવતોએ પોતાના કેવળજ્ઞાન કેવળદર્શનથી જાણી જોઇ છકાયજીવોના સ્વરૂપનો નિશ્ચય કરેલ

છે, તેમ જ એ સર્વ જીવમાત્રને દુઃખ અપ્રિય છે દુઃખના દ્વેષી છે, સુખના અભિલાષી છે, તેથી કરીને પૃથ્વી પાણી, અગ્નિ વાયુ વનસ્પતિ અને ત્રસ જીવોને નિશ્ચયથી જીવ જાણીને સદા દૃઢ કરીને છએ જીવકાયની મન, વચન, કાયાથી હિંસા કરવી નહિ, કરાવવી નહિ, કરનારને ભલુ જાણવું નહિ, અને છએ જીવકાયની દયા પાળવી એવો સાધુ આચાર છે તેમ શ્રી તીર્થંકર દેવોએ કહેલ છે

<sup></sup>

१ एयं २ खु ३ णाणिणो ४ सारं ५ जं ६ न ७ हिंसति कंचण ।
८ अहिंसा समयं ९ चेव, १० एतावंत ११ विजाणिया ॥१०॥

શબ્દાર્થ (૧) આ પ્રમાણે (૨) નિશ્ચયથી (૩) જ્ઞાનપ્રાપ્તિનો-જ્ઞાનીનો (૪) સાર એ છે કે (૫) કોઈ જીવની (૬) હિંસા (૭) કરે નહિ (૮) અહિંસાના સમર્થક (૯) શાસ્ત્રનો (૧૦) એ જ સિદ્ધાંત (૧૧) જાણવો

ભાવાર્થ – જ્ઞાની પુરુષનું ઉત્તમ જ્ઞાન એ છે કે કોઈપણ નાના કે મોટા જીવોની હિંસા કરે નહિ, જ્ઞાન પ્રાપ્તિનો એ જ સાર જાણવો, શાસ્ત્ર સિદ્ધાંત પણ એમ જ કહે છે, હિંસા છે તે કર્મ બંધનનું કારણ છે દુઃખનું સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણાદિનું કારણ છે, ઇષ્ટ અર્થની પ્રાપ્તિ પણ અહિંસાથી જ થાય છે પોતાને દુઃખ અપ્રિય છે અને સુખ પ્રિય છે એ જ રીતે અન્ય જીવોનું જાણી જીવહિંસાથી અલગ રહેવું

१ उड्ढं २ अहे य ३ तिरियं, ४ जे केइ ५ तसथावरा ।
६ सव्वत्थ ७ विरतिं ८ कुज्जा, ९ संति १० निव्वाणमाहियं ११ ॥११॥

શબ્દાર્થ : (૧) ઉપર (૨) નીચે (૩) તિરછા (૪) જે કોઈ (૫) ત્રસ (૬) સ્થાવર છે (૭) સર્વત્ર (૮) હિંસાથી નિવૃત્ત (૯) થવું (૧૦) તેથી જીવને શાંતિમય (૧૧) મોક્ષની (૧૨) પ્રાપ્તિ કહેલ છે

**ભાવાર્થ** – ઉર્ધ્વ, અધો, તિરછા આદિ સર્વ દિશાઓમાં જે કોઇ ત્રસ અને સ્થાવર જીવો રહેલા છે તે સર્વ જીવોની હિંસાથી નિવૃત્ત થવાથી શાંતિમય સમાધિરૂપ મોક્ષની પ્રાપ્તિ કહેલ છે મોક્ષ પ્રાપ્તિમાં પ્રધાન કારણ અહિંસા છે

**पभू दोसे निराकिच्चा, ण विरुज्झेज्ज केणई ।**
**मणसा वयसा चेव, कायसा चेव अंतसो ॥१२॥**

**શબ્દાર્થ** : (૧) સમર્થ (૨) સર્વ દોષોનો (૩) ત્યાગ કરી (૪) મન (૫) વચન (૬) કાયાથી (૭) વિરોધ (૮) કોઇ જીવો સાથે (૯) કરે નહિ (૧૦) જીવન પર્યંત.

**ભાવાર્થ**:– ઇન્દ્રિયોને જીતવામા સમર્થ સાધુ મિથ્યાત્વાદિ સર્વ દોષોનો ત્યાગ કરીને મન, વચન, કાયાથી, જીવન પર્યંત કોઇનો અપકાર કરી કોઇ સાથે વિરોધ ઉત્પન્ન કરે નહિ, એ આત્માને સમાધિનુ મુખ્ય કારણ છે

**संवुडे से महापन्ने, धीरे दत्तेसणं चरे ।**
**एसणासमिए णिच्चं, वज्जयंते अणेसणं ॥१३॥**

**શબ્દાર્થ** (૧) જીતેન્દ્રિય (૨) તે (૩) મહાપ્રજ્ઞાવંત (૪) ધૈર્યવાન (૫) ગૃહસ્થે દીધેલ (૬) નિર્દોષ આહાર (૭) ભોગવનાર (૮) સદા (૯) એષણા (૧૦) સમિતિયુક્ત (૧૦) અનેષણીય–દોષિત આહારને (૧૨) ગ્રહણ ન કરે

**ભાવાર્થ** – આશ્રવદ્વારોને રોકનાર, જીતેન્દ્રિય સાધુ, મહાપ્રજ્ઞાવાન, ધૈર્યતાવાન ગૃહસ્થોએ આપેલ નિર્દોષ આહારના ભોગવનાર, સદા એષણા સમિતિયુક્ત ઉપયોગવાળા, નવતત્ત્વના જાણનાર ક્ષુધા

છે, તેમ જ એ સર્વ જીવમાત્રને દુઃખ અપ્રિય છે, દુઃખના દ્વેષી છે, સુખના અભિલાષી છે, તેથી કરીને પૃથ્વી, પાણી અગ્નિ વાયુ વનસ્પતિ અને ત્રસ જીવોને નિશ્ચયથી જીવ જાણીને શ્રદ્ધા દૃઢ કરીને છએ જીવકાયની મન, વચન, કાયાથી હિંસા કરવી નહિ, કરાવવી નહિ, કરનારને ભલુ જાણવું નહિ, અને છએ જીવકાયની દયા પાળવી એવો સાધુ આચાર છે તે શ્રી તીર્થંકર દેવોએ કહેલ છે

एयं खु णाणिणो सारं जं न हिंसति कंचण ।
अहिंसा समयं चेव, एतावंत वियाणिया ॥१०॥

શબ્દાર્થ : (૧) આ પ્રમાણે (૨) નિશ્ચયથી (૩) જ્ઞાનપ્રાપ્તિનો–જ્ઞાનીનો (૪) સાર એ છે કે (૫) કોઈ જીવની (૬) હિંસા (૭) કરે નહિ (૮) અહિંસાના સમર્થક (૯) શાસ્ત્રનો (૧૦) એ જ સિદ્ધાંત (૧૧) જાણવો

ભાવાર્થ— જ્ઞાની પુરુષનું ઉત્તમ જ્ઞાન એ છે કે કોઈપણ નાના કે મોટા જીવોની હિંસા કરે નહિ જ્ઞાન પ્રાપ્તિનો એ જ સાર જાણવો, શાસ્ત્ર સિદ્ધાંત પણ એમ જ કહે છે, હિંસા છે તે કર્મ બંધનનું કારણ છે, દુઃખનું સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણાદિનું કારણ છે ઇષ્ટ અર્થની પ્રાપ્તિ પણ અહિંસાથી જ થાય છે પોતાને દુઃખ અપ્રિય છે અને સુખ પ્રિય છે એ જ રીતે અન્ય જીવોનું જાણી જીવહિંસાથી અલગ રહેવું

उड्ढं अहे य तिरियं, जे केइ तसथावरा ।
सव्वत्थ विरतिं कुज्जा, संतिनिव्वाणमाहियं ॥११॥

શબ્દાર્થ (૧) ઉપર (૨) નીચે (૩) તિરછા (૪) જે કોઈ (૫) ત્રસ (૬) સ્થાવર છે (૭) સર્વત્ર (૮) હિંસાથી નિવૃત્ત (૯) થવું (૧૦) તેથી જીવને શાંતિમય (૧૧) મોક્ષની (૧૨) પ્રાપ્તિ કહેલ છે

સહેજ પણ દોષની શંકા રહેતી હોય તો તેવા સર્વ પ્રકારના આહા-રને સાધુ અકલ્પનીક જાણી ગ્રહણ કરે નહિ આધાકર્મી આહારથી મિશ્રિત થયેલ આહારને પૂર્વ કર્મ કહેવાય છે.

८ १० ९ ६ ७
**हणंतं णाणुजाणेज्जा, आयगुत्ते जिइंदिए ।**
४ ५ १ २ ३
**ठाणाइं संति सड्ढीणं, गामेसु नगरेसु वा ॥१६॥**

**શબ્દાર્થ :** (૧) ધર્મમાં શ્રદ્ધાવાન (૨) ગામ (૩) નગરમાં (૪) સાધુનો નિવાસ (૫) હોય છે (૬) આત્મ ગુપ્ત (૭) જીતેન્દ્રિય (૮) હિંસાદિક કાર્યોમાં (૯) અનુમોદન (૧૦) ન કરે

**ભાવાર્થ** – જ્યા જ્યાં ધર્મની શ્રદ્ધાવાળા શ્રાવકો ગામ અગર નગર આદિમાં વસતા હોય તેવા સ્થાનોમાં પ્રાય સાધુનો નિવાસ હોય છે. ત્યાં કોઇ ધર્મ શ્રદ્ધાળુ પુરુષ ધર્મોપદેશ સાંભળીને જીવોની ઘાત થાય તેવી ક્રિયાઓ અર્થાત્ કૂવો ખોદાવવો, પાણીના પરબો બંધાવવા, અન્નક્ષેત્ર કરાવવા, આદિ કાર્યોને ઇચ્છતા હોય, તેઓ સાધુની પાસે આવી પૂછે કે ઉપરોક્ત કાર્યમાં ધર્મ છે કે નહિ ? તો તેના ઉત્તરમા સાધુ ભયથી કે શરમથી હિંસાદિક અનુષ્ઠાનોમા અનુમતિ આપે નહિ; પરંતુ ત્યાં મૌન ધારણ કરે (તેમ જ નિષેધ પણ કરે નહિ) કારણ કે સંયમગ્રહણ સમયે પંચ પરમેષ્ટીની સાક્ષીએ ચતુર્વિધ સંઘ સમક્ષ સદ્ગુરુ મુખથી છકાયજીવોની સ્વયં હિંસા નહિ કરવા તથા અન્ય પાસે નહિ કરાવવા તથા હિંસા કરનારને અનુમોદન નહિ આપવા મન, વચન, કાયાથી ત્રણ કરણને ત્રણયોગે નવ નવ કોટીએ પ્રત્યાખ્યાન લીધેલ હોય છે તેથી સાધુ-ઓને હિંસાદિક કાર્યોમાં અનુમતિ આપવી કલ્પતી નથી સાધુનો વ્યવહાર માત્ર અહિંસામય જ છે દાનાદિક વ્યવહાર ગૃહસ્થોનો છે ગૃહસ્થોની ફરજ છે સાધુઓને સંયમ પાલનમા આહારાદિ તથા

તૃષા આદિ પરિષહોથી ચલાયમાન નહિ થનાર અલ્પઆહાર સંયમમાં ઉપયોગવત અનેષણીય આહારાદિનો ત્યાગ કરી સંયમનું શુદ્ધ પાલન કરતા થકા વિચરે એવો સાધુનો આચાર છે

१ २ ३ ४
भूयाई च समारंभ, तम्मुद्दिस्सा य जं कडं ।
५ ६ ७ ८ ९ १०
तारिसं तु ण गिण्हेज्जा अन्नपाणं सुसंजए ॥१४॥

શબ્દાર્થ (૧) જીવોનો (૨) આરંભ કરીને (૩) સાધુને ઉદ્દેશીને (૪) તૈયાર કરેલ આહાર (૫) તેવા પ્રકારના આહારને (૬) ન કરે (૭) ગ્રહણ (૮) અન્ન (૯) પાણી (૧૦) ઉત્તમ સાધુ

ભાવાર્થ – પ્રાણીઓનો સમારંભ કરીને જીવોને પીડા ઉપજાવીને સાધુને દાન આપવા બનાવેલા ઉદ્દેશીક આહાર પાણી ઉપકરણ આદિ ઉત્તમ તપસ્વી સાધુ ગ્રહણ કરે નહિ, ભોગવે નહિ, આવા શુદ્ધ સંયમ પાલનથી મોક્ષમાર્ગ આરાધી શકાય છે

१ २ ३ ४ ५ ६
पूईकम्मं न सेविज्जा, एस धम्मे वुसीमओ ।
७ ८ ९ १० ११ १२ १३
जं किंचि अभिकंखेज्जा, सव्वसो तं न कप्पए ॥१५॥

શબ્દાર્થ (૧) આધાકર્મી આહારથી મિશ્રિત (૨) ન (૩) સેવન કરે (૪) એ / (૫) ધર્મ (૬) સાધુનો છે (૭) જે આહારમાં (૮) થોડી પણ (૯) દોષ હોવાની શંકા રહેતી હોય (૧૦) તેવા સર્વ આહાર (૧૧) સાધુ (૧૨) ગ્રહણ (૧૩) ન કરે

ભાવાર્થ – શુદ્ધ આહારમાં આધાકર્મી આહારના એક પણ કણનું મિશ્રિત હોય તેવા આહારનું સાધુ સેવન કરે નહિ, એવો શુદ્ધ સંયમ પાલન કરવાનો સાધુ ધર્મ છે, તેથી શુદ્ધ આહારમાં

સહેજ પણ દોષની શંકા રહેતી હોય તો તેવા સર્વ પ્રકારના આહારને સાધુ અકલ્પનીક જાણી ગ્રહણ કરે નહિ આધાકર્મી આહારથી મિશ્રિત થયેલ આહારને પૂર્વ કર્મ કહેવાય છે.

८ १० ९ ६ ७
हणंतं णाणुजाणेज्जा, आयगुत्ते जिइंदिए ।
४ ५ १ २ ३
ठाणाइं संति सड्ढीणं, गामेसु नगरेसु वा ॥१९॥

શબ્દાર્થ : (૧) ધર્મમાં શ્રદ્ધાવાન (૨) ગામ (૩) નગરમાં (૪) સાધુનો નિવાસ (૫) હોય છે (૬) આત્મ ગુપ્ત (૭) જીતેન્દ્રિય (૮) હિંસાદિક કાર્યોમાં (૯) અનુમોદન (૧૦) ન કરે

**ભાવાર્થ** – જયા જ્યાં ધર્મની શ્રદ્ધાવાળા શ્રાવકો ગામ અગર નગર આદિમાં વસતા હોય તેવા સ્થાનોમાં પ્રાય સાધુનો નિવાસ હોય છે. ત્યાં કોઇ ધર્મ શ્રદ્ધાળુ પુરુષ ધર્મોપદેશ સાંભળીને જીવોની ઘાત થાય તેવી ક્રિયાઓ અર્થાત્ કૂવો ખોદાવવો, પાણીના પરબો બંધાવવા, અન્નક્ષેત્ર કરાવવા, આદિ કાર્યોને ઇચ્છતા હોય, તેઓ સાધુની પાસે આવી પૂછે કે ઉપરોક્ત કાર્યમાં ધર્મ છે કે નહિ ? તો તેના ઉત્તરમાં સાધુ ભયથી કે શરમથી હિંસાદિક અનુષ્ઠાનોમા અનુમતિ આપે નહિ, પરતુ ત્યાં મૌન ધારણ કરે (તેમ જ નિષેધ પણ કરે નહિ) કારણ કે સયમગ્રહણ સમયે પચ પરમેષ્ઠીની સાક્ષીએ ચતુર્વિધ સઘ સમક્ષ સદ્ગુરુ મુખથી છકાયજીવોની સ્વય હિંસા નહિ કરવા તથા અન્ય પાસે નહિ કરાવવા તથા હિંસા કરનારને અનુમોદન નહિ આપવા મન, વચન, કાયાથી ત્રણ કરણને ત્રણયોગે નવ નવ કોટીએ પ્રત્યાખ્યાન લીધેલ હોય છે તેથી સાધુઓને હિંસાદિક કાર્યોમાં અનુમતિ આપવી કલ્પતી નથી સાધુનો વ્યવહાર માત્ર અહિંસામય જ છે દાનાદિક વ્યવહાર ગૃહસ્થોનો છે ગૃહસ્થોની ફરજ છે સાધુઓને સયમ પાલનમા આહારાદિ તથા

ઉપકરણો આદિ જરૂરીયાતની વસ્તુઓ પણ નિર્દોષ યાચના કરી લેવાનો કલ્પ છે તેથી સાધુ આવા પ્રસંગે મૌન ધારણ કરે

तहा गिरं समारब्भ, अत्थि पुण्णंति णो वए ।
अहवा णत्थि पुण्णंति, एवमेयं महब्भयं ॥१७॥

શબ્દાર્થ (૧) ઉપરોક્ત (૨) વાણી સાંભળી (૩) સમારંભમાં (૪) પુણ્ય (૫) છે (૬) તેમ બોલે (૭) નહિ (૮) અથવા (૯) નથી (૧૦) પુણ્ય (૧૧) એમ બોલવું (૧૨) મહા ભયરૂપ છે

ભાવાર્થઃ— સાધુને કદાચિત કોઈ રાજા આદિ વ્યક્તિ એમ પૂછે કે કૂવો ખોદાવવામા, અન્નક્ષેત્ર સ્થાપન કરવામાં, પાણીના પરબ બંધાવવા આદિ જે જે કાર્યોમા છ જીવ નિકાયની હિંસા થતી હોય જે કાર્યોમા પુણ્ય અને પાપકર્મના મિશ્ર કર્મબંધન થાય તેવા સાવદ્ય કાર્યોમાં સાધુ પુણ્ય છે અથવા નથી તેમ ઉત્તર દે નહિ, પરન્તુ મૌન ધારણ કરે, હા કે ના કહેવી તે સાધુને કલ્પનીય નથી જો હા કહે તો છકાય જીવની ઘાત થવાનો પ્રસંગ ઉત્પન્ન થાય છે અને તે તે જીવો સાથે વૈરબંધન થાય છે અને વૈરબંધન છે તે મહાભયનું કારણ છે અને ના કહે તો જીવોને આહાર પાણી આદિની અંતરાય પડવાથી સાધુને અંતરાય નામનું કર્મબંધન થાય છે જેથી આવા પ્રસંગે સાધુએ મૌન રહેવું તે જ ઉત્તમ છે

दाणट्ठया य जे पाणा, हम्मंति तसथावरा ।
तेसिं सारक्खणट्ठाए, तम्हा अत्थित्ति णो वए ॥१८॥

શબ્દાર્થ : (૧) અન્નદાન જલદાન દેવામાં (૨) ત્રસ (૩) સ્થાવર (૪) હણાય છે (૫) જીવો (૬) તેના (૭) રક્ષણ માટે (૮) પુણ્ય છે (૯) નો (૧૦) બોલે.

**ભાવાર્થ**:- અન્નદાન તથા જલદાન આપવા માટે જે આરંભ થાય છે, તેમા ત્રસ અને સ્થાવર જીવોનો નાશ થાય છે, અન્નદાનમા પચન પાચન આદિનો આરભ છે, જલદાનમા પૃથ્વી ખોદતા પણ જીવોની હિંસા થાય છે જેથી ત્રસ અને સ્થાવર જીવોના રક્ષણ માટે આવા કાર્યોમાં પુણ્ય છે તેમ પૂછનાર વ્યક્તિને કહે નહિ, મૌન ધારણ કરે, આવા કાર્યો ગૃહસ્થને યોગ્ય છે.

**जेसिं तं उवकप्पंति, अन्नपाणं तहाविहं ।**
**तेसिं लाभंतरायंति, तम्हा णत्थित्ति णो वए ॥१९॥**

**શબ્દાર્થ** : (૧) જેના માટે દાન દેવા (૨) અન્ન (૩) પાન (૪) બનાવાય છે (૫) તથા પ્રકારના (૬) તેઓને (૭) અતરાય રૂપ ન થાય (૮) તેથી આવા દાનના કાર્યોમાં (૯) પુણ્ય નથી (૧૦) તેમ સાધુ (૧૧) બોલે (૧૨) નહિ

**ભાવાર્થ** - જે જીવોને દાન આપવા માટે તથા પ્રકારના અન્ન જલ તૈયાર થતા હોય તે તે જીવોને અન્ન પાણીના લાભની અતરાય ન થાય, એ કારણે આવા દાનમા પુણ્ય નથી તેમ સાધુ હોય તે બોલે નહિ, પરતુ મૌન રહે, કારણ કે અન્ન તથા પાણી દેવાના કાર્યોમા છકાય જીવનો આરભ થાય છે, જેથી સાધુએ પુણ્ય નથી તેમ પાપ નથી તેમ બોલવુ નહિ, કારણ કે અન્ન જલના ઇચ્છુક જીવોના લાભમા અંતરાય થતાં તે આહારાદિકની ઇચ્છાવાળા જીવો અન્ન જલના અભાવમા ક્ષુધા તૃષાથી પીડિત થાય તેથી સાધુએ આવા પ્રસંગે મૌન રહેવુ તેવો સાધુ આચાર છે

**जे य दाणं पसंसंति, वहमिच्छंति पाणिणं ।**
**जे य णं पडिसेहंति, वित्तिच्छेयं करंति ते ॥२०॥**

ઉપકરણો આદિ જરૂરીયાતની વસ્તુઓ પણ નિર્દોષ યાચના કરી લેવાનો કલ્પ છે તેથી સાધુ આવા પ્રસંગે મૌન ધારણ કરે.

तहा गिरं समारब्भ, अत्थि पुण्णंति णो वए ।
अहवा णत्थि पुण्णंति, एवमेयं महब्भयं ॥१७॥

શબ્દાર્થ (૧) ઉપરોક્ત (૨) વાણી સાંભળી (૩) સમારંભમાં (૪) પુણ્ય (૫) છે (૬) તેમ બોલે (૭) નહિ (૮) અથવા (૯) નથી (૧૦) પુણ્ય (૧૧) એમ બોલવું (૧૨) મહા ભયરૂપ છે

ભાવાર્થ – સાધુને કદાચિત કોઈ રાજા આદિ વ્યક્તિ એમ પૂછે કે કૂવો ખોદાવવામા, અન્નક્ષેત્ર સ્થાપન કરવામાં, પાણીના પરબ બંધાવવા આદિ જે જે કાર્યોમા છ જીવ નિકાયની હિંસા થતી હોય જે કાર્યોમા પુણ્ય અને પાપકર્મના મિશ્ર કર્મબંધન થાય તેવા આરંભ કાર્યોમાં સાધુ પુણ્ય છે અથવા નથી તેમ ઉત્તર દે નહિ, પરંતુ મૌન ધારણ કરે હા કે ના કહેવી તે સાધુને કલ્પનીય નથી જો હા કહે તો છકાય જીવની ઘાત થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે અને તે તે જીવો સાથે વેરબંધન થાય છે અને વેરબંધન છે તે મહાભયનું કારણ છે અને ના કહે તો જીવોને આહાર પાણી આદિની અંતરાય પડવાથી સાધુને અંતરાય નામનું કર્મબંધન થાય છે જેથી આવા પ્રશ્ને સાધુએ મૌન રહેવું તે જ ઉત્તમ છે

दाणट्ठया य जे पाणा, हम्मंति तसथावरा ।
तेसिं सारक्खणट्ठाए, तम्हा अत्थित्ति णो वए ॥१८॥

શબ્દાર્થ : (૧) અન્નદાન જળદાન દેવામાં (૨) ત્રસ (૩) સ્થાવર (૪) હણાય છે (૫) જીવો (૬) તેના (૭) રક્ષણ માટે (૮) પુણ્ય છે (૯) નો (૧૦) બોલે.

શબ્દાર્થ · (૧) જેમ નક્ષત્રોમાં (૨) ચંદ્રમા પ્રધાન છે એવી રીતે (૩) નિર્વાણને સર્વથી ઉત્તમ (૪) માનવાવાળા (૫) પુરુષ સર્વથી શ્રેષ્ઠ છે તેથી (૬) સદા (૭) પ્રયત્નશીલ તથા (૮) જીતેન્દ્રિય બની (૯) મોક્ષ (૧૦) સાધન કરે (૧૧) મુનિ

ભાવાર્થ·- જેમ ચદ્રમા સર્વ નક્ષત્રોમા પ્રધાન છે, એવી રીતે નિર્વાણ-મોક્ષને સર્વથી ઉત્તમ માનવાવાળા પુરુષ સર્વથી શ્રેષ્ઠ છે, એમ માની મુનિ, સદા પ્રયત્નશીલ તથા જીતેન્દ્રિય બની મનને વશ કરી મોક્ષ પ્રાપ્તિના માટે સંયમ અનુષ્ઠાન આદિ કરે, સર્વ ધર્મોમાં નિર્વાણ ધર્મ પ્રધાન જાણી, સાધકે જાગૃત રહી આત્મહિત સાધન કરી લેવું.

वुज्झमाणाण पाणाणं, किच्चंताण सकम्मुणा ।
आघाति साहु तं दीवं, पतिट्ठेसा पवुच्चई ॥२३॥

શબ્દાર્થ · (૧) પ્રાણીઓના માટે (૨) મિથ્યાત્વ કષાય આદિ સસાર રૂપ પ્રવાહમાં તણાઇ રહેલા (૩) સ્વય કર્મના ઉદયે (૪) પીડા પામતા (૫) બતાવે છે (૬) ઉત્તમ (૭) તીર્થંકર આદિ (૮) આ મોક્ષમાર્ગ રૂપ દ્વીપ (૯) તેમ વિદ્વાનો કહે છે (૧૦) એ જ મોક્ષનુ સાધન છે

ભાવાર્થ:- મિથ્યાત્વ, કષાય, વિષય, પ્રમાદ, અવ્રત આદિ સસારરૂપ પ્રવાહમા તણાતા સંસાર તરફ ધસતા અને સ્વકર્મના ઉદયથી પીડા પામતા થકા સંસાર સમુદ્રમા ડૂબતા જીવોને વિશ્રામ-રૂપ સમ્યગ્ દર્શન આદિનો દ્વીપ સમાન ઉપદેશ શ્રી તીર્થંકર તથા ગણધરોએ કરૂણાભાવથી દુ ખથી મુક્ત થવાને સુખની પ્રાપ્તિ માટે આપેલ છે, તેમ જ વિદ્વાન પુરુષો કહે છે કે સમ્યગ્દર્શન આદિ દ્વારા જીવોને સસાર પરિભ્રમણમાથી વિશ્રામ પ્રાપ્તિરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે

શબ્દાર્થ (૧) જે અન્ન પાન આદિ (૨) દાનની (૩) પ્રશંસા કરે છે (૪) વધને (૫) ઇચ્છે છે અને જે કોઈ દાનનો (૬) તેઓ પ્રાણીઓના (૭) નિષેધ કરે છે તે (૮) જીવોની આજીવિકા વૃત્તિનો (૯) નિષેધ (૧૦) કરે છે

ભાવાર્થ – જે કોઈ અન્નદાન તથા પાણીદાન આદિની પ્રશંસા કરે છે તે છકાય જીવોના વધને–ઘાતને ઇચ્છે છે અને જે અન્ન તથા જલ દાનનો નિષેધ કરે છે તે જે પ્રાણીઓ આહાર પાણીના ઇચ્છુક છે તેની આજીવિકા વૃત્તિનો છેદ કરે છે (પ્રાણીઓની હિંસા વિના અન્નદાન કે જલદાન બની શકતા નથી) તથી જેઓ દાનનો નિષેધ કરે છે, તેઓ આગમના રહસ્યને જાણતા નથી, ગીતાર્થ નથી આવા પ્રસંગે મુનિએ મૌન રહેવું

दुहओवि ते ण भासंति, अत्थि वा नत्थि वा पुणो ।
आयं रयस्स हेच्चा ण, निव्वाणं पाउणंति ते ॥२१॥

શબ્દાર્થ (૧) તે બન્ને અભિપ્રાય (૨) જણાવે નહિ પરંતુ આવા પ્રકારની ભાષાથી (૩) સાધુ ઉપરોક્ત દાનોમાં પુણ્ય છે અગર (૪) પુણ્ય નથી (૫) કર્મ રજ (૬) બંધાય છે જાણી કર્મબંધ રૂપી આશ્રવનો (૭) ત્યાગ કરી (૮) મોક્ષને (૯) પ્રાપ્ત કરે.

ભાવાર્થ:– અન્નદાનશાળા તથા પાણીદાનશાળા આદિ દાનોમાં પુણ્ય થાય છે કે પુણ્ય નથી એ બન્ને હકીકત સાધુ કહે નહિ, કોઈ એ બાબત પૂછે તો સાધુ મૌન રહે અને કર્મરૂપી આશ્રવોના આવાગમનને રોકી મોક્ષનાં સુખોને પ્રાપ્ત કરે, બન્ને બાબતોમાં હા અગર ના કહેવાથી કર્મબંધ થાય છે એમ જાણી સાધુ મૌન ધારણ કરે

निव्वाणं परमं बुद्धा, णक्खत्ताण व चंदिमा ।
तम्हा सदा जए दंते निव्वाणं संधए मुणी ॥२२॥

**શબ્દાર્થ** : (૧) જેમ નક્ષત્રોમાં (૨) ચંદ્રમા પ્રધાન છે એવી રીતે (૩) નિર્વાણને સર્વથી ઉત્તમ (૪) માનવાવાળા (૫) પુરુષ સર્વથી શ્રેષ્ઠ છે તેથી (૬) સદા (૭) પ્રયત્નશીલ તથા (૮) જીતેન્દ્રિય બની (૯) મોક્ષ (૧૦) સાધન કરે (૧૧) મુનિ

**ભાવાર્થ** – જેમ ચન્દ્રમા સર્વ નક્ષત્રોમા પ્રધાન છે, એવી રીતે નિર્વાણ–મોક્ષને સર્વથી ઉત્તમ માનવાવાળા પુરુષ સર્વથી શ્રેષ્ઠ છે, એમ માની મુનિ, સદા પ્રયત્નશીલ તથા જીતેન્દ્રિય બની મનને વશ કરી મોક્ષ પ્રાપ્તિના માટે સંયમ અનુષ્ઠાન આદિ કરે, સર્વ ધર્મોમાં નિર્વાણ ધર્મ પ્રધાન જાણી, સાધકે જાગૃત રહી આત્મહિત સાધન કરી લેવું

**वुज्झमाणाण पाणाणं, किच्चंताण सकम्मुणा ।**
**आघाति साहु तं दीवं, पतिट्ठेसा पवुच्चई ॥२३॥**

**શબ્દાર્થ** · (૧) પ્રાણીઓના માટે (૨) મિથ્યાત્વ કષાય આદિ સંસાર રૂપ પ્રવાહમાં તણાઇ રહેલા (૩) સ્વય કર્મના ઉદયે (૪) પીડા પામતા (૫) બતાવે છે (૬) ઉત્તમ (૭) તીર્થંકર આદિ (૮) આ મોક્ષમાર્ગ રૂપ દ્વીપ (૯) તેમ વિદ્વાનો કહે છે (૧૦) એ જ મોક્ષનુ સાધન છે

**ભાવાર્થ**:– મિથ્યાત્વ, કષાય, વિષય, પ્રમાદ, અવ્રત આદિ સંસારરૂપ પ્રવાહમાં તણાતા સંસાર તરફ ધસતા અને સ્વકર્મના ઉદયથી પીડા પામતા થકા સંસાર સમુદ્રમા ડૂબતા જીવોને વિશ્રામ-રૂપ સમ્યગ્ દર્શન આદિનો દ્વીપ સમાન ઉપદેશ શ્રી તીર્થંકર તથા ગણધરોએ કરૂણાભાવથી દુ ખથી મુક્ત થવાને સુખની પ્રાપ્તિ માટે આપેલ છે, તેમ જ વિદ્વાન પુરુષો કહે છે કે સમ્યગ્દર્શન આદિ દ્વારા જીવોને સંસાર પરિભ્રમણમાથી વિશ્રામ પ્રાપ્તિરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે

आयगुत्ते सया दंते, छिन्नसोए अणासवे ।
जे धम्मं सुद्धमक्खाति, पडिपुन्नमणेलिसं ॥२४॥

શબ્દાર્થ (૧) પાપકર્મથી આત્માને અલગ રાખનાર (૨) સદા (૩) જીતેન્દ્રિય સંસાર (૪) પ્રવાહનો છેદ કરનાર (૫) આશ્રવ રહિત પુરુષ (૬) પરિપૂર્ણ (૭) ઉપમા રહિત (૮) ધર્મનો (૯) શુદ્ધ (૧૦) ઉપદેશ કરે છે

ભાવાર્થઃ– જેનો આત્મા મન વચન કાયાથી ગુપ્ત એટલે પાપથી રહિત, ઇન્દ્રિયો તથા મનને જીતનાર જીતેન્દ્રિય, મિથ્યાત્વ આદિ સંસાર પ્રવાહનો છેદ કરેલ છે અને એવા આશ્રવ રહિત પુરુષ તથા સમસ્ત દોષોથી રહિત પરિપૂર્ણ અને ઉપમા રહિત એવા શુદ્ધ ધર્મનો ઉપદેશ આપે છે, તે ધર્મ સર્વ પાપની વિરતિરૂપ તથા અનુપમ અને મોક્ષની પ્રાપ્તિના કારણરૂપ અદ્વિતીય છે

तमेव अविजाणंता, अबुद्धा बुद्धमाणिणो ।
बुद्धा मोत्ति य मन्नंता, अंत एते समाहिए ॥२५॥

શબ્દાર્થ (૧) પૂર્વોક્ત પ્રતિપૂર્ણ (૨) ધર્મને નહિ જાણનાર (૩) અજ્ઞાની હોવા છતા પોતાને (૪) જ્ઞાની માનનાર (૫) જ્ઞાની છુ એમ (૬) હું (૭) માનવાવાળા (૮) એ પુરુષ (૯) સમાધિથી દૂર છે

ભાવાર્થઃ– પૂર્વોક્ત શુદ્ધ અને પરિપૂર્ણ ધર્મને નહિ જાણનારા અજ્ઞાની હોવા છતા અવિવેકી હોવા છતા પોતાને જ્ઞાની, વિવેકી માનનાર પરતીર્થિઓ અન્યદર્શનીઓ સમાધિથી દૂર છે

ते य बीओदगं चेव, तमुद्दिस्सा य जं कडं ।
भोचा झाणं झियायंति, अखेयण्णाऽसमाहिया ॥२६॥

શબ્દાર્થ : (૧) અન્ય તીર્થીઓ (૨) બીજ તથા (૩) સચેત્ત જલને તથા (૪) તેઓને માટે બનાવેલ (૫) આહાર (૬) ભોગવતા થકા (૭) આર્ત-ધ્યાન યુક્ત (૮) ધર્મનાજ્ઞાનથી (૯) રહિત (૧૦) સમાધિ રહિત છે

**ભાવાર્થ** – અન્યતીર્થીઓ, જીવ, અજીવ આદિ તત્ત્વોને નહિ જાણતા હોવાથી બીજ તથા સચેત્તજલ તથા તેમને માટે જ બનાવેલ આહારનો ઉપભોગ કરતા થકા સુખ, ઋદ્ધિ, તથા માન બડાઇમાં આસક્ત તથા ધન, ધાન્ય, દાસ, દાસી આદિ ઇહલોકના સુખના અર્થે પરિગ્રહ રાખનારા, મકાન આદિનો પરિગ્રહ રાખનારા, તથા ગામ ક્ષેત્ર વગેરે પરિગ્રહને મમત્વભાવથી રાખનારા, આર્ત-ધ્યાનથી યુક્ત રહે છે, તેઓને શુભ ધ્યાન હોય જ કયાંથી ? પરિગ્રહ એ તો મોહનુ ઘર છે, ધૈર્યતાનો હ્રાસ કરનાર, શાંતિનો નાશ કરનાર, ચિત્તને ચંચળ બનાવનાર, મદનુ ઘર, પાપનુ નિવાસ-સ્થાન, દુઃખની ઉત્પત્તિનુ કારણ, સુખનો નાશ કરનાર, ધ્યાનનો રિપુ, કલેશ વધારનાર, પચન પાચન આદિ સાવદ્ય અનુષ્ઠાનની વૃદ્ધિ કરાવનાર, વિવેકથી ભ્રષ્ટ કરાવનાર, દુર્ગુણોની વૃદ્ધિ કરાવનાર એવા પરિગ્રહના મમત્વવાળા જીવો ભાવ સમાધિથી ઘણા દૂર છે -

**जहा ढंका य कंका य, कुलला मग्गुका सिही ।**
**मच्छेसणं झियायंति, झाणं ते कलुसाधमं ॥२७॥**
**एवं तु समणा एगे, मिच्छदिट्ठी अणारिया ।**
**विसएसणं झियायंति, कंका वा कलुसाहमा ॥२८॥**

શબ્દાર્થ (૧) જેમ (૨) ઢંક (૩) કંક (૪) કુરર (૫) જલમુર્ગી આદિ (૬) જલચર તથા પક્ષીઓ (૭) માછલીઓ પકડવા (૮) એક ધ્યાન રહે છે (૯) બુરા વિચારમાં જ રત (૧૦) એવી રીતે (૧૧) કોઇ કોઇ (૧૨) શ્રમણો

(૧૩) મિથ્યાત્વીઓ (૧૪) અનાર્યો (૧૫) વિષય પ્રાપ્તિના (૧૬) ધ્યાન કરે છે (૧૭) તે ઉપરોક્ત પક્ષીની માફક તેના ધ્યાન (૧૮) પાપી અધમ છે

ભાવાર્થઃ– જેમ ઢંક, કંક કુરર, જલમુર્ગ તથા શીખી નામનું પક્ષી જલમાં રહેતા થકા સદાય માછલાને પકડવાના અશુભ વિચારોમાં રક્ત રહે છે, એવી જ રીતે મિથ્યાદષ્ટિ અનાર્ય શ્રમણો સદા વિષય પ્રાપ્તિના ધ્યાનમાં રક્ત રહે છે, તે તેમનું ધ્યાન તથા વિચાર અધમ અને પાપરૂપ છે પૂર્વોક્ત અન્ય દર્શનીઓ સ્વાદ, સુખમાં આસક્ત રહેલા તથા અહંકારમાં આસક્ત બનેલાં આર્ત ધ્યાનમાં રત રહે છે તેઓ સર્વ, ભાવસમાધિથી દૂર જાણવા, તેમનું આચરણ પાપમય અધમ હોવાથી સંસાર પરિભ્રમણ રૂપ દુઃખનું વધારનાર જાણવું

सुद्धं मग्गं विराहित्ता, इहमेगे उ दुम्मती ।
उम्मग्गगता दुक्खं, घायमेसंति तं तहा ॥२९॥

શબ્દાર્થ (૧) આ જગતમાં (૨) કેટલાએક (૩) દુર્બુદ્ધિ પુરુષ (૪) શુદ્ધ (૫) માર્ગને એડીને (૬) વિરાધનાકરી (૭) ઉન્માર્ગમાં (૮) પ્રવૃત્ત રહે છે (૯) દુઃખ તથા (૧૦) નાશની (૧૧) પ્રાર્થના કરે છે (૧૨) એ બધા

ભાવાર્થ – આ જગતમાં કેટલાએક કુબુદ્ધિ મનુષ્યો શુદ્ધ માર્ગની વિરાધના કરીને ઉન્માર્ગમાં પ્રવૃત્ત રહી, શારીરાદિ દુઃખ તથા નાશને પ્રાપ્ત થાય છે જે દોષ રહિત સમ્યગ્દર્શન આદિ મોક્ષમાર્ગ દુઃશાશ્વતા સુખને પમાડનાર દુઃખનો નાશ કરનાર એવા શુદ્ધ સત્યમાર્ગની શાક્યાદિ કુમાર્ગની પ્રરૂપણા કરીને વિરાધના કરી, અશુભ કર્મોનો સંચય કરી જન્મ મરણરૂપ દુઃખોની પ્રાર્થના કરે છે

१ ३ ४ २ ५
जहा आसाविणिं नावं, जाइअंधो दुरूहिया ।
६ ७ ८ ९
इच्छई पारमागंतुं, अंतरा य विसीयति ॥३०॥

**શબ્દાર્થ** (૧) જેમ (૨) જન્માંધ પુરુષ (૩) છિદ્રવાળી (૪) નાવપર (૫) બેસી (૬) ઇચ્છનાર (૭) નદી સમુદ્રને પાર કરવા (૮) વચમાં જ (૯) ડૂબી જાય છે.

**ભાવાર્થ** – જેમ કોઇ જન્માન્ધ પુરુષ છિદ્રવાળી નાવ પર બેસી નદીને પાર કરવા ઇચ્છે છે, પરતુ તે મધ્યમા જ ડૂબી જાય છે, એવી રીતે અન્યતીર્થી શાકયાદિ લોકો સત્ય ધર્મ જે અહિંસા અને અપરિગ્રહરૂપ છે, તેના સ્વરૂપને નહિ સમજનાર, અને આરભ પરિગ્રહથી ધર્મ મનાવનારા સસાર સમુદ્રને પાર પામી શકતા નથી, પરતુ સસાર સમુદ્રરૂપ જન્મ મરણુના ચકાવામા ફસાઇ રહે છે.

१ ४ २ ३ ५
एवं तु समणा एगे, मिच्छद्दिट्ठी अणारिया ।
७ ६ ८ १० ९
सोयं कसिणमावन्ना, आगंतारो महब्भयं ॥३१॥

**શબ્દાર્થ** (૧) આવી રીતે ઉપરોકત કહેવા મુજબ (૨) કેટલાએક (૩) મિથ્યાદૃષ્ટિ (૪) શ્રમણુ (૫) કોઇ અનાર્ય (૬) પૂર્ણરૂપે (૭) આશ્રવ (૮) સેવન કરી (૯) મહાભયને (૧૦) પ્રાપ્ત થાય છે.

**ભાવાર્થ**:– ઉપરોક્ત કહેવા મુજબ કેટલાએક મિથ્યાદૃષ્ટિ અનાર્યો શ્રમણો સપૂર્ણ આશ્રવનુ સેવન કરીને સસારમા વારવાર પરિભ્રમણુ કરતા થકા જન્મ મરણુરૂપ નરકાદિ દુખોને પ્રાપ્ત કરે છે અને સસાર સમુદ્રમા ( જેમ જન્માધ પુરુષ છિદ્રવાળી નાવમા બેઠા થકા મધ્યમા જ ડૂબે છે ) ડૂબતા થકા મહાન ભયને પ્રાપ્ત કરે છે

इमं च धम्ममादाय, कासवेण पवेदितं ।
तरे सोयं महाघोरं, अत्तत्ताए परिव्वए ॥३२॥

શબ્દાર્થ (૧) કાશ્યપ ગોત્રી ભગવાન્ શ્રી મહાવીરે (૨) બતાવેલ (૩) ધર્મને (૪) પ્રાપ્ત કરી (૫) મહાઘોર (૬) સંસાર સાગરને સાધુ સંયમ ભાવથી (૭) પાર કરે (૮) એમ જાણી સાધુ આત્માના રક્ષણને માટે (૯) સંયમનું પાલન કરે.

ભાવાર્થ – કાશ્યપગોત્રી ભગવાન્ મહાવીરસ્વામીએ બતાવેલ ધર્મને ગ્રહણ કરીને બુદ્ધિમાન પુરુષ મહાન ઘોર સંસાર સાગરના પારને પામે તથા આત્મકલ્યાણ માટે આત્માના રક્ષણ માટે ઉપયોગ વંત રહી સંયમનું પાલન કરે, શ્રુત અને ચારિત્રરૂપ અહિંસામય તથા અપરિગ્રહરૂપ ધર્મના પાલનથી જ આ જન્મ મરણરૂપ તથા એક ગતિમાંથી બીજી ગતિમાં જવારૂપ સંસાર પરિભ્રમણનો નાશ કરી શાશ્વતાં મોક્ષના સુખો પ્રાપ્ત કરી શકાય છે એમ સમજી સંયમ પાલન કરવું એ જ શ્રેયસ્કર છે

विरए गामधम्मेहिं, जे केई जगई जगा ।
तेसिं अत्तुवमायाए, थामं कुव्वं परिव्वए ॥३३॥

શબ્દાર્થ (૧) નિવૃત્ત થઈ (૨) સાધુ શબ્દાદિ વિષયોથી (૩) જે (૪) કોઈ (૫) જગતમાં (૬) પ્રાણી છે (૭) તેઓને (૮) પોતાના આત્મ સમાન સમજતા થકા (૯) બળ સહિત (૧૦) સંયમનું પાલન કરતા (૧૧) વિચરે.

ભાવાર્થ:– સાધુ શબ્દાદિ વિષયોમાં રાગદ્વેષને છોડી તેનાથી નિવૃત્ત થઈ જગતમાં રહેલા સર્વ નાના મોટા જીવોને સુખ પ્રિય છે દુઃખ અપ્રિય છે એમ જાણી સર્વ જીવોને પોતાના આત્મા સમાન

માની તેઓને પીડા ન આપે અને સર્વ જીવોની રક્ષાને માટે તથા પોતાના આત્માના કલ્યાણને માટે ઉત્સાહથી બળથી સયમનુ પાલન કરતા થકા વિચરે

अइमाणं च मायं च, तं परिन्नाय पंडिए ।
सव्वमेयं णिराकिच्चा, णिव्वाणं संधए मुणी ॥३४॥

શબ્દાર્થ : (૧) માનને (૨) માયા તથા (૩) જાણી (૪) પંડિત (૫) તેનો (૬) ત્યાગ કરે (૭) નિર્વાણ પ્રાપ્તિની (૮) ખોજમાં રહે (૯) મુનિ

ભાવાર્થ:- વિદ્વાન સાધુ અતિ માન, માયા, ક્રોધ, લોભના સ્વરૂપને જાણી સયમપાલનમાં વિઘ્ન સમાન જાણી, ચારિત્રનો નાશ કરનાર જાણીને, એ સર્વ કષાયોનો ત્યાગ કરે, કષાય સંસાર વૃદ્ધિનુ કારણ છે અને મોક્ષના સાધનરૂપ અનુષ્ઠાનોમાં ગવેષક રહી સંયમનું પાલન કરે

संधए साहुधम्मं च, पावधम्मं णिराकरे ।
उवहाणवीरिए भिक्खू, कोहं माणं ण पत्थए ॥३५॥

શબ્દાર્થ . (૧) સાધુ (૨) ક્ષમા આદિ (૩) ધર્મની વૃદ્ધિ કરે (૪) પાપરૂપ કાર્યનો (૫) ત્યાગ કરે (૬) સાધુ તપ કરવામાં (૭) પોતાનુ પરાક્રમ પ્રગટ કરે (૮) સાધુ ક્રોધમાન આદિની (૯) પ્રાર્થના ન કરે

ભાવાર્થ:- સાધુ પુરુષ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ દશ પ્રકારના ક્ષમા સહિતના ધર્મની વૃદ્ધિ કરતા થકા, પાપરૂપ અનુષ્ઠાનોનો ત્યાગ કરી તપ કરવામાં પોતાનું બળ વીર્ય પરાક્રમ પ્રગટ કરતા થકા, મૂળગુણ ઉત્તર ગુણની વૃદ્ધિ કરતા થકાં, જીવાદિ

પચ્ચક્ખાણોનો સ્વીકાર કરી આજ્ઞી, પ્રતિદિન નવા નવા અભિગ્રહો ધારણ કરતાં થકાં, ચારિત્રની વૃદ્ધિ કરી મોક્ષમાર્ગમાં કોઇ શંકા નહિ રાખતા, સર્વ પાપોનો ત્યાગ કરી, કષાયોનો ત્યાગ કરીને, ઉપયોગ વત રહી સંયમનું પાલન મોક્ષ પ્રાપ્તિ માટે કરે.

जे य बुद्धा अतिक्कंता, जे य बुद्धा अणागया ।
संति तेसिं पइट्ठाणं, भूयाणं जगती जहा ॥३६॥

શબ્દાર્થ (૧) જે (૨) તીર્થંકરો (૩) ભૂતકાળમાં થઇ ગયા (૪) ભવિષ્ય કાળમાં થશે (૫) આધાર (૬) એ બધાનો (૭) શાંતિ છે (૮) જેમ (૯) જીવોને (૧૦) પૃથ્વી આધાર રૂપ છે

ભાવાર્થઃ- જે તીર્થંકરો ભૂતકાળમાં થઇ ગયા અને ભવિષ્યકાળમાં થશે અને વર્તમાને મહાવિદેહ ક્ષેત્રે બીરાજમાન છે તે સૌનો આધાર શાન્તિ છે કષાયના ક્ષયથી ઉત્પન્ન થતી સમાધિ શ્રુત ચારિત્રરૂપ દશ પ્રકારના યતિ ધર્મના સંયમપાલનથી ઉત્પન્ન થતી આત્માની સમાધિરૂપ મોક્ષ સિદ્ધગતિની પ્રાપ્તિ અને જન્મ મરણરૂપ સંસાર પરિભ્રમણરૂપ દુઃખના ક્ષયથી પ્રાપ્ત થતી-સમાધિ જ આધાર છે જેમ જીવોને પૃથ્વીનો આધાર છે, તેમ ચારિત્રરૂપ યતિધર્મ સંયમપાલન એ જ જીવોને સમાધિરૂપ સ્થાન પ્રાપ્ત કરાવનાર છે

अह णं वयमावन्नं, फासा उच्चावया फुसे ।
ण तेसु विणिहण्णेज्जा, वाएण व महागिरी ॥३७॥

શબ્દાર્થ (૧) પશ્ચાત્ (૨) વ્રત ગ્રહણ કરેલ સાધુને (૩) અનુકૂળ પ્રતિકૂળ (૪) પરીષહ ઉપસર્ગના (૫) સ્પર્શ થાય તો (૬) સાધુ તેનાથી (૭) ડગે નહિ (૮) જેમ વાયુથી (૯) મહાન્ પર્વતો ડગતા નથી.

**ભાવાર્થ**:- પ્રવ્રજ્યા ગ્રહણ કર્યા પશ્ચાત કોઇ અનુકૂળ અથવા પ્રતિકૂળ પરીષહો ઉપસર્ગો પ્રાપ્ત થાય તો પણ મુનિ તેનાથી ચલાયમાન ન થાય સમભાવથી તે તે પરીષહોને સહન કરે, જેમ વાયુથી મેરૂ પર્વત ચલાયમાન થતો નથી એ રીતે દઢતા ધારણ કરી ધૈર્યવાન બની સંયમમા સ્થિર બની સંયમનુ પાલન કરે

**संवुडे से महापन्ने, धीरे दत्तेसणं चरे ।**
**निव्वुडे कालमाकंखा, एवं (यं) केवलिणो मय ॥**
**त्ति-वेमि ॥३८॥**

**શબ્દાર્થ** . (૧) આશ્રવોનો નિરોધ કરનાર (૨) મહા બુદ્ધિમાન (૩) ધીર સાધુ (૪) ગૃહસ્થોએ દીધેલ નિર્દોષ આહારને (૫) ગ્રહણ કરે (૬) શાંતિ ચિત્તથી (૭) પંડિત મરણને ઇચ્છે (૮) એવો (૯) કેવળી ભગવંતોનો (૧૦) અભિપ્રાય છે

**ભાવાર્થ**:- આશ્રવદ્વારોનો નિરોધ કરેલ મહાપ્રજ્ઞાવાન અને ધૈર્યવંત સાધુ ગૃહસ્થોએ દીધેલ આહારને ગ્રહણ કરનાર, શાંતભાવમા સમાધિભાવમાં રાગદ્વેષ રહિત બનેલ સાધુ, પંડિતમરણને ઇચ્છતા થકા સંયમ પાલન કરે, એવો શ્રી કેવળી ભગવંતનો મત છે, ઉપદેશ છે, અભિપ્રાય છે

**અધ્યયન અગિયારમુ સમાપ્ત.**

# સૂત્ર કૃતાંગ સૂત્ર

## અધ્યયન ૧૨ મું

## સમવસરણનામ

चत्तारि समोसरणाणिमाणि, पावादुया जाइं पुढो वयंति ।
किरियं अकिरियं विणियंति तइयं अन्नाणमाहंसु चउत्थमेव ॥
॥१॥

શબ્દાર્થ (૧) ચાર સિદ્ધાંત (૨) સમવસરણ (૩) પરતીર્થિક (૪) જેનો (૫) પૃથક્ પૃથક્ (૬) બોલે છે (૭) ક્રિયાવાદી (૮) અક્રિયાવાદી (૯) વિનયવાદી (૧૦) અજ્ઞાનવાદી (૧૧) કહેલ છે (૧૨) ચોથા

ભાવાર્થ – અન્ય દર્શનીઓ જે એકાંતરૂપથી માની રહેલા છે તે સિદ્ધાંત એ છે કે ક્રિયાવાદ અક્રિયાવાદ વિનયવાદ, ચોથા અજ્ઞાનવાદ આ ચારે અલગ અલગ સિદ્ધાંતની માન્યતાવાળા છે જે ક્રિયા અર્થાત પદાર્થને માન્ય રાખે છે તે ક્રિયાવાદી, ક્રિયા તથા પદાર્થને નહિ માનવાવાળા તે અક્રિયાવાદી વિનયથી જ આત્મહિત માનવાવાળા તે વિનયવાદી, અજ્ઞાનથી જ આત્મહિત માનવાવાળા તે અજ્ઞાનવાદી શાસ્ત્રકાર આ ચારે મતવાદીઓનું શુ મતવ્ય છે તે બતાવે છે કે એ ચારે મતો એકાંતવાદી હોઇ મિથ્યાત્વરૂપ અને મિથ્યા ભાષણ યુક્ત વ્યવહારવાળા હોઈ તેનું દર્શન આદરવા યોગ્ય નથી, તે હવે પછી જણાવે છે

अण्णाणिया ता कुसला वि संता, असंथुया णो वितिगिच्छतिण्णा ।
अकोविया आहु अकोवियेहिं, अणाणुवीइत्तु मुसं वयंति ॥२॥

શબ્દાર્થ (૧) અજ્ઞાનવાદીઓ (૨) પોતાને કુશળ (૩) માને છે છતા (૪) સંશયથી રહિત નથી (૫) તેઓ મિથ્યાવાદી છે (૬) સ્વયં અજ્ઞાની છે (૭) અજ્ઞાની શિષ્યોને (૮) ઉપદેશ આપે છે (૯) તેઓ વિચાર કર્યા વિના (૧૦) મિથ્યા (૧૧) ભાષણ કરે છે

ભાવાર્થ – અજ્ઞાનવાદી પોતાને નિપુણ માને છે, પરંતુ સંશયથી રહિત નથી, અજ્ઞાનને જ કલ્યાણનુ સાધન માને છે, તેથી અસત્યભાષી છે, સ્વયં અજ્ઞાની છે અને અજ્ઞાની શિષ્યોને પણ મિથ્યા ઉપદેશ આપે છે, વસ્તુ તત્ત્વનો વિચાર નહિ હોવાથી મિથ્યા ભાષણ કરે છે, વળી કહે છે જે જગતમા સંપૂર્ણ જ્ઞાની–સર્વજ્ઞ છે જ નહિ, અજ્ઞાનીઓ તર્ક કરી જગતના લોકોને અવળુ સવળું સમજાવી ભોળા જનોને મિથ્યાત્વમા ઘસડી જાય છે આ રીતે સ્વયં તથા તેના અનુસરનારાને સંસાર સમુદ્રમા ડૂબાડે છે એમ જાણી તેના સંગથી દૂર રહેવુ

**सच्चं असच्चं इति चिंतयंता, असाहु साहुत्ति उदाहरंता ।**
**जेमे जणा वेणइया अणेगे, पुट्ठावि भावं विणइंसु णाम ॥३॥**

શબ્દાર્થ : (૧) સત્યને (૨) અસત્ય (૩) માનનારા (૪) અસાધુને (૫) સાધુ (૬) માનનારા (૭) એ વિનયવાદી (૮) અનેક છે (૯) પૂછ્યા થકા (૧૦) વિનયથી (૧૧) મોક્ષને બતાવે છે (૧૨) મનુષ્ય

ભાવાર્થ:– વિનયવાદીઓ સત્યને અસત્ય તથા અસાધુને સાધુ બતાવે છે તથા કોઇ પુછે તેને વિનયથી જ મોક્ષની પ્રાપ્તિ બતાવે છે, સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર જે સત્ય મોક્ષનો માર્ગ છે તેને અસત્ય કહે છે અને વિનયથી જ મોક્ષ બતાવે છે, ખાલી વંદન માત્ર ક્રિયાથી જ સાધુપણું માને છે, ધર્મની યથાર્થ પરીક્ષા કરી શકતા નથી, તેના બત્રીસ ભેદ છે સર્વકાર્યની સિદ્ધિ માટે

વિનયની જ શિક્ષા આપે છે સર્વ કલ્યાણનું ભાજન વિનય છે આ રીતે એકાંત મતવાળાં વિનયવાદીઓ મિથ્યાદષ્ટિ છે

अणोवसंखा इति ते उदाहु, अट्ठे स ओभासइ अम्ह एवं ।
लवावसंकी य अणागएहिं, णो किरियमाहंसु अकिरियवादी ॥
॥४॥

શબ્દાર્થ (૧) વિનયવાદી (૨) વસ્તુ તત્વને નહિ સમજનાર (૩) એમ (૪) કહે છે (૫) અમારા પ્રયોજનની (૬) સિદ્ધિ (૭) આમ (૮) દેખીએ છીએ (૯) વિનયથી જ (૧૦) કર્મ બંધનની શંકા કરવાવાળા (૧૧) ભવિષ્ય કાળ દ્વારા વર્તમાનની અસિદ્ધિ માની (૧૨) નિષેધ (૧૩) ક્રિયાનો (૧૪) કરે છે (૧૫) અક્રિયાવાદી લૂત તથા

ભાવાર્થ:– વિનયવાદીઓ વસ્તુ તત્વના સ્વરૂપને નહિ જાણનારા પોતાના પ્રયોજનની સિદ્ધિ આમ વિનયથી જ દેખીએ છીએ એમ માને છે અહીં સુધી વિનયવાદીની માન્યતા જણાવી હવે આ ૪ના બીજા પદથી અક્રિયાવાદીના મતવ્યને બતાવે છે વિનયવાદીઓની માફક કર્મ બંધનની આશંકાવાળા અક્રિયાવાદી લૂત તથા ભવિષ્યકાળને જ માનવાવાળા વર્તમાનકાળનો નિષેધ કરી ક્રિયાનો નિષેધ કરે છે લોકાયતિક તથા શાક્ય આદિ મતમાં આત્માના અસ્તિત્વને જ માનતા નથી તો પછી તેના મતે ક્રિયા ક્યાથી હોઈ શકે ? અને ક્રિયાનો નિષેધ યા કર્મબંધ ક્યાથી હોય ! તેઓના મતમાં કર્મબંધને માનતા જ નથી ખાલી આરોપ માત્ર બંધ માને છે જેમ મુઠ્ઠી બાંધીને ખોલી નાખી વળી બૌદ્ધલોકો તો સર્વ પદાર્થોને ક્ષણિક માને છે વિશેષ ખુલાશો. મ શ્રી જવાહર લાલજી કૃત સૂત્ર પાના ૧૦૦–૧૦૧માં જોઈ લેવો

१ २ ३ ४ ५ ६ ७
सम्मिस्सभावं च गिरा गहीए, से मुम्मुई होइ अणाणुवाई ।
८ ९ १० ११ १२ १३ १४
इमं दुपक्खं इममेगपक्खं, आहंसु छलायतण च कम्मं ॥५॥

**શબ્દાર્થ** (૧) મિશ્રભાવ (૨) વચનથી (૩) ગ્રહણ કરી (૪) પરવાદીઓ (૫) મૌન (૬) બની જાય છે (૭) અજ્ઞાનવાદી (૮) એમ (૯) એ પક્ષ (૧૦) એમ (૧૧) એક પક્ષ (૧૨) કહે છે (૧૩) વાકય છલનો (૧૪) પ્રયોગ કરે છે

**ભાવાર્થ** – પૂર્વોક્ત નાસ્તિકગણ પદાર્થોનો નિષેધ કરી પશ્ચાત્ પદાર્થોના અસ્તિત્વનો સ્વીકાર કરે છે, સ્યાદ્વાદીઓના વચનોનો અનુવાદ કરવામા અસમર્થ બનતા મૌન ધારણ કરે છે પોતાના મતને પ્રતિપક્ષ રહિત અને પરમતને પ્રતિપક્ષ સહિત બતાવે છે, સ્યાદ્વાદીઓના સાધનોનો આચારનો પ્રરુપણાનો વિરોધ બતાવવા ખડન કરવા વાકય છલનો પ્રયોગ કરે છે પદાર્થનુ અસ્તિ માન્યા વિના પરવાદીઓના સિદ્ધાતની સિદ્ધિ ન થવાના કારણે પદાર્થ સિદ્ધ થઇ જાય છે જેથી ફક્ત વચનથી પદાર્થોનો નિષેધ કરતા થકા નાસ્તિકગણ બનેથી મિશ્રિત પરસ્પર વિરૂદ્ધ પક્ષનો સ્વીકાર કરે છે અને પોતાના મતનુ દુરાગ્રહ વડે સ્થાપન કરે છે આવા અજ્ઞાન મતો જગતમા રહેલા છે તેનાથી પર રહેવા જ્ઞાનીઓએ આ દિગ્દર્શન કહેલ છે વિશેષ વર્ણન મ જવાહરલાલજીવાળા સૂત્ર પાના ૧૦૩-૪-૫-૬મા છે

३ १ २ ४
ते एवमक्खंति अबुज्झमाणा, विरूवरूवाणि अकिरियवाई ।
५ ६ ७ १० ९ ८
जे मायइत्ता बहवे मणूसा, भमंति संसारमणोवदग्गं ॥६॥

**શબ્દાર્થ** : (૧) વસ્તુના સ્વરૂપને નહિ સમજનાર (૨) નાના પ્રકારના (૩) શાસ્ત્રોનાં કથન કરે છે એ શાસ્ત્રોનો (૪) અક્રિયાવાદી (૫) આશ્રય લઇ (૬) બહુ (૭) મનુષ્યો (૮) અનંતકાળ સુધી (૯) સંસાર (૧૦) ભ્રમણ કરે છે.

વિનયની જ શિક્ષા આપે છે, સર્વ કલ્યાણનું ભાજન વિનય છે આ રીતે એકાંત મતવાળાં વિનયવાદીઓ મિથ્યાદષ્ટિ છે

अणोवसंखा इति ते उदाहु, अट्ठे स ओभासइ अम्ह एवं ।
लवावसक्की य अणागएहिं, णो किरियमाहंसु अकिरियवादी ॥
॥४॥

શબ્દાર્થ (૧) વિનયવાદી (૨) વસ્તુ તત્ત્વને નહિ સમજનાર (૩) એમ (૪) કહે છે (૫) અમારા પ્રયોજનની (૬) સિદ્ધિ (૭) અમો (૮) દેખીએ છીએ (૯) વિનયથી જ (૧૦) કર્મ બંધનની શંકા કરવાવાળા (૧૧) ભવિષ્ય કાળ દ્વારા વર્તમાનની અસિદ્ધિ માની (૧૨) નિષેધ (૧૩) ક્રિયાનો (૧૪) કરે છે (૧૫) અક્રિયાવાદી ભૂત તથા

ભાવાર્થ:- વિનયવાદીઓ વસ્તુ તત્ત્વના સ્વરૂપને નહિ જાણનારા પોતાના પ્રયોજનની સિદ્ધિ અમો વિનયથી જ દેખીએ છીએ એમ માને છે અહીં સુધી વિનયવાદીની માન્યતા જણાવી હવે આ ૪ના બીજા પદથી અક્રિયાવાદીના મતવ્યને બતાવે છે વિનય વાદીઓની માફક કર્મ બંધનની આશંકાવાળા અક્રિયાવાદી ભૂત તથા ભવિષ્યકાળને જ માનવાવાળા વર્તમાનકાળનો નિષેધ કરી ક્રિયાનો નિષેધ કરે છે લોકાયતિક તથા શાક્ય આદિ મતમાં આત્માના અસ્તિત્વને જ માનતા નથી તો પછી તેના મતે ક્રિયા ક્યાંથી હોઇ શકે ? અને ક્રિયાનો નિરોધ ત્યા કર્મ બંધ ક્યાંથી હોય ? તેઓના મતમાં કર્મબંધને માનતા જ નથી, ખાલી આરોપ માત્ર બંધ માને છે જેમ મુઠ્ઠી બાંધીને ખોલી નાખી વળી ઓઢણો તો સર્વ પદાર્થોને ક્ષણિક માને છે વિશેષ ખુલાશો. મ શ્રી જવાહર લાલજી કૃત સૂત્ર પાના ૧૦૦-૧૦૧માં જોઇ લેવો.

શબ્દાર્થ . (૧) જેમ (૨) અંધ પુરુષ (૩) જ્યોતિ (૪) સાથે રહેવા છતા (૫) નેત્રહીન હોવાથી (૬) રૂપોને (૭) દેખી (૮) શકતો નથી (૯) એવી રીતે (૧૦) બુદ્ધિહીન (૧૧) અક્રિયાવાદી (૧૨) વિદ્યમાન (૧૩) ક્રિયા થતી હોવા છતાં (૧૪) દેખી (૧૫) શકતા નથી

ભાવાર્થ— જેમ અંધપુરુષ દીપકની સાથ રહેવા છતા દીપકને તેમ જ અન્ય પદાર્થો વિદ્યમાન હોવા છતાં દેખી શકતો નથી, એ જ રીતે જ્ઞાનાવરણીયાદિ કર્મોના આચ્છાદનથી જેની બુદ્ધિ હીનતાને પામેલ છે, જેનુ જ્ઞાન રૂધાએલ છે, તેવા શૂન્યતાવાદવાળા પ્રત્યક્ષ પદાર્થોની બદલતી પર્યાયરૂપ થતી ક્રિયાને દેખી શકતા નથી અને જગત્‌ને તથા રહેલા પદાર્થોને જૂઠા તથા અભાવરૂપ બતાવે છે, તેથી શુ ? જગત્‌ના પદાર્થોનો અભાવ થઈ શકે ? છતા શૂન્યતાવાદવાળા પોતાના દુરાગ્રહને છોડતા નથી અને મિથ્યાત્વ ભાવમાં જ રહી સંસાર પરિભ્રમણ કર્યા કરે છે

संवच्छरं[1] सुविणं[2] लक्खणं[3] च, निमित्तदेहं[4] च उप्पाइयं[5] च ।
अट्ठंगमेयं[6] बहवे[7] अहित्ता[8], लोगंसि[9] जाणंति[10] अणागताइ[11] ॥९॥

શબ્દાર્થ : (૧) જ્યોતિષ (૨) સ્વપ્ન શાસ્ત્ર (૩) લક્ષણ શાસ્ત્ર (૪) નિમિત્ત શાસ્ત્ર તથા શરીરમાં રહેલા (૫) તલ આદિ ચિન્હોના ફળ બતાવી શકે તેવા શાસ્ત્રો તથા ઉલ્કાપાત દિગ્દાહ આદિના ફળ બતાવી શકે તેવા શાસ્ત્રો આદિ (૬) આઠઅંગવાળા શાસ્ત્રોને (૭) ઘણા પુરુષો (૮) ભણીને (૯) લોકમાં (૧૦) જાણે છે (૧૧) ભવિષ્યની વાતોને.

ભાવાર્થ – આ જગત્‌માં ઘણા પુરુષો જ્યોતિશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, લક્ષણશાસ્ત્ર, નિમિત્તશાસ્ત્ર તથા શરીરમાં રહેલા તલ આદિ ચિન્હોના ફળ બતાવનાર શાસ્ત્રો તથા ઉલ્કાપાત તથા દિગ્દાહ આદિના ફળ બતાવનાર શાસ્ત્રો, આદિ આઠ અંગોવાળાં શાસ્ત્રો

ભાવાર્થ – બુદ્ધિથી હીન વસ્તુ સ્વરૂપને નહિ જાણનારા અક્રિયાવાદી ઘણા પ્રકારના કુશાસ્ત્રોની પ્રરૂપણા કરે છે અને એ શાસ્ત્રોના કથનને ગ્રહણ કરી ઘણા મનુષ્યો અનંતકાળ સુધી સંસાર સાગરમાં જન્મ મરણરૂપ પરિભ્રમણ કરતા રહે છે અને દુઃખો ભોગવે છે

णाइच्चो उएइ ण अत्थमेति, ण चंदिमा वड्ढति हायती वा।
सलिला ण संदंति ण वंति वाया, वंझो णियतो कसिणे हु लोए ॥७॥

શબ્દાર્થ : (૧) સૂર્ય (૨) ઉગતો નથી (૩) અસ્ત (૪) થતો નથી (૫) ચંદ્રમાં (૬) વધતો નથી (૭) ઘટતો નથી (૮) નદીના પાણી (૯) વહેતાં નથી (૧૦) વાયુ (૧૧) વાતા નથી (૧૨) જૂઠા તથા અભાવ રૂપ છે (૧૩) જગત્ (૧૪) સમસ્ત (૧૫) નિશ્ચયથી.

ભાવાર્થ:– સર્વ શૂન્યતાવાદી કહે છે કે સૂર્ય ઉગતો નથી, અસ્ત થતો નથી, ચંદ્રમાની શુક્લપક્ષમાં વૃદ્ધિ કે કૃષ્ણપક્ષમાં હાની થતી નથી, નદીના પાણી વહેતાં નથી વાયુ વાતા નથી, સમસ્ત વિશ્વ જુઠા અથવા અભાવરૂપ છે સમસ્ત જગત અત્ર શૂન્ય તથા નિશ્ચય અભાવરૂપ છે, જગતમાં જે વસ્તુઓ દેખાય છે, તે સર્વ માયારૂપ સ્વપ્નવત તથા ઇન્દ્રજાલ સમાન મિથ્યા છે, આવી રીતે વસ્તુઓ પ્રત્યક્ષ દેખાવા છતા શૂન્યવાદીઓ તેઓનો નિષેધ કરે છે આવી રીતે મિથ્યાત્વ ભાવમાં રહેલા જીવો સત્ય સ્વરૂપને નહિ સમજતા અજ્ઞાનરૂપ અંધકારમાં રહી સંસાર પરિભ્રમણના દુઃખોને ભોગવે છે

जहाहि अंधे सह जोतिणावि, रूवाइ णो पस्सति हीणणेत्ते।
संतंपि ते एवमकिरियवाई, किरियं ण पस्संति निरुद्धपन्ना ॥८॥

**શબ્દાર્થ** : (૧) જેમ (૨) અંધ પુરુષ (૩) જ્યોતિ (૪) સાથે રહેવા છતા (૫) નેત્રહીન હોવાથી (૬) રૂપોને (૭) દેખી (૮) શકતો નથી (૯) એવી રીતે (૧૦) બુદ્ધિહીન (૧૧) અક્રિયાવાદી (૧૨) વિદ્યમાન (૧૩) ક્રિયા થતી હોવા છતાં (૧૪) દેખી (૧૫) શકતા નથી

**ભાવાર્થ**:- જેમ અંધપુરુષ દીપકની સાથ રહેવા છતા દીપકને તેમ જ અન્ય પદાર્થો વિદ્યમાન હોવા છતા દેખી શકતો નથી, એ જ રીતે જ્ઞાનાવરણીયાદિ કર્મોના આચ્છાદનથી જેની બુદ્ધિ હીનતાને પામેલ છે, જેનુ જ્ઞાન રૂંધાએલ છે, તેવા શૂન્યતાવાદવાળા પ્રત્યક્ષ પદાર્થોની બદલતી પર્યાયરૂપ થતી ક્રિયાને દેખી શકતા નથી અને જગતને તથા રહેલા પદાર્થોને જૂઠા તથા અભાવરૂપ બતાવે છે, તેથી શુ ? જગતના પદાર્થોનો અભાવ થઇ શકે ? છતા શૂન્યતાવાદવાળા પોતાના દુરાગ્રહને છોડતા નથી' અને મિથ્યાત્વ ભાવમાં જ રહી સસાર પરિભ્રમણ કર્યા કરે છે

**संवच्छरं सुविणं लक्खणं च, निमित्तदेहं च उप्पाइयं च ।**
**अट्ठंगमेयं बहवे अहित्ता, लोगंसि जाणंति अणागताइ ॥९॥**

**શબ્દાર્થ** . (૧) જ્યોતિષ (૨) સ્વપ્ન શાસ્ત્ર (૩) લક્ષણ શાસ્ત્ર (૪) નિમિત્ત શાસ્ત્ર તથા શરીરમાં રહેલા (૫) તલ આદિ ચિન્હોના ફળ બતાવી શકે તેવા શાસ્ત્રો તથા ઉલ્કાપાત દિગ્દાહ આદિના ફળ બતાવી શકે તેવા શાસ્ત્રો આદિ (૬) આઠઅંગવાળા શાસ્ત્રોને (૭) ઘણા પુરુષો (૮) ભણીને (૯) લોકમાં (૧૦) જાણે છે (૧૧) ભવિષ્યની વાતોને.

**ભાવાર્થ** – આ જગતમાં ઘણા પુરુષો જ્યોતિશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, લક્ષણશાસ્ત્ર, નિમિત્તશાસ્ત્ર તથા શરીરમાં રહેલા તલ આદિ ચિન્હોના ફળ બતાવનાર શાસ્ત્રો તથા ઉલ્કાપાત તથા દિગ્દાહ આદિના ફળ બતાવનાર શાસ્ત્રો, આદિ આઠ અંગોવાળાં શાસ્ત્રો

જાણીને ભવિષ્યમા થવાવાળી વાતોને તથા ભૂતકાળમાં બનેલી વાતોને જાણી શકે છે, તથા આકાશગર્જના, ભૂકંપ, આંતરિક્ષ, અંગ, સ્વર, લક્ષણ, વ્યંજન, તથા નવમા પૂર્વમા ત્રીજી આચાર વસ્તુમાંથી ઉદ્ધૃત જે સુખ, દુઃખ, જીવન, મરણ, તથા લાભ, અલાભ આદિના સૂચક જે શાસ્ત્રો છે તે જાણીને જીવ ત્રણ કાળની મર્યાદિત વાતોને જાણી શકે છે શૂન્યવાદ માનવાથી આ વસ્તુ જાણી શકાય નહિ

केई निमित्ता तहिया भवंति, केसिंचि तं विप्पडिएति णाणं।

ते विज्जभावं अणहिज्जमाणा, आहंसु विज्जापरिमोक्खमेव ॥१०॥

શબ્દાર્થ (૧) કોઇ (૨) નિમિત્ત (૩) સત્ય (૪) હોય છે (૫) કોઇ કોઇ (૬) વિપરીત હોય છે (૭) નિમિત્તોના જ્ઞાન (૭) આ રીતે દેખતા થકા વિદ્યાના અધ્યયન (૮) નહિ કરનાર અક્રિયાવાદી (૯) વિદ્યાના (૧૦) કલ્યાણકારી માને છે (૧૧) ત્યાગને.

ભાવાર્થ – કોઇ નિમિત્ત સત્ય હોય છે અને કોઇ નિમિત્તના જ્ઞાન વિપરીત પણ હોય છે, એમ જાણી અક્રિયાવાદીઓ વિદ્યાના અધ્યયન કરતા નથી અને વિદ્યાના ત્યાગને કલ્યાણકારી માને છે, જ્યોતિષ શાસ્ત્રને જોવામાં પોતાના ક્ષયોપશમની હીનતાના કારણે ફેર પડી જાય છે તેથી અસત્ય પરિણામ આવે છે ક્ષયોપશમ સારો હોય ને ઉપયોગથી જ્યોતિષનો અભ્યાસ કરે તો પરિણામ સત્ય આવે તે હકીકતને શૂન્યવાદીઓ જાણતા નથી, જેથી શૂન્યતાવાદીઓ પોતાના દુરાગ્રહને કારણે સત્ય હકીકતને જ્ઞાનને જાણી શકતા નથી. (નિમિત્ત જોવામાં ગફલત થાય ઉપયોગ શૂન્ય થાય તો અસત્ય પરિણામ આવે) તેથી તેઓ મિથ્યાત્વભાવમાં રહી સંસારસાગરમાં પરિભ્રમણ કર્યા કરે છે

१ २ ३ ४ ५ ६
ते एवमक्खंति समिच्च लोगं, तहा तहा समणा माहणा य ।
७ ८ ११ ९ १० १५ १२ १३ १४
सयं कडं णन्नकडं च दुक्खं, आहंसु विज्जाचरणं पमोक्खं ॥११॥

શબ્દાર્થ . (૧) ફળ પ્રાપ્ત થવાનુ બતાવે છે (૨) જાણી (૩) લોકને (૪) કર્માનુસાર (૫) શ્રમણ અથવા શાક્ય ભિક્ષુ (૬) અથવા બ્રાહ્મણ આદિ પોતાના અભિપ્રાય અનુસાર (૭) પોતાના જ (૮) કાર્યથી હોય છે (૯) અન્યના (૧૦) એમ પણ કહે છે કે દુ ખ (૧૧) કરવાથી નહિ (૧૨) તીર્થંકર દેવ જ્ઞાન તથા (૧૩) ક્રિયાથી (૧૪) મોક્ષ (૧૫) બતાવે છે

ભાવાર્થ·- શાકયભિક્ષુ અથવા બ્રાહ્મણો આદિ પોતાના અભિપ્રાય અનુસાર લોકને જાણી, ક્રિયાને-કર્મને અનુસાર ફળ પ્રાપ્ત થવાનુ બતાવે છે, તથા એમ પણ કહે છે કે દુ ખ પોતાના જ કાર્યથી હોય છે, અન્યના કરવાથી દુઃખ ન હોય, શ્રી તીર્થંકરદેવ જ્ઞાન તથા ક્રિયાથી મોક્ષ પ્રાપ્તિ થવાનુ કહે છે ક્રિયાવાદીઓ જ્ઞાન રહિત એકલા ચારિત્રથી-ક્રિયાથી મોક્ષ બતાવે છે, વળી કહે છે કે જીવો જેવી જેવી ક્રિયા કરતા હોય તેને અનુસાર સ્વર્ગ, નરક આદિ ફળ પ્રાપ્ત થાય છે, એટલે ક્રિયા માત્રથી જ મોક્ષ બતાવે છે, સંસારમાં જો સુખ દુ ખ જે કાઇ હોય છે, તે પોતાના જ શુભાશુભ કાર્યથી હોય છે, ઇશ્વરકૃત નહિ, આત્માને અક્રિય માનવાથી સુખદુ ખની પ્રાપ્તિ કયાથી હોઇ શકે ? પરતુ તેઓનો અભિપ્રાય એકાત છે, જ્ઞાન સહિતની ક્રિયા જ ઇષ્ટ ફળ આપનાર બને છે, ક્રિયા રહિત જ્ઞાન પગુ સમાન અને જ્ઞાન રહિતની ક્રિયા પણ અંધ સમાન જાણવી, પરતુ જ્ઞાન અને ક્રિયા બન્નેથી કાર્યની ઇષ્ટ સિદ્ધિ હોઇ શકે છે છતા પ્રથમ જ્ઞાનની પ્રધાનતા જાણવી, પ્રથમ જ્ઞાન પછી દયા, એટલે પ્રથમ જ્ઞાનથી ઇષ્ટ અનિષ્ટ શુભ અશુભ લાભ હાની જાણી શકાય છે, જ્ઞાનથી જ ચારિત્ર અને તપની જરૂર છે એમ જાણી શકાય છે. પરતુ એકલા જ્ઞાનથી પણ મોક્ષ

પ્રાપ્તિ થતી નથી ક્રિયાવાદીઓનું મંતવ્ય એકાંત છે તે મિથ્યાત્વનું કારણ બન્યું

**ते चक्खु लोगंसिह णायगा उ, मग्गाणुसासंति हितं पयाणं।**
**तहा तहा सासयमाहु लोए, जंसी पया माणव! संपगाढा ॥१२॥**

**શબ્દાર્થ** (૧) આ લોકમાં શ્રી તીર્થંકર દેવ વગેરે જ્ઞાનીઓ (૨) ચક્ષુ સમાન છે (૩) તથા નાયક અથવા (૪) પ્રધાન છે (૫) મનુષ્યોને કલ્યાણનો (૬) માર્ગ (૭) બતાવે છે (૮) જ્યાં જ્યાં મિથ્યાત્વની વૃદ્ધિ થાય છે ત્યાં ત્યાં (૯) સંસાર મજબૂત થાય છે (૧૦) લોકોનો (૧૧) જેમાં (૧૨) પ્રજા (૧૩) મનુષ્યો (૧૪) નિવાસ કરે છે

**ભાવાર્થઃ**– તીર્થંકર આદિ જ્ઞાની પુરુષો જગતમાં ચક્ષુ સમાન છે એટલે જગતના જીવોને તીર્થંકર દેવો આદિ જ્ઞાનીઓ ચક્ષુ સમાન છે લોકમાં સર્વથી જ્ઞાનીઓ શ્રેષ્ઠ છે મનુષ્યાદિ જીવોને મોક્ષમાર્ગ–કલ્યાણના માર્ગની શિક્ષા આપે છે મોક્ષમાર્ગ બતાવે છે વળી કહે છે કે જ્યાં જ્યાં મિથ્યાત્વની વૃદ્ધિ થાય છે, ત્યાં ત્યાં સંસાર મજબૂત થાય છે સંસારવૃદ્ધિ થાય છે, સંસારમાં મનુષ્યો નિવાસ કરે છે તેઓને જ્ઞાનીઓ નેત્ર સમાન કહ્યાનો અર્થ એ થાય છે કે જ્ઞાનીઓ જીવોને ઉપદેશ આપી અનર્થરૂપ દુઃખો–સંસારભ્રમણ જન્મ મરણ રોગો પ્રતિકૂળતા વગેરે દુઃખોનું નિવારણ કરાવવામાં અને સદ્ગતિ પ્રાપ્ત કરાવવામાં સહાયભૂત થાય છે, મહા આરંભ મહાપરિગ્રહ આદિ ચાર કારણે જીવો નરકનું આયુષ્ય બાંધે છે, તથા ચાર કારણે જીવો તિર્યંચનું આયુષ્ય બાંધે છે, વળી કહે છે કે જ્યાં જ્યાં રાગદ્વેષની વૃદ્ધિ ત્યાં ત્યાં સંસાર શાશ્વત થાય છે જ્યાં જ્યાં કર્મનો ઉપચય થાય છે ત્યાં ત્યાં સંસારની વૃદ્ધિ થાય છે સદ્વિચારથી સદ્વાણીથી સત્કાર્યથી શુભગતિ અને સુખની પ્રાપ્તિ થાય છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર જ્ઞાનીઓ જ છે તેથી નેત્ર સમાન ઉપમા આપેલ છે

**जे रक्खसा वा जमलोइया वा, जे वा सुरा गंधव्वा य काया ।**
**आगासगामी य पुढोसिया जे, पुणो पुणो विप्परियासुवेंति ॥**
**॥१३॥**

**શબ્દાર્થ :** (૧) જે રાક્ષસ છે (૨) યમલોક–પરમાધામી (૩) વૈમાનિક દેવો તથા જ્યોતિષ દેવો (૪) ગંધર્વ–વ્યંતર દેવો (૫) પૃથ્વીકાયાદિ (૬) પક્ષી વાયુ આદિ (૭) પૃથ્વી આશ્રિત અપ–તેઉ–વાયુ વનસ્પતિ વિગલેન્દ્રિયો મનુષ્યો તિર્યંચો વગેરે (૮) વારવાર (૯) ભિન્ન ભિન્ન ગતિઓમાં ભ્રમણ કરે છે

**ભાવાર્થ**:– વ્યંતરો, અસુરકુમારો–પરમાધામી વગેરે ભવનવાસી દેવો, વૈમાનિક દેવો, જ્યોતિષી દેવો, ગંધર્વો–વ્યંતરની જાતિ, આકાશગામી પક્ષી આદિ તથા પૃથ્વી, અપ, તેઉ, વાયુ, વનસ્પતિ, બેઈન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય, પંચેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય, મનુષ્ય, નારકી, આદિ સર્વ જીવો, પોતાના કરેલાં કર્મોથી, કર્માનુસાર, ભિન્ન ભિન્ન ગતિઓમાં–યોનિઓમા, અરહટ યન્ત્રની માફક વારંવાર ઉત્પન્ન થઇ જન્મ અને મરણરૂપી સંસાર પરિભ્રમણ કરે છે

**जमाहु ओहं सलिलं अपारगं, जाणाहि णं भवगहणं दुमोक्खं ।**
**जंसी विसन्ना विसयंगणाहिं, दुहओऽवि लोयं अणुसंचरंति ॥१४॥**

**શબ્દાર્થ** . (૧) કહેલ છે (૨) ઓઘ (૩) પાણી (૪) અપાર (૫) જાણો (૬) સંસાર–ભવ (૭) ગહન (૮) દુષ્કર (૯) જેમા (૧૦) ખુંચેલા (૧૧) વિષય–કામભોગો (૧૨) સ્ત્રીઓ (૧૩) ત્રસ–સ્થાવર (૧૪) લોકમાં (૧૫) પરિભ્રમણ કરે છે

**ભાવાર્થ**:– સંસારનું સ્વરૂપ જાણનાર શ્રી તીર્થંકરદેવે તથા ગણધરાદિએ સંસાર સાગરને સ્વયમ્ભૂરમણ સમુદ્રની સમાન દુસ્તર

કહેલ છે કોઇ જલચર કે સ્થળચર આ સમુદ્રને ઉલ્લંઘન કરી શકે નહિ, એવી જ રીતે સમ્યગ્દર્શન વિના ચોરાશીલાખ યોનિના સ્થાન રૂપ સંસાર સાગરને પાર કરવો દુર્લભ કહેલ છે, સંસારમાં જે પુરુષો સાવદ્યકર્મવાળા અનુષ્ઠાનો કરે છે, તે કુમાર્ગમાં પડેલા છે, અસત્ય દર્શનને ગ્રહણ કરનારા છે, વિષય પ્રધાન સ્ત્રીઓમાં જેઓ આસક્ત છે અને સ્ત્રીઓને વશીભૂત છે તે પામર જીવો ઉત્તમ અનુષ્ઠાનો કરી શકતા નથી સ્ત્રીરૂપ કીચડમાં તથા અન્ય કામભોગરૂપ વિષયોમાં ફસાયેલ આસક્ત જીવો વારવાર ચારે ગતિઓમાં, ચૌદ રાજલોકમાં વારવાર જન્મ મરણ કર્યા કરે છે અથવા લિંગ માત્રરૂપ પ્રવ્રજ્યા ધારી બની, પાપ વિરતિ રહિત તથા રાગદ્વેષથી યુક્ત પોતાના કર્મથી પ્રેરિત આ ગહન લોકમાં વારવાર જન્મ મરણ કરતો સંસાર પરિભ્રમણ કરે છે

न कम्मुणा कम्म खवे ति बाला, अकम्मुणा कम्म खवेंति धीरा।
मेधाविणो लोभमयावतीता, सतोसिणो नो पकरेंति पाव ॥१५॥

શબ્દાર્થ (૧) અજ્ઞાની જીવો (૨) પાપકાર્ય કરતા હોવાના કારણે (૩) પોતાના કર્મનો (૪) ક્ષય કરી (૫) શકતા નથી (૬) ધીર પુરુષો (૭) આશ્રવોને રોકી (૮) કર્મનો (૯) ક્ષય કરે છે (૧૦) બુદ્ધિમાન પુરુષ (૧૧) લોભથી દૂર રહે છે (૧૨) સંતોષી બની (૧૩) પાપકર્મ (૧૪) કરતા (૧૫) નથી.

ભાવાર્થ – મૂર્ખજીવો અજ્ઞાની જીવો અશુભ-સાવદ્ય કાર્યો કરતા હોવાથી પોતાનાં પાપોનો-કર્મોનો ક્ષય કરી શકતા નથી, પરંતુ જે ધીરપુરુષો છે તેઓ સાવદ્ય કર્મોનો ત્યાગ કરી આશ્રવદ્વાર બંધ કરી પોતાનાં કર્મોનો ક્ષય કરે છે તેમ જ બુદ્ધિમાન સાધક લોભનો ત્યાગ કરી સંતોષી બની પાપકર્મ કરતા નથી મૂર્ખ જીવો અસત્યના આશ્રયે મિથ્યાત્વ દોષોની વૃદ્ધિથી સાવદ્ય કર્મ તથા નિરવદ્ય

કર્મના વિપાકોને નહિ જાણતા હોવાથી, સાવદ્ય કર્મોમાં આસક્ત હોવાથી કર્મનો ક્ષય કરવા સમર્થ થતા નથી આશ્રવદ્વારને રોકયા વિના સર્વથા કર્મના ક્ષય થઇ શકતો નથી તેમ જ લોભ કષાયને મંદ કર્યા વિના કર્મોનો ક્ષય થઈ શકતો નથી એમ જાણી, મુમુક્ષુઓએ આશ્રવોને રોકવા ઉપયોગવંત રહેવું.

**ते णीयउप्पन्नमणागयाइं, लोगस्स जाणंति तहागयाइं ।**
**णेतारो अन्नेसि अणन्नणेया, बुद्धा हु ते अंतकडा भवंति ॥१६॥**

**શબ્દાર્થ** (૧) વીતરાગ પુરુષ જીવોની (૨) ભૂત (૩) વર્તમાન (૪) ભવિષ્યકાળના વૃત્તાન્તો-પર્યાયો (૫) લોકના સ્વરૂપને યથાર્થ (૬) રૂપે જાણે છે (૭) નેતા છે (૮) તેઓ અન્ય જીવોના (૯) તેના નેતા કોઇ નથી (૧૦) એવા જ્ઞાની (૧૧) પુરુષો જ સંસારનો (૧૨) અંત (૧૩) કરે છે

**ભાવાર્થ:-** વીતરાગ પુરુષ જીવોની ભૂત, વર્તમાન, ભવિષ્યકાળની પર્યાયોને અવસ્થાઓને યથાર્થ રૂપે લોકના સ્વરૂપને જાણી શકે છે અને તેઓ સર્વ જીવોના નેતા છે, પરંતુ તેમના નેતા કોઇ નથી સ્વયંબુદ્ધ છે આવા જ્ઞાની જીવો સંસારનો અંત કરે છે, કષાયોનો સર્વથા ક્ષય થવાથી વીતરાગપણું પ્રાપ્ત થાય છે કેવળજ્ઞાની અથવા ચૌદપૂર્વ ભણેલા પરોક્ષ જ્ઞાની સંસાર પાર કરનારા ભવ્ય જીવોને સદ્દુપદેશ આપી મોક્ષમાં પહોંચાડે છે

**ते णेव कुव्वंति ण कारवंति, भूताहिसंकाइ दुगुंछमाणा ।**
**सया जता विप्पणमंति धीरा, विण्णत्ति धीरा य हवंति एगे ॥१७॥**

**શબ્દાર્થ** . (૧) પાપના ઘૃણા કરવાવાળા તીર્થંકર આદિ (૨) પ્રાણીઓની ઘાતના (૩) ભયથી (૪) સ્વયં પાપ કરતા (૫) નહિ (૬) અન્ય પાસે કરાવતા (૭) નહિ (૮) સદા પાપનાઅનુષ્ઠાનથી (૯) યત્નાવંત

કહેલ છે કોઇ જલચર કે સ્થળચર આ સમુદ્રને ઉલ્લંઘન કરી શકે નહિ, એવી જ રીતે સમ્યગ્દર્શન વિના ચોરાશીલાખ યોનિના સ્થાન રૂપ સંસાર સાગરને પાર કરવો દુર્લભ કહેલ છે, સંસારમાં જે પુરુષો સાવદ્યકર્મવાળા અનુષ્ઠાનો કરે છે, તે કુમાર્ગમાં પડેલા છે, અસત્ય દર્શનને ગ્રહણ કરનારા છે, વિષય પ્રધાન સ્ત્રીઓમાં જેઓ આસક્ત છે અને સ્ત્રીઓને વશીભૂત છે તે પામર જીવો ઉત્તમ અનુષ્ઠાનો કરી શકતા નથી. સ્ત્રીરૂપ કીચડમાં તથા અન્ય કામભોગરૂપ વિષયોમાં ફસાયેલ આસક્ત જીવો વારંવાર ચારે ગતિઓમાં ચૌદ રાજલોકમાં વારંવાર જન્મ મરણ કર્યા કરે છે અથવા લિંગ માત્રરૂપ પ્રવજ્યા ધારી બની, પાપ વિરતિ રહિત તથા રાગદ્વેષથી યુક્ત પોતાના કર્મથી પ્રેરિત આ ગહન લોકમાં વારંવાર જન્મ મરણ કરતો સંસાર પરિભ્રમણ કરે છે.

ण कम्मुणा कम्म खवेंति वाला, अकम्मुणा कम्म खवेंति धीरा।
मेधाविणो लोभमयावतीता, संतोसिणो नो पकरेंति पावं ॥१५॥

શબ્દાર્થ — (૧) અજ્ઞાની જીવો (૨) પાપકર્મ કરતા હોવાના કારણે (૩) પોતાના કર્મનો (૪) ક્ષય કરી (૫) શકતા નથી (૬) ધીર પુરુષો (૭) આસ્રવોને રોકી (૮) કર્મનો (૯) ક્ષય કરે છે (૧૦) બુદ્ધિમાન પુરુષ (૧૧) લોભથી દૂર રહે છે (૧૨) સંતોષી બની (૧૩) પાપકર્મ (૧૪) કરતા (૧૫) નથી.

ભાવાર્થ — મૂર્ખજીવો અજ્ઞાની જીવો અશુભ-સાવદ્ય કાર્યો કરતા હોવાથી પોતાનાં પાપોનો-કર્મોનો ક્ષય કરી શકતા નથી, પરંતુ જે ધીરપુરુષો છે તેઓ સાવદ્ય કર્મોનો ત્યાગ કરી આસ્રવદ્વાર બંધ કરી પોતાનાં કર્મોનો ક્ષય કરે છે તેમ જ બુદ્ધિમાન સાધક લોભનો ત્યાગ કરી સંતોષી બની પાપકર્મ કરતા નથી. મૂર્ખ જીવો અસતના આશ્રયે મિથ્યાત્વ દોષોની વૃદ્ધિથી સાવદ્ય કર્મ તથા નિરવદ્ય

**जे आयओ परओ वावि णच्चा, अलमप्पणो होति अलं परेसिं ।**
**तं जोइभूतं च सयावसेज्जा, जे पाउकुज्जा अणुवीति धम्मं ॥**
**॥१९॥**

**શબ્દાર્થ** . (૧) જે પુરુષ સ્વયં અથવા (૨) અન્ય પાસેથી (૩) ધર્મને જાણીને જે ધર્મનો ઉપદેશ આપે છે (૪) એ જ પુરુષ પોતાના આત્માની તથા (૫) પરના આત્માની (૬) રક્ષા કરવા (૭) સમર્થ છે (૮) જે વિચાર કરી (૯) ધર્મને (૧૦) પ્રગટ કરે છે (૧૧) તે જ્યોતિ-સ્વરૂપ મુનિ પાસે (૧૨) સદા (૧૩) નિવાસ કરવો

**ભાવાર્થ**:- જે કોઈ સાધક આત્મા સ્વયં અથવા તો અન્ય વ્યક્તિ દ્વારા ધર્મના સ્વરૂપને જાણીને પશ્ચાત ધર્મનો ઉપદેશ આપે છે, તેઓ સંસાર સમુદ્રરૂપી ઓઘથી પોતાના આત્માની તથા પરના આત્માની રક્ષા કરવામાં સમર્થ બને છે અને જેઓ વિચારીને ધર્મને પ્રગટ કરે છે, એવા જ્યોતિઃસ્વરુપ મુનિની પાસે સદા સાધકોએ નિવાસ કરવો સાધકે સદાને માટે ગુરુની પાસે નિવાસ કરવાથી જ્ઞાનની ઠીક ઠીક પ્રાપ્તિ થાય છે. તથા દર્શન ચારિત્રમાં દૃઢ થાય છે એમ જાણી પુણ્ય આત્માઓએ જીવનભર ગુરુ નિકટ રહેવું તે પોતાને માટે કલ્યાણકારક છે.

**अत्ताण जो जाणति जो य लोगं, गइं च जो जाणइ णागइं च ।**
**जो सासयं जाण असासयं च, जातिं च मरणं च जणोववायं ॥**
**॥२०॥**

**શબ્દાર્થ** . (૧) પોતાના આત્માને (૨) જાણે છે (૩) જે સાધક (૪) તથા લોકના સ્વરૂપને જે જાણે છે (૫) તે જીવોની ગતિ (૬) અનાગતિને

(૧) સંયમ અનુષ્ઠાન કરતા હતા (૧૧) કર્મનું વિદારણ કરવામાં નિપુણ વિનયવત પુરુષ (૧૨) નિવૃત્ત રહી (૧૩) બનતા હતા (૧૪) કેટલાએક અન્યદર્શનીઓ (૧૫) જ્ઞાન માત્રથી વીર.

ભાવાર્થ:– વીતરાગ પુરુષ તથા સમ્યગ્જ્ઞાની ગણધર આદિ, પ્રાણી જીવોની ઘાતના ભયથી પાપનો તિરસ્કાર કરતા થકાં સ્વયં હિંસા કરતા નહિ, હિંસા કરાવતા નહિ, હિંસાના કરનારને અનુમોદન આપતા નહિ, સર્વ મહાવ્રતોનું પાલન કરતા હતા, સદાકાળ યત્નાવત રહી ધીર પુરુષ સંયમ પાલનમાં વિનયવંત કર્મનું વિદારણ કરવામાં નિપુણ પુરુષ સદા પાપકારી અનુષ્ઠાનોથી નિવૃત્ત બની ઉપયોગવંત રહી સંયમ પાલન કરતા હતા જ્યારે કોઈ અન્ય દર્શનીઓ જ્ઞાનમાત્રથી વીર બની ક્રિયા અનુષ્ઠાનોને છોડી દેતા હતા.

डहरे य पाणे वुड्ढे य पाणे, ते आत्तओ पासइ सव्वलोए।
सव्वेहती लोगमिणं महंतं, बुद्धेऽपमत्तेसु परिव्वएज्जा ॥१८॥

શબ્દાર્થ (૧) સૂક્ષ્મ કુંથુ (૨) આદિ જીવો (૩) તથા બાદર શરીરવાળા (૪) પ્રાણીઓ (૫) તે સર્વને (૬) આત્મસમાન (૭) જોવે (૮) સર્વ લોકમાં (૯) ઉપેક્ષા (૧૦) લોકમાં (૧૧) મહાન (૧૨) જ્ઞાની (૧૩) અપ્રમત્ત (૧૪) વિચરે.

ભાવાર્થ – આ જગતમાં નાના શરીરવાળાં અગર બાદર શરીરવાળાં જે પ્રાણીઓ છે તે સર્વેને તત્ત્વદર્શી પુરુષ પોતાના આત્મા સમાન જુએ છે જાણે છે સમસ્ત લોકમાં જેટલા પ્રમાણવાળો મારો જીવ છે તેટલા જ પ્રમાણવાળો કુંથુ આદિ સૂક્ષ્મ જીવોનો આત્મા છે, જેમ મને સુખ પ્રિય અને દુ:ખ અપ્રિય છે, એવી જ રીતે સર્વ નાના મોટા જીવોને સુખ પ્રિય ને દુ:ખ અપ્રિય છે એમ જાણી કોઈ પ્રાણીને પીડા ઉત્પન્ન ન થાય એ રીતે ઉપયોગવંત રહી સંયમ પાલન કરવું એ જ તત્ત્વદર્શીનો આચાર જાણવો.

**ભાવાર્થ** – જે કોઇ આત્મા નરકાદિ ગતિઓમાં રહેલા દુઃખોને જાણનાર છે પ્રાણી વર્ગ કરેલા કર્મોનાં ફળને ભોગવે છે, જેઓ પાપકર્મ કરે છે તેઓ નરક આદિ અધમગતિ સ્થાનોમાં ઉત્પન્ન થઇ જન્મ, મરણ રોગ, શોકથી ઉત્પન્ન થતા ઘણા પ્રકારની શારીરિક માનસિક પીડાને ભોગવે છે તે જાણે છે, તે દુઃખોના અભાવના ઉપાયને જાણે છે, કહેવાનો ભાવ એ છે કે નરકની સાતમી ભૂમિથી લઇ સર્વાર્થસિદ્ધ વિમાન સુધી જેટલા પ્રાણીઓ છે તે સર્વ કર્મોથી યુક્ત છે, તેમાં જેઓ ગુરુકર્મી છે તે અપ્રતિષ્ઠાન નરકમાં જાય છે, આઠ પ્રકારના કર્મોની આવકને આશ્રવ કહે છે, તે પ્રાણાતિપાત રૂપ છે અથવા મિથ્યાદર્શન તથા રાગદ્વેષ રૂપ છે તેને જાણે છે, આશ્રવના નિરોધરૂપ સંવરને જાણે છે, પુણ્ય પાપને જાણે છે, અસાતારૂપ દુઃખને તથા તેનાં કારણોને જાણે છે જે ક્રિયાઓ–પદાર્થો સંસાર પ્રાપ્તિનાં કારણ છે, તેનાથી વિપરીત પદાર્થો ક્રિયાઓ મોક્ષ પ્રાપ્તિના હેતુઓ છે તેને પણ જાણે છે, તેઓ જ ક્રિયાવાદના સ્વરૂપને તથા જીવ, અજીવ, આશ્રવ, સંવર, બંધ, પુણ્ય, પાપ, નિર્જરા, મોક્ષના સ્વરૂપને બતાવી શકે છે વધારે ખુલાસો સૂત્ર પાના ૧૩૩ થી ૧૫૧ સુધી શ્રી જવાહરલાલજી કૃતમાં છે ત્યાથી જાણી લેવું, વિ એકાંતવાદીઓ બધા મિથ્યાત્વવાદી રહેલા છે તેઓના સંગથી દૂર રહેવુ તે શ્રેયસ્કર છે

**सद्देसु[1] रूवेसु[2] असज्जमाणो[3], गंधेसु[4] रसेसु[5] अदुस्समाणे[6] ।**
**णो जीवितं[7] णो मरणा[8]हिकंखी[9], आयाणगुत्ते[10] वलया[11] विमुक्के[12] ॥**
**त्ति-बेमि ॥२२॥**

**શબ્દાર્થ**. (૧) શબ્દમાં (૨) રૂપમાં (૩) અનાસક્ત (૪) ગંધમાં (૫) રસમાં (૬) અદ્વેષ (૭) જીવનમાં (૮) મરણમાં (૯) ઇચ્છા રહિત (૧૦) આત્મ ગુપ્ત (૧૧) માયા (૧૨) રહિત વિચરે.

(૭) જાણે છે (૮) એવી જ રીતે શાશ્વત–મોક્ષ (૯) તથા અશાશ્વત–સંસાર (૧૦) ને જાણે છે (૧૧) તથા જન્મ (૧૨) મરણ આદિ (૧૩) પ્રાણીઓની ભિન્ન ભિન્ન ગતિઓના (૧૪) ઉપપાત.

ભાવાર્થ – જે કોઇ સાધક પોતાના આત્માને, તથા લોકના સ્વરૂપને તથા જીવોની ગતિ, અનાગતિને તથા શાશ્વત મોક્ષને તથા અશાશ્વત સંસારને તથા પ્રાણીઓના જન્મ, મરણ તથા નાના પ્રકારની ગતિઓમાં ઉત્પન્ન થવાનું તે સર્વેને જાણે છે જે પુરુષ પરલોકમાં જવાવાળા શરીરથી ભિન્ન તથા સુખ દુઃખના આધારરૂપ પોતાના આત્માને જાણે અને આત્માના કલ્યાણરૂપ સાધન જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ સાધનમાં જે પ્રવૃત્ત રહે છે એ જ પુરુષ આત્મજ્ઞ છે અને એ જ પુરુષ પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ આ સમસ્ત લોકને જાણે છે, નારક, તિર્યંચ, મનુષ્ય તથા દેવ કયાંથી આવી ઉત્પન્ન થયા છે તથા કેવાં કર્મો કરવાથી જીવો નરક આદિમાં ઉત્પન્ન થાય છે તે જે જાણતા હોય તથા કયાં ગયા પછી જીવ ફરીથી સંસારમાં આવતા નથી એ જાણવાનો ઉપાય સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર છે એ જે જાણે છે એ આત્મજ્ઞના લક્ષણરૂપ છે તથા અનાગતિ સિદ્ધિને જાણે છે દ્રવ્યાસ્તિક નય આશ્રી સમસ્ત પદાર્થો નિત્ય છે, પર્યાય આશ્રી સર્વ પદાર્થો અનિત્ય છે તથા પ્રતિક્ષણ વિનાશી છે તે સર્વ જાણે છે

**अहोऽवि सत्ताण विउट्टणं च, जो आसवं जाणति संवरं च।**
**दुक्खं च जो जाणति निज्जरं च, सो भासिउमरिहइ किरियवादं ॥२१॥**

શબ્દાર્થ : (૧) અધોગતિ (૨) જીવો (૩) દુઃખે (૪) આશ્રવ (૫) સંવર (૬) જાણે છે (૭) દુઃખ (૮) જાણે છે (૯) નિર્જરા (૧૦) મોક્ષ (૧૧) કહેવા (૧૨) ક્રિયાવાદ

**ભાવાર્થ** – જે કોઇ આત્મા નરકાદિ ગતિઓમાં રહેલા દુઃખોને જાણનાર છે પ્રાણી વર્ગ કરેલા કર્મોનાં ફળને ભોગવે છે, જેઓ પાપકર્મ કરે છે તેઓ નરક આદિ અધમગતિ સ્થાનોમાં ઉત્પન્ન થઇ જન્મ, મરણ રોગ, શોકથી ઉત્પન્ન થતા ઘણા પ્રકારની શારીરિક માનસિક પીડાને ભોગવે છે તે જાણે છે, તે દુઃખોના અભાવના ઉપાયને જાણે છે, કહેવાનો ભાવ એ છે કે નરકની સાતમી ભૂમિથી લઇ સર્વાર્થસિદ્ધ વિમાન સુધી જેટલાં પ્રાણીઓ છે તે સર્વ કર્મોથી યુક્ત છે, તેમા જેઓ ગુરુકર્મી છે તે અપ્રતિષ્ઠાન નરકમાં જાય છે, આઠ પ્રકારના કર્મોની આવકને આશ્રવ કહે છે, તે પ્રાણાતિપાત રૂપ છે. અથવા મિથ્યાદર્શન તથા રાગદ્વેષ રૂપ છે તેને જાણે છે, આશ્રવના નિરોધરૂપ સંવરને જાણે છે, પુણ્ય પાપને જાણે છે, અસાતારૂપ દુઃખને તથા તેનાં કારણોને જાણે છે જે ક્રિયાઓ–પદાર્થો સંસાર પ્રાપ્તિનાં કારણ છે, તેનાથી વિપરીત પદાર્થો ક્રિયાઓ મોક્ષ પ્રાપ્તિના હેતુઓ છે તેને પણ જાણે છે, તેઓ જ ક્રિયાવાદના સ્વરૂપને તથા જીવ, અજીવ, આશ્રવ, સંવર, બંધ, પુણ્ય, પાપ, નિર્જરા, મોક્ષના સ્વરૂપને બતાવી શકે છે વધારે ખુલાસો સૂત્ર પાના ૧૩૩થી ૧૫૧ સુધી શ્રી જવાહરલાલજી કૃતમાં છે ત્યાથી જાણી લેવું, વિ એકાંતવાદીઓ બધા મિથ્યાત્વવાદી રહેલા છે તેઓના સંગથી દૂર રહેવુ તે શ્રેયસ્કર છે

**सद्देसु[१] रूवेसु[२] असज्जमाणो[३], गंधेसु[४] रसेसु[५] अदुस्समाणे[६] ।**
**णो जीवितं[७] णो मरणाहिकंखी[८][९], आयाणगुत्ते[१०] वलया[११] विमुक्के[१२] ॥**
**त्ति-बेमि ॥२२॥**

**શબ્દાર્થ** : (૧) શબ્દમાં (૨) રૂપમાં (૩) અનાસક્ત (૪) ગંધમાં (૫) રસમાં (૬) અદ્વેષ (૭) જીવનમાં (૮) મરણમાં (૯) ઇચ્છા રહિત (૧૦) આત્મગુપ્ત (૧૧) માયા (૧૨) રહિત વિચરે.

**ભાવાર્થ**:- સાધુ પુરુષ મનોહર શબ્દોમાં, રૂપમાં આસક્ત ન બને અમનોજ્ઞ ગન્ધમાં તથા અમનોજ્ઞ રસો પ્રતિદ્વેષ ન કરે, એમ જીવનની કે મરણની ઇચ્છા ન કરે, પરંતુ માયા કપટ રહિત બની સંયમમાં ઉપયોગવંત રહી વિચરે કોઇ પણ ઇન્દ્રિય વિષયોમાં સાધુ રાગદ્વેષ ન કરે, અસંયમી જીવનને ઇચ્છે નહિ પરીષહો ઉપસર્ગો ઉત્પન્ન થતાં રાગદ્વેષ રહિત બની સમભાવે સહન કરે, પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિથી ગુપ્ત રહી માયા કપટ રહિત બની સંયમનું પાલન કરે એ જ આત્મકલ્યાણનો માર્ગ ભગવંતે બતાવેલ છે

અધ્યયન બારમું સમાપ્ત

# સૂત્ર કૃતાંગ સૂત્ર

## અધ્યયન ૧૩ મું

## યથાતથ્યનામ

१ २ ३ ४ ५
**आहत्तहीयं तु पवेयइस्सं, नाणप्पकारं पुरिसस्स जातं ।**
६ ७ ८ ९ १० ११ १३
**सओ अ धम्मं असओ असीलं, संतिं असंतिं करिस्सामि**
१२
**पाउं ॥१॥**

**શબ્દાર્થ :** (૧) યથા તથ્ય સત્ય તત્ત્વ (૨) બતાવીશ (૩) જ્ઞાનના પ્રકાર (૪) જીવોના (૫) ભલા બુરા ગુણો (૬) ઉત્તમ સાધુના (૭) ધર્મને (૮) બુરા સાધુઓના (૯) કુશીલ (૧૦) શાતિ અથવા મોક્ષ (૧૧) સંસાર (૧૨) પ્રગટ (૧૩) કરીશ

**ભાવાર્થ**:- શ્રી સુધર્માસ્વામી પોતાના શિષ્યવર્ગને કહે છે કે સત્યતત્ત્વ, જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા જીવોના ભલા તથા બુરા ગુણો તથા સાધુઓના શીલ-ચારિત્ર તથા કુસાધુઓના કુશીલ તથા મોક્ષ અને બધનના રહસ્યને પ્રગટ કરીશ રાગ તથા દ્વેષ તે ભાવ વલય કહેવાય એ રાગદ્વેષથી મુક્ત રહેનારને સત્યતત્ત્વ સમજાય છે એ સબધમા કહુ છુ કે સત્ય તત્ત્વને યથા તથ્ય કહેવાય છે અથવા જે પરમાર્થ છે તે યથા તથ્ય છે અને તે જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ધર્મ છે જેના આરાધનથી દુર્ગતિમા પડતા જીવોને બચાવે છે તે જ શ્રુત ચારિત્રરૂપ ધર્મ છે તેનુ યથાતથ્ય પાલન ઉપયોગવત રહીને કરનાર સમસ્ત કર્મોનો ક્ષય કરી શાતિરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે જેમા સમ્યગ્દર્શન એ ધર્મના પાયારૂપ છે તે ઔપશમિક, ક્ષાયિક ક્ષાયોપશમિક આદિ પાચ પ્રકારે છે, વીતરાગદેવે પ્રતિપાદન કરેલ જે મોક્ષમાર્ગ તેની નીવડ શ્રદ્ધા તે જ સમ્યગ્દર્શન કહેવાય

છે અને જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, બંધ, મોક્ષ, નિર્જરા આદિ નવતત્ત્વરૂપ જે તત્ત્વ છે તેને યથાતથ્ય જાણે અને હિતાહિતને બતાવે તે જ્ઞાન અને વ્રત ધારણરૂપ ચારિત્ર તથા સમિતિનું પાલન અને કષાયોનો નિગ્રહ તે ચારિત્ર એ ત્રણ તત્ત્વ, જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી અનુષ્ઠાન તે મોક્ષ માર્ગ છે તથા શુભ અનુષ્ઠાન તથા અશુભ અનુષ્ઠાન, સંસાર અને મોક્ષ, ધર્મ અને અધર્મના સત્યભાવોને પ્રગટ કરીશ, તેને જાણી સાધક સંસારની માયાથી મુક્ત બની સંયમ ધર્મમાં વિચરણ કરે એ સાધુ ધર્મ છે, મોક્ષમાર્ગ છે આત્મહિત છે, કલ્યાણનો માર્ગ છે

अहो य राओ य समुट्ठिएहिं, तहागएहिं पडिलब्भ धम्मं ।
समाहिमाघातमजोसयंता, सत्थारमेव फरुसं वयंति ॥२॥

શબ્દાર્થ (૧) દિવસ (૨) રાત્રિ (૩) ઉત્તમ અનુષ્ઠાન કરનાર (૪) તીર્થંકરના (૫) ધર્મને (૬) પામી (૭) તીર્થંકરોક્ત (૮) સમાધિ (૯) સેવન નહિ કરનારાઓ (૧૦) જ્ઞાન દેનાર તિર્થંકર દેવની (૧૧) નિંદા (૧૨) કરે છે

ભાવાર્થ:- દિવસ અને રાત્રિ મોક્ષસાધનના ઉત્તમ અનુષ્ઠાનો કરવામાં પ્રવૃત્ત રહેનારા શ્રી તીર્થંકર દેવના ધર્મને પામી તીર્થંકર દેવ કથિત સમાધિ માર્ગરૂપ ચારિત્રનું સેવન નહિ કરતા થકા જમાલિ આદિ નિન્હવ શ્રી તીર્થ કરદેવની નિંદા કરે છે અને સત્ય માર્ગનો લોપ કરી કુમાર્ગની પ્રરૂપણા કરે છે અને શ્રદ્ધાથી પતિત થાય છે સંયમભાર ઉપાડવામાં અસમર્થ બનતા સંયમ પાલનમાં ઢીલા થઈ શિથિલ થઈ જ્ઞાન આપનાર જ્ઞાનીઓના અવર્ણવાદ બોલે છે તેના સાધકો ઘણા કાળસુધી જન્મ મરણરૂપ સંસારચક્રમાં પરિભ્રમણ કરવા માટે દુ:ખોને બોલાવે છે એમ જાણી વીતરાગની આજ્ઞાના વિરાધક થવું નહિ.

विसोहियं ते अणुकाहयंते, जे आतभावेण वियागरेज्जा ।
अट्ठाणिए होइ बहुगुणाणं, जे णाणसंकाइ मुसं वदेज्जा ॥३॥

**શબ્દાર્થ** (૧) વિશુદ્ધ માર્ગથી (૨) વિપરીત પ્રરુપણા કરનાર (૩) પોતાની રુચિ અનુસાર (૪) સૂત્રના અર્થ કરનાર (૫) ઉત્તમ ગુણોના (૬) ભાજન (૭) થતા (૮) નથી (૯) વીતરાગ માર્ગમાં (૧૦) શંકા લાવી (૧૧) મિથ્યા (૧૨) ભાષણ કરે છે

**ભાવાર્થ** – સર્વ દોષોથી રહિત શ્રી વીતરાગ માર્ગ છે, અહંકારના કારણે જમાલિ આદિ નિન્હવ વીતરાગ માર્ગથી વિપરીત પ્રરુપણા કરતા થકા પોતાની રુચિ અનુસાર વીતરાગના કથનથી વિરૂદ્ધ સૂત્રના અર્થો કરે છે, વીતરાગ માર્ગમા શંકા લાવી મિથ્યા ભાષણ કરે છે આવા સાધકો ઉત્તમ ગુણોના ભાજન બની શકતા નથી અને પોતાના કદાગ્રહના કારણે સત્ય વસ્તુને સમજી શકતાં નથી અને વિવેક શુન્ય થઈ વિપરીત વર્તન કરતા થકા સંસાર પરિભ્રમણ વધારી જન્મ મરણમાં ફસાઈ રહે છે

जे यावि पुट्ठा पलिउंचयन्ति, आयाणमट्ठं खलु वंचयित्ता ।
असाहुणो ते इह साहुमाणी, मायण्णि एसंति अणंतघातं ॥४॥

**શબ્દાર્થ** (૧) જે (૨) કોઈ લોકો (૩) પૂછે (૪) ગુરુના નામને છૂપાવે તે (૫) મોક્ષથી (૬) વંચિત રહે છે (૭) અસાધુ હોવા છતાં (૮) સાધુ (૯) માને (૧૦) માયાવી જીવો (૧૧) પામે છે (૧૨) અનંતવાર (૧૩) ઘાતને–મરણને

**ભાવાર્થ**·– જે માયાવી સાધકને તેમના ગુરુનુ નામ કોઈ પૂછે તો અભિમાની સાધક પોતાના અહંભાવના કારણે ગુરુના નામને

છૂપાવી કોઇ અન્ય વિદ્વાન આચાર્યના નામને બતાવે છે, તેવા સાધકો મોક્ષથી વંચિત રહે છે વળી પોતામાં સાધુના ગુણો નહિ હોવા છતાં પોતે પોતાને સાધુ માને છે આવા માયાવી સાધુઓ અનંતવાર સંસારમાં જન્મ મરણના દુઃખોને પામે છે અને દિન પ્રતિદિન સાવદ્ય અનુષ્ઠાનોને શુભ અનુષ્ઠાન માની ઘણા પાપનો સંચય કરે છે અને સંસાર પરિભ્રમણ વધારતો રહે છે, એમ જાણી સાધક આત્માએ સંયમી સાધુઓએ માયા કપટ ત્યાગી ગુરુનો વિનય સાચવીને સંયમ પાલન કરવું અને શિથિલાચારી સાધુઓના સંગથી દૂર રહેવું

**जे कोहणे होइ जगट्ठमासी, विओसिय जे उ उदीरएज्जा ।**
**अंधे य से दण्डपहं गहाय, अविओसिए घासति पावकम्मी ॥५**

શબ્દાર્થ (૧) જે પુરુષ (૨) ક્રોધી (૩) હોય (૪) પરના દોષો પ્રગટ કરતો હોય (૫) ઉપશાંત થયેલ ક્લેશ (૬) ફરી ઉત્પન્ન કરે (૭) પાપકર્મ કરવાવાળા જીવો (૮) સદા ક્લેશમાં રહેતા (૯) અંધ પુરુષની પ્રાકે (૧૦) લાકડી (૧૧) ગ્રહણ કરી (૧૨) ઉંચા માર્ગે જતાં (૧૩) દુઃખ પામે છે.

ભાવાર્થ:– જે પુરુષ કષાયોના વિપાકોને નહિ જાણનાર સદા ક્રોધ કરનાર અને અન્ય વ્યક્તિના દોષોને પ્રગટ કરનાર પરની નિંદા કરનાર અને ઉપશમી ગયેલ ક્લેશને ફરી ઉત્પન્ન કરનાર સદા ઝઘડામાં રહેતા પાપી જીવો જેમ અંધ મનુષ્ય માર્ગનો અજાણ લાકડીના ટેકાથી ઉન્માર્ગને પામીને દુઃખી થાય છે તેની માફક ક્રોધી મનુષ્યો તથા સાધકો દુઃખી થાય છે એમ જાણી આત્માર્થી સાધકોએ ક્રોધાદિ કષાયોથી–ક્લેશોથી સદા દૂર રહી ઉપશાંતભાવે રહી સંયમ પાલન કરવું

૧ ૨ ૩ ૭ ૫ ૬ ૪
जे विग्गहीए अन्नायभासी, न से समे होइ अझंझपत्ते ।
૮ ૯ ૧૦ ૧૧
उवायकारी य हरीमणे य, एगंतदिट्ठी य अमाइरूवे ॥६॥

શબ્દાર્થ . (૧) જે પુરુષ (૨) ઝઘડા કરનાર હોય (૩) ન્યાય વિરૂદ્ધ ભાષણ કરનાર (૪) કલેશ રહિત ન હોવાથી (૫) સમાધિને (૬) પ્રાપ્ત (૭) કરી શકતો નથી (૮) જે ગુરુની આજ્ઞાનુ પાલન કરનાર (૯) લજ્જાવંત હોય (૧૦) જીવાદિ તત્ત્વોમા શ્રદ્ધાવાન હોય (૧૧) અમાયી હોય

ભાવાર્થ.– સત્ય તત્ત્વના જ્ઞાનથી રહિત પુરુષ સદા કલેશ કરનાર તથા ન્યાય વિરૂદ્ધ ભાષણ કરનારા કલેશ રહિત નહિ થવાથી તે સમાધિને પ્રાપ્ત કરી શકતો નથી તેથી આત્માનુ હિત પણ કરી શકતો નથી ધર્મને પ્રાપ્ત કરી શકાતો નથી જેથી એવા સાધકો સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણના દુઃખો ભોગવતા હોય છે, પરંતુ જે સાધક ગુરુ આજ્ઞાએ ચાલનાર તથા પાપકર્મ કરવામા ગુરુઆદિથી લજ્જા પામતો હોય તથા જીવાદિ તત્ત્વોમાં શ્રદ્ધાવાન હોય, અમાયી હોય, મૂળગુણ ઉત્તરગુણનુ પાલન કરવામા ઉપયોગવંત હોય તે સમાધિને પ્રાપ્ત કરી શકે છે, એમ જાણી વાણીમા સંયમ રાખી કલેશથી દૂર રહી ન્યાય યુક્ત, નિરવદ્ય અને પ્રિય, સત્ય વચન બોલવામા તથા સંયમ પાલનમા ઉપયોગવંત રહેવુ એ સમાધિ પ્રાપ્ત થવાનુ લક્ષણ છે

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
से पेसले सुहुमे पुरिसजाए, जच्चन्निए चेव सुउज्जुयारे ।
૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૫ ૧૪
बहुंपि अणुसासिए जे तहच्चा, समे हु से होइ अझंझपत्ते ॥७॥

શબ્દાર્થ (૧) એ (૨) મનોહર (૩) સૂક્ષ્મદર્શી (૪) પુરુષાર્થી (૫) જાતિવંત (૬) નિશ્ચયથી (૭) સરલ આચારવંત (૮) વિશેષ (૯) શિક્ષા પ્રાપ્ત થતા (૧૦) પ્રસન્ન ચિત્ત રાખનાર (૧૧) સમભાવી (૧૨) નિશ્ચયથી (૧૩) તે સાધક (૧૪) અમાયી કલેશ રહિત (૧૫) હોય છે

છૂપાવી કોઇ અન્ય વિદ્વાન આચાર્યના નામને બતાવે છે, તેવા સાધકો મોક્ષથી વંચિત રહે છે વળી પોતામા સાધુના ગુણો નહિ હોવા છતાં પોતે પોતાને સાધુ માને છે આવા માયાવી સાધુઓ અનંતવાર સંસારમાં જન્મ મરણના દુઃખોને પામે છે અને દિન-પ્રતિદિન સાવદ્ય અનુષ્ઠાનોને શુભ અનુષ્ઠાન માની બમણા પાપનો સંચય કરે છે અને સંસાર પરિભ્રમણ વધારતો રહે છે, એમ જાણી સાધક આત્માએ સંયમી સાધુઓએ માયા કપટ ત્યાગી ગુરુનો વિનય સાચવીને સંયમ પાલન કરવું અને શિથિલાચારી સાધુઓના સંગથી દૂર રહેવું

जे कोहणे होइ जगट्ठभासी, विओसियं जे उ उदीरएज्जा ।
अंधे व से दंडपहं गहाय, अविओसिए घासति पावकम्मी ॥५

શબ્દાર્થ (૧) જે પુરુષ (૨) ક્રોધી (૩) હોય (૪) પરના દોષો પ્રગટ કરતો હોય (૫) ઉપશાંત થયેલ ક્લેશ (૬) ફરી ઉત્પન્ન કરે (૭) પાપકર્મ કરવાવાળા જીવો (૮) સદા ક્લેશમાં રહેતા (૯) આંધ પુરુષની માફક (૧૦) લાઠી (૧૧) ગ્રહણ કરી (૧૨) ટુંકા માર્ગે જતાં (૧૩) દુઃખ પામે છે.

ભાવાર્થઃ— જે પુરુષ કષાયોના વિપાકોને નહિ જાણનાર સદા ક્રોધ કરનાર અને અન્ય વ્યક્તિના દોષોને પ્રગટ કરનાર પરની નિંદા કરનાર અને ઉપશમી ગયેલ ક્લેશને ફરી ઉત્પન્ન કરનાર સદા ઝઘડામાં રહેતા પાપી જીવો જેમ આંધ મનુષ્ય માર્ગનો અજાણ લાકડીના ટેકાથી ઉન્માર્ગને પામીને દુઃખી થાય છે તેની માફક ક્રોધી મનુષ્યો તથા સાધકો દુઃખી થાય છે એમ જાણી આત્માર્થી સાધકોએ ક્રોધાદિ કષાયોથી–ક્લેશોથી સદા દૂર રહી ઉપશાંતભાવે રહી સંયમ પાલન કરવું

અન્ય કોઇ તપસ્વી કે જ્ઞાની નથી, એમ માની પોતાની પ્રશંસા કરે અને અન્ય સંયમી તથા જ્ઞાનીઓ તથા તપસ્વીઓને ચન્દ્રમાના બિંબ સમાન નકલી માને આ રીતે માનનારા સાધકો અભિમાની તથા અવિવેકી જાણવા, એમ જાણી સાધક આત્માએ પોતાના સંયમ-ચારિત્રનુ પાલન કરતાં ચારિત્રનુ કે તપનુ અભિમાન કરવુ નહિ. અભિમાન કરવાથી ગુણોની હાની થાય છે, માટે સમભાવપૂર્વક રહી સંયમ પાલન કરવું

**एगंतकूडेण उसे पलेइ, ण विज्जती मोणपयंसि गोत्ते ।**
**जे माणणट्ठेण विउक्कसेज्जा, वसुमन्नतरेण अबुज्झमाणे ॥९॥**

શબ્દાર્થ . (૧) એકાંત (૨) મોહપાસથી (૩) સંસાર પરિભ્રમણ કરે (૪) નથી (૫) વિદ્યમાન (૬) સાધુપણામાં (૭) ઉચ્ચ ગોત્ર (૮) માન (૯) પૂજા માટે (૧૦) મદ કરે (૧૧) સંયમી હોવા છતા (૧૨) અન્ય પ્રકારે (૧૩) અજ્ઞાની

**ભાવાર્થ** – ઉપર કહ્યા મુજબ અહંકારી સાધક અહંકારનુ સેવન કરી એકાંત મોહપાસમાં ફસાઇ સંસારમા પરિભ્રમણ કરતા થકા સંસારમાં લીન બની રહે છે આવા અભિમાની સાધકો સર્વજ્ઞ પ્રણીત માર્ગના અનુગામી બની શકતાં નથી અને માનપૂજાની પ્રાપ્તિ થતાં અભિમાન કરનારા તથા સંયમ ગ્રહણ કરી જ્ઞાનાદિનો મદ કરનારા વસ્તુત મૂર્ખ તથા અપંડિત જાણવા, કારણ કે તેઓ પરમાર્થને જાણતા નથી માનપૂજામા આસક્ત રહેવાથી તથા મદ કરવાથી કડવા વિપાક રૂપ કર્મબંધન થાય છે, તેનુ તેને જ્ઞાન નથી તેથી તેવા સાધકો સંયમથી પતિત થઇ સંસારમા ફસાઇ સંયમરૂપ ઉંચ સ્થાનને ગુમાવી અમૂલ્ય માનવ ભવને હારી જાય છે અને સંસાર અટવીમા વારવાર જન્મમરણ કરતા થકા દુઃખોને ભોગવતા થકા પરિભ્રમણ કર્યા કરે છે.

**ભાવાર્થ** – સાધકના પ્રમાદ વશ કોઈ દોષ ઉત્પન્ન થયો હોય અને આચાર્ય આદિ દ્વારા શિક્ષા પ્રાપ્ત થતાં ચિત્તવૃત્તિ પવિત્ર રાખીને તે શિખામણને પ્રસન્ન ચિત્તે ગ્રહણ કરે, ક્રોધ કરે નહિ, એવા સૂક્ષ્મદર્શી તથા પુરુષાર્થી, જાતિવંત, સરલ સાધક વિનયાદિ ગુણોથી યુક્ત રહીને સંયમનું યથાતથ્ય પાલન કરતાં થકાં ગુરુના ઉપદેશ અનુસાર આચરણ કરતાં થકાં, કપટ નહિ રાખતા, પ્રશંસા તથા નિંદામાં, સમભાવ રાખનારા સાધકો વીતરાગ પુરુષોની સમાન માનવા યોગ્ય જાણવા જે સાધકને પોતાનો દોષ સમજાય એ જ સાધક ઉચ્ચ ગુણોને પ્રાપ્ત કરી શકે તેમ જ જે સાધકને પોતાની લીધેલ પ્રતિજ્ઞા (આરંભ પરિગ્રહથી દૂર રહેવા આદિની)નું પાલન કરવામાં સતત ઉપયોગ હોય તે જ સંયમનું શુદ્ધ પાલન કરી શકે

**जे आवि अप्पं वसुमंति मत्ता, संखाय वायं अपरिक्ख कुज्जा ।**
**तवेण वाहं सहिओत्ति मत्ता, अण्णं जणं पस्सति बिंबभूयं ॥८॥**

શબ્દાર્થ (૧) જે કોઈ સાધક (૨) પોતાને (૩) સંયમી (૪) તથા જ્ઞાની (૫) માની (૬) પોતાની પરીક્ષા કર્યા વિના (૭) પ્રશંસા (૮) કરે છે (૯) તપસ્વી છું (૧૦) હું (૧૧) શ્રેષ્ઠ છું (૧૨) માનીને (૧૩) અન્ય (૧૪) તપસ્વીઓને (૧૫) માને છે (૧૬) નિરર્થક

**ભાવાર્થ**:– પ્રાયઃ તપસ્વીઓમાં જ્ઞાનનો તથા તપનો ગર્વ હોય છે કોઈ હલકી પ્રકૃતિવાળો સાધક પોતાને સંયમી તથા જ્ઞાનવાન તથા તપસ્વી માનતો થકો પોતાની મેળે પ્રશંસા કરતો હોય છે અને એમ માનતો હોય છે કે મૂળગુણ તથા ઉત્તરગુણ સહિત હું સંયમનું પાલન કરું છું મારા સમાન અન્ય કોઈ સંયમી નથી. વળી જીવાદિ તત્ત્વોને પણ હું સારી રીતે જાણું છું તેમ જ બાર પ્રકારની તપસ્યા કરવામાં પણ હું જ સર્વથી શ્રેષ્ઠ છું, મારા સમાન

**ભાવાર્થ**:- અભિમાન કે મદ કરવાથી કોઇ ગુણુ ઉત્પન્ન થતા નથી જાતિ અથવા કુળ મનુષ્યોને દુર્ગતિમાં પડતાં જીવોને અથવા જન્મ મરણુરૂપ સંસાર પરિભ્રમણુના દુઃખોથી બચાવી શકવા સમર્થ થતાં નથી, જેથી જાતિ કુળ આદિના કોઇ મદ કરવા નહિ, ઉપયોગવંત રહી સારી રીતે સેવન કરેલા જ્ઞાન દર્શન અને ચારિત્ર આરાધન સિવાય સંસારી કોઇ વસ્તુ સ્થાવર કે જંગમ દુ:ખોમાંથી છોડાવવા સમર્થ થતા નથી એમ જાણી સંયમ આરાધન કરવું. જે સાધક પ્રવ્રજ્યા ગ્રહણુ કર્યા પશ્ચાત ગૃહસ્થના કાર્યના સેવન કરે છે, કરાવે છે, તે સાધક પોતાના અષ્ટ કર્મોનો ક્ષય કરવા સમર્થ થતાં નથી; પરંતુ સંસાર પરિભ્રમણુની વૃદ્ધિ થાય છે માતાના પક્ષને જાતિ કહેવાય છે. પિતા પક્ષ કુળ કહેવાય છે, તે જાતિ કે કુળ અથવા જાતિમદ કે કુળ મદ જીવોને દુ:ખોથી છોડાવવા સમર્થ થતા નથી જેથી સરલ સ્વભાવી બની સમભાવ યુક્ત રહી સંયમ પાલન કરવા સાધકે જાગૃત બની રહેવુ

**णिक्किंचणे भिक्खु सुलूहजीवी, जे गारवं होइ सिलोगगामी।**

**आजीवमेयं तु अबुज्झमाणो, पुणो पुणो विप्परियासुवेंति ॥१२॥**

**શબ્દાર્થ** : (૧) પરિગ્રહ રહિત (૨) સાધુ (૩) લુખા આહારથી (૪) જીવન નિર્વાહ કરતા હોય (૫) ગર્વ કરતા હોય (૬) માન પુજાની ઇચ્છા રાખતા હોય તો (૭) આજીવિકાના સાધન જાણવા (૮) અજ્ઞાની (૯) વારવાર (૧૦) જન્મ મરણુ કરે છે

**ભાવાર્થ** - જે સાધુ દ્રવ્યાદિ બાહ્ય પદાર્થ, ઉપરગરણુ સિવાય કિંચિંતમાત્ર પરિગ્રહ રાખતો ન હોય અને ભિક્ષાચર્યાથી નિર્દોષ અને લુખા તથા સુખા આહારથી જીવન નિર્વાહ કરતો હોય, પરંતુ જો માન પ્રતિષ્ઠા, પ્રશંસાની પ્રાપ્તિની ઇચ્છા રાખતો હોય અને

जे माहणो खत्तियजायए वा, तहुग्गपुत्ते तह लेच्छई वा।
जे पव्वईए परदत्तभोई, गोत्ते ण जे थब्भति माणबद्धे ॥१०॥

શબ્દાર્થ (૧) જે (૨) બ્રાહ્મણ હોય (૩) ક્ષત્રિય જાતિ હોય (૪) ઉગ્ર પુત્ર હોય (૫) મલેચ્છ જાતિ હોય (૬) દીક્ષા લઈ (૭) અન્યના દીધેલા આહાર (૮) ખાતો હોય (૯) ગોત્રાદિ (૧૦) અભિમાન ન કરતા હોય (૧૧) અભિમાન યુક્ત થઈ

ભાવાર્થ – બ્રાહ્મણ હોય, ક્ષત્રિય જાતિના હોય, ઉગ્ર પુત્ર હોય, મ્લેચ્છ–ક્ષત્રિય જાતિ વિશેષ હોય, જે કોઈ પ્રવ્રજ્યા ગ્રહણ કરીને, યાચના કરીને ગૃહસ્થોએ દીધેલા નિર્દોષ આહારનું ભોજન કરતા હોય અને અભિમાન યુક્ત બની પોતાના ઉચ્ચ ગોત્રાદિનું અભિમાન કરતા ન હોય અને જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ સંયમ આરાધનમાં ઉપયોગવંત રહેતા હોય એ જ સાધુઓ સર્વજ્ઞના માર્ગના અનુયાયી તથા સાચા સાધુ જાણવા અને એ જ સાધુઓ જગતમાં માનનીય બને છે, આત્મકલ્યાણ સાધી શકે છે કર્મોનો ક્ષય કરી જન્મમરણના દુઃખોમાંથી છૂટી અજરામર રૂપ સિદ્ધ ગતિને પ્રાપ્ત કરે છે

न तस्स जाई व कुलं व ताणं, ण णण्णत्थ विज्जाचरणं सुचिण्णं।
णिक्खम्म से सेवइऽगारिकम्मं, ण से पारए होइ विमोयणाए ॥११॥

શબ્દાર્થ (૧) ન થાય (૨) જીવને (૩) જાતિ (૪) કુળ (૫) ત્રાણ શરણ (૬) જ્ઞાન (૭) ચારિત્ર (૮) સારી રીતે સેવન કરેલ સિવાય (૯) અન્ય કોઈ શરણ ભૂત નથી (૧૦) પ્રવ્રજ્યા લઈને (૧૧) જે સાધક (૧૨) સેવન કરે છે (૧૨) કર્મોનો ક્ષય કરવા (૧૩) ગૃહસ્થ યોગ્ય કાર્યોના (૧૩) સમર્થ (૧૪) થતા (૧૫) નથી.

**ભાવાર્થ**:- અભિમાન કે મદ કરવાથી કોઇ ગુણ ઉત્પન્ન થતા નથી જાતિ અથવા કુળ મનુષ્યોને દુર્ગતિમાં પડતાં જીવોને અથવા જન્મ મરણરૂપ સંસાર પરિભ્રમણના દુઃખોથી બચાવી શકવા સમર્થ થતા નથી, જેથી જાતિ કુળ આદિના કોઇ મદ કરવા નહિ, ઉપયોગવંત રહી સારી રીતે સેવન કરેલા જ્ઞાન દર્શન અને ચારિત્ર આરાધન સિવાય સંસારી કોઇ વસ્તુ સ્થાવર કે જંગમ દુઃખોમાંથી છોડાવવા સમર્થ થતા નથી એમ જાણી સંયમ આરાધન કરવું. જે સાધક પ્રવ્રજયા ગ્રહણ કર્યા પશ્ચાત ગૃહસ્થના કાર્યના સેવન કરે છે, કરાવે છે, તે સાધક પોતાના અષ્ટ કર્મોનો ક્ષય કરવા સમર્થ થતાં નથી, પરંતુ સંસાર પરિભ્રમણની વૃદ્ધિ થાય છે માતાના પક્ષને જાતિ કહેવાય છે પિતા પક્ષ કુળ કહેવાય છે, તે જાતિ કે કુળ અથવા જાતિમદ કે કુળ મદ જીવોને દુઃખોથી છોડાવવા સમર્થ થતા નથી જેથી સરલ સ્વભાવી બની સમભાવ યુક્ત રહી સંયમ પાલન કરવા સાધકે જાગૃત બની રહેવું

**णिक्किंचणे भिक्खु सुलूहजीवी, जे गारवं होइ सिलोगगामी ।**
**आजीवमेयं तु अबुज्झमाणो, पुणो पुणो विप्परियासुवेंति ॥१२॥**

**શબ્દાર્થ** : (૧) પરિગ્રહ રહિત (૨) સાધુ (૩) લુખા આહારથી (૪) જીવન નિર્વાહ કરતા હોય (૫) ગર્વ કરતા હોય (૬) માન પુજાની ઇચ્છા રાખતા હોય તો (૭) આજીવિકાના સાધન જાણવા (૮) અજ્ઞાની (૯) વારવાર (૧૦) જન્મ મરણ કરે છે

**ભાવાર્થ** - જે સાધુ દ્રવ્યાદિ બાહ્ય પદાર્થ, ઉપકરણ સિવાય કિંચિતમાત્ર પરિગ્રહ રાખતો ન હોય અને ભિક્ષાચર્યાથી નિર્દોષ અને લુખા તથા સુખા આહારથી જીવન નિર્વાહ કરતો હોય, પરંતુ જો માન પ્રતિષ્ઠા, પ્રશંસાની પ્રાપ્તિની ઇચ્છા રાખતો હોય અને

जे माहणो खत्तियजायए वा, तहुग्गपुत्ते तह लेच्छई वा।
जे पव्वईए परदत्तभोई, गोत्ते ण जे थब्भति माणबद्धे ॥१०॥

શબ્દાર્થ (૧) જે (૨) બ્રાહ્મણ હોય (૩) ક્ષત્રિય જાતિ હોય (૪) ઉગ્ર પુત્ર હોય (૫) લેચ્છ જાતિ હોય (૬) દીક્ષા લઈ (૭) અન્યના દીધેલા આહાર (૮) ખાતા હોય (૯) ગોત્રાદિ (૧૦) અભિમાન ન કરતા હોય (૧૧) અભિમાન મુક્ત થઈ

ભાવાર્થ – બ્રાહ્મણ હોય, ક્ષત્રિય જાતિના હોય, ઉગ્ર પુત્ર હોય, લેચ્છ–ક્ષત્રિય જાતિ વિશેષ હોય, જે કોઈ પ્રવજ્યા ગ્રહણ કરીને, યાચના કરીને ગૃહસ્થોએ દીધેલા નિર્દોષ આહારનું ભોજન કરતા હોય અને અભિમાન મુક્ત બની પોતાના ઉચ્ચ ગોત્રાદિનું અભિમાન કરતા ન હોય અને જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ સંયમ આરાધનમાં ઉપયોગવંત રહેતા હોય, એ જ સાધુઓ સર્વજ્ઞના માર્ગના અનુયાયી તથા સાચા સાધુ જાણવા અને એ જ સાધુઓ જગતમાં માનનીય બને છે આત્મકલ્યાણ સાધી શકે છે આઠકર્મોનો ક્ષય કરી જન્મમરણના દુઃખોથી છૂટી અજન્માપદ રૂપ સિદ્ધ ગતિને પ્રાપ્ત કરે છે

न तस्स जाई व कुलं व ताणं, णण्णत्थ विज्जाचरणं सुचिण्णं।
णिक्खम्म से सेवइऽगारिकम्मं, ण स पारए होइ विमोयणाए
॥११॥

શબ્દાર્થ (૧) ન થાય (૨) તેને (૩) જાતિ (૪) કુળ (૫) ત્રાણ શરણ (૬) જ્ઞાન (૭) ચારિત્ર (૮) સારી રીતે સેવન કરેલ સિવાય (૯) અન્ય કોઈ શરણ ભૂત નથી (૧૦) પ્રવ્રજ્યા લઈને (૧૧) જે સાધક (૧૨) સેવન કરે છે (૧૩) કર્મોનો ક્ષય કરવા (૧૩) ગૃહસ્થ યોગ્ય કાર્યોના (૧૩) સમર્થ (૧૪) થતા (૧૫) નથી.

થાય છે અને અશુભ કર્મબંધન થતાં ભવિષ્યના ભવમાં તેના વિપાકો ભોગવવાં પડે છે એમ જાણી અભિમાન કરવું નહિ.

**एवं ण से होइ समाहिपत्ते, जे पन्नवं भिक्खु विउक्कसेज्जा ।**
**अहवाऽवि जे लाभमयावलित्ते, अन्नं जणं खिंसति बालपन्ने ॥१४॥**

**શબ્દાર્થ** : (૧) એમ (૨) સાધુ (૩) બુદ્ધિમાન હોવા છતાં (૪) ગર્વ કરતા હોય (૫) પોતાના લાભના મદથી (૬) ઉન્મત્ત બની (૭) અન્ય (૮) સાધુની (૯) નિંદા કરતો હોય (૧૦) અજ્ઞાની (૧૧) સમાધિ (૧૨) પ્રાપ્ત (૧૩) કરી શકતો (૧૪) નથી

**ભાવાર્થ**:- જે કોઇ સાધુ પોતે બુદ્ધિમાન હોવા છતાં પોતાની બુદ્ધિનો ગર્વ કરતો હોય અથવા તો લાભાન્તરાયના ક્ષયોપશમથી ઉપગરણો તથા આહારાદિ જોઇતાં સહેજે પ્રાપ્ત થતા હોય તો તે લાભના મદથી ઉન્મત બની અન્ય સાધુઓની નિંદા કરતો હોય તો તે વિવેકી ન ગણાય, તેમ જ એ ગર્વ કરનાર અજ્ઞાની મુર્ખ સાધક સમાધિરૂપ મોક્ષમાર્ગ તથા ધર્મનો આરાધક થઇ શકતો નથી સમાધિને પ્રાપ્ત કરી શકતો નથી. એમ જાણી સરલ સાધકે અભિમાન મદ કરવા નહિ અને સમભાવ યુક્ત બની સયમનુ પાલન કરવા ઉપયોગવત બની રહેવુ

**पन्नामयं चेव तवोमयं च, णिन्नामए गोयमयं च भिक्खू ।**
**आजीवगं चेव चउत्थमाहु, से पंडिए उत्तमपोग्गले से ॥१५॥**

**શબ્દાર્થ** . (૧) પ્રજ્ઞામદ (૨) તપમદ (૩) ગોત્રમદ (૪) આજીવિકામદ (૫) ચારે મદ (૬) ત્યાગ કરે (૭) પંડિત (૮) સર્વથી ઉત્તમ કહેવાય (૯) તે સાધુ

ઉચ્ચકુળ આદિના અભિમાન કરતો હોય તો તેના ઉપરોક્ત ગુણો બધા આજીવિકાના સાધનરૂપ જાણવા. આવા સાધકો સંયમપાલનમાં બાહ્ય કષ્ટ વેઠવા છતાં તેઓ ઉપરોક્ત અભિમાન આદિ દોષોના કારણે વારંવાર સંસારમાં જન્મ મરણાદિના દુઃખો ભોગવતા થકાં સંસારમાં ડુબીને ફસાઈ રહે છે એમ જાણી સાધક આત્માએ અભિમાન કરવું નહિ તેમ જ માન પતિષ્ઠા પાળવાની ભાવના રાખવી નહિ; પરંતુ સંયમ પાલનમાં ઉપયોગવંત રહી લીધેલ પ્રતિજ્ઞાનું પાલન કરવા સદા જાગૃત બની રહી મનુષ્યભવને સફળ બનાવવો એજ શ્રેય છે

जे भासवं भिक्खु सुसाहुवादी, पडिहाणवं होइ विसारए य।
आगाढपण्णे सुविभावियप्पा, अन्नं जणं पन्नया परिहवेज्जा ॥१३॥

શબ્દાર્થ (૧) જે (૨) ભાષાના જાણકાર (૩) સાધુ (૪) મધુરભાષી હોય (૫) પ્રતિભાવાળા (૬) હોય (૭) શાસ્ત્રાર્થમાં વિશારદ હોય (૮) સત્ય તત્વમાં કુશળ હોય (૯) ધર્મભાવનાથી વાસિત હોય (૧૦) અન્ય (૧૧) સાધુઓનો (૧૨) જ્ઞાનના અહંભાવથી (૧૩) તિરસ્કાર કરનાર

ભાવાર્થઃ- જે સાધુ ભાષાના જાણકાર હોય, તથા મધુરભાષી હોય, પ્રતિભાવાળા હોય, જગતના જીવોને હિતકર, પરિમિત અને મીષ્ટ વચનથી ઉપદેશ આપતા હોય, બુદ્ધિમાન હોય, શાસ્ત્રોના અર્થો કરવામાં નિપુણ હોય, શ્રોતાના અભિપ્રાયને જાણનાર હોય, સત્ય તત્વ જાણવામાં કુશળ હોય ધર્મવાસનાથી હૃદય વાસિત હોય એવા ગુણવાન હોય તે ઉત્તમ સાધુ કહેવાય, પરંતુ આવા ગુણોથી યુક્ત હોવા છતા જો ત તે ગુણોના અભિમાનથી અન્ય સાધુઓનો તિરસ્કાર-નિંદા કરતા હોય તો તે ઉપરોક્ત ગુણો હોવા છતાં તે અવિવેકી છે, તેમ જ અન્યના તિરસ્કારથી પોતાના ગુણોની હાની

થાય છે અને અશુભ કર્મબંધન થતાં ભવિષ્યના ભવમાં તેના વિપાકો ભોગવવાં પડે છે. એમ જાણી અભિમાન કરવું નહિ.

१ १४ १३ ११ १२ ३ २ ४
**एवं ण से होइ समाहिपत्ते, जे पन्नवं भिक्खु विउक्कसेज्जा ।**
५ ६ ७ ८ ९ १०
**अहवाऽवि जे लाभमयावलित्ते, अन्नं जणं खिंसति बालपन्ने ॥१४॥**

**શબ્દાર્થ** · (૧) એમ (૨) સાધુ (૩) બુદ્ધિમાન હોવા છતાં (૪) ગર્વ કરતા હોય (૫) પોતાના લાભના મદથી (૬) ઉન્મત્ત બની (૭) અન્ય (૮) સાધુની (૯) નિંદા કરતો હોય (૧૦) અજ્ઞાની (૧૧) સમાધિ (૧૨) પ્રાપ્ત (૧૩) કરી શકતો (૧૪) નથી

**ભાવાર્થ**:- જે કોઇ સાધુ પોતે બુદ્ધિમાન હોવા છતાં પોતાની બુદ્ધિનો ગર્વ કરતો હોય અથવા તો લાભાન્તરાયના ક્ષયોપશમથી ઉપગરણો તથા આહારાદિ જોઇતાં સહેજે પ્રાપ્ત થતા હોય તો તે લાભના મદથી ઉન્મત બની અન્ય સાધુઓની નિંદા કરતો હોય તો તે વિવેકી ન ગણાય, તેમ જ એ ગર્વ કરનાર અજ્ઞાની મુર્ખ સાધક સમાધિરૂપ મોક્ષમાર્ગ તથા ધર્મનો આરાધક થઇ શકતો નથી સમાધિને પ્રાપ્ત કરી શકતો નથી. એમ જાણી સરલ સાધકે અભિમાન મદ કરવા નહિ અને સમભાવ યુક્ત બની સયમનુ પાલન કરવા ઉપયોગવત બની રહેવુ

१ २ ६ ३
**पन्नामयं चेव तवोमयं च, णिन्नामए गोयमयं च भिक्खू ।**
४ ५ ७ ८ ९
**आजीवगं चेव चउत्थमाहु, से पंडिए उत्तमपोग्गले से ॥१५॥**

**શબ્દાર્થ** . (૧) પ્રજ્ઞામદ (૨) તપમદ (૩) ગોત્રમદ (૪) આજીવિકામદ (૫) ચારે મદ (૬) ત્યાગ કરે (૭) પડિત (૮) સર્વથી ઉત્તમ કહેવાય (૯) તે સાધુ

ભાવાર્થ:- જે કોઈ સાધુ બુદ્ધિમદ, તપમદ, ગોત્રમદ, આજીવિકા મદ એ ચારે મદનો ત્યાગ કરે તો તે પંડિત પદને પામે છે અને સર્વ મુનિવૃંદમાં સર્વથી ઉત્તમ ગણાય છે, મદ કરવાથી જીવો વિવેક શૂન્ય બની પોતાના સ્થાનથી પતિત થાય છે મદ છે તે કષાય છે, કષાય એ જ સંસાર છે અને સંસાર છે તે એકાંત દુઃખમય જાણી સાધકો સંસારથી છૂટવા માટે સંયમ અંગીકાર કરે છે, એમ જાણી સાધકે મદને સંસાર પરિભ્રમણનું કારણ જાણી મદનો ત્યાગ કરવો અને ઉપયોગ રાખી સંયમ પાલન કરવું મોહનીય કર્મની પચ્ચીસ પ્રકૃતિનો ક્ષય-ક્ષયોપશમ હોય ત્યાં જ મુનિપણુ હોય.

एयाइं[1] मयाइं[2] विगिंच[3] धीरा[4], ण[8] ताणि[6] सेवंति[7] सुधीरधम्मा[5]।
ते सव्व[9]गोत्ता[10]वगया[11] महेसी[12], उच्चं[13] अगोत्तं[14] च गतिं[15] वयंति[16] ॥१६॥

શબ્દાર્થ (૧) એ પૂર્વોક્ત (૨) મદસ્થાનોથી (૩) અલગ રહે (૪) ધીર સાધક (૫) જ્ઞાન દર્શન ચારિત્ર ધર્મ યુક્ત સાધક (૬) મદ સ્થાનોને (૭) સેવે (૮) નહિ (૯) સર્વ (૧૦) ગોત્રાદિ મદોથી (૧૧) અલગ રહે (૧૨) મહર્ષિ (૧૩) સર્વથી ઉત્તમ (૧૪) ગોત્ર રહિત (૧૫) મોક્ષગતિ (૧૬) પ્રાપ્ત કરે છે

ભાવાર્થ - ધીર સાધક પૂર્વોક્ત મદ સ્થાનોથી અલગ રહે, જ્ઞાન દર્શન ચારિત્ર સંપન્ન સાધુ હોય તે ગોત્ર આદિના મદ કરે નહિ, મદને સંસાર વૃદ્ધિનું કારણ જાણી જે સાધુ મદસ્થાનોનો ત્યાગ કરે છે અને વિશિષ્ટ તપસ્યા સહિત જ્ઞાન દર્શન ચારિત્રરૂપ સંયમનું આરાધન કરે છે તેઓ સર્વ કર્મોના પાપોનો ક્ષય કરીને મોટા મહર્ષિઓ ઉચ્ચનીચ ગોત્ર રહિતની સહિતની સર્વથી ઉત્તમ એવી મોક્ષ ગતિને પ્રાપ્ત કરે છે એમ જાણી સાધકોએ સર્વ પ્રકારના મદનો ત્યાગ કરી સંયમ પાલન કરવું

**भिक्खू मुयच्चे तह दिट्ठधम्मे, गामं च णगरं च अणुप्पविस्सा।
से एसणं जाणमणेसणं च, अन्नस्स पाणस्स अणाणुगिद्धे ॥ ॥१७॥**

**શબ્દાર્થ** : (૧) સાધુ (૨) ઉત્તમ લેશ્યાવાળા (૩) તેમ જ (૪) ધર્મના (૫) જાણકાર (૬) ગામ (૭) નગરમાં (૮) પ્રવેશ કરી (૯) એષણા (૧૦) અણેષણા (૧૧) જાણતા થકાં (૧૨) અન્ન (૧૩) પાનમાં (૧૪) આસક્તિ રહિત રહે

**ભાવાર્થ**:- ઉત્તમ લેશ્યાવાળા, મદના સ્થાનોથી રહિત, સ્નાન વિલેપન આદિ શરીર સંસ્કાર રહિત, શ્રુત અને ચારિત્ર ધર્મને સારી રીતે જાણનાર, ગામ, નગરમાં ગયા થકા એષણા અનેષણાના જાણનાર, દોષોને ત્યાગી આસક્તિ રહિત બની નિર્દોષ આહારપાણી ગ્રહણ કરતા થકા સંયમ નિભાવ માટે મર્યાદિત ભોજન કરતાં સંયમનુ પાલન કરે, તેવો સાધુ આચાર ભગવતે બતાવેલ છે સ્નાન એ જીવઘાત રૂપ સાવદ્ય અનુષ્ઠાન છે એમ જાણી સાધુએ સ્નાનનો સર્વથા ત્યાગ કરવાનો હોય છે

**अरतिं रतिं च अभिभूय भिक्खू, बहुजणे वा तह एगचारी।
एगंतमोणेण वियागरेज्जा, एगस्स जंतो गतिरागती य ॥१८॥**

**શબ્દાર્થ** : (૧) અરતિ (૨) રતિ (૩) સહન કરે (૪) સાધુ (૫) ઘણા સાધુ સાથે હોય (૬) તેમ જ (૭) એકાકી હોય (૮) એકાંત (૯) સંયમ (૧૦) અવિરૂદ્ધ કથા કરે (૧૧) એકાકી (૧૨) જીવ (૧૩) પરલોકમાં જાય (૧૪) આવે છે.

**ભાવાર્થ** – સાધુ સયમ પાલન કરતા અસયમભાવમાં રુચિ ન કરે-આનંદ ન માને, સયમમા અરુચિ ન કરે, ગચ્છમા રહેવાવાળા

ઘણા સાધુઓની સાથે રહેતો હોય કે એકાકી વિચરતો હોય પરંતુ સંયમને બાધક ન થાય તેવા ભાષણ કરે, તેમ જ એકત્વ ભાવનાની વૃદ્ધિ કરવા વિચારે કે જીવો પરલોકમાં એકલા જાય છે અને એકલા જ બીજી ગતિમાંથી આવી જન્મ ધારણ કરે છે, એમ જાણીને કદાચ સંયમમાં પૂર્વ કર્મના ઉદયથી અરતિ ઉત્પન્ન થાય તો સાધુએ સંસાર પરિભ્રમણના તથા નરક તિર્યંચની ગતિના દુઃખોનો વિચાર કરી અરતિને શીઘ્ર દૂર કરી સંયમમાં જાગૃત બનીને વિચરે.

सयं समेच्चा अदुवाऽवि सोच्चा भासेज्ज धम्मं हिययं पयाणं।
जे गरहिया सणियाणप्पओगा, ण ताणि सेवंति सुधीरधम्मा॥
॥१९॥

શબ્દાર્થ (૧) ધર્મને સ્વયં (૨) જાણી (૩) અથવા (૪) અન્યથી (૫) સાંભળી (૬) જીવોને (૭) હિતકારક (૮) ધર્મનો ઉપદેશ (૯) આપે (૧૦) જે (૧૧) નિન્દિતકાર્યો (૧૨) ફળની પ્રાપ્તિ માટે (૧૩) કોઈ કરતા હોય (૧૪) ધર્મનો જાણકાર ધીર સાધક (૧૫) તેવા આચરણનું (૧૬) સેવન (૧૭) કરે નહિ.

ભાવાર્થઃ– સાધક ધર્મના સ્વરૂપને સ્વયં જાણીને અથવા આચાર્યાદિ પાસેથી સાંભળીને જીવોના હિતને માટે હિતકારી ધર્મનો ઉપદેશ આપે; પરંતુ માન પૂજા સત્કારાદિ પ્રાપ્ત કરવાની ભાવનાથી ઉપદેશ અપાતો હોય અગર નિન્દિત કાર્યો હોય તો તેવા કાર્યોનું સેવન ધર્મનો જાણકાર ધીરસાધક કરે નહિ એટલે સાંસારિક લાભાર્થે કોઈપણ કાર્ય કે ઉપદેશ પંડિત સાધક ન કરે તથા માન પ્રતિષ્ઠાની પ્રાપ્તિ માટેના કાર્યો કે ઇન્દ્રિય વિષયોના કાર્યો બધા આરંભ પરિગ્રહ સહિતના છે એમ જાણી ધીર સાધક તેવા કાર્યોથી અલગ રહે, ચારિત્રને બાધક કોઈ કાર્યનું સેવન કરે નહિ, સાવદ્ય અનુષ્ઠાનોની ઉત્પત્તિ થાય તેવા વચનો સાધુ હોય તે બોલે નહિ.

१ २ ३ ५ ६ ४
केसिंचि तक्काइ अबुज्झ भावं, खुदंपि गच्छेज्ज असद्दहाणे ।
९ ८ १० ७ १० १३ ११ १४
आउस्स कालाइयारं वघाए, लद्धाणुमाणे य परेसु अट्ठे ॥२०॥

શબ્દાર્થ : (૧) અન્ય મનુષ્યના (૨) અભિપ્રાય (૩) જાણ્યા વિના ઉપદેશ દેતા (૪) શ્રદ્ધા નહિ કરતા (૫) ક્ષુદ્રતા (૬) ધારણ કરી (૭) ઉપદેશકની ઘાત કરે (૮) દીર્ઘ (૯) આયુષ્ય (૧૦) ટુંકું કરી નાખે ઘાત કરીને (૧૧) અન્યના ભાવો (૧૨) જાણી (૧૩) અનુમાનથી (૧૪) ધર્મ ઉપદેશ આપે

ભાવાર્થ:- શ્રોતાના અભિપ્રાય જાણ્યા વિના ઉપદેશ આપવાથી લાભના બદલે કોઇ સમય ઉપદેશકને હાની થઇ જાય કારણકે ઉપદેશ સાંભળનાર વ્યક્તિ રાજા અગર મંત્રી આદિ હોય તેને કદાચ પોતાના ધર્મનુ અપમાન થવાનુ સમજાય તો ઉપદેશકને વ્યથા પહોંચાડે, અગર આયુષ્યને હાની પહોંચાડે, ઘાત કરે તો પ્રવચનની લઘુતા થાય ને ઉપદેશકને પીડા ઉપજે એમ જાણી સાધુએ કે સાધ્વીએ ઉપદેશ દેતા પહેલા શ્રોતાના અભિપ્રાયને જાણવો જોઇએ શ્રોતા કયા ધર્મને માને છે કયા દેવને નમસ્કાર કરે છે વગેરે જાણ્યા પશ્ચાત્ ઉપદેશ આપવાથી ઉભયને (ઉપદેશક સાધુને તથા શ્રોતાને) લાભનુ કારણ થાય તેમ જ ઉપદેશ આપતા શ્રોતાનો તિરસ્કાર થાય કે માનભંગ થાય તેવા સાહસિક વચનો બોલવા નહિ સામી વ્યક્તિના અભિપ્રાયને જાણી નિડરતાથી જીવોના તત્ત્વોને બતાવી સ્વ પરના ઉપકાર માટે સત્ય ઉપદેશ દેવો.

१ २ ३ ४ ७ ६ ५
कम्मं च छंदं च विगिंच धीरे, विणइज्ज उ सव्वओ आयभावं ।
८ १० ९ ११ १२ १३
रूवेहिं लुप्पंति भयावहेहिं, विज्जं गहाय तसथावरेहिं ॥२१॥

**શબ્દાર્થ** (૧) શ્રોતાના કાર્યો (૨) અભિપ્રાય (૩) જાણી (૪) સાધુ (૫) શ્રોતાના મિથ્યાત્વાદિને (૬) સવળા (૭) દૂર કરાવે (૮) સ્ત્રીઓના રૂપ (૯) ભય ઉત્પન્ન કરાવનાર (૧૦) સ્ત્રીઓમાં લુબ્ધ નાશને પામે છે (૧૧) વિદ્વાન સાધુ (૧૨) શ્રોતાના ભાવ જાણી (૧૩) ત્રસ સ્થાવરના જીવોનું કલ્યાણ થાય તેવો ધર્મ કહે

**ભાવાર્થ**— વિષય કષાયથી ક્ષોભ નહિ પામનારા ઉત્તમ બુદ્ધિમાન સાધુ ધર્મોપદેશ સમયે ધર્મકથા સાંભળનારા શ્રોતાના કાર્યો—અનુષ્ઠાનો તથા કયા દેવને ભજે છે તથા ગુરુ કર્મી છે કે લઘુ કર્મી છે વગેરે અભિપ્રાયને જાણી સભાને અનુરૂપ તિરસ્કાર રહિત સમભાવથી ધર્મનો ઉપદેશ આપે, શ્રોતાના મિથ્યાત્વાદિ ભાવોને દૂર કરાવે, તેમ જ જીવાદિ તત્ત્વોનું શ્રોતાને જ્ઞાન થાય, પ્રસન્નતા ધારણ કરે, પાપથી પાછા હઠે, તેવો ઉપદેશ દે, તેમ જ વિષય આસક્તિ દૂર કરાવા માટે, સ્ત્રીઓના રૂપ, સ્ત્રીઓનો સંસર્ગ, વાર્તાલાપ વગેરે જીવોને મહાન ભય ઉત્પન્ન કરાવનાર તથા સદ્‌ગતિનો નાશ કરાવનાર, ધર્મથી ભ્રષ્ટ કરાવનાર, સંસાર પરિભ્રમણ કરાવનાર, જન્મ મરણાદિ દુઃખના હેતુરૂપ, જગતમાં નિંદાને પાત્ર થનાર તથા કાન, નાક, હાથ, પગ છેદન ભેદન કરાવનાર અને ભવિષ્યમાં નરક તિર્યંચ ગતિમાં ઉત્પન્ન કરાવનાર આદિ મહાદુઃખ ઉત્પન્ન કરાવનાર છે વગેરે ઉપદેશ આપે તથા ત્રસ અને સ્થાવર જીવોનું સ્વ પરનું કલ્યાણ થાય તેવો ઉપદેશ આપે સ્ત્રી સંગથી તો મહાન ગણાતા વીરો પણ પતિત થયા છે એમ જાણી સ્ત્રી સંસર્ગથી દૂર રહેવું તે આત્મ કલ્યાણનો માર્ગ છે

न पूयणं चेव सिलोयकामी, पियमप्पियं कस्सइ णो करेज्जा ।
सव्वे अणट्ठे परिवज्जयंते, अणाउले या अकसाइ भिक्खू ॥२२॥

શબ્દાર્થ. (૧) ન કરે (૨) પૂજા (૩) સ્તુતિ (૪) ઇચ્છા (૫) પ્રિય (૬) અપ્રિય (૭) કોઇનું (૮) ન (૯) કરે (૧૦) સર્વ (૧૧) અનર્થો (૧૨) વર્જિત કરે (૧૩) અનાકુળ રહે (૧૪) કષાય રહિત (૧૫) સાધુ

ભાવાર્થ:- સાધુ પોતાની પૂજા તથા સ્તુતિની ઇચ્છા કર્યા વિના ધર્મોપદેશ આપે, તેમ જ સંસાર સંબધની કથા શ્રોતાને પ્રિય લાગે તેવી હોય તે પણ ન કરે, તથા રાજકથા વિકથા આદિ કરે નહિ, તેમ જ શ્રોતાને અપ્રિય ભાવ ઉત્પન્ન થાય તેવા વચન ન બોલે, પરંતુ રાગદ્વેષ રહિત બની શ્રોતાના અભિપ્રાય જાણી સમ્યગ્-દર્શન આદિ ગુણોની પ્રાપ્તિ થાય, શ્રોતા તથા ઉપદેશક બંનેનું હિત થાય તેવો ઉપદેશ દે સર્વ અનર્થોનો ત્યાગ કરીને સૂત્ર તથા અર્થો અવિશુદ્ધ ધર્મ ઉપદેશ દે કષાય રહિત બની સયમનુ પાલન કરે

**आहत्तहीयं समुपेहमाणे, सव्वेहिं पाणेहिं णिहाय दंडं ।**
**णो जीवियं णो मरणाहिकंखी, परिव्वएज्जा वलयाविमुक्के त्ति-बेमि ॥२३॥**

શબ્દાર્થ : (૧) સત્ય ધર્મને (૨) જોતાં થકા (૩) સર્વ (૪) પ્રાણીઓની (૫) હિંસાનો (૬) ત્યાગ કરી (૭) જીવન (૮) મરણની (૯) ઇચ્છા (૧૦) ન રાખતા (૧૧) કર્મ રૂપી વલયથી (૧૨) મુક્ત થઈ (૧૩) સંયમમાં વિચરે

ભાવાર્થ - સાધુ શ્રુત ચારિત્રરૂપ સત્ય ધર્મના સ્વરૂપને યથાતથ્ય જાણી, સર્વ પ્રાણીમાત્રની હિંસાનો ત્યાગ કરી, અણારંભી તથા અપરિગ્રહી બની અસયમી જીવનની ઇચ્છા કરે નહિ ત્રસ સ્થાવર જીવોની હિંસા કરીને ચિરકાળ સુધી જીવવાની ઇચ્છા કરે નહિ રોગોના દુખોથી દુખિત થતા પણ મરણને ઇચ્છે નહિ

શબ્દાર્થ (૧) શ્રોતાના કાર્યો (૨) અભિપ્રાય (૩) જાણી (૪) સાધુ (૫) શ્રોતાના મિથ્યાત્વાદિ (૬) સર્વથા (૭) દૂર કરાવે (૮) સ્ત્રીઓના રૂપ (૯) ભય ઉત્પન્ન કરાવનાર (૧૦) સ્ત્રીઓમાં લુબ્ધ નાશને પામે છે (૧૧) વિદ્વાન સાધુ (૧૨) શ્રોતાના ભાવ જાણી (૧૩) ત્રસ સ્થાવરના જીવોનું કલ્યાણ થાય તેવો ધર્મ કહે.

ભાવાર્થ— વિષય કષાયથી ક્ષોભ નહિ પામનાર ઉત્તમ બુદ્ધિમાન સાધુ ધર્મોપદેશ સમય ધર્મકથા સાંભળનાર શ્રોતાના કાર્યો—અનુષ્ઠાનો તથા કયા દેવને ભજે છે તથા શુભ કર્મો છે કે અશુભ કર્મો છે વગેરે અભિપ્રાયને જાણી સભાને અનુરૂપ તિરસ્કાર રહિત સમભાવથી ધર્મનો ઉપદેશ આપે, શ્રોતાના મિથ્યાત્વાદિ ભાવોને દૂર કરાવે, તેમ જ જીવાદિ તત્ત્વોનું શ્રોતાને જ્ઞાન થાય, પ્રસન્નતા ધારણ કરે, પાપથી પાછા હઠે, તેવો ઉપદેશ દે, તેમ જ વિષય આસક્તિ દૂર કરાવા માટે, સ્ત્રીઓના રૂપ, સ્ત્રીઓનો સંસર્ગ વાર્તાલાપ વગેરે જીવોને મહાન ભય ઉત્પન્ન કરાવનાર તથા સદ્ગતિનો નાશ કરાવનાર, ધર્મથી ભ્રષ્ટ કરાવનાર સંસાર પરિભ્રમણ કરાવનાર, જન્મ મરણાદિ દુઃખના હેતુરૂપ જગતમાં નિંદાને પાત્ર થનાર તથા કાન, નાક હાથ, પગ છેદન ભેદન કરાવનાર અને ભવિષ્યમાં નરક તિર્યંચ ગતિમાં ઉત્પન્ન કરાવનાર આદિ મહાદુઃખ ઉત્પન્ન કરાવનાર છે વગેરે ઉપદેશ આપે તથા ત્રસ અને સ્થાવર જીવોનું સ્વ પરનું કલ્યાણ થાય તેવો ઉપદેશ આપે સ્ત્રી સંસર્ગથી તો મહાન ગણાતા વીરો પણ પતિત થયા છે, એમ જાણી સ્ત્રી સંસર્ગથી દૂર રહેવું તે આત્મ કલ્યાણનો માર્ગ છે

न पूयणं चेव सिलोयकामी, पियमप्पियं कस्सइ णो करेज्जा ।
सव्वे अणट्ठे परिवज्जयंते, अणाउले या अकसाइ भिक्खू ॥२२॥

# સૂત્ર કૃતાંગ સૂત્ર

## અધ્યયન ૧૪ મું.

## ગ્રન્થનામ

ग्रंथं विहाय इह सिक्खमाणो, उट्ठाय सुबंभचेरं वसेज्जा ।
ओवायकारी विणयं सुसिक्खे, जे छेय विप्पमायं न कुज्जा ॥१॥

**શબ્દાર્થ** . (૧) આ લોકમાં (૨) પરિગ્રહ (૩) છોડી (૪) શિક્ષા ગ્રહણ તથા સેવન કરતા (૫) દીક્ષા ગ્રહણ કરી (૬) બ્રહ્મચર્ય (૭) પાલન કરે (૮) આચાર્યની આજ્ઞાનુ પાલન કરતા (૯) વિનય (૧૦) શીખે (૧૧) સંયમ અનુષ્ઠાનમાં નિપુણ હોય તે કદી સંયમમા (૧૨) જે પુરુષ (૧૩) પ્રમાદ (૧૪) ન કરે

**ભાવાર્થ** – આ લોકમા પરિગ્રહને છોડી શિક્ષા ગ્રહણ કરી દીક્ષા લઈને ઉત્સાહથી બ્રહ્મચર્યનુ પાલન કરે તથા આચાર્યની આજ્ઞાનુ પાલન કરતા થકા વિનયને શીખે આ રીતે સયમ પાલન કરવામા કદી પણ પ્રમાદ કરે નહિ આવા સાધકો ધન્યવાદને પાત્ર બને છે, તેમ જ સમસ્ત કર્મોનો ક્ષય કરી મોક્ષને પ્રાપ્ત કરે છે એમ જાણી સાધક આત્માઓએ સસાર પરિભ્રમણરૂપ જન્મ મરણાદિના અનતકાળનાં દુઃખોનો નાશ કરવા તથા સસાર સ્વરૂપને એકાત દુખમય જાણી, આત્મકલ્યાણ માટે ઉદ્યમવત બની પાચ સમિતિ ત્રણ ગુપ્તિરૂપ આઠ પ્રવચન માતાનુ પાલન કરવામા ઉપયોગવત રહી બ્રહ્મચર્યમા દૃઢ બની શરીર મમત્વને છોડી, કષાયો મદ બનાવી, આરભ પરિગ્રહ જ દુખના હેતુઓ જાણી તેનો સર્વથા ત્યાગ કરી સયમ પાલન કરવા સતત જાગૃત રહી માનવભવને સફળ બનાવવો એ જ મનુષ્ય કર્તવ્ય છે

શાસ્ત્ર મર્યાદા અનુસાર વિચરનાર સાધુ મોહનીય કર્મોથી અલગ રહી સંયમ અનુષ્ઠાન કરતા વિચરે તત્ત્વનો વિચાર કરી સૂત્રને અનુરૂપ અભ્યાસ કરતા થકાં સૂક્ષ્મ અને બાદર પૃથ્વીકાયાદિ સ્થાવર તથા ત્રસ પ્રાણીઓના પ્રાણોનો નાશ થાય તેવા વ્યાપાર કરે નહિ. પોતાના પ્રાણ જતાં પણ ધર્મનું ઉલ્લંઘન કરે નહિ પરીષહથી પીડિત થતા તથા અન્ય દુઃખોથી દુઃખિત થતા વેદના સહન ન થાય તેવા પ્રસંગે ધીરજ રાખી સમભાવે દુઃખોને સહન કરે, પણ અસંયમી જીવનને ઇચ્છે નહિ સંયમમાં ઉપયોગવંત રહી સંયમનું શુદ્ધ પાલન કરતા થકા વિચરે એવો સાધુ ધર્મ છે

## અધ્યયન તેરમું સમાપ્ત

# સૂત્ર કૃતાંગ સૂત્ર

## અધ્યયન ૧૪ મું.

## ગ્રન્થનામ

गंथं विहाय इह सिक्खमाणो, उट्ठाय सुबंभचेरं वसेज्जा ।
ओवायकारी विणयं सुसिक्खे, जे छेय विप्पमायं न कुज्जा ॥१॥

**શબ્દાર્થ** : (૧) આ લોકમાં (૨) પરિગ્રહ (૩) છોડી (૪) શિક્ષા ગ્રહણ તથા સેવન કરતા (૫) દીક્ષા ગ્રહણ કરી (૬) બ્રહ્મચર્ય (૭) પાલન કરે (૮) આચાર્યની આજ્ઞાનુ પાલન કરતા (૯) વિનય (૧૦) શીખે (૧૧) સંયમ અનુષ્ઠાનમાં નિપુણ હોય તે કદી સયમમા (૧૨) જે પુરુષ (૧૩) પ્રમાદ (૧૪) ન કરે.

**ભાવાર્થ**:- આ લોકમા પરિગ્રહને છોડી શિક્ષા ગ્રહણ કરી દીક્ષા લઈને ઉત્સાહથી બ્રહ્મચર્યનુ પાલન કરે તથા આચાર્યની આજ્ઞાનુ પાલન કરતા થકા વિનયને શીખે આ રીતે સયમ પાલન કરવામા કદી પણ પ્રમાદ કરે નહિ આવા સાધકો ધન્યવાદને પાત્ર બને છે, તેમ જ સમસ્ત કર્મોનો ક્ષય કરી મોક્ષને પ્રાપ્ત કરે છે એમ જાણી સાધક આત્માઓએ સસાર પરિભ્રમણરૂપ જન્મ મરણાદિના અનતકાળનાં દુઃખોનો નાશ કરવા તથા સસાર સ્વરૂપને એકાત દુઃખમય જાણી, આત્મકલ્યાણ માટે ઉદ્યમવત બની પાચ સમિતિ ત્રણ ગુપ્તિરૂપ આઠ પ્રવચન માતાનુ પાલન કરવામા ઉપયોગવત રહી બ્રહ્મચર્યમા દૃઢ બની શરીર મમત્વને છોડી, કષાયો મંદ બનાવી, આરંભ પરિગ્રહ જ દુખના હેતુઓ જાણી તેનો સર્વથા ત્યાગ કરી સયમ પાલન કરવા સતત જાગૃત રહી માનવભવને સફળ બનાવવો એ જ મનુષ્ય કર્તવ્ય છે.

१ २ ३ ४ ५ ६ ७
जहा दियापोतमपत्तजातं, सावासगा पविउं मन्नमाणं ।
१ ९ १० ८ ११ १४ १२
तमचाइयं तरुणमपत्तजातं, ढंकाइ अव्वत्तगमं हरेज्जा ॥२॥

શબ્દાર્થ (૧) જેમ કોઈ (૨) પક્ષીના (૩) બચ્ચા (૪) પૂરી પાંખો આવ્યા વિના (૫) પોતાના સ્થાનથી (૬) ઉડીને અન્યત્ર જવા (૭) ઇચ્છા કરે છે (૮) પાંખો વિના ઉડવામાં (૯) સમર્થ હોતા દેખીને ઢંક (૧૦) તેઓને (૧૧) આદિ પક્ષી ઉડવામાં (૧૨) તેને હરણ કરી નાશ કરે છે (૧૩) એવા (૧૪) અસમર્થ જાણી.

ભાવાર્થ:- પક્ષીના નાના બચ્ચાને પૂરી પાંખો આવ્યા પહેલાં પોતાના સ્થાનથી ઉડીને અન્યત્ર સ્થાને જવા ઇચ્છતા થકા બહાર જતા ઉડવામા અસમર્થ હોવાથી પાંખો ફફડાવતા દેખીને ઢંક આદિ માંસાહારી પક્ષીઓ તે બચ્ચાને પકડી લઈ મારી નાખે છે એ દષ્ટાંતે સાધુ આચાર્યની આજ્ઞા વિના એકલા વિચરતા સંયમથી ભ્રષ્ટ બને છે જેથી સાધુએ પોતાની પૂર્ણ શક્તિ પ્રાપ્ત થયા વિના ગચ્છથી બહાર વિચરવાની ઇચ્છા કરવી નહિ શક્તિ પ્રાપ્ત થયા વિના એકલા વિચરનાર સાધકને ઘણી મુશ્કેલીઓ આવે છે જેમાંથી પાર થવામાં ઘણા દુઃખો ભોગવવાં પડે છે એમ જાણી ગુરુવાસમા રહેવું એ અપક્વ સાધુને માટે શ્રેયસ્કર છે

१ २ ३ ४ ५ ६
एवं तु सेहंपि अपुट्ठधम्मं, निस्सारियं वुसिमं मन्नमाणा ।
१ ११ १२ ७ ८ ९
दियस्स छायं व अपत्तजायं, हरिंसु णं पावधम्मा अणेगे ॥३॥

શબ્દાર્થ (૧) એ પ્રકારે (૨) ધર્મમાં અકુશલ (૩) શિષ્ય (૪) ગચ્છથી બહાર નિકળેલ દેખી (૫) પોતાને વશીભૂત (૬) સમજી (૭) ઘણા (૮) પાખંડી (૯) જેમ હરણ કરી લે છે (૧૦) પક્ષીના (૧૧) બચ્ચાની (૧૨) જેમ પૂરી પાંખો નહિ ઉત્પન્ન થયેલ.

**ભાવાર્થ**:- જેમ પાંખો રહિત પક્ષીના બચ્ચાને માંસાહારી પક્ષી પકડી તેનો નાશ કરે છે, એવા પ્રકારે ધર્મમાં અનિપુણ નવદિક્ષીત શિષ્યને ગચ્છથી છૂટા પડી ગયેલાને એકલા વિચરતા દેખી ઘણા પાખંડીઓ પ્રલોભન આપી સંયમ ધર્મથી ભ્રષ્ટ કરે છે. વયથી તથા જ્ઞાનથી પરિપક્વ થતા સુધી સાધકે ગુરુ વાસમાં રહેવું એવો શ્રી ભગવંતનો ઉપદેશ છે. એકાકી વિચરતા સાધુઓને ઘણી બાધાઓ-પીડા ઉત્પન્ન થાય છે, જેનુ નિવારણ કરવામા સાધકને ઘણી મુશ્કેલી પડે છે એમ જાણી સાધકે ગુરુની આજ્ઞા વિના બહાર વિચરવું નહિ.

**ओसाणमिच्छे मणुए समाहिं, अणोसिए णंतकरिंति णच्चा ।**
**ओभासमाणे दवियस्स वित्तं, ण णिक्कसे बहिया आसुपन्नो ॥४॥**

**શબ્દાર્થ** : (૧) મનુષ્ય ગુરુકુલમાં (૨) નિવાસ નહિ કરવાવાળા (૩) કર્મોનો નાશ (૪) કરી શકતા (૫) નથી (૬) એમ જાણી ગુરુકુલમાં (૭) મુક્તિ ગમન યોગ્ય પુરુષના (૮) નિવાસની તથા (૯) સમાધિની (૧૦) ઇચ્છા કરે (૧૧) આચરણનો (૧૨) સ્વીકાર કરતા થકા (૧૩) બુદ્ધિમાન પુરુષ (૧૪) ગચ્છથી બહાર (૧૫) નીકળે (૧૬) ન

**ભાવાર્થ**:- જે પુરુષો ગુરુકુલમાં નિવાસ કરતા નથી, તે પુરુષો પોતાના કર્મોનો નાશ કરી શકતા નથી, એમ જાણી સાધક પુરુષ સદા ગુરુકુળમા નિવાસ કરે અને સમાધિની ઇચ્છા રાખે અને મુક્તિગમન યોગ્ય પુરુષના આચરણનો સ્વીકાર કરે, ગચ્છ બહાર ન જાય, ગુરુકુળમા નિવાસનો અર્થ એ છે જે સદા સત્સંગનો યોગ રહે, પ્રમાદ ન થાય, કોઇ પ્રશ્ન પૂછવો હોય તો તરત તેનો પ્રત્યુત્તર મળી શકે અને આચાર્યની સમીપમા રહેવાથી સંયમપાલન સારી રીતે થઇ શકે, સ્વચ્છંદાચારીઓથી દૂર રહી શકાય તથા જ્ઞાનની

આસિ શાખ, વગેરે મહાન લાભો થાય છે એમ જાણી સાધકે ગુરુ વાસમા રહી ગુરુની આજ્ઞામાં રહી સંયમ પાલન કરવું તેમાં પોતાના આત્માનું હિત છે

जे ठाणओ य सयणासणे य, परक्कमे याथि सुसाहुजुत्ते ।
समितीसु गुत्तीसु य आयपन्ने, वियागरिंसे य पुढो वएज्जा ॥५॥

શબ્દાર્થ (૧) કાર્યોત્સર્ગ (૨) શય્યા (૩) આસન (૪) પરાક્રમ કરે (૫) ઉત્તમ સાધુની સમાન આચરણ કરનાર (૬) સમિતિ (૭) ગુપ્તિ પાલનમાં નિપુણ (૮) પ્રજ્ઞાવંત (૯) યથાર્થ સ્વરૂપને બતાવે (૧૦) અન્યને સમિતિ ગુપ્તિના (૧૧) ઉપદેશ કરે.

ભાવાર્થ – ગુરુકુળમાં નિવાસ કરનાર સાધુ સ્થાન શયન, આસન વિષયમાં તથા તપમા પરાક્રમ કરે. સંયમમાં ઉત્તમ સાધુ સમાન આચરણ કરવા શક્ય, સમિતિ ગુપ્તિ વિષયમાં પુર્ણ રૂપથી નિપુણ બનીને, અન્ય સાધકોને સમિતિ ગુપ્તિરૂપ સાધક આચા નો ઉપદેશ આપે અને કાર્યોત્સર્ગમાં મેરુ પર્વતની સમાન કંપ રહિત સ્થિર રહી શરીરથી નિસ્પૃહ રહી કાર્યોત્સર્ગ કરે શયન આસનમાં સ્થિરતા પ્રાપ્ત કરવામાં પણ ઉપયોગવંત રહે, કર્તવ્ય અકર્તવ્યમા વિવેક યુક્ત બની રહે એ સાધકનો આચાર છે સાધકે સંસારીનો પરિચય નહિ રાખવો, તેમ જ સંસારભાવના સંકલ્પો વિકલ્પોને છોડવા માટે અને તેટલો સમય એકાંત સેવનની વૃદ્ધિ સાથે ધ્યાનાવસ્થામાં રહી જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરવામાં સતત જાગૃત રહેવું જોઈએ

सद्दाणि सोच्चा अदु भेरवाणि, अणासवे तेसु परिव्वएज्जा ।
निद्दं च भिक्खू न पमाय कुज्जा, कहं कहं पा वितिगिच्छतिन्ने ॥६॥

**શબ્દાર્થ** (૧) શબ્દો (૨) ભયંકર (૩) સાંભળી (૪) મધુર અથવા (૫) રાગદ્વેષ રહિત બની (૬) તેમાં (૭). સાધુ વિચરે (૮) ઉત્તમ સાધુ (૯) નિદ્રા (૧૦) પ્રમાદ (૧૧) ન (૧૨) કરે (૧૩) કોઈ વિષયમા (૧૪) શંકા ઉત્પન્ન થાય (૧૫) ગુરુને પૂછી શંકાને દૂર કરે

**ભાવાર્થ**:– ઈર્યાસમિતિ યુક્ત સાધુ વીણા આદિના મધુર શબ્દો કાનને પ્રિય લાગે તેવા અથવા ભયકર કાનને અપ્રિય લાગે તેવા શબ્દો સાંભળીને ઉત્તમ સાધુ તેમાં રાગ દ્વેષ કરે નહિ, મધ્યસ્થવૃત્તિ ધારણ કરે તથા નિદ્રારૂપ પ્રમાદ કરે નહિ, કોઇ વિષયમાં શકા ઉત્પન્ન થાય તો ગુરુને પૂછી શકાનુ નિવારણ કરે, સ્થાન, શયન, આસન, સમિતિ, ગુપ્તિમા વિવેક યુક્ત રહી પ્રમાદને દૂર કરતા થકા સંયમ પાલન કરે, આશ્રવનો નિરોધ કરવા પોતાનો મનયોગનો વ્યાપાર પ્રશસ્ત રાખવા સતત અભ્યાસી રહેવા જાગૃત રહેવું જોઇએ, અનાદિનો સસાર ભાવનો અભ્યાસ છોડવા માટે નિઃસગપણું તથા અપ્રમાદ ભાવે રહેવાની જરૂર ગણવી એ શ્રેષ્ઠ છે

**डहरेण वुड्ढेणऽणुसासिए उ, रातिणिएणावि समव्वएणं ।**
**सम्मं तय थिरतो णाभिगच्छे, णिज्जंतए वावि अपारए से ॥७॥**

**શબ્દાર્થ** · (૧) કોઇ પ્રકારે પ્રમાદ થતા પોતાથી નાની વયના અગર (૨) મોટા સાધુ દ્વારા (૩) શિક્ષા પ્રાપ્ત થતા પોતાથી પ્રવ્રજ્યામાં (૪) શ્રેષ્ઠ અથવા (૫) સમાન (૬) વયવાળા દ્વારા ભૂલ સુધારવાને માટે કહેલ હોય તેનો (૭) સ્થિરતા સાથ (૮) સ્વીકાર (૯) કરે નહિ તે સાધક સસારના પ્રવાહમાં (૧૦) સમ્યક્ પ્રકારે (૧૧) તેનો (૧૨) તણાતા રહે તે સસાર પ્રવાહથી (૧૩) પાર થવા સમર્થ થાય નહિ

**ભાવાર્થ** – કોઇ સાધકની પ્રમાદ વશ ભૂલ થતા સાધકની વયથી નાની વયના અગર મોટી વયના અથવા પ્રવ્રજ્યામા શ્રેષ્ઠ, સમાન વયના સાધુઓ તરફથી આચાર પાલનમા ભૂલ કરનાર સાધકને

આસ્તિ થાય, વગેરે મહાન લાભો થાય છે એમ જાણી સાધકે ગુરુ વાસમાં રહી ગુરુની આજ્ઞામાં રહી સયમ પાલન કરવું તેમાં પોતાના આત્માનું હિત છે

जे ठाणओ य सयणासणे य, परक्कमे यावि सुसाहुजुत्ते ।
समितीसु गुत्तीसु य आयपन्ने, वियागरिंते य पुढो वएज्जा ॥५॥

**શબ્દાર્થ** (૧) કાયોત્સર્ગ (૨) શય્યા (૩) આસન (૪) પરાક્રમ કરે (૫) ઉત્તમ સાધુની સમાન આચરણ કરનાર (૬) સમિતિ (૭) ગુપ્તિ પાલનમાં નિપુણ (૮) પ્રજ્ઞાવત (૯) યથાર્થ સ્વરૂપને બતાવે (૧૦) અન્યને સમિતિ ગુપ્તિના (૧૧) ઉપદેશ કરે.

**ભાવાર્થ**:– ગુરુકુળમા નિવાસ કરનાર સાધુ સ્થાન, શયન, આસન વિષયમાં તથા તપમા પરાક્રમ કરે. સયમમાં ઉત્તમ સાધુ સમાન આચરણ કરતા થકાં, સમિતિ ગુપ્તિ વિષયમાં પુર્ણ રૂપથી નિપુણ બનીને, અન્ય સાધકોને સમિતિ ગુપ્તિરૂપ સાધક આચારનો ઉપદેશ આપે અને કાર્યોત્સર્ગમાં મેરુ પર્વતની સમાન કપન રહિત સ્થિર રહી શરીરથી નિસ્પૃહ રહી કાર્યોત્સર્ગ કરે, શયન આસનમાં સ્થિરતા પ્રાપ્ત કરવામા પણ ઉપયોગવત રહે, કર્તવ્ય અકર્તવ્યમાં વિવેક યુક્ત બની રહે, એ સાધકના આચાર છે સાધકે સસારીનો પરિચય નહિ રાખવો, તેમ જ સસારભાવના સકલ્પો વિકલ્પોને છોડવા માટે અને તેટલો સમય એકાંત સેવનની વૃદ્ધિ સાથે ધ્યાનાવસ્થામા રહી જ્ઞાન, દર્શન ચારિત્રની આરાધના કરવામાં સતત જાગૃત રહેવું જોઇએ

सद्दाणि सोच्चा अदु भेरवाणि, अणासवे तेसु परिव्वएज्जा ।
निद्दं च भिक्खू न पमाय कुज्जा, कहं कहं पी वितिगिच्छतिन्ने ॥६॥

આપનાર ઉપર ક્રોધ કરે નહિ, પરંતુ શિખામણ આપનારનો ઉપકાર માની પોતાના આત્માનું કલ્યાણનું કારણ જાણી તે શિખામણનો સ્વીકાર કરી શુદ્ધ સંયમનું પાલન કરવું એવો સાધકનો આચાર છે.

ण तेसु कुज्झे णय पव्वहेज्जा, ण यावि किंची फरुसं वदेज्जा ।
तहा करिस्संति पडिस्सुणेज्जा, सेयं खु मेयं ण पमाय कुज्जा ॥९॥

શબ્દાર્થ (૧) પૂર્વોક્ત શિખામણ દેનાર ઉપર (૨) ક્રોધ (૩) ન કરે (૪) પીડા ન આપે (૫) નહિ (૬) કિંચિત (૭) કર્કશ વચન (૮) ન કહે (૯) આપ કહો છો તે પ્રમાણે (૧૦) કરીશ (૧૧) પ્રતિજ્ઞા કરે (૧૨) કલ્યાણ સમજી (૧૩) મારૂ (૧૪) પ્રમાદ (૧૫) ન કરે

ભાવાર્થ.- પૂર્વોક્ત પ્રકારે અન્ય વ્યક્તિ તરફથી શિખામણ પ્રાપ્ત થતા શિક્ષા આપનાર વ્યક્તિ પ્રત્યે સાધક ક્રોધ ન કરે, કોઈ પ્રકારે તેને દુખ થાય તેવુ વર્તન કરે નહિ, તેમ જ કર્કશ વચન પણ ન કહે, પરંતુ એમ કહે જે આપ મને જે પ્રમાણે કહો છો તે જ પ્રમાણે વર્તન કરીશ કારણ જે તેમા મારૂ શ્રેય છે, એમ માની પરમાર્થનો વિચાર કરી તે શિખામણનો સ્વીકાર કરે, આચારમાં લાવે, અસત્ય આચરણનો ત્યાગ કરે, પ્રમાદનો ત્યાગ કરી કરેલ અશુભ કાર્યનુ પ્રાયશ્ચિત લઈ મિચ્છામિ દુક્કડ બોલી શિક્ષા આપનારનો ઉપકાર માની મધ્યસ્થ વૃત્તિ ધારણ કરી આચાર વિરૂદ્ધના કાર્યનો ત્યાગ કરી સમિતિ ગુપ્તિવંત રહી સમ્યક્ પ્રકારે સયમનુ પાલન કરવા જાગૃત બની સયમભાવમા વિચરે

वणंसि मूढस्स जहा अमूढा, मग्गाणुसासंति हितं पयाणं ।
तेणेव मज्झं इणमेव सेयं, जं मे बुहा समणुसासयंति ॥१०॥

તેની ભૂલ સુધારવા શિક્ષા વચનો કહેવામાં આવે તો તે શિક્ષાને સમભાવથી સ્થિરતાથી સ્વીકાર કરે નહિ અને ક્રોધને વશ થઈ શિક્ષા દેનાર ઉપર ક્રોધ કરે તો તેવા સાધકો સંયમપાલનથી ભ્રષ્ટ થઈ સંસાર પ્રવાહમાં તણાતા થકાં જન્મ મરણરૂપ સંસાર પરિભ્રમણ કરે અને દુઃખોને ભોગવે તેમ જ સંસારને પાર કરવા સમર્થ બને નહિ, એમ જાણી સાધકે પ્રમાદ વશ કોઈ સંયમપાલનમાં ક્ષતિ થઈ જાય તો તે ક્ષતિને દૂર કરવા સતત જાગૃત બની અહંભાવ ત્યાગીને શિખામણ આપનારનો ઉપકાર માની પ્રાયશ્ચિત્ત લઈ વિશુદ્ધ બની શુદ્ધ સંયમપાલન કરવું તે પોતાના જ માટે શ્રેયસ્કર છે

विउट्ठितेणं समयाणुसिट्ठे डहरेण वुड्ढेण उ चोइए य ।
अब्भुट्ठियाए घडदासिए वा, अगारिणं वा समयाणुसिट्ठे ॥८॥

શબ્દાર્થ : (૧) શાસ્ત્ર વિરૂદ્ધ આચારવાળા ગૃહસ્થ (૨) અન્યતીર્થી (૩) આચારની (૪) શિક્ષા પામતા (૫) નાની વયના (૬) મોટી વયના (૭) પ્રેરિત કર્યા થકા (૮) અત્યન્ત નિન્દનીય કામ કરનાર (૯) ઘટ દાસી (૧૦) ધર્મની (૧૧) શિક્ષા આપતા

ભાવાર્થ:- વીતરાગદેવના રચેલા શાસ્ત્ર વિરૂદ્ધ કાર્ય કરનાર અને સંસારમાં ખુતેલા, આત્માનું અહિત કરનાર ગૃહસ્થ લોકો અથવા અન્યતીર્થીઓ અથવા નિન્દનીય કાર્ય કરવાવાળી ઘટદાસી પાણી ભરવાવાળી દાસી તથા સાધકથી નાની વયના અથવા મોટી વયના આદિ કોઈ અજ્ઞાન હોય પણ સાધુ આચાર વિરૂદ્ધ કાર્ય કરતા હોય તે સાધુને ઉત્તમ આચારની શિખામણ આપે અને કહે જે આપ જે કાર્ય કરી રહ્યા છો તેવા કાર્ય તો ગૃહસ્થને યોગ્ય પણ નથી, તો પછી આવા આચાર વિરૂદ્ધ કાર્ય સાધુથી કેમ થાય? ન જ થાય આ રીતે શુદ્ધ આચારના ધર્મનો ઉપદેશ પ્રાપ્ત થતાં તે સાધુ શિખામણ

આપનાર ઉપર ક્રોધ કરે નહિ, પરતુ શિખામણ આપનારનો ઉપકાર માની પોતાના આત્માનુ કલ્યાણનુ કારણ જાણી તે શિખામણનો સ્વીકાર કરી શુદ્ધ સંયમનુ પાલન કરવું એવો સાધકનો આચાર છે.

ण तेसु कुज्झे णय पव्वहेज्जा, ण यावि किंची फरुसं वदेज्जा ।
तहा करिस्संति पडिस्सुणेज्जा, सेयं खु मेयं ण पमाय कुज्जा ॥९॥

**શબ્દાર્થ** (૧) પૂર્વોક્ત શિખામણ દેનાર ઉપર (૨) ક્રોધ (૩) ન કરે (૪) પીડા ન આપે (૫) નહિ (૬) કિંચિત (૭) કર્કશ વચન (૮) ન કહે (૯) આપ કહો છો તે પ્રમાણે (૧૦) કરીશ (૧૧) પ્રતિજ્ઞા કરે (૧૨) કલ્યાણ સમજી (૧૩) મારૂ (૧૪) પ્રમાદ (૧૫) ન કરે

**ભાવાર્થ**.– પૂર્વોક્ત પ્રકારે અન્ય વ્યક્તિ તરફથી શિખામણ પ્રાપ્ત થતા શિક્ષા આપનાર વ્યક્તિ પ્રત્યે સાધક ક્રોધ ન કરે, કોઇ પ્રકારે તેને દુ:ખ થાય તેવુ વર્તન કરે નહિ, તેમ જ કર્કશ વચન પણ ન કહે, પરતુ એમ કહે જે આપ મને જે પ્રમાણે કહો છો તે જ પ્રમાણે વર્તન કરીશ કારણ જે તેમા મારૂ શ્રેય છે, એમ માની પરમાર્થનો વિચાર કરી તે શિખામણનો સ્વીકાર કરે, આચારમા લાવે, અસત્ય આચરણનો ત્યાગ કરે, પ્રમાદનો ત્યાગ કરી કરેલ અશુભ કાર્યનુ પ્રાયશ્ચિત લઈ મિચ્છામિ દુક્કડ બોલી શિક્ષા આપનારનો ઉપકાર માની મધ્યસ્થ વૃત્તિ ધારણ કરી આચાર વિરૂદ્ધના કાર્યનો ત્યાગ કરી સમિતિ ગુપ્તિવત રહી સમ્યક્ પ્રકારે સયમનું પાલન કરવા જાગૃત બની સયમભાવમા વિચરે

वणंसि मूढस्स जहा अमूढा, मग्गाणुसासंति हितं पयाणं ।
तेणेव मज्झं इणमेव सेय, जं मे वुहा समणुसासयंति ॥१०॥

શબ્દાર્થ (૧) જેમ (૨) માર્ગના જાણનાર (૩) વનમાં (૪) માર્ગ ભૂલેલ (૫) પ્રાણીને (૬) હિતકારી (૭) માર્ગની (૮) શિક્ષા (૯) એ રીતે (૧૦) મને (૧૧) શિક્ષા (૧૨) એમ જે (૧૩) જે (૧૪) મને (૧૫) વૃદ્ધ હિતકારી (૧૬) શિક્ષા દે છે

ભાવાર્થઃ– જેમ જંગલમાં–વનમાં માર્ગ ભૂલેલને, માર્ગનો જાણકાર માર્ગને બતાવે, તે માર્ગ બતાવનાર ઉપર માર્ગ ભૂલનાર પુરુષ પ્રસન્ન થાય છે અને સમજે છે કે આ શિક્ષા મને કલ્યાણકારી છે એની માફક ઉત્તમ માર્ગની શિક્ષા દેનાર પુરુષ ઉપર શિક્ષા પામનાર સાધુ પ્રસન્ન થાય છે અને માને છે કે આ ઉપદેશ મારા કલ્યાણનું કારણ છે એમ માની શિક્ષા દેનારનો મહાન ઉપકાર માને, કારણ કે ઘોર જંગલમાં દિશામૂઢ થયેલ મનુષ્ય માર્ગ ભૂલવાથી ગભરાઈ જાય છે અને માર્ગનો પત્તો ન મળતાં માર્ગ દેખાડનારને જીવિતદાન આપનાર માની પ્રસન્ન થઈ તેનો મહાન ઉપકાર માને છે, એ પ્રકારે સંસારરૂપ અટવીમાં ભૂલેલાને, સંસાર અટવીમાંથી બહાર કાઢી શાન્તિના માર્ગરૂપ મોક્ષના માર્ગને બતાવનારનો મહાન ઉપકાર માની પ્રસન્ન થાય છે એમ જાણી મુસાધુએ શિક્ષા આપનારનો ઉપકાર માની સંયમમાં ઉપયોગવંત રહી સંયમ પાલન કરવું

अह तेण मूढेण अमूढगस्स, कायव्व पूया सविसेसजुत्ता ।
एओवमं तत्थ उदाहु वीरे, अणुगम्म अत्थं उवणेति सम्मं ॥११॥

શબ્દાર્થ : (૧) પશ્ચાત્ (૨) એ (૩) મૂઢ પુરુષે (૪) અમૂઢ પુરુષની (૫) પૂજા (૬) વિશેષ રૂપથી (૭) કરવી જોઈએ (૮) આ ઉપમા (૯) બતાવી છે (૧૦) આ વિષયમાં (૧૧) વીર પ્રભુએ (૧૨) સમજી (૧૩) પદાર્થને (૧૪) શિક્ષાના ઉપકારને સાધુ પોતામાં સ્થાપિત કરે (૧૫) સમ્યક્ પ્રકારે

**ભાવાર્થ**:- જેમ માર્ગ ભ્રષ્ટ પુરુષ માર્ગ બતાવનાર પુરુષની વિશેષ પ્રકારથી તેમનો ઉપકાર માની પૂજા સત્કાર કરે, એવી જ રીતે સંયમપાલનમાં ભૂલ કરવાવાળા સાધુને સન્માર્ગનો ઉપદેશ આપનાર પુરુષની પૂજા તથા સત્કાર કરી તે ઉપદેશ પોતાના હૃદયમા સ્થાપિત કરી ઉપદેશકનો ઉપકાર માને, આવા પ્રકારનુ કથન શ્રી તીર્થંકર દેવોએ તથા શ્રી ગણધર મહારાજે કહેલ છે, તેના ઉપર શ્રદ્ધા લાવી સદ્‌ગુરુનો અગર હરકોઇ વ્યક્તિ સાધક મોક્ષ માર્ગથી દૂર જતા સંસાર અટવીના માર્ગે ચડી જતા તે સસાર પરિભ્રમણ-રૂપ માર્ગથી મોક્ષના માર્ગે દોરનાર મોક્ષમાર્ગે લઇ જનાર વ્યક્તિનો મહાન ઉપકાર સમજી તેની સેવા કરવી તે સાધકનુ કર્તવ્ય છે અને સાથે કલ્યાણનું કારણ છે

**णेता जहा अंधकारंसि राओ, मग्गं ण जाणाति अपस्समाणे ।**
**से सूरिअस्स अब्भुग्गमेणं, मग्गं वियाणाइ पगासियंसि ॥१२॥**

**શબ્દાર્થ** : (૧) જેમ (૨) માર્ગ દર્શક પુરુષ (૩) અધારી (૪) રાત્રિમાં (૫) ન દેખતાં (૬) માર્ગને (૭) જાણતો (૮) નથી (૯) (૧૦) સૂર્યોદય થતાં (૧૧) પ્રકાશ થતાં (૧૨) માર્ગને (૧૩) જાણે છે

**ભાવાર્થ**:- જેમ માર્ગદર્શક પુરુષ અંધારી રાત્રિમાં અધકારના કારણે માર્ગ નહિ દેખાતો હોવાથી માર્ગને જાણી શકતો નથી, પરંતુ સૂર્યોદય થતાં પ્રકાશ ફેલાતાં માર્ગને જાણી લે છે, એવા પ્રકારે જિન-વિતરાગદેવના ઉપદેશથી જ્ઞાનથી જીવ સન્માર્ગને જાણી લે છે અજ્ઞાનરૂપ અધકારમાં ફસાઈ રહેલ આત્માઓ જિનમાર્ગને નહિ જાણનારા સદ્‌ગુરુના ઉપદેશથી સસારના સ્વરૂપને જાણી સસાર ભાવનો ત્યાગ કરી પ્રવ્રજ્યા ગ્રહણ કર્યા બાદ સદ્‌ગુરુના સમાગમે અજ્ઞાનરૂપી અધકારનો નાશ થતા જ્ઞાનરૂપી દીપકના પ્રકાશને પ્રાપ્ત

કરી મોક્ષમાર્ગને પ્રાપ્ત કરવાના જ્ઞાનને પ્રાપ્ત કરી લે છે, એથી સદ્ગુરુના સત્સંગની જરૂર છે

एवं तु सेहेवि अपुट्ठधम्मे, धम्मं न जाणाइ अबुज्झमाणे ।
से कोविए जिणवयणेण पच्छा, सूरोदए पासति चक्खुणेव ॥१३॥

શબ્દાર્થ (૧) એ પ્રકારે ઉપરોક્ત (૨) ધર્મમાં (૩) અનિપુણ (૪) શિષ્ય પણ સૂત્રાર્થને (૫) નહિ સમજવાથી (૬) નહોતો (૭) જાણતો (૮) ધર્મને (૯) વિદ્વાન બની (૧૦) એ શિષ્ય (૧૧) પરંતુ જિન વાક્યોથી (૧૨) પશ્ચાત્ ધર્મના સ્વરૂપને જાણી લે છે (૧૩) જેમ સૂર્યોદય થતાં (૧૪) નેત્ર દ્વારા (૧૫) પદાર્થોને દેખે છે

ભાવાર્થ – એ પ્રકારે નવીન સાધક સૂત્ર તથા અર્થને નહિ જાણનાર ધર્મમાં અનિપુણ શિષ્ય ધર્મના સ્વરૂપને જાણતો ન હોય, પરંતુ પરંપરાએ પુરુષાર્થથી જિન વચનના જ્ઞાતા બની ધર્મના સ્વરૂપને જાણી લે છે જેમ સૂર્યોદય થતા પ્રકાશ ફેલાતાં નેત્ર દ્વારા ઘટપટ આદિ સર્વ પદાર્થોને જોઈ શકાય છે એ રીતે શિષ્યો સદ્ગુરુ દ્વારા જ્ઞાન પ્રાપ્ત થવાથી મોક્ષના સ્વરૂપને જાણી મોક્ષમાર્ગનો જ્ઞાતા બની મોક્ષને પ્રાપ્ત કરી સમાધિને પ્રાપ્ત કરે છે

उड्ढं अहेयं तिरियं दिसासु, तसा य जे थावरा जे य पाणा ।
सया जए तेसु परिव्वएज्जा, मणप्पओसं अविकंपमाणे ॥१४॥

શબ્દાર્થ (૧) ઉપર (૨) નીચે (૩) તિરછી (૪) દિશાઓમાં (૫) ત્રસ (૬) સ્થાવર (૭) પ્રાણી રહે છે (૮) સદા (૯) તેમાં (૧૦) યત્નાપૂર્વક સંયમ રાખી (૧૧) વિચરે (૧૨) મનથી થોડો પણ દ્વેષ ન કરતાં (૧૩) સંયમમાં નિશ્ચલ રહે

ભાવાર્થ:- ઉપર, નીચે તથા તિરછી દિશાઓમાં જે ત્રસ અને સ્થાવર પ્રાણીઓ નિવાસ કરે છે, તેના ઉપર થોડો પણ દ્વેષ નહિ કરતાં, તેઓની ઉપર અનુકંપા લાવી સદા યત્નાપૂર્વક તે જીવોની દયા પાલતા થકા સંયમનુ પાલન કરે, સંયમ ભાવમાં વિચલિત ન થતાં આરંભ પરિગ્રહ રહિત બની સંયમમા સ્થિરતા રાખી સંયમ પાલન કરે, એવો શ્રી વીતરાગદેવનો ઉપદેશ છે છકાય જીવોની દયાનુ પાલન કરવુ તે તો સંયમનુ પ્રથમ કાર્ય છે

**कालेण पुच्छे समियं पयासु, आइक्खमाणो दवियस्स वित्तं ।**
**तं सोयकारी पुढो पवेसे, संखा इमं केवलियं समाहिं ॥१५॥**

શબ્દાર્થ : (૧) સાધુ અવસર દેખી (૨) પ્રજાઓના વિષયમાં (૩) સદાચારી આચાર્યને (૪) પૂછે (૫) બતાવનાર (૬) આચાર્યની પૂજા કરે (૭) સર્વજ્ઞના આગમને (૮) આચાર્યની (૯) આજ્ઞા માની (૧૦) તેમના પૃથક્ પૃથક્ ઉપદેશને (૧૧) હૃદયમાં ધારણ કરે (૧૨) સમજી હૃદયમાં ધારણ કરે (૧૩) કેવલીએ બતાવેલ (૧૪) સન્માર્ગને

ભાવાર્થ - સાધુ અવસર જોઈ સદાચારી આચાર્યને, પ્રાણીઓના વિષયમા પ્રશ્ન કરે, પૂછે, તથા સર્વજ્ઞના આગમનના ઉપદેશ કરનાર આચાર્ય મહારાજની પૂજા તથા સત્કાર સન્માન કરે તથા આચાર્યની આજ્ઞા અનુસાર સંયમ અનુષ્ઠાન કરતા થકા સાધુ આચાર્ય દ્વારા કથન કરેલ કેવળી સબંધી જ્ઞાનને સાંભળી હૃદયમાં ધારણ કરે, તે સાધકને કલ્યાણનુ કારણ છે એમ જાણી સદ્ગુરુની આજ્ઞાનુ પાલન કરવુ પ્રભુએ આજ્ઞાએ ધર્મ કહેલ છે

**अस्सिं सुठिच्चा तिविहेण तायी, एएसु या संति निरोहमाहु ।**
**ते एवमक्खंति तिलोगदंसी, ण भुज्जयेयंति पमायसंगं ॥१६॥**

કરી મોક્ષમાર્ગને પ્રાપ્ત કરવાના જ્ઞાનને પાસ કરી લે છે, જેથી સદ્ગુરુના સત્સંગની જરૂર છે

एव तु सेहेवि अपुट्ठधम्मे, धम्म न जाणाइ अबुज्झमाणे ।
से कोविए जिणवयणेण पच्छा, सूरोदए पासति चक्खुणेव ॥१३॥

શબ્દાર્થ (૧) એ પ્રકારે ઉપરોક્ત (૨) ધર્મમાં (૩) અનિપુણ (૪) શિષ્ય પણ સૂત્રાર્થને (૫) નહિ સમજવાથી (૬) નહોતો (૭) જાણતો (૮) ધર્મને (૯) વિદ્વાન બની (૧૦) એ શિષ્ય (૧૧) પરતુ જિન વાક્યોથી (૧૨) પશ્ચાત્ ધર્મના સ્વરૂપને જાણી લે છે (૧૩) જેમ સૂર્યોદય થતાં (૧૪) નેત્ર દ્વારા (૧૫) પદાર્થોને દેખે છે

ભાવાર્થ – એ પ્રકારે નવીન સાધક સૂત્ર તથા અર્થને નહિ જાણનાર ધર્મમાં અનિપુણ શિષ્ય ધર્મના સ્વરૂપને જાણતો ન હોય, પરતુ પરપરાએ પુરુષાર્થથી જિન વચનના જ્ઞાતા બની ધર્મના સ્વરૂપને જાણી લે છે જેમ સૂર્યોદય થતાં પ્રકાશ ફેલાતાં નેત્ર દ્વારા ઘટપટ આદિ સર્વ પદાર્થોને જોઈ શકાય છે એ રીતે શિષ્યો સદ્ગુરુ દ્વારા જ્ઞાન પ્રાપ્ત થવાથી મોક્ષના સ્વરૂપને જાણી મોક્ષમાર્ગના જ્ઞાતા બની મોક્ષને પ્રાપ્ત કરી સમાધિને પ્રાપ્ત કરે છે

उड्ढ अहेय तिरिय दिसासु तसा य जे थावरा जे य पाणा ।
सया जए तेसु परिव्वएज्जा, मणप्पओस अविकंपमाणे ॥१४॥

શબ્દાર્થ (૧) ઉપર (૨) નીચે (૩) તિરછી (૪) દિશાઓમાં (૫) ત્રસ (૬) સ્થાવર (૭) પ્રાણી રહે છે (૮) સદા (૯) તેમાં (૧૦) યત્નાપૂર્વક સંયમ રાખી (૧૧) વિચરે (૧૨) મનથી થોડો પણ દ્વેષ ન કરતાં (૧૩) સંયમમાં નિમગ્ન રહે

**ભાવાર્થ**:- ગુરુકુળમાં નિવાસ કરનાર સાધુ ઉત્તમ સાધુના આચારને સાંભળી પોતાના આત્માના ઇષ્ટ અર્થરૂપ મોક્ષને જાણી, બુદ્ધિમાન તથા સિદ્ધાંતના વક્તા બને છે, તથા સમ્યગ્જ્ઞાન આદિથી પ્રયોજન રાખતા થકા, તપ અને સંયમને પ્રાપ્ત કરી, ઉદ્દ્ગમાદિ દોષ રહિત શુદ્ધ આહાર પ્રાપ્ત કરી નિર્વાહ કરતા થકા આરંભ પરિગ્રહ રહિત બની સમસ્ત કર્મોના ક્ષય સ્વરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે, આવા સાધકો પ્રતિભાસંપન્ન બની સ્વપર કલ્યાણના ભાગી બની શકે છે, આવા સાધકો જે સંસારમા પ્રાણી વર્ગ, સ્વકર્મ આધીન બની વારંવાર મરે છે અને શોકથી ભરપૂર એવા સસારમાં રહેલા જન્મ મરણાદિનાં દુઃખોને ભોગવે છે તેવા સસાર પરિભ્રમણનો નાશ કરી વધારેમાં વધારે સાત આઠ ભવોથી વધારે ભવો નહિ કરતા. મોક્ષની પ્રાપ્તિ કરી લે છે એમ જાણી સાધકે સયમનુ શુદ્ધ પાલન કરવા ઉપયોગવત રહેવુ જે સંયમ પાલનથી મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે

**संखाइ धम्मं च वियागरंति, बुद्धा हु ते अंतकरा भवंति ।**
**ते पारगा दोण्हवि मोयणाए, संसोधितं पण्हमुदाहरंति ॥१८॥**

**શબ્દાર્થ** . (૧) ગુરુકુળમાં નિવાસ કરનાર સાધુ સદ્બુદ્ધિથી સ્વયં ધર્મને (૨) જાણી (૩) અન્યને ઉપદેશ આપે છે (૪) ત્રણે કાળને જાણનાર પુરુષ (૫) કર્મોનો અત કરનાર (૬) બને છે તથા (૭) તે સ્વયં તથા (૮) અન્યને (૯) કર્મપાસથી છોડાવી (૧૦) સંસારથી પાર થઇ જાય છે (૧૧) આવા પુરુષો પ્રશ્નોના ઉત્તર (૧૨) વિચાર (૧૩) કરીને જ આપે છે

**ભાવાર્થ**:- ગુરુકુળમા નિવાસ કરનાર સાધુ સદ્બુદ્ધિથી ધર્મના સ્વરૂપને જાણી, અન્યને ધર્મનો ઉપદેશ કરે છે ત્રણેકાળના સ્વરૂપને જાણનાર પુરુષ પૂર્વસચિત કર્મોનો અત કરે છે આવા પુરુષ સ્વયને તથા અન્યને કર્મપાશથી મુક્ત કરાવી સસારના પારને

શબ્દાર્થ (૧) ગુરુના ઉપદેશમાં (૨) સાવધાન બની (૩) ત્રણ કરણ ત્રણ યોગે (૪) છકાય જીવ રક્ષક (૫) સમિતિ ગુપ્તિના પાલનથી (૬) શાંતિ (૭) કર્મનો ક્ષય થવાનું (૮) શ્રી સર્વજ્ઞે કહેલ છે (૯) ત્રિલોક દર્શી (૧૦) એમ કહે છે કે ક્ષણ માત્ર (૧૧) પ્રમાદનો (૧૨) સંગ (૧૩) કરવો નહિ (૧૪) કદી.

ભાવાર્થ – સાધુ ગુરુના ઉપદેશને હૃદયમાં સ્થાપિત કરી, મન, વચન, કાયાથી છકાય જીવોની રક્ષા કરવામાં સદા ઉપયોગવંત રહે, એ પ્રકારે સમિતિ અને ગુપ્તિના સમ્યક્ પાલનથી પોતાને તથા અન્ય જીવોને શાંતિનો લાભ અને અષ્ટકર્મનો ક્ષય થવાનું શ્રી સર્વજ્ઞ ભગવંતે કહેલ છે ત્રિલોકદર્શી પુરુષ કહે છે સાધુએ એક ક્ષણ પણ કદાપી પ્રમાદનો સંગ કરવો નહિ, એટલે પાંચ ઇન્દ્રિયોના વિષયોથી સદા દૂર રહેવું તે સર્વ દુઃખોનો અંત કરવાનો મહાન ઉપાય તે સંયમપાલન છે વિષયોથી સંસાર પરિભ્રમણ અને તેના ત્યાગથી મહાન શાંતિની પ્રાપ્તિ થાય છે સાધકે પોતાના આત્માના રક્ષણ માટે સતત ઉપયોગ રાખવા જરૂર ગણવી, છકાય જીવોની દયા પાળવી, તે પોતાના આત્માની જ દયા પાળવા સમાન છે, તેમ જ સમિતિ ગુપ્તિ આદિ સમાધિમાર્ગમાં સ્થિત રહેવાથી સર્વ દુઃખોનો અંત લાવી શકાય છે અને મોક્ષના શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે એમ જાણી સાધકે સંયમ પાલનમાં જાગૃત બની વિચરવું

**निसम्म से भिक्खू समीहियट्ठं, पडिभाणवं होइ विसारए य।**
**आयाणअट्ठी वोदाणमोणं, उवेच सुद्धेण उवेति मोक्खं ॥१७॥**

શબ્દાર્થ (૧) ગુરુકુળમાં નિવાસ કરનાર સાધુ (૨) સાધુના આચારને સાંભળી (૩) મોક્ષરૂપ ઇષ્ટ અર્થને જાણી (૪) બુદ્ધિમાન (૫) સિદ્ધાંતના વક્તા અને (૬) સમ્યગ્જ્ઞાન આદિ મોક્ષાભિલાષી સાધુ (૭) તપ (૮) સંયમને (૯) પ્રાપ્ત કરી (૧ ) શુદ્ધ આહાર વડે (૧૧) મોક્ષને (૧૨) પ્રાપ્ત કરે છે

**ભાવાર્થ**:- ગુરુકુળમાં નિવાસ કરનાર સાધુ ઉત્તમ સાધુના આચારને સાંભળી પોતાના આત્માના ઇષ્ટ અર્થરૂપ મોક્ષને જાણી, બુદ્ધિમાન તથા સિદ્ધાંતના વક્તા બને છે, તથા સમ્યગ્જ્ઞાન આદિથી પ્રયોજન રાખતા થકા, તપ અને સંયમને પ્રાપ્ત કરી, ઉદ્ગમાદિ દોષ રહિત શુદ્ધ આહાર પ્રાપ્ત કરી નિર્વાહ કરતા થકા આરંભ પરિગ્રહ રહિત બની સમસ્ત કર્મોના ક્ષય સ્વરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે, આવા સાધકો પ્રતિભાસંપન્ન બની સ્વપર કલ્યાણના ભાગી બની શકે છે, આવા સાધકો જે સંસારમાં પ્રાણી વર્ગ, સ્વકર્મ આધીન બની વારંવાર મરે છે અને શોકથી ભરપૂર એવા સંસારમાં રહેલા જન્મ મરણાદિનાં દુઃખોને ભોગવે છે તેવા સંસાર પરિભ્રમણનો નાશ કરી વધારેમાં વધારે સાત આઠ ભવોથી વધારે ભવો નહિ કરતા. મોક્ષની પ્રાપ્તિ કરી લે છે એમ જાણી સાધકે સંયમનુ શુદ્ધ પાલન કરવા ઉપયોગવંત રહેવુ જે સંયમ પાલનથી મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે

**संखाइ धम्मं च वियागरंति, बुद्धा हु ते अंतकरा भवंति।**
**ते पारगा दोण्हवि मोयणाए, संशोधितं पण्हमुदाहरंति ॥१८॥**

**શબ્દાર્થ** : (૧) ગુરુકુળમાં નિવાસ કરનાર સાધુ સદ્બુદ્ધિથી સ્વયં ધર્મને (૨) જાણી (૩) અન્યને ઉપદેશ આપે છે (૪) ત્રણે કાળને જાણનાર પુરુષ (૫) કર્મોનો અંત કરનાર (૬) બને છે તથા (૭) તે સ્વયં તથા (૮) અન્યને (૯) કર્મપાસથી છોડાવી (૧૦) સંસારથી પાર થઇ જાય છે (૧૧) આવા પુરુષો પ્રશ્નોના ઉત્તર (૧૨) વિચાર (૧૩) કરીને જ આપે છે

**ભાવાર્થ**:- ગુરુકુળમા નિવાસ કરનાર સાધુ સદ્બુદ્ધિથી ધર્મના સ્વરૂપને જાણી, અન્યને ધર્મનો ઉપદેશ કરે છે ત્રણેકાળના સ્વરૂપને જાણનાર પુરુષ પૂર્વસંચિત કર્મોનો અંત કરે છે આવા પુરુષ સ્વયંને તથા અન્યને કર્મપાશથી મુક્ત કરાવી સંસારના પારને

**શબ્દાર્થ** (૧) ગુરુના ઉપદેશમાં (૨) સાવધાન બની (૩) મન કરણ મન યોગે (૪) છકાય જીવ રક્ષક (૫) સમિતિ ગુપ્તિના પાલનથી (૬) શાંતિ (૭) કર્મનો ક્ષય થવાનું (૮) શ્રી સર્વજ્ઞે કહેલ છે (૯) ત્રિલોકદર્શી (૧૦) એમ કહે છે કે ક્ષણ માત્ર (૧૧) પ્રમાદનો (૧૨) સંગ (૧૩) કરવો નહિ (૧૪) કરી.

**ભાવાર્થ** – સાધુ ગુરુના ઉપદેશને હૃદયમાં સ્થાપિત કરી, મન વચન, કાયાથી છકાય જીવોની રક્ષા કરવામાં સદા ઉપયોગવંત રહે, એ પ્રકારે સમિતિ અને ગુપ્તિના સમ્યક્ પાલનથી પોતાને તથા અન્ય જીવોને શાંતિનો લાભ અને અષ્ટકર્મનો ક્ષય થવાનું શ્રી સર્વજ્ઞ ભગવંતે કહેલ છે ત્રિલોકદર્શી પુરુષ કહે છે સાધુએ એક ક્ષણ પણ ક્યાંયે પ્રમાદનો સંગ કરવો નહિ, એટલે પાંચ ઇન્દ્રિયોના વિષયોથી સદા દૂર રહેવું તે સર્વ દુઃખોનો અંત કરવાનો મહાન ઉપાય તે સંયમપાલન છે વિષયોથી સંસાર પરિભ્રમણ અને તેના ત્યાગથી મહાન શાંતિની પ્રાપ્તિ થાય છે સાધકે પોતાના આત્માના રક્ષણ માટે સતત ઉપયોગ રાખવો જરૂર ગણવી છકાય જીવોની દયા પાળવી, તે પોતાના આત્માની જ દયા પાળવા સમાન છે, તેમ જ સમિતિ ગુપ્તિ આદિ સમાધિમાર્ગમાં સ્થિત રહેવાથી સર્વ દુઃખોનો અંત લાવી શકાય છે અને મોક્ષના શાશ્વતાં સુખની પ્રાપ્તિ થાય છે એમ જાણી સાધકે સંયમ પાલનમાં જાગૃત બની વિચરવું

निसम्म से भिक्खू समीहियट्ठं, पडिभाणवं होइ विसारए य।
आयाणमट्ठी वोदाणमोणं, उवेच सुद्धेण उवेति मोक्खं ॥१७॥

**શબ્દાર્થ** : (૧) ગુરુકુળમાં નિવાસ કરનાર સાધુ (૨) સાધુના આચારને સાંભળી (૩) મોક્ષરૂપ ઇષ્ટ અર્થને જાણી (૪) બુદ્ધિમાન (૫) સિદ્ધાંતના વક્તા અને (૬) સમ્યગ્જ્ઞાન આદિ મોક્ષાભિલાષી સાધુ (૭) તપ (૮) સંયમને (૯) પ્રાપ્ત કરી (૧૦) શુદ્ધ આહાર વડે (૧૧) મોક્ષને (૧૨) પ્રાપ્ત કરે છે

**भूताभिसंकाइ दुगुंछमाणे, ण णिव्वहे मंतपदेण गोयं ।**
**ण किंचि मिच्छे मणुए पयासुं, असाहुधम्माणि ण संवएज्जा ॥२०॥**

**શબ્દાર્થ :** (૧) સાધુ પ્રાણીઓની વિનાશની (૨) શંકાથી (૩) પાપની ઘૃણા કરતા થકા કોઇને આશીર્વાદ આપે નહિ (૪) સાધુ મંત્ર આદિથી (૫) મૌન (૬) વાક્ સંયમને નિસાર (૭) ન બનાવે (૮) કોઈ વસ્તુની (૯) ઇચ્છા (૧૦) કરે નહિ સાધુને કલ્પે નહિ (૧૧) મનુષ્યોને ધર્મ ઉપદેશના બદલા તરીકે શ્રોતાજન પાસેથી (૧૩) આરંભ ઉત્પન્ન થાય તેવા અસાધુ (૧૪) ધર્મના ઉપદેશ (૧૫) ન (૧૬) આપે

**ભાવાર્થ :-** પાપની તથા કર્મબંધનની ઘૃણા કરનારા સાધુ, પ્રાણીઓના વિનાશની શંકાથી કોઇ વ્યક્તિને આશીર્વાદ આપે નહિ, મંત્ર વિદ્યાનો પ્રયોગ કરી પોતાના સંયમને નિઃસાર ન બનાવે તથા મનુષ્યોને ધર્મનો ઉપદેશ આપતા શ્રોતાજન પાસેથી કોઇ વસ્તુ લેવાની તથા માનપૂજા સત્કારની ઇચ્છા રાખે નહિ, તેમ જ સાધુને કલ્પે નહિ, તેવા અસાધુઓના ધર્મનો ઉપદેશ આપે નહિ, વાણીનું રક્ષણ કરવું તેને ગોત્ર કહેવાય છે અથવા મૌન વાક્સંયમ કહેવાય એટલે ઉપદેશથી આરંભ ઉત્પન્ન થાય તેવો ઉપદેશ સાધુ આપે નહિ, પ્રશ્ન બોલતાં બહુ ઉપયોગ રાખવો, વાણીથી આરંભ ઉત્પન્ન ન થાય તેમ જ કોઇના ચિત્તને દુઃખ ઉત્પન્ન ન થાય, તે ઉપયોગ રાખી ઉપદેશ આપવો

**हासं पि णो संधति पावधम्मे, ओह तहीयं फरुसं वियाणे ।**
**णो तुच्छए णो य विकंथइज्जा, अणाइले या अकसाइ भिक्खू ॥ ॥२१॥**

પામે છે આવા સાધક પુરુષો પ્રશ્નોના ઉત્તર આગમ અનુસાર વિચાર કરીને આપે છે એમ જાણી સાધકે પ્રથમ જ્ઞાનને પ્રાપ્ત કરવાની જરૂર છે પોતાના આત્માને જ્ઞાનમાં સ્થિત કરી શુદ્ધ ચારિત્ર પાલન કરીને પોતે આચારનું પાલન કરી અન્યને ઉપદેશ આપી સ્થિર કરવાથી ઉભયને સ્નેહરૂપ બેડીથી છૂટવાનો મહાન લાભ પ્રાપ્ત થાય છે

णो छायए णोऽवियय लूसएज्जा माण ण सेवेज्ज पगासण च।
ण यावि पन्ने परिहास कुज्जा, ण याऽऽसियावाय वियागरेज्जा ॥१९॥

**શબ્દાર્થ** (૧) સાધુ પ્રશ્નનો ઉત્તર દેતા શાસ્ત્રના અર્થને છુપાવે (૨) નહિ (૩) અપસિદ્ધાંતનો આશ્રય લઈ શાસ્ત્રની વ્યાખ્યા (૪) કરે નહિ (૫) માનને (૬) સેવે નહિ (૭) પોતાની પ્રશંસા ન કરે (૮) બુદ્ધિમાન સાધુ (૯) બીજાની હાંસી (૧૦) કરે (૧૧) નહિ (૧૨) કોઈને આશીર્વાદ (૧૩) આપે (૧૪) નહિ

**ભાવાર્થ**:- સાધુ પ્રશ્નોના ઉત્તર દેતા યથા શાસ્ત્રોના અર્થને છુપાવે નહિ, અન્ય સિદ્ધાંતનો આશ્રય લઈ શાસ્ત્રની વ્યાખ્યા કરે નહિ અથવા હું મોટો વિદ્વાન છુ મોટો તપસ્વી છુ એવું અભિમાન કરે નહિ, તથા પોતાના ગુણોની પ્રશંસા ન કરે તેમ જ અન્યના ગુણોને દૂષિત ન કરે કોઈ કારણવશાત શ્રોતા પદાર્થના સ્વરૂપને તથા ઉપદેશના ભાવોને ન સમજે તો શ્રોતાની હાંસી કરે નહિ. તેમ જ કોઈ વ્યક્તિને સાધુ આશીર્વાદ આપે નહિ, તેમ જ આચાર્યને છુપાવે નહિ હાસ્ય વચને પણ બોલે નહિ, પરંતુ ભાષા સમિતિ સાચવીને વચન બોલે પૂજા સત્કારને ઇચ્છે નહિ. આવા પ્રકારના સાધકના આચારને જાણી સાધકે આચાર પાલન શુદ્ધ કરવા જ્ઞાન પ્રાપ્ત કરવા તથા ઉપદેશ આપવા સમર્થ ઉપયોગવંત રહેવું

भूताभिसंकाइ दुगुंछमाणे, ण णिव्वहे मंतपदेण गोयं ।
ण किंचि मिच्छे मणुए पयासुं, असाहुधम्माणि ण संवएज्जा ॥२०॥

**શબ્દાર્થ** : (૧) સાધુ પ્રાણીઓની વિનાશની (૨) શંકાથી (૩) પાપની ઘૃણા કરતા થકા કોઇને આશીર્વાદ આપે નહિ (૪) સાધુ મંત્ર આદિથી (૫) મૌન (૬) વાક્ સંયમને નિસાર (૭) ન બનાવે (૮) કોઈ વસ્તુની (૯) ઇચ્છા (૧૦) કરે નહિ સાધુને કલ્પે નહિ (૧૧) મનુષ્યોને ધર્મ ઉપદેશના બદલા તરીકે શ્રોતાજન પાસેથી (૧૩) આરંભ ઉત્પન્ન થાય તેવા અસાધુ (૧૪) ધર્મના ઉપદેશ (૧૫) ન (૧૬) આપે

**ભાવાર્થ**:— પાપની તથા કર્મબંધનની ઘૃણા કરનારા સાધુ, પ્રાણીઓના વિનાશની શંકાથી કોઇ વ્યક્તિને આશીર્વાદ આપે નહિ, મંત્ર વિદ્યાનો પ્રયોગ કરી પોતાના સંયમને નિ:સાર ન બનાવે તથા મનુષ્યોને ધર્મનો ઉપદેશ આપતા શ્રોતાજન પાસેથી કોઇ વસ્તુ લેવાની તથા માનપૂજા સત્કારની ઇચ્છા રાખે નહિ, તેમ જ સાધુને કલ્પે નહિ, તેવા અસાધુઓના ધર્મનો ઉપદેશ આપે નહિ, વાણીનું રક્ષણ કરવું તેને ગોત્ર કહેવાય છે, અથવા મૌન વાક્સંયમ કહેવાય એટલે ઉપદેશથી આરંભ ઉત્પન્ન થાય તેવો ઉપદેશ સાધુ આપે નહિ, વચન બોલતાં બહુ ઉપયોગ રાખવો, વાણીથી આરંભ ઉત્પન્ન ન થાય તેમ જ કોઇના ચિત્તને દુ:ખ ઉત્પન્ન ન થાય, તે ઉપયોગ રાખી ઉપદેશ આપવો

हासं पि णो संधति पावधम्मे, ओए तहीयं फरुसं वियाणे ।
णो तुच्छए णो य विकथइज्जा, अणाइले या अकसाइ भिक्खू ॥
॥२१॥

**શબ્દાર્થ** (૧) જેનાથી હાસ્ય ઉત્પન્ન થાય તેવા શબ્દ ન બોલે તથા (૨) શરીરાદિ ચેષ્ટા—વ્યાપાર (૩) સાધુ કરે નહિ (૪) પાપમય (૫) ધર્મને હાસ્યથી પણ ન કહે (૬) રાગદ્વેષ રહિત સાધુ (૭) સત્ય વચન (૮) અન્યને દુઃખ ઉત્પન્ન થાય તે ન બોલે (૯) પૂજા સત્કાર પામીને સાધુ પોતાના (૧૦) માન (૧૧) પ્રશંસા (૧૨) કરે નહિ (૧૩) અનાકુલ—લોભાદિ રહિત (૧૪) કષાયોથી રહિત (૧૫) સાધુ રહે.

**ભાવાર્થઃ**– જે કાર્યથી કે વાણીથી હાસ્ય ઉત્પન્ન થાય તેવા શબ્દો સાધુ બોલે નહિ, તેમ જ હાસ્ય ઉત્પન્ન થાય તેવી શરીર ચેષ્ટા કરે નહિ, તથા પાપમય—આરંભ થાય, જીવઘાત થાય, તેવા પાપમય ધર્મને હાસ્યાદિ વડે પણ કહે નહિ, રાગદ્વેષ રહિત સાધુ સત્ય વચનથી પણ અન્ય વ્યક્તિના ચિત્તને દુઃખ ઉત્પન્ન થાય તેવાં વચનો બોલે નહિ સાધુ પૂજા સત્કાર પામીને અભિમાન કરે નહિ તથા પોતાના ગુણોની પોતે પ્રશંસા કરે નહિ તથા સાધુ સદા લોભ આદિ કષાયોથી દૂર રહે. સાધુ સાવદ્ય વ્યાપારથી દૂર રહે, તેમ જ પૂજા સત્કાર પામી ગર્વ કરે નહિ, આવા પ્રકારનો સાધુનો આચાર જાણી સંયમ પાલનમાં ઉપયોગવંત રહેવું

**संकेज्ज याऽसंकितभाव भिक्खू, विभज्जवायं च वियागरेज्जा।**
**भासादुयं धम्मसमुट्ठितेहिं, वियागरेज्जा समया सुपन्ने ॥२२॥**

**શબ્દાર્થ** (૧) શંકા રહિત (૨) સાધુ (૩) સૂત્ર તથા અર્થ વિષયમાં (૪) ગર્વ ન કરે (૫) સ્યાદ્વાદમય વચન (૬) બોલે (૭) ધર્માચરણમાં (૮) પ્રવૃત્ત સાધુ સત્ય તથા વ્યવહાર (૯) બે ભાષા બોલે (૧૦) બુદ્ધિ–સંપન્ન સાધુ ધનવાન તથા દરિદ્રને સર્વને (૧૧) સમભાવથી (૧૨) ધર્મ કહે

**ભાવાર્થઃ**– સૂત્ર તથા અર્થના કઠિન વિષયમાં શંકારહિત હોય તો પણ સાધુ નિશ્ચય ભાષા ન બોલે એટલે ગર્વ ન કરે,

તથા વ્યાખ્યાન આદિ સમયે સ્યાદ્વાદમય વચન બોલે, એ પ્રકારે ધર્માચરણ કરવામા પ્રવૃત્ત રહેનાર સાધુઓની સાથ વિચરતા થકા સાધુ સત્ય ભાષા તથા વ્યવહાર ભાષા બોલે, જે મિથ્યા નહિ, તેમ સત્ય નહિ અને ધનવાન શ્રોતા તથા દરિદ્ર શ્રોતાને સમભાવપૂર્વક ધર્મ ઉપદેશ પક્ષપાત રાખ્યા સિવાય આપે, પોતાના અનુભવથી સિદ્ધ થયેલ હકીકતનો આશ્રય લઇ પદાર્થોને સ્પષ્ટતાથી પૃથક્ કરી શ્રોતાને સમજાવે અને સયમ પાલનમા પ્રવૃત્ત રહે.

**अणुगच्छमाणे वितहं विजाणे, तहा तहा साहु अकक्कसेणं ।**
**ण कत्थई भास विहिंसइज्जा, निरुद्धगं वावि न दीहइज्जा ॥२३॥**

**શબ્દાર્થ** : (૧) પૂર્વોક્ત બે ભાષાઓ દ્વારા પ્રવચન કરતા સાધુના કથનને કોઈ ઠીક ઠીક સમજી લે છે (૨) કોઈ મદ બુદ્ધિવાળો વિપરીત (૩) સમજે છે (૪) જે વિપરીત સમજે છે તેને (૫) સાધુ (૬) કોમળ શબ્દોથી સમજાવવા પ્રયત્ન કરે છતાં સમજે નહિ તો તે મંદમતિ સાધકનો (૭) અનાદર કરે નહિ તેનુ ચિત્ત દુ ખાવે નહિ (૮) સાધુ પ્રશ્ન કરનાર વ્યક્તિઓની ભાષાની (૯) નિંદા કરે નહિ (૧૦) લઘુ અર્થને (૧૧) શબ્દાડંબર કરી વિસ્તૃત (૧૨) ન કરે.

**ભાવાર્થ** – પૂર્વોક્ત બે ભાષાનો આશ્રય લઇ ધર્મની વ્યાખ્યા કરતા સાધુના કથનને કોઇ બુદ્ધિમાન પુરુષ ઠીક ઠીક સમજી લે છે અને કોઇ મદ બુદ્ધિ પુરુષ વિપરીત સમજે છે, તે વિપરીત સમજનાર મંદમતિવાળાને સાધુ કોમળ શબ્દોથી સમજાવવાનો પ્રયત્ન કરે, પરંતુ અનાદર કરી તેના ચિત્તને દુ:ખાવે નહિ તથા પ્રશ્ન કરવાવાળાની ભાષાની નિંદા કરે નહિ અને કોઇ વાકયોના અર્થ ટુકા હોય તો તેને શબ્દાડબર કરી વિસ્તૃત કરે નહિ, સરલતાથી શ્રોતાઓને ઉપદેશ આપે

શબ્દાર્થ (૧) જેનાથી હાસ્ય ઉત્પન્ન થાય તેવા શબ્દ ન બોલે તથા (૨) શરીરાદિ ચેષ્ટા-વ્યાપાર (૩) સાધુ કરે નહિ (૪) પાપમય (૫) ધર્મને હાસ્યથી પણ ન કહે (૬) રાગદ્વેષ રહિત સાધુ (૭) સત્ય વચન (૮) અન્યને દુઃખ ઉત્પન્ન થાય તે ન બોલે (૯) પૂજા સત્કાર પામીને સાધુ પોતાના (૧૦) માન (૧૧) પ્રશંસા (૧૨) કરે નહિ (૧૩) અનાકુલ-લોભાદિ રહિત (૧૪) કષાયોથી રહિત (૧૫) સાધુ રહે.

ભાવાર્થઃ- જે કાર્યથી કે વાણીથી હાસ્ય ઉત્પન્ન થાય તેવા શબ્દો સાધુ બોલે નહિ, તેમ જ હાસ્ય ઉત્પન્ન થાય તેવી શરીર ચેષ્ટા કરે નહિ, તથા પાપમય-આરંભ થાય, જીવઘાત થાય, તેવા પાપમય ધર્મને હાસ્યાદિ વડે પણ કહે નહિ, રાગદ્વેષ રહિત સાધુ સત્ય વચનથી પણ અન્ય વ્યક્તિના ચિત્તને દુઃખ ઉત્પન્ન થાય તેવાં વચનો બોલે નહિ. સાધુ પૂજા સત્કાર પામીને અભિમાન કરે નહિ તથા પોતાના ગુણોની પોતે પ્રશંસા કરે નહિ તથા સાધુ સદા લોભ આદિ કષાયોથી દૂર રહે. સાધુ સાવદ્ય વ્યાપારથી દૂર રહે, તેમ જ પૂજા સત્કાર પામી ગર્વ કરે નહિ, આવા પ્રકારનો સાધુનો આચાર જાણી સંયમ પાલનમાં ઉપયોગવંત રહેવું

संकेज्ज याऽसंकित भाव भिक्खू, विभज्जवायं च वियागरेज्जा ।
भासादुय धम्मसमुट्ठितेहिं, वियागरेज्जा समया सुपन्ने ॥२२॥

શબ્દાર્થ (૧) શંકા રહિત (૨) સાધુ (૩) સૂત્ર તથા અર્થ વિષયમાં (૪) ગર્વ ન કરે (૫) સ્યાદ્વાદાત્મક વચન (૬) બોલે (૭) ધર્માચરણમાં (૮) પ્રવૃત્ત સાધુ સત્ય તથા વ્યવહાર (૯) બે ભાષા બોલે (૧૦) બુદ્ધિ-સંપન્ન સાધુ ધનવાન તથા દરિદ્રને સર્વને (૧૧) સમભાવથી (૧૨) ધર્મ કહે

ભાવાર્થઃ- સૂત્ર તથા અર્થના કઠિન વિષયમાં શંકારહિત હોય તો પણ સાધુ નિશ્ચય ભાષા ન બોલે, એટલે ગર્વ ન કરે,

**ભાવાર્થ:**- સાધુ તીર્થંકર તથા ગણધરના વચનોનો ઉપદેશનો સદા અભ્યાસ કરે, તેમના ઉપદેશ અનુસાર વચન બોલે, પરંતુ મર્યાદાનું ઉલ્લંઘન કરી અધિક કે ઓછું ન બોલે, સમ્યગ્દૃષ્ટિ સાધુ સમ્યગ્દર્શનને દૂષિત ન કરે, એ પ્રમાણે સાધુ ઉપદેશ કરી જાણતા હોય તો તે સાધુ સર્વજ્ઞોક્ત ભાવ સમાધિને જાણી શકે છે, સમ્યગ્‌ જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ભાવ સમાધિ રૂપ છે.

१ ३ २ ६ ५ ७ ४
**अलूसए णो पच्छन्नभासी, णो सुत्तमत्थं च करेज्ज ताई ।**
८ ९ १० ११ १२ १३ १४
**सत्थारभत्ती अणुवीइ वायं, सुयं च सम्मं पडिवाययंति ॥२६॥**

**શબ્દાર્થ** : (૧) સાધુ આગમના અર્થને દૂષિત કરે નહિ (૨) સિદ્ધાંતને છુપાવે (૩) નહિ (૪) પ્રાણીઓના રક્ષક પુરુષ (૫) સૂત્ર તથા અર્થને (૬) અન્યથા ન (૭) કરે (૮) શિક્ષા દેનાર (૯) ભક્તિ (૧૦) વિચાર કરી (૧૧) વાત કરે (૧૨) સાધુ જે પ્રકારે ગુરુ પાસેથી સાંભળ્યુ હોય (૧૩) એવા જ પ્રકારે (૧૪) અન્યને સૂત્રની વ્યાખ્યા કરે

**ભાવાર્થ:**- સાધુ આગમનના અર્થને દૂષિત કરે નહિ તથા શાસ્ત્ર સિદ્ધાંતને ગોપવે નહિ, પ્રાણિઓની રક્ષા કરનાર સાધુ સૂત્ર તથા અર્થને અન્યથા વિપરીત ન કરે તથા શિક્ષા દેનાર ગુરુની ભક્તિ-સેવાનું ધ્યાન રાખતા થકા વિચાર કરી કોઇ પણ વાત કહે, એવા ગુરુ પાસેથી જેમ સાંભળ્યું હોય એવા જ પ્રકારે અન્ય પ્રતિ સૂત્રની વ્યાખ્યા કરે, સિદ્ધાંતની કોઇ હકીકત ગુપ્ત રાખવા યોગ્ય હોય તે અધિકારી શ્રોતા સિવાયને કહે નહિ, અપરિપક્વ શ્રોતાને રહસ્યવાળી હકીકત જણાવે નહિ.

१ २ ३ ४ ७ ५ ६
**से सुद्धसुत्ते उवहाणवं च, धम्मं च जे विंदति तत्थ तत्थ ।**
८ ९ १० ११ १२ १३ १४
**आदेजवक्के कुसले वियत्ते, स अरिहइ भासिउं तं समाहिं ॥२७॥**

ભાવાર્થ:- સાધુ તીર્થંકર તથા ગણધરના વચનોનો ઉપદેશનો સદા અભ્યાસ કરે, તેમના ઉપદેશ અનુસાર વચન બોલે, પરંતુ મર્યાદાનું ઉલ્લંઘન કરી અધિક કે ઓછું ન બોલે, સમ્યગ્દૃષ્ટિ સાધુ સમ્યગ્દર્શનને દૂષિત ન કરે, એ પ્રમાણે સાધુ ઉપદેશ કરી જાણતા હોય તો તે સાધુ સર્વજ્ઞોક્ત ભાવ સમાધિને જાણી શકે છે, સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ભાવ સમાધિ રૂપ છે.

**१ ३ २ ६ ५ ७ ४**
**अलूसए णो पच्छन्नभासी, णो सुत्तमत्थं च करेज्ज ताई ।**
**८ ९ १० ११ १२ १३ १४**
**सत्थारभत्ती अणुवीइ वायं, सुयं च सम्मं पडिवाययंति ॥२६॥**

શબ્દાર્થ : (૧) સાધુ આગમના અર્થને દૂષિત કરે નહિ (૨) સિદ્ધાંતને છુપાવે (૩) નહિ (૪) પ્રાણીઓના રક્ષક પુરુષ (૫) સૂત્ર તથા અર્થને (૬) અન્યથા ન (૭) કરે (૮) શિક્ષા દેનાર (૯) ભક્તિ (૧૦) વિચાર કરી (૧૧) વાત કરે (૧૨) સાધુ જે પ્રકારે ગુરુ પાસેથી સાંભળ્યું હોય (૧૩) એવા જ પ્રકારે (૧૪) અન્યને સૂત્રની વ્યાખ્યા કરે

ભાવાર્થ:- સાધુ આગમનના અર્થને દૂષિત કરે નહિ તથા શાસ્ત્ર સિદ્ધાંતને ગોપવે નહિ, પ્રાણિઓની રક્ષા કરનાર સાધુ સૂત્ર તથા અર્થને અન્યથા વિપરીત ન કરે તથા શિક્ષા દેનાર ગુરુની ભક્તિ-સેવાનું ધ્યાન રાખતા થકા વિચાર કરી કોઇ પણ વાત કહે, એવા ગુરુ પાસેથી જેમ સાંભળ્યુ હોય એવા જ પ્રકારે અન્ય પ્રતિ સૂત્રની વ્યાખ્યા કરે, સિદ્ધાંતની કોઇ હકીકત ગુપ્ત રાખવા યોગ્ય હોય તે અધિકારી શ્રોતા સિવાયને કહે નહિ, અપરિપક્વ શ્રોતાને રહસ્યવાળી હકીકત જણાવે નહિ.

**१ २ ३ ४ ७ ५ ६**
**से सुद्धसुत्ते उवहाणवं च, धम्मं च जे विंदति तत्थ तत्थ ।**
**८ ९ १० ११ १२ १३ १४**
**आदेजवक्के कुसले वियत्ते, स अरिहइ भासिउं तं समाहिं ॥२७॥**

शब्दार्थ (१) शुद्धताथी (२) सूत्र उच्चारण करनार (३) शास्त्रोक्त तप करनार (४) धर्मने (५) अने साधु उत्सर्गना स्थाने (६) उत्सर्ग (७) अंगीकार करता होय (८) ग्रहण करवा योग्य (९) वाक्यवाळा (१०) शास्त्रना अर्थमां कुशळ (११) विना विचारे काम नहि करनार (१२) योग्य पुरुष (१३) सर्वज्ञोक्त समाधिनी (१४) व्याख्या करी शके

भावार्थ – जे साधु शुद्धताथी सूत्रना उच्चारण करवामां कुशळ तथा शास्त्रोक्त तपना अनुष्ठान करता होय एवा प्रकारे उत्सर्गना स्थाने - उत्सर्गरूप धर्मने अने अपवादना स्थानमां अपवादरूप धर्मने स्थापित करता होय, तेवा पुरुषो ग्राह्य वाक्य होय, अथवा तेनुं वचन सर्वने मान्य होय, ए प्रकारे अर्थ करवामां निपुण तथा विना विचारे कार्य नहि करवावाळा पुरुष सर्वज्ञोक्त भाव समाधिनुं प्रतिपादन करी शके छे अने श्रुत तथा चारित्र धर्मने यथा तथ्य ग्रहण करी शके छे आवा महान पुरुषो ज संसार समुद्रने तरी पार पाम्या छे पार पामे छे ने पार पामशे, एम जाणी श्रुत अने चारित्ररूप धर्मनुं आराधन करवामां प्रमाद करवो नहि ते साधकनुं कर्तव्य छे आत्मकल्याणनो मार्ग छे साधु सम्यग् दर्शनने दुषित करे नहि अने आगमना यथार्थ स्वरूपने प्रगट करे. विचार करी वाक्य बोले, जे आगमोक्त तपना अनुष्ठानो करे छे तथा श्रुत चारित्ररूप धर्मने प्राप्त करे छे आशय ए छे के अर्थ शास्त्रनी आज्ञा मात्रथी ग्रहण करवा योग्य होय ते अर्थोने आज्ञा मात्रथी ग्रहण करवा जोईए अने अर्थ हेतुथी ग्रहण करवा योग्य होय तेने हेतु द्वारा ग्रहण करवा जोईए. आवी रीते ज्यां श्रद्धाथी मानवा योग्यमां श्रद्धा राखवी जोईए तो ते सम्यक्त्वनी दृढता जणाय एम जाणी साधके वीतरागनी आज्ञानुं पालन करवा सतत उपयोग राखवो ए साधक आचार छे कर्तव्य छे कल्याणनो मार्ग छे

अध्ययन चौदमुं समाप्त

# સૂત્ર કૃતાંગ સૂત્ર

## અધ્યયન ૧૫ મું

## આદાનનામ

जमतीतं पडुपन्नं, आगमिस्सं च णायओ ।
सव्वं मन्नति तं ताई, दंसणावरणंतए ॥१॥

**શબ્દાર્થ :** (૧) ભૂતકાળ (૨) વર્તમાનકાળ (૩) ભવિષ્યકાળ (૪) નાયક (૫) સર્વ (૬) જાણુતા (૭) છકાય રક્ષક (૮) દર્શનાવરણીયાદિનો (૯) ક્ષય કરનાર.

**ભાવાર્થ**:– જે પદાર્થો ભૂતકાળમા જે અવસ્થામાં હતા, વર્તમાનકાળે જે અવસ્થામાં પર્યાયમા રહેલા છે, ભવિષ્યકાળમાં જે અવસ્થામાં હશે, તે સર્વ પદાર્થોને તથા તેની ત્રણે કાળની પર્યાયને, દ્રવ્યથી અને પર્યાયથી જીવ તથા અજીવ સર્વ પદાર્થોના જાણુવાવાળા તથા છકાય જીવના રક્ષણુ કરનારા, સર્વના હિતચિંતક, દર્શનાવરણીયાદિ સર્વ કર્મોના અંત કરવાવાળા એવા સર્વજ્ઞાની સર્વદર્શી કેવળજ્ઞાની ભગવાન્ જીવોના નેતા છે, તેઓશ્રી વિશિષ્ટ ઉપદેશ આપી, પ્રાણીઓને સંસાર સાગરમાંથી ઉદ્ધાર કરનાર પાર પમાડનાર નેતા છે

अंतए वितिगिच्छाए, से जाणति अणेलिसं ।
अणेलिसस्स अक्खाया, ण से होइ तहिं तहिं ॥२॥

**શબ્દાર્થ :** (૧) દૂર કરે (૨) સંશયને (૩) તે પુરુષ (૪) જાણનાર છે (૫) નિરૂપમ (૬) વિશેષ જ્ઞાની (૭) કહ્યા છે (૮) બૌદ્ધાદિદર્શનોમાં (૯) આવું શ્રેષ્ઠ જ્ઞાન (૧૦) હોતુ (૧૧) નથી

ભાવાર્થ:- સંશયને દૂર કરવાવાળા પુરુષ સર્વથી વધારે પદાર્થોના સ્વરૂપના જાણનાર હોય છે એવા નિરૂપમ જ્ઞાની, કેવળજ્ઞાની જેણે ઘાતિ કર્મનો ક્ષય કરેલ છે, તેવા અરિહંત દેવો જ ત્રણે કાળની વસ્તુની પર્યાયના જાણનાર અને વસ્તુના તત્ત્વને બતાવનાર છે, આવું નિરૂપમ જ્ઞાન અન્ય બૌદ્ધાદિ દર્શનોમાં હોતું નથી

तहिं तहिं सुयक्खायं, से य सच्चे सुआहिए ।
सया सच्चेण संपन्ने, मित्तिं भूएहिं कप्पए ॥३॥

શબ્દાર્થ (૧) ભિન્ન ભિન્ન સ્થાનોમાં (૨) જીવાદિ પદાર્થોનું સારી રીતે કથન કરેલ છે (૩) તે (૪) સત્ય (૫) સારી રીતે કહેલ છે (૬) સદા (૭) સત્યથી (૮) યુક્ત બની (૯) જીવોની સાથે (૧૦) મૈત્રીભાવ (૧૧) કરવો જોઈએ.

ભાવાર્થ:- શ્રી તીર્થંકરદેવોએ ભિન્ન ભિન્ન સ્થળોએ જે જે જીવાદિ તત્ત્વોનો ઉપદેશ સારી રીતે કહેલ છે, તે સત્ય તથા સુભાષિત છે તેથી મનુષ્યોએ સદા સત્યયુક્ત રહી સર્વ જીવો સાથે મૈત્રીભાવ રાખવો જોઈએ મૈત્રીભાવ છે તે જીવોને સમાધિ પ્રાપ્ત થવાનું કારણ છે તેથી મૈત્રીભાવની આવશ્યકતા જાણવી, આરંભ અને પરિગ્રહ મમત્વ છૂટયા વિના સર્વજીવોની સાથે મૈત્રીભાવ પ્રાપ્ત થાય નહિ. એમ જાણી પોતાના આત્માની સમાધિ માટે આરંભ અને પરિગ્રહ મમત્વને દૂર કરવો તે આત્મકલ્યાણનો હેતુ છે

भूएहिं न विरुज्झेज्जा, एस धम्मे वुसीमओ ।
वुसिमं जगं परिन्नाय, अस्सिं जीवितभावणा ॥४॥

શબ્દાર્થ : (૧) પ્રાણીઓની સાથે (૨) વૈર (૩) ન કરે (૪) એવો (૫) ધર્મ છે (૬) સાધુઓનો (૭) સાધુ (૮) જગતના સ્વરૂપને (૯) જાણી (૧૦) એમાં (૧૧) શુદ્ધ (૧૨) ભાવના રાખે

ભાવાર્થ:- કોઈ પણ પ્રાણીઓની સાથે વૈર વિરોધ કરે નહિ, એ સાધુનો ધર્મ છે, સાધુઓએ જગતના સ્વરૂપને જાણીને જીવોને સુખ પ્રિય છે અને દુ ખ અપ્રિય છે અને આરભ છે તે કર્મ બંધનનું કારણ અને સંસાર પરિભ્રમણના દુ:ખોનુ કારણ જાણીને સર્વ જીવોની સાથ મૈત્રી ભાવનારૂપ શુદ્ધ ધર્મની ભાવના રાખતા થકાં સર્વ જીવોની સાથે મૈત્રીભાવ રાખીને આરભથી દૂર રહીને સંયમનું પાલન કરવું એ જ આત્મકલ્યાણનો સાચો માર્ગ છે અને એ જ સાધુ ધર્મ છે

१ २ ३ ४ ५

भावणाजोगसुद्धप्पा, जले णावा व आहिया ।

७ ८ ९ १० ११ १२

नावा व तीरसंपन्ना, सव्वदुक्खा तिउट्टइ ॥५॥

શબ્દાર્થ : (૧) ભાવના રૂપી (૨) યોગથી (૩) શુદ્ધ આત્માવાળા પુરુષને (૪) પાણીમા (૫) નાવસમાન (૬) કહ્યા છે (૭) નાવા (૮) તીરને (૯) પ્રાપ્ત કરી સ્થિર થાય છે (૧૦) એમ શુદ્ધાત્મા પુરુષ (૧૧) સર્વ દુ:ખોથી (૧૨) મુક્ત થાય છે

ભાવાર્થ:- પચીસ પ્રકારની તથા બાર પ્રકારની ભાવના યુક્ત જેનો આત્મા શુદ્ધ થયેલ છે એવા સાધુ પુરુષોને જલમા નાવ સમાન કહ્યા છે એટલે સ સારરૂપી સમુદ્રમા ડૂબતા જીવોને આધારરૂપ કહ્યા છે જેમ નાવા તીરને પ્રાપ્ત થતા નાવા પ્રવૃત્તિથી મુક્ત થઇ સ્થિર થાય છે એવા પ્રકારે જેનો આત્મા આરભ પરિગ્રહથી મુક્ત થઇ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ સ યમ આરાધનથી

કષાયરહિત બનીને શુદ્ધ થયેલો છે તેવા પુરુષો, સાધકો, સર્વ દુઃખોથી, ચારગતિરૂપ, સંસાર પરિભ્રમણથી; જન્મ મરણરૂપ ચક્રથી મુક્ત થઈને, પાંચમી ગતિરૂપ સિદ્ધ સ્થાનમાં સ્થિર થઈ આદિ અનંતા સુખોનો ભોક્તા બની રહે છે

तिउट्टई उ मेधावी, जाणं लोगंसि पावगं ।
तुट्टंति पावकम्माणि, नवं कम्ममकुव्वओ ॥६॥

શબ્દાર્થ (૧) મુક્ત થાય છે (૨) બુદ્ધિમાન સાધક (૩) જાણકાર (૪) લોકમાં (૫) પાપકર્મ (૬) મુક્ત બને છે (૭) પાપ કર્મથી (૮) નવિન (૯) કર્મ (૧૦) કરતા નથી.

ભાવાર્થ – લોકમાં જે પંડિતસાધક પાપકર્મના સ્વરૂપને જાણનારા છે, તેઓ સર્વ પાપ બંધનથી મુક્ત થઈ શકે છે અને મુક્ત થઈ નવિન કર્મ નહિ કરતાં થકાં પૂર્વ સંચિત કર્મનો નાશ કરે છે અને સંસાર સાગરને તરી જાય છે અને શાશ્વતા સિદ્ધિ ગતિના સાદી અનંતા સુખોને પ્રાપ્ત કરે છે

अकुव्वओ णवं णत्थि, कम्मं नाम विजाणइ ।
विन्नाय से महावीरे, जेण जाई ण मिज्जई ॥७॥

શબ્દાર્થ (૧) કર્મ કરતા નથી (૨) નવા કર્મનો (૩) બંધ થતો નથી (૪) આઠ પ્રકારના (૫) કર્મને (૬) જાણે છે (૭) જાણીને (૮) એવા કાર્યો કરે (૯) સંસારમાં જન્મ લેવો ન પડે (૧૦) મરણ પણ (૧૧) ન થાય

ભાવાર્થઃ– જે સાધક કર્મબંધન થાય તેવા કાર્યો કરતો નથી તે સાધકને નવા કર્મ બંધન થતા નથી, તેવા સાધકો આઠ કર્મોના સ્વરૂપના જાણકાર છે, જાણકાર સાધક એવા કાર્યો કરે છે કે

આ સંસારમાં ફરી જન્મ ધારણ કરવો ન પડે અને મરણ પણ ન થાય. એટલે આઠે કર્મનો ક્ષય કરી સંસારભાવથી છૂટીને સિદ્ધ-સ્થાનમાં જઇ આદિ અનંતા ભાવે ત્યાં બિરાજમાન રહેતા શાશ્વતા સુખો ભોગવે છે

१ २ ३ ४ ५ ६
**ण मिज्जई महावीरे, जस्स नत्थि पुरेकडं ।**
७ ९ १० १२ ११ १३
**वाउव्व जालमच्चेति, पिया लोगंसि इत्थिओ ॥८॥**

**શબ્દાર્થ**. (૧) નથી (૨) જન્મ મરણ (૩) વીર પુરુષો (૪) જેને (૫) નથી (૬) પૂર્વકૃત કર્મો (૭) વાયુ (૮) જેમ (૯) અગ્નિની જ્વાળાને (૧૦) ઓળંગી જાય છે (૧૧) એ રીતે લોકમાં (૧૨) પ્રિય (૧૩) સ્ત્રીઓને મહાપુરુષો વશ થતા નથી

**ભાવાર્થ**:- જેણે સમસ્ત કર્મોનો (ઘાતિ કર્મોનો) ક્ષય કર્યો છે તેમને પૂર્વકૃત કર્મ બાકી નથી સીલીકમા નથી તેવા પુરુષો મહાવીર કહેવાય છે અને એવા પુરુષોને પુનઃ આ સસારમા જન્મ મરણરૂપ ભ્રમણ રહેતુ નથી એટલે નવો જન્મ લેવો પડતો નથી અને જન્મ નથી તો મરણ કયાથી હોઇ શકે ? જેમ વાયુ અગ્નિની જ્વાળાને ઉલ્લંઘી જાય છે તેમ મહાપુરુષો આ જગતમા અજ્ઞાની પુરુષોને પ્રિય એવી સ્ત્રીઓને વશ થતા નથી, સર્વથા તેનો ત્યાગ કરે છે, સ્ત્રી પ્રસગ છે તે સર્વ આશ્રવોમાં પ્રધાન છે એમ જાણી વીર પુરુષો સ્ત્રી સેવનથી દૂર રહે છે સાધક આત્માએ પ્રથમ આશ્રવના દ્વાર બંધ કરવા જોઇએ, આવક બધ થાય તો પૂર્વસચિત કર્મો તપશ્ચર્યાથી, જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ સયમ આરાધનથી ક્ષય થઇ જાય છે.

१ ३ २ ४ ५ ६ ७
**इत्थिओ जे ण सेवंति, आइमोक्खा हु ते जणा ।**
१० ११ ८ ९ १३ १२
**ते जणा बंधणुम्मुक्का, नावकंखंति जीवियं ॥९॥**

શબ્દાર્થ (૧) સ્ત્રીનું (૨) સેવન (૩) કરતો નથી (૪) સર્વથી પહેલાં (૫) મોક્ષગામી (૬) તે (૭) મનુષ્ય (૮) બંધનથી (૯) મુક્ત (૧૦) તે (૧૧) મનુષ્ય (૧૨) અસંયમી જીવનને (૧૩) ઈચ્છતો નથી

ભાવાર્થઃ- જે પુરુષ સ્ત્રી સેવન કરતા નથી, એ પુરુષો સર્વથી પ્રથમ મોક્ષને પ્રાપ્ત કરે છે, કર્મબંધનથી મુક્ત સાધકો અસંયમી જીવનની ઈચ્છા કરતા નથી, સ્ત્રી સેવનના વિપાકો કઠિન દુઃખદાયી હોય છે તથા સ્ત્રીઓ સુગતિના માર્ગમાં અર્ગલારૂપ જાણવી, તેમ જ સંસારમાં ઉતરવાનો અથવા તો સંસાર વૃદ્ધિનો માર્ગ જાણવો. સ્ત્રીઓ જગતમાં પ્રધાન અને સેંકડો કપટજાળોથી યુક્ત મહા મોહન શક્તિરૂપ જાણવી સ્ત્રીઓના પ્રસંગથી જેઓ છૂટયા તેઓ શીઘ્ર મોક્ષને પ્રાપ્ત કરે છે તેથી આત્માર્થી સાધકોએ સ્ત્રી સહવાસથી દૂર રહેવું એ આત્મ કલ્યાણનો માર્ગ છે

जीवितं पिट्ठओ किच्चा, अंतं पावंति कम्मुणं ।
कम्मुणा संमुहीभूता, जे मग्गमणुसासई ॥१०॥

શબ્દાર્થ (૧) અસંયમી જીવનથી (૨) નિરપેક્ષ (૩) રહેનાર (૪) કર્મોના (૫) અંતને (૬) પામે છે (૭) નિરવદ્ય વિશિષ્ટ અનુષ્ઠાનોથી (૮) મોક્ષ સન્મુખ (૯) થાય છે (૧૦) જે મોક્ષ માર્ગનો (૧૧) ઉપદેશ આપે છે

ભાવાર્થઃ- જે સાધક અસંયમી જીવનથી દૂર રહે છે અને સંયમી જીવનમાં રક્ત છે તે જ્ઞાનાવરણીયાદિ કર્મોના અંતને પ્રાપ્ત કરે છે જે સાધક નિરવદ્ય અને ઉત્તમ અનુષ્ઠાનો દ્વારા મોક્ષ સન્મુખ બનનારાઓ જ મોક્ષમાર્ગનો ઉપદેશ આપે છે તેઓ જ મોક્ષને પ્રાપ્ત કરી શકે છે

१ २ ३ ४ ५
**अणुसासणं पुढो पाणी, वसुमं पूयणासुते ।**
६ ७ ८ ९ १० ११
**अणासए जते दंते, दढे आरयमेहुणे ॥११॥**

**શબ્દાર્થ** : (૧) ધર્મોપદેશ (૨) ભિન્ન ભિન્ન (૩) જીવોમાં ભિન્ન ભિન્ન પરિણમે છે (૪) સંયમધારી (૫) પૂજા સત્કારમાં આસકત (૬) પૂજામાં અનાસકત (૭) સંયમમાં યત્નાવંત (૮) જિતેન્દ્રિય (૯) સયમ પાલનમાં દઢતાવાળા (૧૦) રહિત (૧૧) મૈથુનથી.

**ભાવાર્થ**:- ધર્મોપદેશ ભિન્ન ભિન્ન જીવોમા ભિન્ન ભિન્ન રૂપે પરિણુત થાય છે, પૈકી જે સાધકો દેવાદિકૃત પૂજાસત્કારમાં અનાસક્ત રહીને રુચિ ન રાખતા સયમ પરાયણુ રહી સંયમમા દઢતા રાખી જિતેન્દ્રિય બની મૈથુન સેવનથી દૂર રહેનારા મોક્ષની સન્મુખ બની રહે છે, પરંતુ જે સાધકો સંયમધારી દેવાદિકૃત પૂજામાં આસક્ત બની પૂજાને ગ્રહણુ કરે છે, તેઓ ભલે સાધુવેષમાં હોય પરતુ તેઓ સસાર પરિભ્રમણુ વધારી રહેલ જાણુવા, મોક્ષની પ્રાપ્તિ આરભ પરિગ્રહ તથા કષાયના ત્યાગથી અને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ ગુણુના આરાધનથી કહેલ છે. જાણીને બાહ્ય આભ્યતર પરિગ્રહ તથા આરભથી સાધકે દૂર રહેવું એ જ આત્મ કલ્યાણુ પ્રાપ્તિનો સાચો માર્ગ છે

१ ३ २ ४ ५
**णीवारे व ण लीएज्जा, छिन्नसोए अणाविले ।**
६ ७ ८ १० ११ ९
**अणाइले सया दंते, संधिं पत्ते अणेलिसं ॥१२॥**

**શબ્દાર્થ** . (૧) ચોખાના પ્રલોભનમાં સુઅર જેમ (૨) સ્ત્રી સેવનમાં (૩) આસકત ન બને (૪) આશ્રવદ્વારને છેદનાર (૫) રાગદ્વેષથી રહિત (૬) વિષયોમાં અનાસકત નિર્મળ ચિત્તવાળા (૭) સદા (૮) જિતેન્દ્રિય (૯) અનુપમ (૧૦) સંધિ–મોક્ષગતિ (૧૧) પ્રાપ્ત કરે છે.

ભાવાર્થ – સુઅર નામનું સ્થળચર પ્રાણી ચોખા ચાવલ ખાવાના પ્રલોભનથી શીકારીઓના વધસ્થાન રૂપ પાસલાને પામી જીવિત્યના નાશને પ્રાપ્ત થાય છે એવા પ્રકારે અસંયમી જીવો સ્ત્રી સેવનના પ્રલોભનથી સ્ત્રી સેવન કરી સંસાર પરિભ્રમણ રૂપ જન્મ મરણની વૃદ્ધિ કરતા વારંવાર મૃત્યુને પામે છે તેમ જ સ્ત્રી સેવનથી ઉત્તમ ગુણોનો પણ નાશ થાય છે એમ જાણી બુદ્ધિમાન સાધક સ્ત્રી સેવન કદાપિ કરે નહિ અને ઇંદ્રિયોને વશ રાખી વિષયભોગમાં પ્રવૃત્ત થતા નથી, રાગદ્વેષને જીતી પ્રસન્ન ચિત્તથી સંયમ પાલનમાં જાગૃત રહીને સંયમનું પાલન કરે છે તેવા પુરુષો અનુપમ ભાવસખી મોક્ષગતિને પ્રાપ્ત કરે છે જ્યાંથી ફરી જન્મ ધારણ કરવો પડતો જ નથી। અને સાદી અનંતા શાશ્વતા સુખોને ભોગવતાં ત્યાં જ સ્થિર રહે છે

अणेलिसस्स खेयन्ने, ण विरुज्झिज्ज केणइ ।
मणसा वयसा चेव, कायसा चेव चक्खुमं ॥१३॥

શબ્દાર્થ (૧) સંયમ ધર્મમાં (૨) નિપુણ (૩) કોઈ પ્રાણી સાથે (૪) વિરોધ (૫) ન કરે (૬) મનથી (૭) વચનથી (૮) કાયાથી (૯) પરમાર્થદર્શી

ભાવાર્થ – જેના સમાન અન્ય કોઈ ઉત્તમ પદાર્થ નથી તે અનીદશ કહેવાય તે સંયમ છે અથવા તો તીર્થંકરોક્ત ધર્મ છે, એ સંયમમાં અથવા ધર્મના પાલનમાં જે નિપુણ છે અને મન, વચન કાયાથી કોઈ પ્રાણી સાથે વેર-વિરોધ ઉત્પન્ન કરતા નથી, એ જ સાધક પરમાર્થદર્શી'–ચક્ષુદર્શી' છે

से हु चक्खू मणुस्साणं, जे कंखाए य अंतए ।
अंतेण खुरो वहती, चक्कं अंतेण लोहमा ॥१४॥

શબ્દાર્થ : (૧) એ પુરુષ (૨) મનુષ્યોને (૩) નેત્ર સમાન છે (૪) જે ભોગોની ઇચ્છાથી (૫) નિવૃત્ત છે (૬) અક્ષો (૭) રથના પૈડા (૮) અન્તિમ ભાગથી (૯) વહે છે.

**ભાવાર્થ**.– જે સાધકને ઇન્દ્રિયવિષયોના ભોગોપભોગો ભોગવવાની તૃષ્ણા-ઇચ્છા નથી, તે પુરુષ મનુષ્યોને નેત્રની સમાન મોક્ષમાર્ગ બતાવવાવાળા છે, તેમ જ જે સર્વોત્તમ સયમ અથવા તીર્થંકરોક્ત ધર્મમા નિપુણ છે, તે ભવ્ય જીવોના નેત્ર છે, જેમ અક્ષો તથા રથના ચક્રો–પૈડા અતિમભાગથી કાર્યના સાધક છે, એવી રીતે કષાય સ્વરૂપ મોહનીય કર્મનો, અંત પણ દુખરૂપ સસાર સાગરના પરિભ્રમણનો અંત જાણવો. એટલે મોહનીય કર્મનો જે ક્ષય કરે છે તે સાધક સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણાદિરૂપ દુ:ખનો અત કરે છે ક્ષય કરે છે

**अंताणि धीरा सेवंति, तेण अंतकरा इह ।**
**इह माणुस्सए ठाणे, धम्म माराहिउं णरा ॥१५॥**

શબ્દાર્થ : (૧) અંતપ્રાત આહાર (૨) સેવન કરનાર (૩) ધીર પુરુષ (૪) તેઓ (૫) એ કારણે (૬) સંસારના અંત કરનાર થાય છે (૭) આ (૮) મનુષ્ય (૯) ક્ષેત્રમાં (૧૦) મનુષ્યો (૧૧) ધર્મનુ (૧૨) આરાધન કરીને.

**ભાવાર્થ** – વિષય સુખોની ઇચ્છા રહિત સાધુ પુરુષો અતપ્રાંત આહારનું સેવન કરનારા દેહમમત્વથી રહિત બની સંસારનો અત કરે છે તે આ મનુષ્યલોકમા જ, મનુષ્યભવમાં, ધર્મ આરાધન કરી સસાર સમુદ્રના પારને પામે છે એટલે તીર્થંકરદેવ સિવાયના અન્ય મનુષ્યો પણ ધર્મ આરાધન કરીને સસારના પારને પ્રાપ્ત કરે છે, મનુષ્યભવ સિવાય અન્યગતિમા મોક્ષની પ્રાપ્તિ–સસારનો અત લાવી શકાય તેમ નથી

णिट्ठियट्ठा व देवा वा, उत्तरीए इयं सुयं ।
सुयं च मेयमेगेसिं, अमणुस्सेसु णो तहा ॥१६॥

શબ્દાર્થ (૧) સિદ્ધ થાય (૨) દેવ થાય (૩) તીર્થંકર દેવના પ્રવચનમાં (૪) એમ (૫) સાંભળ્યું છે (૬) મેં એમ (૭) સાંભળ્યું છે (૮) તીર્થંકર દેવો પાસેથી (૯) મનુષ્ય સિવાયની અન્ય ગતિમાં (૧૦) સિદ્ધ ગતિ (૧૧) પ્રાપ્ત થતી નથી.

ભાવાર્થ— શ્રી સુધર્માસ્વામી જમ્બૂસ્વામીને કહે છે કે મેં લોકોત્તર ભગવાન્ મહાવીરસ્વામી પાસેથી સાંભળ્યું છે કે સમ્યક્ત્વ સામગ્રીને પામીને જ્ઞાન, દર્શન, ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધના કરીને મનુષ્યો સિદ્ધગતિને પ્રાપ્ત કરે છે પરન્તુ કોઈ સાધકને અધિકકર્મી હોવાના કારણે સમ્યક્ત્વ આદિ સામગ્રી પામીને પણ એ જ ભવમાં મોક્ષની પ્રાપ્તિ થતી નથી, પરન્તુ તેઓ સૌધર્મ આદિ અનુત્તર વિમાન વાસી પર્યંત દેવગતિમા દેવપણે ઉત્પન્ન થાય છે ત્યારબાદ મનુષ્યભવ પ્રાપ્ત કરી મોક્ષને પ્રાપ્ત કરે છે એમ લોકોત્તર પ્રવચનમાં આગમનું કથન છે પરન્તુ મનુષ્યગતિથી અન્ય કોઈ ગતિમાં મોક્ષની પ્રાપ્તિ થતી નથી મનુષ્યો જ મનુષ્ય ભવમાં સર્વકર્મોનો ક્ષય કરી મોક્ષગતિને-મુક્તિને પ્રાપ્ત કરે છે

अंतं करंति दुक्खाणं, इहमेगेसि आहियं ।
आघायं पुण एगेसिं, दुल्लभेऽयं समुस्सए ॥१७॥

શબ્દાર્થ : (૧) નાશ (૨) કરી શકે છે (૩) મનુષ્યો દુઃખોનો (૪) આગમમાં (૫) તીર્થંકર દેવોએ (૬) કહેલ છે (૭) વળી તીર્થંકર દેવો (૮) કહે છે કે (૯) મનુષ્ય જન્મ (૧૦) પામવો દુર્લભ છે

ભાવાર્થઃ- શ્રી ગણધરદેવનું એવું કથન છે કે આર્હંત પ્રવચનમાં કહેલ છે કે મનુષ્યો મનુષ્યભવમા જ સમસ્ત દુ ખોનો નાશ કરી શકે છે, અન્ય કોઇ ગતિવાળા સર્વ દુ ખોનો-કર્મનો નાશ કરવા સમર્થ નથી કારણ કે જ્ઞાનાદિ અહિત યથાતથ્ય ચારિત્રનું પાલન મનુષ્ય શરીરથી જ થઇ શકે છે, પરંતુ મનુષ્યભવની પ્રાપ્તિ અતિ દુર્લભ તથા ઘણી કઠિનતાથી પ્રાપ્ત થઇ શકે છે ભદ્ર પ્રકૃતિ વિનય અનુકંપા અને અહંભાવ રહિતપણાના સેવન તથા દાન દયા વ્રત નિયમ આદિ ધર્મ સચય કરેલ ન હોય તેને મનુષ્ય શરીરની પ્રાપ્તિ થતી નથી, જેમ સમુદ્રમા પડી ગયેલ રત્ન ફરી પ્રાપ્ત થવું દુર્લભ છે તેમ મનુષ્ય શરીર પ્રાપ્ત થવું દુર્લભ છે, સમુદ્રમાં નાંખેલા યુગ અને સમોલ ભેગા થવા દુર્લભ છે તેમ મનુષ્ય શરીર પ્રાપ્ત થવું દુર્લભ છે, કેટલાક મતવાદીઓ કહે છે કે દેવતાઓ દેવના ભવમાં સર્વદુઃખોનો નાશ કરી મોક્ષને પ્રાપ્ત કરી શકે છે, પરંતુ એ હકીકત જિનાગમમા નથી કારણકે, યથાતથ્ય વિરતિભાવ મનુષ્યભવ સિવાય અન્યગતિમા પ્રાપ્ત થતા નથી, તેથી સાધકે તથા આત્માર્થીઓએ વિચારવુ કે મનુષ્ય શરીર વિજળીના ચમકારા સમાન ચચલ છે તેથી જો આ આત્મા અગાધ સંસાર સાગરમા ડુબી ગયો તો ફરી મનુષ્યભવ પામવો અતિ દુલભ જાણી ધર્મ આરાધન કરવામાં પ્રમાદ કરવો નહિ, ધર્મ આરાધન કરી મનુષ્યભવને સફળ બનાવવો એ જ મનુષ્યભવનુ સાચું કર્તવ્ય છે

इओ विद्धंसमाणस्स, पुणो संबोहि दुल्लभा ।
दुल्लहाओ तहच्चाओ, जे धम्मट्ठं वियागरे ॥१८

શબ્દાર્થ · (૧) આ (૨) મનુષ્ય શરીરથી (૩) જે જીવ ભ્રષ્ટ થાય છે (૪) તેને ફરી (૫) સમ્યક્ત્વરૂપી બોધ (૬) પ્રાપ્ત થવો દુર્લભ છે (૭) સમ્યક્

ર્શનની પ્રાપ્તિ યોગ્ય હૃદયના પરિણામ થવા (૮) દુર્લભ છે (૯) ધર્મ પ્રાપ્ત કરવા યોગ્ય શુભ લેશ્યાની પ્રાપ્તિને પણ (૧૦) દુર્લભ કહેલ છે

ભાવાર્થ – જે જીવ ધર્મઆરાધન કર્યા વિના મનુષ્ય શરીરથી ભ્રષ્ટ થઇ જાય છે તેને ફરી સમ્યક્બોધ પ્રાપ્ત થવો અતિ દુર્લભ જાણવો સમ્યગ્દર્શનની પ્રાપ્તિ યોગ્ય અંતઃકરણના શુદ્ધ પરિણામ થવા તે અતિ કઠિન છે ધર્મની પ્રાપ્તિને યોગ્ય શુભ લેશ્યાની પ્રાપ્તિ થવી તે પણ દુર્લભ છે જે જીવોએ અનુકંપા, વિનય સરલતા અમચ્છર ભાવો વડેથી મનુષ્યભવ પ્રાપ્તિને યોગ્ય પુણ્યના સંચય ન કર્યો હોય અને આ મનુષ્ય શરીરથી તથા ઉત્તમ ધર્મથી ભ્રષ્ટ થયેલ જીવ સંસાર પરિભ્રમણરૂપ જન્મ મરણ વારંવાર કરતો રહે છે સમ્યક્ત્વ પામીને પતિત થયેલ કેટલાએ જીવો ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગલ પરાવર્તકાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરે છે, આર્યક્ષેત્ર, ઉત્તમ કુલમાં જન્મ, સમસ્ત ઇન્દ્રિયોની પૂર્ણતા અને જૈન ધર્મ આદિ સામગ્રી પામવી અતિ દુર્લભ છે એમ જાણી ધર્મ આરાધન કરવા જાગૃત બની મનુષ્યભવને સફળ બનાવવો એ મનુષ્ય ભવનું કર્તવ્ય છે

जे धम्मं सुद्धमक्खति, पडिपुण्णमणेलिसं ।
अणेलिसस्स जं ठाणं, तस्स जम्मकहा कओ ॥१९॥

શબ્દાર્થ (૧) જે મહા પુરુષ (૨) ધર્મ (૩) શુદ્ધ (૪) વ્યાખ્યા કરે છે (૫) પ્રતિપૂર્ણ (૬) સર્વોત્તમ (૭) સર્વોત્તમ પુરુષના (૮) સ્થાનને પામે છે (૯) તેને (૧૦) ફરી જન્મ લેવાની (૧૧) વાત (૧૨) ક્યાંથી હોય શું ?

ભાવાર્થઃ– જે સાધક પ્રતિપૂર્ણ સર્વોત્તમ શુદ્ધ ધર્મની વ્યાખ્યા કરે છે એ જ પ્રમાણે સ્વયં આચરણ કરે છે તે પુરુષ સર્વદુઃખોથી રહિત એવા સર્વોત્તમ સિદ્ધગતિરૂપ સ્થાનને પ્રાપ્ત કરે

છે, તેથી તેને ફરી સંસારમાં જન્મ લેવાની કે મૃત્યુની વાત કયાં રહી ? એટલે જન્મ લેવાનો રહેતો નથી. આવા મહાન પુરુષો રાગ-રહિત હોઇ સમસ્ત જગતને દેખવાવાળા સદા સર્વજીવોના હિતને માટે ઉપદેશ આપે છે, આવા સાધકો સર્વ કર્મોનો ક્ષય કરી મોક્ષગતિને પ્રાપ્ત કરી આદિ અનંતા શાશ્વતા સુખો ભોગવતાં થકા સિદ્ધ સ્થાનમાં બિરાજે છે

**कओ कयाइ मेधावो, उप्पज्जंति तहागया ।**
**तहागया अप्पडिन्ना, चक्खू लोगस्सणुत्तरा ॥२०॥**

**શબ્દાર્થ** : (૧) કદી પણ (૨) કયા પ્રકારે (૩) જ્ઞાની પુરુષ (૪) ઉત્પન્ન થાય તથા (૫) પ્રકારના સિદ્ધ સ્થાનમાં ગયેલા (૬) નિદાન રહિત (૭) તીર્થંકરાદિ (૮) જીવોને (૯) સર્વોત્તમ (૧૦) નેત્ર સમાન છે.

**ભાવાર્થઃ**– આ જગતમાં ફરી નહિ આવવા માટે પાંચમી ગતિરૂપ સિદ્ધસ્થાનમા ગયેલા જ્ઞાની પુરુષો કયા કારણે કયારે પણ જન્મ લઇ આ સંસારમાં ઉત્પન્ન થાય ? ન થાય કારણ કે એકતો નિદાન રહિત હતા અને કર્મરૂપી ભવના અંકુરને બાળી ભસ્મ કરી નાખવાથી કર્મરૂપી બીજ ન હોવાથી ફરી જન્મ ધારણ કરવાના કારણો રહ્યા ન હતા, તેથી સિદ્ધગતિને પ્રાપ્ત થયેલા ફરી સંસારમાં જન્મ ધારણ કરતા નથી તીર્થંકરદેવો તથા ગણધરાધિ મહર્ષિઓ જગતના સમસ્ત પ્રાણીઓને સર્વોત્તમ નેત્ર સમાન છે

**अणुत्तरे य ठाणे से, कासवेण पवेदिते ।**
**जं किच्चा णिव्वुडा एगे, निट्ठं पावंति पंडिया ॥२१॥**

શબ્દાર્થ (૧) પ્રધાન છે (૨) સંયમ સ્થાન (૩) તે સ્થાન (૪) ભગવાન મહાવીરે (૫) બતાવેલ છે (૬) સંયમનું પાલન (૮) કરનાર (૯) નિર્વાણને પ્રાપ્ત કરે છે (૧૦) કેટલાએક (૧૧) સંસારના અંતને (૧૨) પ્રાપ્ત કરે છે (૧૩) પંડિત પુરુષો

ભાવાર્થ – કાશ્યપગોત્રી ભગવાન્ મહાવીરસ્વામીએ પ્રતિપાદન કરેલ છે કે સર્વ કર્મોનો ક્ષય કરી સિદ્ધસ્થાન પ્રાપ્ત કરવાનું સર્વોત્તમ સંયમસ્થાન પ્રધાન છે, પંડિત પુરુષો સંયમસ્થાનનું પાલન કરી નિર્વાણને પ્રાપ્ત કરે છે સંસારના જન્મ–મરણરૂપી ચક્રનો અંત કરે છે

पंडिए वीरियं लद्धुं निग्घायाय पवत्तगं ।
धुणे पुव्वकडं कम्मं, णवं वाऽवि ण कुव्वती ॥२२॥

શબ્દાર્થ (૧) પંડિત પુરુષ (૨) પંડિત વીર્ય (૩) પ્રાપ્ત કરી (૪) કર્મોનો ક્ષય કરવામાં (૫) સમર્થ બની (૬) નાશ કરે (૭) પૂર્વકૃત (૮) કર્મોનો (૯) નવિન કર્મ (૧૦) કરે (૧૧) ન.

ભાવાર્થ :– પંડિત સાધક કર્મોનો ક્ષય કરવામાં સમર્થ એવા પંડિત વીર્યને પ્રાપ્ત કરીને પૂર્વકૃત કર્મોનો નાશ કરી નવા કર્મનું બંધન કરતા નથી નવા આયુષ્યનો બંધ કરતા નથી. તેથી એ જ ભવમાં મોક્ષની ગતિ પ્રાપ્ત કરી શાશ્વતાં સિદ્ધના અનંતા સુખોને પ્રાપ્ત કરે છે

ण कुव्वती महावीरे, अणुपुव्वकडं रयं ।
रयसा संमुहीभूता, कम्मं हेचाण जं मयं ॥२३॥

**શબ્દાર્થ** (૧) નથી (૨) કરતા (૩) સમર્થ પુરુષ (૪) ક્રમશઃ (૫) કરે છે (૬) પાપ (૭) પૂર્વ કર્મ (૮) મોક્ષ સન્મુખ થાય (૯) એકઠા કરેલા કર્મો (૧૦) ત્યાગીને (૧૧) સયમ પાલનથી

**ભાવાર્થઃ**— જેમ અન્ય મનુષ્યો પૂર્વકૃત પાપના ઉદયથી તથા મિથ્યાત્વાદિ દોષોથી નવાનવા પાપ કર્મોના બધન કરે છે તેવા પાપકર્મો સમર્થ સાધકો કરતા નથી, કર્મોને વિદારણ કરવામાં સમર્થ સાધકો પૂર્વકૃત કર્મોનો સયમ પાલનથી ક્ષય કરીને નવા પાપકર્મો બાધતા નથી અને સંયમ પાલનથી મોક્ષ સન્મુખ થાય છે. નવિન કર્મને રોકવાનુ કાર્ય સયમપાલનથી થઇ શકે છે અને તપસ્યાથી પૂર્વકૃત પાપકર્મનો ક્ષય કરી શકાય છે એમ જાણી આશ્રવદ્વારને પ્રથમ રોકવા ઉપયોગવંત રહી સયમ પાલન કરવું

**जं मयं सव्वसाहूणं, तं मयं सल्लगत्तण ।**
**साहइत्ताण तं तिन्ना, देवा वा अभविसु ते ।।२४।।**

**શબ્દાર્થ :** (૧) જે (૨) સર્વ સાધુઓને (૩) માન્ય છે (૪) શલ્યનુ છેદન કરનાર (૫) એવા (૬) સયમનુ (૭) આરાધન કરી (૮) સંસાર સાગરને તર્યા અથવા (૯) દેવપણે (૧૦) ઉત્પન્ન થયા

**ભાવાર્થ**— જે સર્વ સાધુઓને માન્ય છે તે સંયમ જ આઠકર્મરૂપ પાપનો નાશ કરનાર છે તે સયમનુ પાલન કરી ઘણા જીવો સસાર સાગરને તરી ગયા છે સિદ્ધગતિને પામ્યા છે અને શેષ કર્મ રહી જાય તો વૈમાનિક દેવતામા ઉત્પન્ન થાય છે એટલે સયમ છે તે જ સસાર સાગરના પારને પમાડનાર છે એમ જાણી સયમનું આરાધન ઉપયોગવત રહી કરવુ સયમ પાલન કરતા કદાચ શેષ કર્મ રહી જવાના કારણે વમાનિક દેવોમા ઉત્પન્ન થનારાઓ પણ દેવોનો ભવ પૂર્ણ થતા મનુષ્યભવ પામી સયમ આરાધન કરી મોક્ષગતિને પ્રાપ્ત કરે છે

अभविंसु पुरा धीरा, आगमिस्सावि सुव्वता ।
दुन्निबोहस्स मग्गस्स, अंतं पाउकरा तिन्ने ॥
त्तिबेमि ॥२५॥

શબ્દાર્થ (૧) ધીર પુરુષો જે (૨) ભૂતકાળમાં (૩) થયા હતા (૪) ભવિષ્ય કાળમાં (૫) સુવ્રત પુરુષો થશે (૬) કઠિનતાથી દુઃખે પ્રાપ્ત થાય એવા (૭) સમ્યક્ દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ (૮) માર્ગના (૯) સંસારના અંતને (૧૦) પામ્યા અને પામશે (૧૧) આ માર્ગને પ્રગટ કરીને.

'ભાવાર્થ':- ભૂતકાળમાં 'ઘણા વીર પુરુષો થઈ ગયા 'ભવિષ્ય કાળમાં પણ મહાન સુવ્રત પુરુષો થશે વર્તમાનકાળે મહાવિદેહ ક્ષેત્રમાં મહાન પુરુષો વિદ્યમાન છે તે બધા કઠિનતાથી, દુઃખથી પ્રાપ્ત થવા યોગ્ય સમ્યગ્દર્શન ચારિત્ર તપ રૂપ નિરારંભ નિષ્પરિગ્રહી અનુષ્ઠાનો ક્રમનું યથાતથ્ય આરાધન કરીને મોક્ષમાર્ગને પ્રગટ કરી (જ્ઞાન દર્શન ચારિત્ર તપરૂપ મોક્ષમાર્ગ) ઘણા મહાન પુરુષો સંસાર સાગરના પારને પામીને મોક્ષને પામ્યા. સિદ્ધગતિને પામ્યા, વર્તમાને પામે છે તે ભવિષ્યમાં પણ સમ્યગ્ આરાધનારૂપ જ્ઞાન દર્શન ચારિત્રના આરાધનથી જ ઘણા જીવો મોક્ષ ગતિને પ્રાપ્ત કરશે સર્વ દુઃખોનો અંત કરશે એમ હું કહું છું

અધ્યયન પંદરમું સમાપ્ત

# સૂત્ર કૃતાંગ સૂત્ર

## અધ્યયન ૧૬ મું

## ગાથાનામ

પંદર અધ્યયન પુરા થયા, સોળમાં અધ્યયનનો સબંધ પૂર્વ અધ્યયનમાં કહેલ અધિકાર સાથે જણાવાય છે પૂર્વોક્ત અધ્યયનોમા વિધિ નિષેધ દ્વારા જે અર્થ કરેલ છે તે પ્રમાણે આચરણ કરતા થકા પુરુષ સાધુ બને છે હવે પ્રથમ અધ્યયનમાં સ્વસમય તથા પરસમયના જ્ઞાનથી જીવો સમ્યક્ત્વગુણમા સ્થિર બને છે બીજા અધ્યયનમાં કર્મનુ વિદારણ કરવાના જ્ઞાન આદિ દ્વારા આઠ પ્રકારના કર્મોનું વિદારણ કરનાર જીવ સાધુ બને છે. ત્રીજા અધ્યયનમા અનુકૂળ અને પ્રતિકૂળ ઉપસર્ગો સમભાવે સહન કરનાર પુરુષ સાધુ બની આત્મ કલ્યાણ સાધી શકે છે ચોથા અધ્યયનમા સ્રી પરીષહના દુઃખને સહન કરનાર પુરુષ સાધુ આચારમાં સ્થિત થઇ સંસાર પરિભ્રમણના દુખોનો અંત લાવી શકે છે. પાચમાં અધ્યયનમા નારકીના જીવોના દુખોનુ વર્ણન સાંભળી તે દુઃખોના ભયથી નરકની ગતિમાં ઉત્પન્ન કરાવનાર અશુભ કર્મો ઉત્પન્ન થાય તેવા કાર્યોથી દૂર રહેતા સાધુપણાને પ્રાપ્ત કરી આત્માનુ કલ્યાણ સાધી શકે છે છઠ્ઠા અધ્યયનમાં ભગવન્ત મહાવીર સ્વામીએ છદ્મસ્થ અવસ્થામા કર્મોનો ક્ષય કરવા માટે સાવધાન બની સંયમ પાલન કરવામા જાગૃત બની જ્ઞાન દર્શન ચારિત્ર અને તપના ઉત્કૃષ્ટ આરાધનથી કેવળજ્ઞાન ને કેવળ દર્શન પ્રાપ્ત કર્યા હતા એ પ્રમાણે આત્માર્થી સાધકોએ સંયમમાં પ્રયત્ન કરવો જોઇએ સાતમા અધ્યયનમાં કુશીલના દોષો જાણી તેનો ત્યાગ કરવા ઉદ્યમવન્ત સુશીલ સાધુની પાસે રહી તેમની સેવા કરતા તેમની પાસેથી શિક્ષા ગ્રહણ કરતા કુશીલના દોષોનો ત્યાગ કરી સુશીલ બની શકાય છે માટે સાધકે સુસાધુના સહવાસમા રહેવુ આઠમા અધ્યયનમા મોક્ષાર્થી પુરુષોએ બાલવીર્યનો ત્યાગ

કરી પંડિત વીર્યમાં પ્રવૃત્ત બની અપ્રમાદ ભાવે સંયમ પાલન કરવું નવમાં અધ્યયનમાં શાસ્ત્રોક્ત ક્ષમા આદિ દશ પ્રકારના ધર્મોનું યથાવત પાલન કરતા થકાં જીવો સંસારમાંથી મુક્ત થઇ સિદ્ધગતિને પ્રાપ્ત કરી શકે છે દશમાં અધ્યયનમાં સંપૂર્ણ સમાધિયુક્ત પુરુષ મોક્ષનું ભાજન બની શકે છે અગિયારમાં અધ્યયનમાં સમ્યગ્ દર્શન, જ્ઞાન તથા ચારિત્ર રૂપ ઉત્તમ માર્ગને પ્રાપ્ત થયેલ સાધક સર્વ ક્લેશોનો નાશ કરે છે બારમાં અધ્યયનમાં અન્ય તીર્થીઓના દર્શનોના ગુણ દોષના વિચારથી તેઓના સાવદ્ય અનુષ્ઠાનો સંસાર પરિભ્રમણની વૃદ્ધિ કરનારા જાણી તેમાં શ્રદ્ધા નહિ કરતા સ્વસમયમાં સ્થિર થઇ શકાય છે તેરમાં અધ્યયનમાં શિષ્યોના ગુણદોષને જાણવાવાળા વર્તમાને તે સાધક સદ્ગુણનું ભાજન બની શકે છે ચૌદમાં અધ્યયનમાં પ્રશસ્ત ભાવોથી જેનું હૃદય વાસિત થયેલ હોય છે એ સાધક અશાન્તિ રહિત બને છે પંદરમાં અધ્યયનમાં શાસ્ત્રોક્ત ચારિત્રનું પાલન કરનાર ભિક્ષુ બને છે જેમાં અર્થો એકત્ર કરેલ હોય તેને ગાથા કહેવાય છે પંદર અધ્યયનોમાં બતાવેલ સર્વ અર્થોને એકત્ર કરી સોળમાં અધ્યયનમાં બતાવેલ છે તેથી ગાથા અધ્યયન કહેલ છે, સાધુ ધર્મ છે તે આરંભ અને પરિગ્રહ રહિતનો છે સાધુ ધર્મમાં આરંભને સ્થાન નથી પરંતુ ક્ષમા આદિ દશ પ્રકારનો ધર્મ બતાવેલ છે તેનું યથાતથ્ય પાલન કરવાનું હોય છે તે હવે બતાવે છે કે ભિક્ષુ શ્રમણ માહણ કોને કહી શકાય.

अहाह भगवं एवं से दंते दविए वोसट्ठकाए त्ति वच्चे माहणेत्ति वा १ समणेत्ति वा २ भिक्खूत्ति वा ३ णिग्गंथेत्ति वा ४ पडिआह भंते ! कहं नु दंते दविए वोसट्ठकाए त्ति

**वच्चे माहणेत्ति वा समणेत्ति वा भिक्खूत्ति वा णिग्गंथेत्ति वा ? तं नो बूहि महामुणी ! ॥ इतिविरए सव्वपावकम्मेहिं पिज्जदोसकलह० अब्भक्खाण० पेसुन्न० परपरिवाय० अरतिरति० मायामोस० मिच्छादंसणसल्लविरए सहिए समिए सया जए णो कुज्झे णो माणी माहणेत्ति वच्चे ॥१॥**

**શબ્દાર્થ** : (૧) પશ્ચાત્ (૨) ભગવાન્ (૩) એ (૪) તે (૫) જિતેન્દ્રિય (૬) મોક્ષાર્થી (૭) કાયા (૮) વોસરાવી દીધેલ (૯) કહેલ (૧૦) માહણ (૧૧) શ્રમણ (૧૨) સાધુ (૧૩) નિર્ગ્રન્થ (૧૪) કહો (૧૫) ભગવાન્ (૧૬) કેવા (૧૭) અમોને (૧૮) કહો (૧૯) મહામુણિ (૨૦) એવા (૨૧) વિરક્ત (૨૨) સર્વ (૨૩) પાપકર્મ (૨૪) રાગ (૨૫) દ્વેષ (૨૬) કલેશ (૨૭) અભ્યાખ્યાન-આળ (૨૮) ચાડી (૨૯) વાદવિવાદ (૩૦) અરતિ (૩૧) રતિ (૩૨) માયાકપટ (૩૩) જુઠ (૩૪) મિથ્યા (૩૫) દર્શન (૩૬) શલ્ય (૩૭) વિરક્ત (૩૮) સમિતિયુક્ત (૩૯) જ્ઞાનયુક્ત (૪૦) સદા (૪૧) યત્નાવત (૪૨) નહિ (૪૩) ક્રોધ (૪૪) માન (૪૫) ન કરે (૪૬) માહણ (૪૭) એવા (૪૮) કહ્યા

**ભાવાર્થ** – શ્રી શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીએ દેવો તથા મનુષ્યોની સભામાં ઉપદેશ આપેલ છે કે જે પુરુષ ઈન્દ્રિયોનું દમન કરનાર, મોક્ષના અભિલાષી તથા શરીર મમત્વનો ત્યાગ કરનાર સાધકને માહણ, શ્રમણ. ભિક્ષુ, તથા નિર્ગ્રન્થ કહેવાય ત્યારે શિષ્યે પ્રશ્ન કરેલ કે અહો પૂજ્ય ? એ ચારે નામવાળા સાધકોના ગુણો મને ભિન્ન ભિન્ન કહી બતાવા કૃપા કરો એ પ્રશ્નના ઉત્તરમા ભગવાને ફરમાવેલ છે કે રાગ, દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન, પૈશુન્ય–ચાડી, પર-પરિવાદ, નિંદા ( અન્યના દોષો પ્રગટ કરવા ) અરતિ, રતિ, માયા, જુઠ, તથા મિથ્યાદર્શન શલ્ય આદિ દોષોથી નિવૃત્ત, સમિતિયુક્ત, જ્ઞાનાદિયુક્ત, સદાયભાવત, અક્રોધી તથા અભિમાન રહિત સાધુને માહણ કહેવાય

एत्थवि समणे अणिस्सिए अणियाणे आदाणं च अतिवायं च मुसावायं च बहिद्धं च कोहं च माणं च मायं च लोहं च पिज्जं च दोसं च इच्चेव जओ जओ आदाणं अप्पणो पदोसहेऊ तओ तओ आदाणातो पुव्वं पडिविरते पाणाइवाया सिआदंते दविए वोसट्ठकाए समणेत्ति वच्चे ॥२॥

શબ્દાર્થ — (૧) પૂર્વોક્ત ગુણો સહિત (૨) શ્રમણ (૩) દેહમમત્વ રહિત (૪) વિષય સુખની ઇચ્છા રહિત (૫) કર્મબંધના (૬) પ્રાણાતિપાત (૭) મૃષાવાદ (૮) મૈથુન (૯) ક્રોધ (૧૦) માન (૧૧) માયા (૧૨) લોભ (૧૩) રાગ (૧૪) દ્વેષ (૧૫) એ બધા (૧૬) જે જે (૧૭) કર્મ બંધનના (૧૮) આત્મા (૧૯) પ્રદોષ (૨૦) હેતુ (૨૧) તે તે (૨૨) કર્મ બંધથી (૨૩) પૂર્વથી (૨૪) નિવૃત્ત (૨૫) પ્રાણાતિપાત આદિથી નિવૃત્ત (૨૬) સદા (૨૭) જિતેન્દ્રિય (૨૮) મુક્તિ ગમન યોગ્ય (૨૯) શરીર મમત્વ રહિત (૩૦) શ્રમણ (૩૧) કહેવાય.

ભાવાર્થ:— ઉપરોક્ત સર્વ ગુણો સહિત, વર્તમાને શરીરના મમત્વ રહિત, સાંસારિક સુખોની ઇચ્છારહિત, પ્રાણાતિપાત, અસત્ય, અદત્તાદાન, મૈથુન પરિગ્રહ મમત્વ, ક્રોધ, માન, માયા, લોભ, રાગદ્વેષ, આદિ જે જે કર્મબંધનના હેતુઓ છે તે તે દોષોથી નિવૃત્ત હોય અપ્રતિબદ્ધવિહારી નિયાણારહિત, સદા જિતેન્દ્રિય, મુક્તિગમન યોગ્ય, શરીર સુશ્રુષાથી રહિત, આદિ ગુણોથી યુક્ત હોય, ત્યાગવા યોગ્ય દોષોનો ત્યાગ કરે, ગ્રહણ કરવા યોગ્ય ગુણોને ગ્રહણ કરે તે શ્રમણ કહેવાય.

एत्थवि भिक्खू अणुन्नए विणीए नामए दंते दविए वोसट्ठकाए संविधुणीय विरूवरूवे परीसहोवसग्गे अज्झप्प

**जोगसुद्धादाणे उवट्ठिए ठिअप्पा संखाए परदत्तभोई भिक्खूत्ति वच्चे ॥३॥**

**શબ્દાર્થ :** (૧) પૂર્વોક્ત ગુણો સહિત (૨) સાધુ (૩) અભિમાન રહિત (૪) વિનયવાન (૫) નમ્રતાવાળા (૬) જિતેન્દ્રિય (૭) મુક્તિ ગમન યોગ્ય (૮) શરીર મમત્વ રહિત (૯) સહન કરનાર (૧૦) વિવિધ પ્રકારના (૧૧) પરીષહ ઉપસર્ગ (૧૨) અધ્યાત્મયોગી (૧૩) શુદ્ધ (૧૪) ચારિત્રવાન (૧૫) ઉપયોગવંત (૧૬) મોક્ષમાર્ગમાં સ્થિત (૧૭) સંસારને અસાર જાણનાર (૧૮) અન્યનો આપેલ નિર્દોષ આહાર (૧૯) ભોગવનાર (૨૦) ભિક્ષુ (૨૧) કહેવાય

**ભાવાર્થ** – પૂર્વોકત સર્વ ગુણો સહિત માહણના શ્રમણના જે જે ગુણો કહ્યા તે સર્વ ગુણો સહિત અભિમાન રહિત, વિનયવાન, નમ્રતાવાળા, જિતેન્દ્રિય, મુક્તિગમન યોગ્ય, શરીર મમત્વ રહિત વિવિધ પ્રકારના પરીષહ–ઉપસર્ગોને સમભાવે સહન કરનાર અધ્યાત્મ યોગના પ્રભાવથી નિર્મળ શુદ્ધ ચારિત્રવાન શરીર શૃંગારથી રહિત, ચારિત્ર પાલનમા ઉપયોગવંત, મોક્ષ માર્ગમા સ્થિત, સંસારને અસાર જાણનાર અન્યથી પ્રાપ્ત થયેલ નિર્દોષ આહારને ભોગવનાર એવા આચારવાળા સાધુને ભિક્ષુ કહેવાય

**एत्थवि णिग्गंथे एगे एगविऊ बुद्धे संछिन्नसोए सुसंजते सुसमिते सुसामाइए आयवायपत्ते विऊ दुहओवि सोयपलिच्छिन्ने णो पूयासक्कारलाभट्ठी धम्मट्ठी धम्मविऊ णियागपडिवन्ने समियं चरे दंते दविए वोसट्ठकाए निग्गंथेत्ति वच्चे ॥४॥ से एवमेव जाणह जमहं भयंतारो ॥ त्तिबेमि ॥ इति सोलसमं गाहानामज्झयणं समत्तं ॥ पढमो सुअक्खंधो समत्तो ॥**

**શબ્દાર્થ** . (૧) પૂર્વોકત ગુણો સહિત (૨) નિર્ગ્રંથ (૩) રાગદ્વેષ રહિત (૪) આત્માને (૫) એકાકી જાણનાર (૬) જ્ઞાની (૭) આશ્રવ નિરોધક (૮)

સુવ્રતવત (૯) શુદ્ધ સમિતિ યુક્ત (૧ ) સુસામાયિકવત (૧૧) આત્માવાદી (૧
પંડિત (૧૩) દ્રવ્ય તથા ભાવ (૧૪) સ્રોત (૧૫) છેદન (૧૬) નહિ (૧૭)
(૧૮) સત્કાર (૧૯) લાભાર્થી (૨ ) ધર્માર્થી (૨૧) ધર્મ (૨૨) જાણનાર (૨
મોક્ષ (૨૪) માર્ગને પ્રાપ્ત (૨૫) સમતાવત (૨૬) વિચરનાર (૨૭) ઇન્દ્રિ
દમનાર (૨૮) મુક્તિગમન યોગ્ય (૨૯) શરીર મમત્વ રહિત (૩૦) નિર્ગ્રંથ
કહેવાય (૩૨) એવા (૩૩) આપયોગ (૩૪) એવી રીતે (૩૫) જાણો
ભગ કહ્યું તે (૩૭) ભયથી જીવોનું રક્ષણ કરનાર સર્વજ્ઞ.

ભાવાર્થ:– પૂર્વોક્ત માહણ, શ્રમણ, ભિક્ષુના જે જે
કહ્યા તે સર્વ ગુણો સહિત વિશેષમાં રાગદ્વેષ રહિત ગતિ
આગતિમાં જીવને એકાકી જાણનાર, પદાર્થોના સ્વભાવને જાણ
આશ્રવ દ્વારોને રોકનાર, પ્રયોજન વિના શરીરની ક્રિયા નહિ કર
ઇન્દ્રિયો તથા મનને વશ રાખનાર પાંચે સમિતિ યુક્ત, શત્રુમિ
સમભાવ રાખનાર, આત્માના સ્વરૂપના જાણનાર, સમસ્ત પદા
સ્વરૂપના જાણનાર વિદ્વાન સંસારમાં ઉતરવાના માર્ગનું દ્રવ્ય
ભાવથી બન્ને પ્રકારથી છેદન કરનાર, પૂજા તથા સત્કારના લા
ઇચ્છારહિત ધર્મની ભાવનાવાળા, ધર્મના તત્ત્વને જાણનાર, મોક્ષ
સન્મુખ, અથવા મોક્ષમાર્ગને પ્રાપ્ત, સમભાવે વિચરનાર જિતે
મુક્તિગમન યોગ્ય, શરીરને વોસરાવી દીધેલ, આવા ગુણો
સાધુને નિર્ગ્રંથ કહેવાય. શ્રી સુધર્માસ્વામી જમ્બૂસ્વામી
શિષ્ય વર્ગને કહે છે કે શ્રી તીર્થંકરદેવ પાસેથી સાંભળવા સુ
તમોને ઉપરોક્ત હકીકત કહી છે તેને તમો સત્ય સમજો કાર
જગતના જીવોનું ભયથી રક્ષણ કરનાર શ્રી તીર્થંકરદેવો અ
ઉપદેશ કરતા નથી જીવ માત્ર ઉપયોગરૂપ છે અસંખ્યાત પ્ર
છે સંકોચ વિકાશના ગુણયુક્ત છે પોતાના શુભા શુભ કરેલ ક
ભોગવનાર છે દ્રવ્યથી જીવ નિત્ય છે પર્યાયથી અનિત્ય કહેવાય
અનંત ધર્મ યુક્ત છે આવી આત્માર્થી જીવોએ સંસાર પરિભ્રમણ
જન્મ મરણાદિના વધારનાર અનર્થના મૂળ સમાન આરંભ
પરિગ્રહથી દૂર રહેવું એ આત્મશ્રેયનું કારણ છે

★